આ માણસો સોરઠી નહોતા.

"કોણ છે?" તેણે બુમ મારી.

તેના જવાબમાં પેલા માણસો તેના પર તુટી પડયા. કાક તરત ચેતી ગયો કે પટ્ટણીઓએ ગઢ લઇ લીધો. તેણે જોયું કે આ માણસોની સામે થવામાં કંઈ માલ નહોતો, એટલે તે નિરાધાર બની, પકડાઇ ગયો. તેમાંથી કોઇએ તેને ઓળખવાની તસ્દી લીધી નહીં, અને તેણે પોતાને ઓળખાવવાની પરવા કરી નહીં. શું સ્થિતિ છે તે બરોબર જોયા વિના કંઈ પણ કરવું તેને ઠીક લાગ્યું નહીં. કઇ રીતે અહીંઆંથી છુટી, ખેંગારને આપેલું વચન પાળવા તે રાણકદેવી ને કુંવરોને બચાવી શકે તેના ઘાટ તેણે ઘડવા માંડયા.

પેલા માણસો મોટે દરવાજે ગયા ને તેના ચોકીદારોને પકડી કબ્જે કરી દરવાજાનો કબજો લીધો. પકડેલા સૈનિકોને પણ કાકની જોડે બેસાડયા. કાકે બેઠાંબેઠાં બધા પટ્ટણી સૈનિકોને ધ્યાનથી જોવા માંડયા. એટલામાં એમના નાયકનો તેજ અવાજ સાંભળ્યો ને તેને ઓળખ્યો તેનો ઍમો નાયક આ ટુકડીનો ઉપરી હતો!

ઍમો નાયક તેના આગળથી ગયો એટલે તેણે બુમ મારીઃ "અરે ઍમા નાયક! હુ તો સોરઠીઓનો પણ કેદી ને પટ્ટણીઓનો પણ કેદી?"

ઍમાએ તેના માલીકનો અવાજ ઓળખ્યો, ને મરેલા માનેલા ભટરાજને અહીંઆં જોઇ તે હર્ષઘેલો, "બાપુ મારા ભટરાજ!" કહી હાથ લબાવી દોડતો આવ્યો.

"પણ કોઇ મારા હાથ છોડશે કે નહીં" કાકે હસીને કહ્યું.

"ગધેડા!" ઍમા નાયકે જે સૈનિકે કાકના હાથ બાંધ્યા હતા તેને આ પ્રાણિનો ઇલ્કાબ આપ્યો અને તેનાં લક્ષણ યાદ લાવવા એક લાત મારી. "લાટનો થઇ ભટરાજને ઓળખતો નથી?" ઍમાએ કાકના બંધ છોડયા, અને કાક ઍમાને ભેટયો.

"તું તો ઘણો વિશ્વાસુ થઇ ગયો છે?

"હા."

"અહીંઆં-કયાંથી?"

"બારીએથી છાનામાના આવ્યા છીએ."

"કોણ કોણ?"

"મહારાજ, દંડનાયક પરશુરામ, ને પેલો પરમાર."

"કેટલા જણ છો?"

"ચારસેંએક."

"કયારના આવ્યા છો?"

"ચારેક ઘડી થઇ હશે"

કાકને નીરાંત વળી. જો પટ્ટણીસૈન્ય ચારેક ઘડી પહેલાંજ આવ્યું હશે તોતો ખેંગાર ગઢ છોડી કયારનો બહાર પડી ગયો હશે.

એટલામાં એક સૈનિક ઍમા પાસે દોડીને આવ્યોઃ "નાયક! નાયક! બહાર માણસો આવ્યા છે"

ઍમો ને કાક ઝપાટાબંધ દરવાજા પાસે ગયા ને આંખ બારીથી જોયું. ચારસે પાંચસે સૈનિકો આવી લાગ્યા છે.

"કોણ છે?" ઍમાએ બુમ મારી.

"જય સોમનાથ!" બહારથી બુમ પડી.

"ત્રિભુવનપાળ મહારાજની જય!" એક બે સૈનિકોએ ઘોષ કર્યો.

"કોણ મારા મહારાજ!" કાકે કહ્યું. "જય સોમનાથ! ત્રિભુવનપાળ મહારાજની જય! ઍમા દરવાજો ઉઘાડ. અલ્યા એ! પેલી તરફ ખુણામાં મશાલ હશે તે ચેતાવ."

તરત દરવાજા ખુલ્યા. મશાલો ચેતી, અને ત્રિભુવનપાળ મંડલેશ્વર ને લીલાદેવી

હતું. એટલામાં આ બેમો મળ્યો ને મને છોડાવ્યો."

"ચાલો ત્યારે મહારાજને શોધી કાઢીએ." લીલાદેવીએ કહ્યું.

"ચાલો" કહી કાક, ત્રિભુવનપાલ ને લીલાદેવીએ માણસો સહિત, જે દિશામાં રમખાણ સંભળાતુ હતું તે તરફ દોડવા માંડયું.

એ બધા જ્યાં યુદ્ધ ચાલી રહ્યું હતું ત્યાં કેમ પહોંચ્યા એ તો આપણે જોઇ ગયા. પણ ત્યાં પહોંચ્યા એટલે કાકે વિચાર્યું કે હવે આ તોફાનમાંથી સટકી જઇ, રાણકદેવી અને તેનાં કુંવરોને કોઇ ઠેકાણે મુકી આવવા. મોટે દરવાજે ખેમો ચોકીદાર હતો એ પણ એક નીગંત હતી. આ કારણથી પહેલાં તો તેણે સંગ્રામમાં ઝુકાવ્યું: ને પોતાની હાજરી જણાય એમ જયઘોષણા કરી. એટલામાં મશાલો હોલવાઇ ગઇ ને હતો તેવો અંધકાર છવાઇ રહ્યો. તરત કાક યુદ્ધમાંથી છુટો થયો ને તે દોડનોદોડનો રાજમહેલ ગયો.

રાજમહેલ શાંત અને અંધકારગ્રસ્ત હતો. શું પડુણી વિનાશકતા મહેલ પર ફરી વળી ? તે અંદર પેઠો. બધા દ્વારપાળો ત્રાસીને નાસી ગયા લાગતા હતા. ને સાવચેતી રાખી રણવાસમાં ગયો. એક બારણા આગળ તેને પગે માણસ અથડાયું. તેણે તરત ચકમક કાઢી કાકડો ચેતાવ્યો, અને બે માણસો મરેલાં પડેલાં જોયાં. કાકને ફીકર થઇ. તે તો ધારતો હતો કે જયસિંહદેવ મહારાજ યુદ્ધમાંજ હતા; પણ એમની પધરામણી રણવાસમાં તો નહીં થઇ હોય ?

તે અંદરના ખંડમાં ગયો ત્યાં ભીંતપર દીવેલનો દીવો બળતો હતો. ખંડ નિર્જન લાગ્યો—પાર્શુ ધ્યાનથી જોતાં બે કુંવર ત્યાં ભોંયપર પડ્યા હતા. ગોખલામાં બેઠેલાં અંબાભવાની, ઘીના દીવાના ચંચળ તેજમાં જાણે સજીવ હોય તેવાં. આ ભયંકર નિર્જનતાને ક્રોધથી જોઇ રહ્યાં હતાં.

"હાય હાય! હું મોડો પડ્યો." કાક બોલ્યો ને પેલા બે છોકરાને તપાસવા બેઠો. તેમને તપાસતાં તેનું મોં ઉતરી ગયું. બંને કુંવરો મરી ગયા હતા.

કાકને ક્રોધ ચડ્યો. અધમતા, ક્રૂરતા, વિનાશકવૃત્તિની પણ હદ થઇ ગઇ તેને લાગી. માતાને વશ કરવા તેના પુત્રોને ઠાર કરનાર પ્રણયીનો રાક્ષસી સ્વભાવ કેવો હોવો જોઇએ ? આ તેનો ધણી; આ તેનો રાજા: આને સેવતાં તેણે જીવન ખોયું ? તેને પોતાના તરફ તિરસ્કાર આવ્યો. આ નરાધમને શિક્ષા કરવાને તે આતુર થઇ ગયો.

"કોઇ છે કે? એતો હું—કાક. કોઇ છે કે?" જવાબમાં એજ શબ્દોનો પ્રતિશબ્દ આવ્યો. બધાજ ગભરાટમાં ક્યાંઈ ભરાઇ ગયા હતા.

"અરે ભોળાનાથ! મોરકના ધણીના આ હાલ? અંબામા! તું પણ શું બેઠીબેઠી જોયા કરે છે? આ તારો ન્યાય?"

કાકને ત્યાં વધુ વખત રોકાવું દુરસ્ત લાગ્યું નહીં. તેણે એક નજર કુંવરો તરફ નાંખી ને સ્મશાનથી પણ ઘોર એવા ખંડમાંથી અંદરના ખંડમાં તે ગયો. ત્યાં પણ કોઇ નહોતું. જયસિંહદેવજ આવી ગયા એ તેને ચોક્કસ લાગ્યું અને તે રાણકને પણ ઉપાડી ગયા હોવાજ જોઇએ. નહીં તો આમ કુંવરોને મરેલા નાંખી દેવડી જાય નહીં. દેવડીને ક્યાં શોધવી ? જયસિંહદેવ એને અહીંઆં રહેવા દે એવા કાચા નહોતા.

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૭૭ ]

પશુ પરિગ્રહ ભરાય દિને
વન ગજવે ગોપાલક બંસી;
કિલકીલાટ પક્ષિઓ કરે જે
વૃક્ષ રાજીમાં રહ્યાં વસી.
ચોમાસે દૃષ્ટિ ઠારવતું
આવ્યું ચોમાસું રેલવતું. ૭

વર્ષાની વાદળીઓ ઘેલી
અંગ સજી સાડી નવરંગી
ઉન્મત થઇ આકાશે વિચરે
ઉડાડતી જલની પિચકારી.
જગત્ માત્ર જલથી ડુબવતું
આવ્યું ચોમાસું રેલવતું. ૮

સમરંગી ધનુ અંગે ધરતો
મેઘરાજ કોપિત ભાસે છે
સિંહ ગર્જના નભમાં કરતો
પ્રલય કાળ કરવા માગે છે.
ત્રિલોકને તૃણવત લેખવતું
આવ્યું ચોમાસું રેલવતું. ૯

હિંડોલે હિન્દોલીત બનતાં
મનડાં સુભાગી પતિપત્નિનાં
જલ મારે ત્રાસિત બહુ થાતાં
ચિત્તડાં એ ઉરવલ્લીનાં
મહાન્ આશાહૃદયે ભરતું
આવ્યું ચોમાસું રેલવતું. ૧૦

" આસો માસે પાક લણીને
સીમ તણી લક્ષ્મી ઘર લાવી "
એ આશાના કિલ્લા બાંધી,
ખેડુતની ભામા ભરમાતી.
ભવિષ્યના ભણકારા કરતું,
આવ્યું ચોમાસું રેલવતું. ૧૧



બાબર.

હિંદુ, મુસ્લિમ, ખ્રિસ્તી સર્વ મતના લોકને સમદૃષ્ટિથી જોતા હતા, સર્વની સાથે બરાબરી-આ પ્રમાણે વર્તતા અને બહુજ સંપથી રહેવા મથતા. શિક્ષણમતાવલંબીઓ પાસેથી જઝીઆ નામનો કર લેવાનું બંધ કર્યું હતું. જો ઔરંગઝેબે પોતાના પૂર્વજ બાદશાહોનું અનુકરણ કર્યું હોત તો શાખા અને મગલાની શક્તિ આટલી કદાપિ પણ જડ ચાલી શકી ન હોત.

આ સ્થળે એ સવાલ ઉભો થાય છે કે મોગલો ભારતવર્ષમાં કેવી દશામાં આવ્યા? એમાં ક્યાંકથી હકીકત ન્યારી હતી. જે વંશપરંપરા ચાલી આવી અને શું શું અહીંના બાદશાહ અને ગુજરાતીઓને જોઈ એઓ શીખ્યા? શરૂઆતમાં તો તેઓ લડાયક અને બહાદુર પણ હતા. એમનું લખવા વાંચવામાં બહુજ ઓછું મન હતું. એ સમયનું મોગલોનું બ્યાન મીર ખુસરોએ 'કુરાનુસ્સદી'માં કર્યું છે. એથી એમની આદત, શારીરિક રૂપરંગ અને રહેણીકરણીનું ઠીક જ્ઞાન મળી આવે છે. એમાંની એક શેર (કડી)થી એટલું જણાય છે કે જ્યારે મોગલો હિંદુસ્તાનમાં આવ્યા ત્યારે એમને એટલી પણ ખબર નહતી, કે કેમ અને કેવી રીતે ઉંટ પર સ્વારી થાય છે. એક શેરમાં એમની બહાદુરી, એમનું પરાક્રમ, એમના શરીરનો ઘાટ અને એમના પહેરવેશનું વર્ણન છે. એક વધુ શેરથી એમ સમજાય છે કે એમના ચહેરાનો રંગ અંગારા સમાન હતો અને એઓ અધિકતર ઉનની ટોપીઓ પહેરતા હતા. ઉંટ; ભેંસ, ઘેટું કે બકરી—એમના પુછડાંની ટોપીઓ બનતી. તેમનું માથું મુંડાવતા. તેમની આંખો નાની અને ઝીણી હતી. તેઓ શારીરિક સ્વચ્છતાની જરા પણ દરકાર રાખતા નહીં—પરવા કરતા નહીં. એ કારણથી એમના બદનમાંથી સતત બદબો આવ્યા કરતી. એમનો ચહેરો ભરાઉ હતો. એમનું નાક ચપટું અને મોં બહુજ લાંબું હતું. નાકની નથની મોટી હતી.

પહેલવહેલા આવ્યા તે વેળાની આ હકીકત છે. અહીં આવ્યા પછી સભ્ય જાતિના મિલનથી એમના પહેરવેશ અને રહેણીકરણીમાં બહુજ તફાવત પડી ગયો. પહેલવહેલા જ્યારે એઓ હિંદુસ્તાનમાં આવ્યા ત્યારે એમની અહીંની કેવી દશા હતી તે જોઈએ. એ સમય અહીં પ્રાચીન સભ્યતાનું અખંડ રાજ્ય હતું અને પ્રાચીન શિક્ષણપ્રણાલિનું અનુસરણ હતું. પરીક્ષાઓ પણ જુની ઢબેજ. ગીઝની, ગુલામ અને તઘલખ વંશના બાદશાહોમાં એટલી સમજણ નહોતી કે એ નવીન ઢબ શોધી શકે. પૂર્વકાલથી ચાલી આવતી ઢબેજ એમણે રાજ્ય-શાસનની પદ્ધતિ સ્વીકારી હતી. જેટલા બાદશાહો થયા, અને હિંદુસ્તાનમાં રાજ્ય કર્યું એમણે જુની શાસનપ્રણાલિજ કાયમ રાખી. શાસન-પ્રણાલિ તો જેવી ને તેવીજ ચાલુ રહી. 'તુજકે બાબરી'ના અભ્યાસથી એટલું જણાય છે કે એ જમાનામાં જંદોબસ્તનું પણ એમજ હતું.

પ્રાચીન સભ્યતાની સાથેસાથે આરબ

લાહોરમાં મલમલ અને રેશમી કાપડ વેચાતું હતું. મુલતાન છીંટો માટે મશહુર હતું. છીંટ હીંદુસ્તાનથી બીજા મુલકમાં પણ મોકલવામાં આવતી. એક જાતની મખમલ કેંક રેશમી કાપડ, મલમલ અને બનાતની જાતનું કેંક કાપડ યુરોપથી હીંદુસ્તાનમાં આવતું હતું. એ જમાનામાં પાઘડી, દુપટ્ટા અને કાશ્મીરી ટોપીઓ મામુલી પહેરવેશ ગણાતો હતો. અમીર લોક દુશાલા ઓઢતા હતા. અકબરને શાલ-દુશાલાનો બહુજ શોખ હતો. અબુલફઝલ લખે છે કે "જહાંપનાહને અદના (?) કપડાનો બહુ શોખ છે; વિશેષ કરીને શાલનો." શાલ કાશ્મીરમાં



અકબર.

બનતી. પણ લાહોરમાંએ શાલ બનાવવાનાં હજારથી વધારે કારખાનાં હતાં. શાલ, પાઘડીઓના નામ પર સરમાં પણ બાંધવામાં આવતી હતી.

બાદશાહી પહેરવેશમાં જેટલી જાતનુ કાપડ વપરાતું હતું એનું વર્ણન 'આઇને અકબરી'માં છે. હીંદુસ્તાનના પહેરવેશ પર એ સમય યુરોપનો પ્રભાવ પડી ચુકેલો હતો. કારણ કે એ સમયમાં એક જાતનાં રેનોકોટ યુરોપથી મંગાવી અહીંના નિવાસી પહેરતા હતા. કહેવાય છે કે જહાંગીર બાદશાહના હૃદય ઉપર જેસુઇટ (ખ્રીસ્તીના એક સંપ્રદાય)નો પ્રભાવ તે સંપ્રદાયના પાદરીઓએ બહુજ જમાવી દીધો હતો. જહાંગીરે એક વાર ત્યાં સુધી વિચાર કર્યો હતો કે દરબારના તમામ સરદાર યુરોપીય ઠાઠમાઠમાં રહે—એ ઢંગથી કપડાં શીવડાવીનેજ પહેરે. કપડાં તૈયાર પણ કરાવવામાં આવ્યાં અને ખુદ એણે પહેર્યાં પણ ખરાં. કપડાં પહેરી એણે પોતાના પ્રધાન મંત્રીને પુછ્યું કે આ કપડાંમાં હું કેવો દેખાઉં છું. ડોક્ટર બર્નીઅરે લખ્યું છે કે આ સવાલનો જવાબ કૈં એવો સુંદર હતો કે બાદશાહે તુરતજ કપડાં ઉતારી નાખ્યાં.

એ સમયના દરજીની મજુરી આજના દરજીની મજુરી સાથે મુકાબલો કરવાથી સમજાય છે કે એ સમયની શીલાઇ આજના કરતાં ઘણીજ કમતી હતી. શાહી કપડાની શીલાઇ પણ બહુ નહોતી. સારામાં સારા કાપડની શીલાઇ ચાર આનાથી તે રુપીઆ સુધી હતી. આ મજુરી અસાધારણ લેખાતી હતી. મીનીકસી સારો દરજી ન હતો; જ્યાં બેગમનાં તમામ કપડાં એજ શીવતો. એ લખે છે—

હીંદુસ્તાનની સ્ત્રીઓ હાથે પગે એક જાતની માટી જેવું કંઇક લગાવે છે. એઓ પોતાની ભાષામાં તેને મેંદી કે હીના કહે છે. એથી એમના હાથ એવા બની જાય છે કે જાણે એમણે લાલ દસ્તાન પહેર્યું હોય: ગ્રીષ્મઋતુમાં ગરમીની અધિકતાથી એટલું બારીક કપડું પહેરે છે કે એમનું આખું અંગ-બધા અવયવો—સ્પષ્ટ દેખાય છે. મલમલ પણ વપરાય છે. એઓ બહુધા એ કે ત્રણજ કપડાં પહેરે છે. દરેકની કીમત ચાલીસ-પચાસ રૂપીઆ થાય છે. આ કીમતમાં સોનેરી લેસ કે જીનાદીના પૈસા સામેલ કરવામાં નથી આવતા. સ્ત્રીઓ કપડાં વધારે સુંદર બનાવવા માટે તેનો ઉપયોગ કરે છે. આજ કપડાં પહેરી તે સુઇ જાય છે અને ચાલીસ કલાક-પછીજ બદલે છે.

એને ત્યાં આમંત્રણ આપ્યું. એમને એક વિશાલ ઓરડામાં લઇ જવામાં આવ્યા. ફરસબંધી પર ગાલીચા વગેરે બીછાવવામાં આવ્યા હતા અને એની ઉપર તદન સાફ સફેદ ચાદર પાથરવામાં આવી હતી. ચાંદીના થાળ અને રકાબીઓમાં ખાણું રાખવામાં આવ્યું હતું. એ રકાબીઓની કીનારી સોનેરી હતી. ટોમસ રોને આસફખાંની જમણી બાજુએ અને ટેરી સાહેબ ને આસફખાં તરફ ટોમસ રોની સામે એમ બેસાડવામાં આવ્યા હતા. એ ત્રણેની સામે અલગઅલગ ભોજન પદાર્થ રાખવામાં આવ્યા હતા. ટેરી સાહેબ લખે છે—"યાત્રી (રો) માટે આસફખાં કરતાં દસ રકાબીઓ વધારે અને મારા માટે આસફખાં કરતાં દસ થોડી રકાબીઓ રાખવામાં આવી હતી. મારી આગળની રકાબીઓ પચાસ હતી. અમારી રકાબીઓ અને થાળની વચ્ચમાં એટલી જગા હતી કે ખાણું લાવનાર સહેલાઇથી આવજા કરી શકે. ખાણું મુસલમાની ઢબનું હતું. અમારાથી એ ખાણું તૈયાર કરવાની રીત ન સમજાઇ. મેં મારી સામેની બધી રકાબીઓ ખાલી કરી નાંખી."

બજારોમાં બધી તૈયાર વસ્તુઓ મળી શકતી. ડાક્ટર બર્નીઅરે લાહોરથી કાશ્મીર જતાં રસ્તામાં એક ચીઠ્ઠી લખી હતી. એમાં એના સ્વામિ દાનીશમંદખાનું લોઢાની અંગુઠીઓથી લાદેલું ઊંટ ખોવાઇ ગયું હતુ એના માટે શોચ કરેલો છે. એ લખે છે કે મને સંદેહ છે કે કદાચિત્ હવે બજારની રોટી ખાવી પડે. બજારની રોટી પ્રાયઃ બહુજ ખરાબ બનાવાતી. આ વાતનું વધારે વજુદ ડાક્ટર બર્નિઅરના બીજા પત્ર પરથી સિદ્ધ થાય છે. એ લખે છે કે મને દીલ્હીના બજારની રોટી ખાવાની વિશેષ આવશ્યકતા ન જણાય. એ અરધી કાચી હોય છે એટલુંજ નહીં પણ અંદર માટી પણ ભેળવવામાં આવે છે.

ખાવાની ચીજોના સંબંધમાં એક વાત વધારે લખવી જરૂરની છે. અહીં આ સમયે પણ દહીં વધારે ખાવામાં આવે છે. બર્નિઅર લખે છે કે આ દેશમાં લીંબુનું શરબત અને દહીંથી અન્ય કોઇ ચીજ તબીઅતને, ખુશ કરતી હોય એમ ખ્યાલમાં નથી.

## પીવાની ચીજો

એ જમાનામાં જેવું મેલું અને ગંદું પાણી હતું એવુંજ આજકાલ ગામડાંમાં અને કસ્બામાં હોય છે. જ્યાં માણસો માટે પાણી હોય ત્યાં જાનવરોને પણ નવડાવવામાં આવતાં હતાં અને પાણી પીવડાવવામાં આવતું. એથી પાણી બહુજ ખરાબ થઇ જતું. પીવાનું પાણી સુરાહીઓમાં રાખવામાં આવતું. યાત્રામાં ટીન કે કોઇ બીજી ધાતુની સુરાહીઓમાં પાણી રાખી લેવામાં આવતું. ગંગાજલ વિશેષ ગુણકારી હોવાથી બાદશાહને પીવાને માટે મહેલમાં હર વખત મોજુદ રહેતું હતું. સફરમા ગંગાજલની સુરાહીઓ ઉંટ પર લાદી લઇ જવામાં આવતી. પાણી ઠંડું રાખવાને માટે સુરાહીઓ પર કપડું લપેટવામાં આવતું અથવા તો પંખા વીંઝી કે સુરાહીને હવામાં હલાવી પાણી ઠંડું રાખવામાં આવતું. એ દિવસોમાં બરફ લાહોરમાં મળી શકતો અને તે રૂપીઆનો બે કે ત્રણ શેરના હીસાબે વેચાતો.

બલવર્ધક અને ચિત્તને પ્રસન્ન કરનારી પીવાની વસ્તુઓમાં ગુલાબ અર્ક શ્રેષ્ઠ ગણાતું. એ બહુજ કમતી મળી શકતું, એની કીમત અને દરજ્જો પણ બહુજ અધિક અંકાતો.



શાહજહાં



ઔરંગઝેબ

કૉવો પણ પીવાતો, પણ એ પીણાનો રીવાજ આમ લોકોમાં પ્રચલિત નહોતો. હીંદુસ્તાનમાં કૉવો બસરા અને હરજના બજારોમાંથી હીંદુસ્તાની વહાણો દ્વારા આવતો. ટેરી લખે છે કે લોક શરાબને બદલે કોવો પીતા. એ લખે છે કે:

બહુ લોકો જે મઝહબના બહુજ ચુસ્ત છે, એ શરાબને હાથ પણ લગાવવામાં પાપ સમજે છે. લેકીન એ એક જાતનો અર્ક પીએ છે જે સ્વાસ્થ્ય-વર્ધક તો બહુજ હોય છે; પરંતુ સ્વાદમાં ઠીક નથી હોતો. કૉવો પાચક છે, દીલને તાકાત આપે છે અને લોહીને સાફ કરે છે.

શરાબ અમીર ગરીબ સૌ પીતા હતા અને બહુ પીતા હતા. મોગલના રાજ્યકાલમાં શરાબનો વપરાશ બહુ વધી ગયો હતો અને એમના શાસનના અંતમાં એણે બહુજ ભયાનક રૂપ ધારણ કરી દીધું. બાબર બેહદ શરાબી હતો, પણ એ બળવાન ખુબ હતો. એણે 'તુજ કે બાબરી'માં લખ્યું છે:

મેં આ જગાએ બેશી રહી આખો દિવસ શરાબ પીધો ત્યાર પછી હું આગળ વધ્યો. અમારામાંથી કોઈ એવું ન હતું કે કોઇ નશામાં ચકચુર ન હોય. સૈયદ કાસીમ તો નશાથી એટલો બધો ગાફીલ થઇ ગયો કે એને બે સેવકોએ ઘોડા પર સવાર કર્યો અને પકડી મહામુશ્કેલીએ પડાવ પર લઈ આવ્યા. ફરી સવાર થતાં અમે શરાબ પીવો શરૂ કર્યો અને અને રાતભર બરાબર પીતાજ ગયા. સવાર થતાંએ અમે જામ પર જામ ચઢાવવા મંડયા અને નશામાં મસ્ત બની સુઈ ગયા.

અકબરે શરાબ વેચવાનો ઇજારો ખ્રીસ્તીઓ-ને સોંપી દીધો હતો. આથી શરાબની આવક જાવક અને વેચાણ શરૂ થઇ ગયું. ધીરેધીરે સ્થિતિ ત્યાં લગી પહોંચી કે કોઇ યુરોપીઅન ફોજ યા કોઇ નોકરીમાંથી અલગ થઇ જતો તે શરાબ વેચવાનોજ ધંધો કરતો. જહાંગીર બહુધા શરાબખાનાઓમાં જઇ નાનાનાના લોકની સાથે બેસી શરાબ પીયા કરતો હતો. એક દિવસ એવી રીતે કલાલને ત્યાં બેઠો હતો એટલામાં શરાબના નશામાં તેને તકરાર થઇ ગઇ. એ પણ પુરેપુરો નશામાં ચકચુર હતો. એ શરાબી જહાંગીરને કહી રહ્યો હતો કે મને સીકંદર આજમ કહો; પણ જહાંગીરને આ વાત મંજુર ન હતી. ઔરંગઝેબના સમયમાં તો મદિરા-પાનની બુરી આદતે જનસમાજમાં ઘોર રૂપ ધારણ કરી લીધુ હતું. એણે આ આદતથી સમાજને છોડાવવા ધારી, પણ નહીં છુટી શકી.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૬૩]

# આગલા પ્રવેશોનો ટુંક સાર

ગાંધીભક્ત શેઠ અંબાલાલના બંગલામાં અનુભોમીઓ પ્રેક્ષકો ને ગાંધીજી, ટાગોર અને કવિ નાનાલાલની પ્રતિમાઓ સંબંધે વિવેચન જણાવી રહ્યા છે. તેટલામાં શેઠનો પુત્ર સારાભાઈ જે પારીસમાં ઝવેરીની પેઢીમાં મેનેજર તરીકે કામ કરે છે તે આવી પહોંચે છે. અને પોતાની નાની બહેન પુષ્પા સાથે વાતો કરી પિતાની પોતાના તરફ કેવી વૃત્તિ છે તે જાણવા પ્રયાસ કરે છે, અને મધુરી અને નરોત્તમના જીવનકલહની વાતચીત કરી પછી પોતાની મહત્તાનાં બણગાં ફુંકી, ગુસ્સે થઈ ત્યાંથી ચાલ્યો જાય છે. અંબાલાલ પુષ્પા સાથે પ્રેક્ષકોના પોતાના તરફના સારા નરસા વિચારો માટે વાતચિત કરે છે ત્યાં પ્રેક્ષકોથી કંટાળેલી માયાવતી ખીજવાયેલી આવે છે. વચમાં પ્રેક્ષકો આવતાં પુષ્પા ગભરાઈને ચાલી જાય છે, અને પાછળથી નરોત્તમ પણ ઉશ્કેરાઈને આવે છે અને માયાવતી અને નરોત્તમ બંને અંબાલાલ સાથે પ્રદર્શનથી થતા પ્રેક્ષકોના કંટાળા બાબત રસભરી ચર્ચા કરે છે છતાં અંબાલાલ પોતાની ઉદારતાનો ડોળ છોડતો નથી, એટલામાં જીવરાજ વૈદ્ય આવે છે. જીવરાજની કુમકમાં નરોત્તમ અંબાલાલ તથા માયાવતીની પ્રણાલિઓને પ્રબળ રીતે દાંભિક ઠેરવે છે અને જીવરાજ સહિત ચાલ્યો જાય છે. એટલામાં ગાંધીજી તથા રવિબાબુનો વિરોધી હીરાસિંહ આવતાં તેમની વચ્ચે કેટલોક વાદવિવાદ થતાં અને તે બીજાકને ચાલ્યો જાય છે. પુષ્પા ને મધુરી હાસ્ય-વિનોદ કરતાં હોય છે ત્યાં નરોત્તમ આવે છે. પુષ્પા જાય છે અને નરોત્તમ મધુરીને પરસ્પરની પ્રણયગ્રંથિ દૃઢ કરવા સમજાવે છે, પણ વિચારની વિરુદ્ધતા પડતાં મધુરી નરોત્તમને તિરસ્કારી પુષ્પા સાથે ફરવા ચાલી જાય છે, એટલામાં નરોત્તમનો જુનો મિત્ર મોહન વિદેશની યાત્રા કરતો આવી તેને મળે છે અને વાતચીતમાં નરોત્તમ તેને પોતાના જીવનની વાત કહેવા માંડે છે. તેમાં મધુરી તથા ટાગોર સંબંધી કેટલીક વાતચિત ચાલે છે એટલામાં ટાગોરનો પત્ર તથા ફોટો આવતાં નરોત્તમ ખીજાય છે. છેવટે મોહનની ખુબીથી બંને મધુરીને વશ કરવાની માર્મિક પેરવી રચે છે. અંબાલાલ સહકુટુંબ બહારથી ફરીને આવે છે. અને ઢોંગ કરી સુઈ ગએલો નરોત્તમ આળસ મરડી બેઠો થાય છે. તે અરસામાં ટાગોરરૂપે મોહનની અચાનક પધરામણી થાય છે. ટાગોર-મોહન—ની આર્ય અને આંગ્લમિશ્રિત પદ્ધતિએ આગતાસ્વાગતા શરૂ થાય છે. નરોત્તમ પણ તેમાં ભાગ લે છે.

(હવે આગળ વાંચો)

## અંક ૨ જો

[ અંબાલાલ શેઠના ઘરમાં આરોગ્યભુવન. પહેલા અંકમાં જોએલા દીવાનખાનાની આ ખંડ ડાબી મેર છે, અને અત્યારે તે બે વચ્ચેના દરવાજા ખોલી નાંખેલા હોવાથી બંને ખંડ સામટા દેખાય છે. આરોગ્યભુવનમાં અત્યારે છ જણને જમવાની મેજ ખંડને મધ્ય ભાગે ગોઠવેલી દેખાય છે અને તે પર ચાંદીના ફુલદાનમા ગુલાબ, મોગરા, ચંપા, ચંબેલીના, ફુલગુચ્છ ગોઠવી મુકયા છે. મેજની પછવાડે—જ યાકુત-સરદારની ખુરશી પાછળની ભીંત પાસે—બે બાજુએ પંચધાતુની બે પુતળાઓના હાથમાં અંબર કસ્તુરીની અગરબતીઓ આરોગ્યભુવનમાં સુવાસ પથરાવે છે. ખુણામાં બારી છે અને સામેની ભીંતમાં દરવાજો છે. તેમાંથી બાગ દેખાય છે. અત્યારે ત્યાં ચંદ્રજ્યોત પથરાઇ દેખાય છે. ખંડમાં રોશની એવી ખુબીથી કરી છે કે ઠીક લાગે તો બાગની ચાંદની પણ સહજ દેખાય. ]

[ પડદો ઉપડતાં નરોત્તમ અને મોહન દીવાન-ખાનામાં વાર્તાલાપ કરતા નજરે પડે છે. ]

**નરોત્તમ**

[ યુરોપીઅન રીવાજસર ભોજન સમયોચિત વસ્ત્રો સજ્યાં છે. મોહને તો એજ શેખનો

નરોત્તમ

એનું નામજ ના દેતો, જાણે એવી કોઇ વ્યક્તિ હસતીમાંજ નથી. ટાગોર જેવા કવિરાજને એવા પામર પ્રાણિનો વિચાર પણ કરવાનો વખત હોય કે? [હવે બંને હસે છે.] અને ઉપરાંત મેં આ લોકોને કહી દીધું છે કે એંડ્રુઝ સાહેબથી પણ આપ અહીં ગુપ્ત રહેવા માગો છો એટલે હવે ઘણું કરીને એ આફત પણ નહીં આવે.

મોહન

વારું એ થયું! પણ ટાગોરનાં કુટુંબીજનોની વાત થાય તો? એને કે બચ્ચાંકચ્ચાં ખરાં કે?

નરોત્તમ

મારી જાણે બલા? આગલા કોઇક અવતારમાં મને કોઇ અંગુલી કે ગંગુલી નામા ટાગોરના કોઇ સબંધીને મળ્યો હોઉં એવો ભાસ થાય છે, પણ ચોક્કસ યાદ આવતુ નથી. તુ તારે ગમે તેટલાં અડાવી દેજેને! જેમ જાસ્તી તેમ આપણા કીસ્સાને માટે વધારે સારુ.

મોહન

[વાત ગમની નથી.] ના, ના, એ તો કદાચ બીચારાની બદનક્ષી કરી કહેવાય. આપણે મર્યાદા ઓળંઘવી ના જોઇએ. વસ્તુસ્થિતિનો ટેક તો ખ્યાલ રાખવોજ જોઇએ.

નરોત્તમ

નાટક મંડપ ત્યાં મર્યાદા કેવી? વસ્તુસ્થિતિનો ખ્યાલ રાખવો હોય તેનાથી આ વેપજ કેમ લેવાય? બદનક્ષી કે નબદનક્ષી, પણ ફોઝદારી કાયદામાં વેષધારીપણાને તો સાદી શિક્ષા ફરમાવી છે.

મોહન

હે! ખરેખર! [જરા મુંઝાય છે.]

નરોત્તમ

गतं न शोचयेत અપભ્રંશમાં કહું તો 'આવી ભરાણા તે આવી ભરાણા.' હવે તો તારે બજાવેજ છુટકો. લાંબી મુદત નહીં ચાલે એમ સમજી સંતોષ માનજે.

મોહન

હા, પણ ફજેતો થાય........

નરોત્તમ

મારી સ્ત્રીને સાજી કરી દઇશ તો બદલામાં હું તારા પર ફોઝદારી અદાલતમાં ફરીયાદ નહીં નોંધાવું એ ખાતરી રાખજે. [હસે છે. પણ હવે મોહનનો ગંભીર થવાનો વારો આવ્યો છે.]

મોહન

મામલો ગંભીર છે.

નરોત્તમ

આપણે ગભરાઇ જઇશું કે ચેતશું નહીં તો બાજી કૈં સુધરશે નહીં [બહુજ ગંભીર] જો, સાંભળ આપણે વ્યૂહ રચના કરીએ. અમારો અહીંનો સેનાપતિ મારો સસરો. તુ તેના પરજ હુમલો કર. એને મહાત કર; હું તારો જમણો પક્ષ લઇ ફોઇબાને ફટકાવીશ. કદાચ બીચારી પુષ્પાને પણ ડાબો પક્ષ લેવો પડશે. ભોજન પહેલાં તો કદાચ વિજયડંકા થઇ જશે.

મોહન

એમ અધીરો થા માં! ઉનાવળે આંબા પાકે? મને બરાબર સમજાવ. તારા સસરા-સેનાપતિ પર કેમ હુમલો કરું?

નરોત્તમ

એને ગાંધી ઘેલછા લાગી છે. તું ટાગોર છે. એટલે કે હીંદનો મહાવીર, પછી ભલેને મોહનદાસજી પાર્શ્વનાથ બને. હીંદ સ્વરાજ્ય માટે તને પણ ઓછા અભિલાષ નથી. પણ

પુષ્પા

[વધારે શરમાય છે, અને હીંમત હારે છે.] મને આવી મહેમાનગીરી કરવાનો મહાવરો નથી એટલે સહજ શંકા થઇ, બીક લાગી.

મોહન

[મૃદુ હાસ્ય] તે નરોત્તમ ભાઈ ટાળશે. [પુષ્પા મૂંગી રહે છે.] સૌંદર્ય સાધનામાં સ્ત્રીઓનું કુદરતી સામ્રાજ્ય છે.

પુષ્પા

[એક પળ રહી] સૌંદર્ય કોને કહેવું? એ શામાં હોય?

મોહન

સૌંદર્ય તમારે શોધવું નહીં પડે. [પુષ્પા મોં મરડે છે. એને આવાં તકલાદી અભિનંદન નથી રુચતાં, એટલે કૈંક ગંભીર બને છે.] સૌંદર્ય તો, બહેન, સર્વત્ર છે. માત્ર આપણને જોતાં આવડવું જોઇએ.

પુષ્પા

ઘણીએવાર એમ નથી બનતું કે જોઇએ તો પણ ઓળખીએ નહીં? સૌંદર્યનું પણ કૈં પ્રમાણ–માપ, આધાર જેવું હશેસ્તો.

મોહન

અવશ્ય, પણ એમાં વ્યક્તિગત પ્રમાણજ સ્વીકારવાં પડશે. સામાન્ય તો બહુ સંભવતાં નથી. નજર નજરનો ફેર.

પુષ્પા

પણ સંસ્કારી અને બીનસંસ્કારી નજરમાં પણ ફેર ન પડે?

મોહન

પડે; અને તેટલે અંશે સમાન સંસ્કારીને કદાચ સામાન્ય પ્રમાણ સાંપડે.

પુષ્પા

ત્યારે સૌંદર્યની પીછાન મનુષ્યમાં અંતરગત-આત્મજ નહીં, પણ બાહ્ય સંજોગે કેળવેલ ગુણ છે, નહીં કવિરાજ!

મોહન

તે કેમ કહેવાય? મારા પૃથ્વી પર્યટણ દરમીઆન ઘણાએ એવા કહેવાતા જંગલી લોક જોયા છે કે જેમના આચારવિચારમાં, રીતરીવાજમાં, વસ્ત્રાલંકારમાં, સહજ સૌંદર્ય જોઇ આપણી નજર ઠરે. એકવાર હું દક્ષિણ અમેરીકાના પહાડી મુલકમાં જઇ ચડ્યો હતો, ત્યાંની સ્ત્રીઓએ તેમના સાદા અલંકારમાં રંગમિશ્રણ કરી સૌંદર્ય દાખવ્યું હતું તેનો પુનરાવિર્ભાવ તો કેટલેક વર્ષે આજેજ જોયો, Blue and white and pearl with red and white roses. [છેલ્લા શબ્દો પુષ્પા સામે અનિમિષપણે જોતોજોતો અતિમંદ સ્વરે ઉચ્ચારે છે.

પુષ્પા

[મજાકમાં] માફ કરો, કવિરાજ! મારી ભુલ થઇ, આપને આટલી તસ્દી આપી તો મારે આત્મશ્લાઘા સાંભળવાનો વારો આવ્યો. એ સાંભળવાની મે આશા તો બહુ રાખી નહોતી. અને મધુબહેન કે કોઇપણ હાજર હોય ત્યારે મારી ગણત્રી પણ ક્યાંથી થાય? પણ ખરું કહું? આપનું એ મિથ્યા અભિનંદન પણ મને આહ્લાદકારક છે.

મોહન

[નવા, આવુધાવાં ઉમળકાના પુરમાં તણાતા લાગે છે.] એમાં મિથ્યા સ્તુતિ કૈં નથી! તમે મારી પાસે સૌંદર્યની વ્યાખ્યા માગી, અભિજ્ઞાન કે પ્રમાણ ઇચ્છ્યું. મેં તેનો પ્રત્યક્ષ પુરાવો આપ્યો. એમાં મિથ્યા સ્તુતિ કેમ આવી?

પુષ્પા

તે મારાં કોઇઆને પુછો.

[આ રસિક નાટકનો બીજો ભાગ આવતા અંકમાં]

---




લેખકઃ
રા. શંકરપ્રસાદ છગનલાલ રાવળ,
સભ્ય, સાહિત્યસંસદ

**સંસ્કૃત** સાહિત્યનો ઇતિહાસ—પ્રો. એ. મેકડોનલકૃત અંગ્રેજીનું ટિપ્પણો સહિત ભાષાંતર—ભાષાંતરકાર: અધ્યાપક: મોહનલાલ પાર્વતીશંકર દવે. સુરત. પ્રસિદ્ધ કર્તા: ગુજરાતી સાહિત્યપરિષદ્ ભંડોળ કમીટી, મુંબાઇ, મૂલ્યઃ રૂ. ૪–૮–૦.

ગુજરાતના સાહિત્યવર્ગસંસ્કારમાંનો અંગ્રેજીના જ્ઞાનથી અજ્ઞાન મોટો વર્ગ ખાસ કરીને અને સામાન્ય વર્ગ આ કીંમતી પુસ્તકનું ભાષાંતર જોઇ આનંદ પામ્યા વગર રહેશે નહીંજ. આ પુસ્તક આટઆટલી કાળજી, સૂક્ષ્મતા અને સફલતાથી તૈયાર કરનાર અધ્યાપક દવેને અને આવાં પુસ્તકોને જેમ બને તેમ જલદી ગુજરાત આગળ રજુ કરવા ઉત્સુક સાહિત્ય પરિષદ્ જેવી સંસ્થા બન્નેને ખરી રીતે ધન્યવાદ ઘટે છે. અધ્યાપક દવેની રસજ્ઞતા અને ભાષાંતર કરવાની સફલ કલાથી ગુજરાત વર્ષોથી સુપરિચિત છે અને આ પહેલાંના અને આ ભાષાંતરથી એમણે આપણા સાહિત્યકારો પૈકી જેમણે ભાષાંતરકાર તરીકે નિર્મલ કીર્તિ અને ઉચ્ચું સ્થાન—નૈસર્ગિક લેખકો જેવું લગભગ—પ્રાપ્ત કર્યું છે તેમાં એમને નિર્વિવાદ રીતે ગણવા જોઇએજ. આપણા સાહિત્યનાં કેટલાંક અંગો એવાં છે કે ત્યાં સ્વતન્ત્ર કૃતિઓ કરતાં આવી ભાષાંતરકૃતિ પણ એ અણવિકસ્યા અંગની હાલ તો વૃદ્ધિ કરે છે.

અધ્યાપક દવેએ આ કૃતિને એના મૂલ કરતાં પણ વિશેષ સંપૂર્ણતાથી વધારી છે. મૂલ લેખકનાં અત્યાર સુધીનાં સંશોધનનાં પરિણામો આ ગુજરાતી ભાષાંતરમાં એમણે દાખલ કર્યાં છે. વળી વચ્ચમાંવચ્ચમાં જ્યાં મૂલ લેખકે ઠોકરો ખાધી છે ત્યાંની વિષમતાઓ એમણે સ્પષ્ટતાથી દર્શાવી સુધારી છે. ઉપરાંત ગુજરાતના કે હીંદના જે લેખકોએ આપણા સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસમાં

પેલી "ચોર પરિષદ"ના શાહુકારના સપાટામાં આ કવિઓ બીચારા આવી ગયા છે અને તેથી એમને બીજી વાર આમાંનું બીજુ વ્યાખ્યાન રચવું પડ્યુ છે. 'ભરતી ઓટ' એ શબ્દોથી કવિ એકની સફળતાની ભરતી અને બીજાની ઓટ આત્મપરીક્ષણથી પારખી ગયા છે છતાં રા. મોદી આ બીજી વારની કૃતિના કર્તૃત્વ માટે શંકાવાદી કેમ બન્યા છે એ વિચારવા જેવું છે.

આ કૃતિઓ અને આપણા પ્રાચીન કાવ્યસાહિત્યની આપણને જેમજેમ વિશેષ અને જુનામાંજુની પ્રતો મળતી જશે તેમ તેમ નરસિંહની કે મીરાંની, ભાલણની કે પ્રેમાનંદની કૃતિઓ વીશેની આપણી આવી યોગ્યાયોગ્ય શંકાઓ દૂર થતી જશે.

રા. મોદીના આ સાચા સ્નેહશ્રમને અમે પુનઃ અભિનંદીને આ ઉપયોગી કૃતિની ટુંકી નોંધ પુરી કરીએ છીએ.

**શ્રી** ફાર્બસ ગુજરાતી સભાનાં હસ્તલિખિત પુસ્તકોની સવિસ્તર નામાવલી–તૈયાર કરનાર : રા. અંબાલાલ બુલાખીરામ જાની, પ્રકાશક : શ્રી ફાર્બસ ગુજરાતી સભા–મુંબઇ, મૂલ્ય : રૂ. ૧—૦—૦.

આપણા ગત દેશકાલના અને સાહિત્યના ઇતિહાસ મંદિરની રચના કરવામાં અતીવ ઉપયોગી કીમતી પાટરૂપ હસ્તલિખિત પુસ્તકોની સવિસ્તર નામાવલી આપતા આ કીંમતી પુસ્તકની મોડીમોડી છતાં આવશ્યક નોંધ લેવાનો લોભ અમે અટકાવી શકતા નથી. આ માટે સભાના અને આપણી પ્રાચીન સાહિત્યકૃતિઓના શોધનરસિક રા. અંબાલાલ જાનીને અભિનંદન ઘટે છે. સભાએ સંગ્રહેલાં હસ્તલિખિત પુસ્તકોની સંખ્યા આ નામાવલિની પ્રસ્તાવનાનુસાર ૨૬૨ છે અને તે પૈકીમાં. આમાં ૫૦ નો સમાવેશ થાય છે. પ્રત્યેક હસ્તલિખિતનો ટુંક પરિચય આ નામાવલિમાં જેવો અને જેટલો જોઇએ તેટલો કરાવવામાં આવ્યો છે. અને એમાંથી પ્રેરક અને પ્રકાશક અવતરણો આપવામાં આવ્યાં છે અંતમાં (૧) વિષયાનુક્રમણિકા (૨) લેખકો, સંપાદકો આદિની અનુક્રમણિકા અને (૩) શબ્દાનુક્રમણિકા આપવામાં આવી છે; આથી સંગ્રહના ઉપયોગી દ્રવ્યનો આપણને પુરો ખ્યાલ આવી જાય છે.

આવી નામાવલિની ઉપયોગિતા આપણા સાહિત્યનો પ્રત્યેક અભિમાની ઉત્સુકતા અને હર્ષથી સ્વીકાર્યા વગર નહીંજ રહે. સભાને આ બાબતમાં અમારી વીનંતી છે કે જે મંદગતિએ આ શબ્દદેહનું પ્રકાશન થાય છે તેમાં ઝડપ લાવવી ને જાની જેવા જોખમદાર સાહિત્યરસિકના સાહાય્યમાં કેટલાક નવીન સાહિત્યસેવકોને જોડી આપવા. આથી આ મહત્વનું કાર્ય એવા પ્રકારની દેખરેખ નીચે જલદી ગતિમાન થશે અને આપણા સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ કે ગુજરાતી સાહિત્યના જે સંશોધકોની આપણે ત્યાં મોટી ખોટ છે તે કેટલેક અંશે પુરાશે. ગુજરાતી સાહિત્ય અને ભાષાના વિકાસક્રમમાં હાલ જે પોત્સાહક સંક્રાંતિકારક યુગ પ્રવર્તે છે તેમાં આવું ઉપયોગી કાર્ય જો વહેલું પાર પડી શકે તો આપણે એની વૃદ્ધિમાં અનેકગુણિત વેગ અને બલ આપી શકીશું.

સભાના આવા ઉપયોગી કાર્યનું, અમે વળી ઇચ્છીએ છીએ કે, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, ગુજરાતી પ્રીન્ટીંગ પ્રેસ, ડાહી લક્ષ્મી પુસ્તકાલય, વડોદરા રાજ્યના પુસ્તકભંડારો, જેસલમીરના અને કાઠીઆવાડના પુસ્તકભંડારો, આખા હીંદની શોધનસંસ્થાઓ,

લેખક પોતે જૈન સાધુ છે. પ્રસ્તુત પુસ્તકના નાયક મહાન્ જૈનાચાર્ય હતા. પણ લેખકે ધર્માધિનતાથી પર રહી જે શુદ્ધ ભાવે સત્ય કથનને રજુ કર્યું છે તે માટે અમે લેખકને અભિનંદન આપીએ છીએ.

રા. રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી આ પુસ્તકની પ્રસ્તાવનામાં લખે છેઃ—

લેખક વિદ્વાન્ જૈન સાધુ છે, એટલે સ્વાભાવિક રીતે નૈતિક સિદ્ધાન્તોનું પ્રતિપાદન કરવાની અને અવારનવાર જુની ભાવના અને આધુનિક જમાના વચ્ચેનો વિરોધ સ્પષ્ટ કરી બે બોધવચન કહેવાની તક આવતાં પોતાની કલમ અટકાવી શકયા નથી. આ કારણથી કેટલાક ફકરાઓ પુસ્તકના ઐતિહાસિક સાહિત્ય તરીકેના ગૌરવને આચ્છા દે છે; અને આ પુસ્તક લખવામાં સમાએલો લેખકનો બીજો હેતુ છતો કરે છે......મારા માનવા પ્રમાણે લેખકનો વિચાર માત્ર ઇતિહાસ લખવાનો નથી, સાથેસાથે જૈન સાહિત્યમાં ઉમેરો કરવાનો પણ છે; અને આ દૃષ્ટિબિંદુથી જોતાં પુસ્તકના આ ભાગો કેટલીક પ્રકારના વાંચકોને આકર્ષક પણ નીવડે, એ સંભવિત નથી.

આ સાથે અમે પણ સંમત થઇએ છીએ. પ્રસ્તુત પુસ્તકમાં ઇશ્વરના સાકાર નિરાકાર (પૃષ્ટ ૧૮૩) સ્વરૂપની મીમાંસા કરતાં લેખક નિરાકારવાદનું સમર્થન કરતાં નીતિવાદ અને વેદાંતમાં ઉતરી પડે છે. અને તેજ પ્રમાણે કેટલેક સ્થળે બ્રાહ્મણ ધર્મની અથવા તો બ્રાહ્મણોની વિરૂદ્ધમાં હકીકતો (પૃષ્ટ ૧૫૧) રજુ કરે છે. આ બધું અમને અજુગતું જણાય છે.

પ્રસ્તુત પુસ્તકનાં આટલાં દૂષણો દૂર કરી તેની પાછળ આપેલાં ઘણાંજ કીંમતી પરિશિષ્ટો પાછળ જરા જોઇએ. તે બધાંને આપવામાં મુનિજીએ ઇતિહાસની ઘણીજ કીંમતી સેવા બજાવી છે.

આ સર્વ ઐતિહાસિક સાહિત્યની દૃષ્ટિએ જોતાં પ્રસ્તુત પુસ્તક ગુજરાતના સાહિત્યપ્રદેશમાં ઉપયોગી સેવાઓ સાધે છે.

પ્રસ્તુત પુસ્તકની પ્રથમાવૃતિ સન ૧૯૨૦ માં બહાર પડી હતી. એની દ્વિતીયાવૃતિ આટલા ટુંક સમયમાંજ કાઢવી પડે તે બહોળી ઉપયોગિતાનું પ્રમાણ છે.

આપણા ઐતિહાસિક સાહિત્યની દરિદ્રાવસ્થામાં આવો સુંદર મૂલ્યવાન ગ્રંથ રચવા માટે લેખક મુની વિદ્યાવિજયજીને અમે ફરીથી અભિનંદન આપીએ છીએ.

---

## સ્વીકાર



**ત્યજાએલ તિલકા અથવા આત્મ ગૌરવ**—અનુકર્તા રા. પોપટલાલ પુંજાભાઇ શાહ, પ્રકાશકઃ રા. દલીચંદ પુંજાભાઇ શાહ, વાંકાનેર (કાઠીઆવાડ), મૂલ્ય રૂ. ૦–૬–૦

કવિવર ગોલ્ડસ્મીથના 'ધી ડેઝર્ટેડ વીલેજ' નામક કાવ્યનું આ અનુકરણ છે. આ કાવ્યનાં ભાષાંતરો આપણી ભાષામાં આગળ થયાં છે તેમાં આ અનુકરણથી એક વધારો થાય છે. અનુકર્તાએ યથારુચિ વિવિધ છંદો ને વૃત્તોનો ઉપયોગ કર્યો છે. કૃતિ એકંદરે સફલ છે નામ સૂચક નથી.

**સાહિત્ય વાચનમાળા—ભાગ ૧ લો,** પ્રયોજકઃ રા. પ્રીતમરાય વ્રજરાય દેસાઇ, પ્રકાશકઃ ધી ગુજરાત ઓરીએન્ટલ બુક ડેપો. અમદાવાદ.

પ્રાચીન અને અર્વાચીન ગુજરાતી સાહિત્યકારોના ગદ્ય અને પદ્ય સાહિત્યમાંથી ઔચિત્યથી દોહન કરી રા. દેસાઇએ આપણા નાના વિદ્યાર્થીઓની ઠીક સેવા કરી છે.

પછી એનાં અંગેઅંગ જુદાં કરી દીધાં હતાં એ માણસ જેવો ને તેવો છતો બહાર નીકળી આવ્યો. એના શરીર પર જરાએ ઘા ન હતો.

શાહજહાંના સંબંધમાં એક અદ્‌ભુત ઘટનાનો ઉલ્લેખ નોંધવા જેવો છે. શાહજહાંની આજ્ઞાથી ગુજરાતના જુલમી રાજ્યકર્તાની સુંદર નકલ કેટલાક ખેલાડીઓએ કરી બતાવી. તે જોઈ બાદશાહે બહુ વિસ્મિત બની પુછ્યું: "શું દુનીઆમાં કોઇ આવો અત્યાચારી વર્તમાન હશે?" પ્રત્યુત્તરમાં ખેલાડીઓએ નમી માન સહિત જવાબ વાળ્યો—"જહાંપનાહને અમારે જણાવવું જોઇએ કે જે ગુજરાતના જુલમી રાજ્યકર્તાનાં કૃત્ય કરી બતાવ્યાં છે તે સત્યતઃ સાચી ઘટના છે, અને ત્યાંના અધિકારી આ અત્યાચારોના કર્તા છે. આની પહેલા અમારી ફરીઆદ હુઝુર તક ન આવી શકી એજ કારણે અમે અમારાં દુઃખ હુજુર સુધી લાવવા ઉપાય સાધ્યો છે!" એનું પરિણામ એ આવ્યું કે એ દુષ્ટ અત્યાચારીને ઉચિત દંડ થયો.

અકબર એક જાતની 'હોળી'ની રમત રમતો, જેને ગુજરાતમાં 'ગેડીદડા' કહે છે એને ઠીક મળતી આવતી હશે. આ રમત પર એનો મોહ બહુ હતો.

'આઇને અકબરી'માં શતરંજ અને ચોપાટની રમતોનો નકશો આપેલો છે, એથી એમ સમજાય છે કે એ વખતે એ રમતો રમાતી હશે.

નાચનારી શહેરોના મોટામોટા ચોકોમાં નાચ કરી લોકોના દીલોને પ્રફુલ્લિત કરતી—બહેલાવતી. નાચ સાંજના ૭ થી તે રાતના નવ સુધી મશાલની રોશનીમાં થતો.

ગાન વિદ્યામાં ઓએ વધારે ભાગે પ્રશંસા હતી. દરેક શિકાર પર લોકોનો બહુ પ્રેમ હતો. જ્યારે ઔરંગઝેબે એને મારવાની તૈયારી કરી ત્યારે લોકોએ એના સ્મરણાર્થે એક ગીત બનાવ્યું અને ઘેરઘેર, ગલીગલી, નાકેનાકે એ ગીત ગાતાં ફરવા માંડ્યું. એનો સારાંશ એ છે કે ધન, દોલત અને જાગીર સૌ નિઃસાર છે. ભગવાને ઔરંગઝેબને બાદશાહ બનાવી સિંહાસનારૂઢ કર્યો, તો શાહજહાંને જંજીરોમાં જકડી આ જન્મ બંદીવાન બનાવ્યો અને દારાને મૃત્યુનો ગ્રાસ બનાવ્યો. ઔરંગઝેબે આ ગીત સાંભળી મના કરી દીધી કે *એ ગીત કોઇએ ગાવું નહીં; અને છતાં પણ* કોઇ ગાશે તો એની જબાન કાઢી લેવામાં આવશે. આ ગીત લોકોને એટલું પ્રિયકર થઇ પડ્યું હતું કે છાનાછાના પણ એ ગીત ગાતાજ રહ્યા.

મોગલ બાદશાહોના પણ ગુરુ હતા. ઉદાહરણાર્થે ખ્વાજા મુઇનુદ્દીન ચીશ્તીન.

## સવારી અને વિશ્રામ સ્થાનકો

લાહોરનું બજાર હાલ જેવું છે તેવુંજ પહેલાં હતું. દીલ્હી અને આગ્રાના મકાનો પણ બહુ ઉંચાં હતાં. પાલખી અને ઘોડાની સવારી અધિક પ્રચલિત હતી. મનીક્કીને જ્યારેજ્યારે તેના રોગીને જોવા જવાનો પ્રસંગ આવતો ત્યારેત્યારે એ ઘોડા પરજ જતો હતો. ધનવાન અને ઉચ્ચ પદાધિકારી હાથી પર સવારી કરતા હતા. બોખારા અને કાબુલથી હીંદુસ્તાનમાં ઘોડા આવતા હતા. બાકી વગેરે ઉંટ, ગાડી, બેલગાડી, વગેરેનાં આવતાં. સરકારી સડક અને રસ્તા વિશાલ અને વિસ્તૃત હતા. શેરશાહે તો વળી સારી રીતે સડકો તૈયાર કરાવી હતી. "તવારીખ હીંદુસ્તાન"માં લખ્યું છેઃ—

ગરીબ મુસાફરોના આરામ માટે શહેનશાહે પ્રત્યેક સડક પર બબ્બે કોસને અંતરે, મોટેમ

પ્રકરણથી મશહુર છે. એ સમય સાધારણ શિક્ષણ અને સદાચાર—શાસ્ત્રનો કેટલો ભાવ હતો એનો અંદાજ બરાબર નથી કાઢી શકાતો પરંતુ અબુલફઝલ એ જમાનાના વિદ્વાન્ હતા. ઔરંગઝેબના સમયમાં પુસ્તકો પણ મોગલોના ઇતિહાસમાં અમરપદ પામ્યાં સુણ્યો છે. ડાક્ટર બર્નીઅરના સ્વામિ દાનીશમદખાં પણ મોટા વિદ્વાન્ અને યોગ્ય પુરુષ હતા. બર્નીઅર લખે છે કે દાનીશમદખાં વ્રાન્ત પ્રહરે દર્શનશાસ્ત્ર ભણતા હતા. ભૂગોલ અને ગણિતનો પણ શોખ એ વખતે એવોજ જાગ્યો હતો.

લેખકોની સંખ્યા એ સમયે અગણિત હતી. એમના પુસ્તકો એમની યોગ્યતા, શિક્ષણ અને બહુદર્શિતાનો પાકો પુરાવો છે.

### સ્ત્રી પુરુષ

પડદાના રીવાજે કરીને મોગલોના ગૃહનું અન્તર્જીવન જાણવું બહુ મુશ્કેલ છે. આ વિષયમાં સારા લેખકો પણ ચુપ છે. ઇતિહાસના અધ્યયનથી એટલું સમજાય છે આસફખાં પોતાના મિત્રો તરફ બહુ પ્રેમ ભરી દૃષ્ટિથી જોતો. ઉમરાવનાં ઘર અને મહેલો બહુજ સુસજ્જિત રહેતા.

મહેલનો પડદો ઉઠાવી લેવામાં આવે તો એક જગ્યાએ જહાંગીર પોતાના પિતા અકબરની મૃત્યુશય્યા પર બેઠેલો દૃષ્ટિગોચર થાય છે. બીજી બાજુએ તે અનારકલી નામની રમણીના પ્રેમમાં મગ્ન દેખાય છે. કે કે મોગલ બેગમોનો કાફલો કોઇ પીર ફકીરની પૂજા માટે સડક પર જણાઇ આવે છે. એથી વધારે બેગમોનું, સુખ, દુઃખ, ચિત્ત વિનોદ, સ્વતંત્રતા આદિ સ્થિતિની કંઈ પણ ખબર પડતી નથી. મોગલ બાળકોનો કીલકીલાટ અને તોતલી બોલી સંભળાઇ શકતાં નથી. અંતઃપુરની લોંડીઓ અને બાંદીઓનો તનમનાટ અને શોરબકોર કોઇ ઉત્સુક કાન પર પડે છે.

---

ઝીલવાના જીવન પર્યંતના પ્રયત્નમાં જ્ઞાન, આત્મવિકાસ કે સમાજ સેવાનો અવકાશ રહેતો નથી.

ધનિકતંત્રની ભાવના નીચે નિરંકુશ હરીફાઈ જ્યાં ચાલી રહી છે તે જનસમાજનાં આ વિવિધ ચિત્રો છે. સોશ્યલીઝમની વિરુદ્ધનો પક્ષ એમ દલીલ કરે છે કે જ્યાં ધનિકતંત્ર છે ત્યાંજ વ્યક્તિ સ્વાતંત્ર્ય લભ્ય છે. પરંતુ આ દલીલ કેવી ખોટી છે તે મેં તમને બતાવી આપ્યું છે. દરિદ્રતા અને ગુલામગીરી આપણા સમાજના દૂષણરૂપ છે. ગુલામગીરીરૂપ વ્યાધિનું શરુઆતનું ચિહ્ન દરિદ્રતા છે. વળી આ પક્ષ તરફથી વારંવાર એમ પણ કહેવામાં આવે છે કે હરીફાઈને લીધે બધી વસ્તુઓ સોંઘી અને સારી થાય છે. પરંતુ સર્વ કોઈને ખબર છે કે ઔદ્યોગિક ઉન્નતિ જ્યાં ઘણી આગળ વધેલી છે એવા દેશોમાં ધનિકતંત્રને લીધે હરીફાઈ અશક્યજ થઈ પડી છે. ઇંગ્લંડનાં મંડળો, જર્મનીનાં કાર્ટેલ, અમેરીકાનાં ટ્રસ્ટ એ સર્વનો હેતુ હરીફાઈને નિર્મૂલ કરવાનો અને અને કોઈપણ પ્રકારનો ઇજારો (monopoly) સ્વાધીન કરી માલ મોંઘો કરવાનોજ હોય છે. હરીફાઈ ચાલી શકે તેમ હોય તો પણ માલ સોંઘો કે સારો એકે થવાનો નહીં. દૂધ, ખોરાક, રહેવાનાં મકાન આદિ પુરું પાડનારા જોઈએ તે કરતાં ઘણા વધારે હોય છે. અને તેથી જે નિરર્થક ખર્ચ થાય છે તેનો બોજો પ્રજાને શિરજ પડે છે. તેજ પ્રમાણે હરીફાઈ ને લીધે વસ્તુઓ વધારે સારી પણ નીપજતી નથી. આજકાલ ઘી, તેલ, દુધ, લોટ વગેરે ચીજો ઘણીવાર ભેગવાળી મળે છે એ જાણીતી વાત છે.

આ સર્વ જોતાં સોશ્યલીસ્ટો ધનિકતંત્રની અતુજ વિરુદ્ધ છે એમાં કે આશ્ચર્યજનક નથી. એ મુળમાંથીજ ખોટું છે એ તેમની માન્યતા છે. કહેવાતી સ્વતંત્ર છતાં નેવુ ટકા જેટલી પ્રજા ભુખે મર માત્ર જરુરીઆતની વસ્તુઓ માટે રાતદિ વૈતરાં કરે છે. આ વસ્તુઓ શું એટલી બધ દુર્લભ છે? માણસ એ કે રોટી મેળવના પ્રાણી છે એમ સોશ્યાલીસ્ટો પ્રશ્ન. પુછે છે એને શું જીવનમાં કમાવા શીવાય બીજ કામજ નથી? ધનિકતંત્રની ભાવનામાં આ પ્રશ્નોનો સંતોષકારક ઉત્તર મળી શ તેમ નથી. સામાજિક સમાનતા (social democracy) ની ભાવના સાથે યોગ કેળવણી હોય તો માલની પેદાશ વધે વ્યવસ્થા સારી થાય અને મહેનત ઓછીજ પડે. જેમાં દ્રવ્ય ખરી રીતે ઉત્પન્ન કરનાર નેવુ ટકા માણસોને ગામમાં ઘર નથી, સીમમાં ખેતર નથી, આત્મવિકાસની ભાવિમાં પણ આશા નથી એવો આપણો જનસમાજ ખરેખર નિંદ્યજ છે. સમાનતાનું ખરું તત્વ સર્વેને સરખા લાભ આપવામાં અથવા બુદ્ધિબળને પ્રધાનપદ આપવામાંજ સમાએલું છે. સોશ્યલીસ્ટોનું કહેવું એમ છે કે હાલની કહેવાતી સમાનતાની ભાવનામાં આ પ્રમાણે બને છે? આનો ઉત્તર ચોખ્ખી 'ના' શીવાય બીજો કેંજ નથી. પ્રજાના બે ભાગ વચ્ચે રહેલી દીવાલ અસંખ્યજ છે, તેથી કેટલાક અપવાદ બાદ કરતાં હેલકરીનો પુત્ર હેલકરી અને મીલમજુરનો પુત્ર મીલમજુરજ થાય છે. ત્યારે બીજી બાજુ જન્મથીજ દ્રવ્યમાં આળોટતો ધનાઢ્ય મીલમાલેકનો પુત્ર ગમે તેવો અનાડી હોય તો પણ શહેરના ઉદ્યોગનો નેતા થાય છે. આ ઉપરથી એટલું તો સ્પષ્ટ જણાય છે કે રાજકીય સમાનતા સાથે ઔદ્યોગિક સમાનતા પણ ન આવે ત્યાં સુધી

કે સ્ત્રી અપરાધીઓના કેસમાં), કેળવણીની હીમાયતી તરીકે કામ કરતી નીહાળવાનો મને પ્રસંગ મળ્યો હતો. અને તે ઉપરથી મારી ખાત્રી થઇ છે કે જો સ્ત્રીઓ નાગરિક તરીકે-ની ફરજો પોતાને માથે લે તો જનસમાજમાં નિઃસંશય ન્યાય અને નિષ્પક્ષપાતની વૃદ્ધિ થાય તથા કોઇ પણ જાતના નિરર્થક વ્યયનો ઘટાડો થાય. આ રીતે સામાજિક સમાનતામાં સ્ત્રી બહુ આવશ્યક ભાગ ભજવશે. ઘણા ઉદ્દામ મનવાળા સોશ્યલીસ્ટના કાર્યક્રમમાં પણ લગ્ન-વ્યવસ્થાનો કંઇ પણ ફેરફાર આવતો નથી એવું કદી પણ વિસ્મરણ થવું જોઇએ નહીં. ઘણા પુરુષો વચ્ચે એકજ સ્ત્રીનું સામાન્ય સ્વામિત્વ એ માત્ર સોશ્યલીઝમને હલકું ને હાસ્યપાત્ર બનાવવા માટે વિરોધીઓના વિકૃત મગજમાંથી નીકળેલી કલ્પનાજ છે.

તમે કદાચ એમ વિચાર કરતાં હશો કે સોશ્યલીઝમ ક્યારે આવશે? તથા ભાવિ સત્ય-યુગ આવતા પહેલાં જુનામરણીને બાળવો થવાની જરૂર પડશે? હું તમને ખાત્રી આપું છું કે બાળવાની બીલકુલ જરૂર નથી, અને આવશ્યક હોય તોપણ ભૂતકાળના ઇતિહાસ ઉપરથી ઉપદેશ ગ્રહણ કરનાર સોશ્યલીસ્ટ એનું જોખમ ખેડે નહીં. ખરું જોતાં સોશ્યલીઝમ આપણા-માં આવતા મંડ્યું છેજ અને ત્વરિત્ ગતિએ પ્રચાર પામે છે. પચાસ કે સો વરસ ઉપર જેવી વ્યક્તિસ્વાતંત્ર્યવાદમાં માન્યતા હતી તેવી આજે કોઇ પણ દેશ કે ગવર્મેન્ટને નથી. સર્વત્ર રાજ્યો વધારે સત્તાવાન્ બનતાં જાય છે. અને સામાજિક સેવાના કામો ઉપાડી લે છે. તેમ છતાં એમ માનવાનું નથી કે ધનિકતંત્ર મરણોન્મુખ થયું છે. હજી તેની સત્તા પુર જોસમાં ચાલે છે. અને તેથી સામાજિક સમાનતા સંપૂર્ણ રીતે સ્થપાય તે પહેલાં ઘણાં વિઘ્નો દૂર કરવાં પડશે. એટલું તો ખરું જ કે લોકોની ધનિકતંત્રમાંથી શ્રદ્ધા ઉઠતી જાય છે. આ એક બહુ આશાજનક ચિહ્ન છે. ધનિકતંત્ર ઉપર આઘાતરૂપે અને એના પ્રદેશમાં પગપેસારો કરવાના ઇરાદાના પ્રમાણરૂપે, પરસ્પર સહાયક (co-operative) સંસ્થાઓ, ટ્રેડ યુનીયનો (મજુર મંડળો), વર્કમેન્સ ઇન્સ્યોરંસ એક્ટ (મજુર વીમાનો કાયદો), એમ્પ્લોયર્સ લાયેબીલીટી એક્ટ (માલેકોની જવાબદારીનો કાયદો), રેન્ટ એક્ટ (ભાડાનો કાયદો), મતાધિકારનો વિસ્તાર, એડલ્ટરેશન એક્ટ (ભેળસેળની જવાબ-દારીનો કાયદો) વગેરે નજરે પડે છે. આ સર્વ આપણને દેખીતી રીતે સામાજિક સમાનતા તરફ લઇ જાય છે. તેમજ આપણે જોઇએ છીએ કે આપણી મ્યુનીસીપાલીટીઓ દિવસેદિવસે સમાજસેવાનાં કામ માથે લેતી જાય છે. આપણને પાણી, કેળવણી અને શહેરની સ્વચ્છતા મફત મળે છે. અને થોડા વખતમાં ટેલીફોન, ટ્રામવે, થીએટરો, સ્નાનગૃહ તથા સીનેમા પણ મ્યુનીસીપાલીટીને હસ્તક આવશે. પરંતુ સોશ્યલીસ્ટ જે ખાસ અગત્યનું ગણે છે તે જમીન, કારખાનાં, ખાણો અને રેલવેને પ્રજાના સ્વામિત્વમાં લાવવાં તે છે. આથી રાજ્યજ જીંદગીની જરૂરીઆતની વસ્તુઓ ઉત્પન્ન કરશે. આ પ્રમાણે ધનિકતંત્રનો અંત આવશે. જો કે ધન તો અલબત્ત ખાનગીજ.

ઉપર કહી ગયો છું કે સોશ્યલીઝમ તે ધનિકતંત્રે આણેલાં અવ્યવસ્થા, હિંસા અને [illegible] નકામો વ્યય અને અસંતોષની સામે જવાબરૂપે છે. ધનિકતંત્રથી [illegible] પોતાને [illegible] છે. [illegible] સમાજ [illegible] [illegible] જાય છે. [illegible]

વાંસળી અને ટીટોડીનાં ગાન સંભળાતાં, પણ એમાં ચિત્ત બહુ પરોવાતુ નહીં. ક્ષણેક્ષણે મનમાં અધીરાઇ આવતી અને બોટમાં ક્યારે પહોંચાશે એમ થતુ.

છેવટે દૂરથી ઇસ્લામાબાદનો દીવો દેખાયો, અને કાચી સડક ઉપરથી પાકી સડક પર આવ્યાં. મનમાં જરાક નીરાંત વળી, તોએ હજુ તો અમારે દોઢ માઇલ આવવાનું હતું.

જેમ તેમ થંડીથી ઠરી ગએલાં અને ટાંગામાં બેસીને અકડાઇ ગએલાં અમે રાત્રે નવ વાગે બોટમાં આવ્યાં. ઇસ્લામાએ અગમચેતી વાપરી સઘડી સળગાવી ઓરડો ગરમ રાખ્યો હતો, એટલે તરતજ આસપાસ ગોઠવાઇ ગયાં. બીજે દિવસે પહેલગામ જવાને કરેલા ભાતામાંથી બાળા અને કા...એ ખાધું. હજી સુધી મારું રાત્રિનું અનશનવ્રત સાચવી રાખ્યું છે નહીં તો ભુખ તો ઘણીજ લાગી હતી. ખુબ તાપીને લગભગ દશે સુઇ ગઇ.

પહેલગામ જવાનો બીજા દિવસનો વિચાર માંડી વાળ્યો.

[ આ મનોહર પ્રવાસવર્ણનનો વિશેષ ભાગ આવતા અંકમાં. ]

મારી નિરાશા શબ્દોમાં આવી શકતી નથી. લગભગ હું બેભાન જેવો બની ગયો. જ્યારે મને ભાન આવ્યું ત્યારે મારી પત્નીની અવિરત વાગ્ધારા વરસતી હતી.

એ બોલી એ બધું તો મને યાદ નથી પણ થોડુંક કહી જાઉં. મારં દુઃખ જોતાંની સાથેજ એનું દુઃખ ઉભરાઇ આવ્યું હતું. એ કહેતી હતી કે 'ન જોયાં સગાં, ન જોયાં વહાલાં, ન જોયું શહેર અને તમારી સાથે આવા વેરાનમાં આવી પડી. ક્યાંઇ બે ઘડી બેસવાનું ઠેકાણું-એ ન મળે. ઘરેણાં લુગડાં પહેરી દેવદર્શનેએ જવાનુ ન મળે. કોઇ વખત ક્યાંઇ ગયાં તો પાછળ ઘરનો રોટલો વળી જાય. મારું દુઃખ તો તમારા હીસાબમાંજ કયાં છે?' વગેરે વગેરે.

સંસાર કેવો હોવો જોઇએ, એ વીશે ઘણી વખત કડક ટીકા મેં મારા મિત્રમંડળમાં કરેલી. એ ટીકાના વાજબીપણાને લીધે મિત્રોને મારે વીશે ઘણું માન હતું. તેથી આવે વખતે મારે ઘણું સાંભળવું પડતું. કારણ કે ક્રોધ ચડી ગયો હોય ત્યારે મારી પત્નીનો ઘાંટો સ્વાભાવિક રીતેજ બુલંદ થઇ જતો.

મેં તેને ધીમેથી સમજાવવું શરુ કર્યું. મેં કહ્યું, 'મારું દુઃખ બીલાડી રોટલો ખાઇ ગઇ તેનુ નથી પણ...'

'હા, એ બધું રજેરજ હું સમજુ છું,' તે વચમાંજ બોલી ઉઠી. 'તમારું ચિત્ર બગડયું એનું તમને દુઃખ થાય છે, તમારા ચિત્ર જેટલીએ હું તમને વહાલી નથી. ચિત્ર બગડી ગયું તો બીજું પડશે. પણ બીલાડી રોટલો ખાઇ ગઇ તે પાછો આવવાનો છે?'

મેં તેની વાતનો મુંગે મોઢે સ્વીકાર કર્યો. અને મનમાં બબડયોઃ

"ज्ञानलवदुर्विदग्धं ब्रह्मापि तं नरं न रंजयति।"

મને ખાત્રી થઇ કે હું મહાન્ પુરુષ થવાને નાલાયક છું. નહીંતર એક ચિત્રના નાશથી મારો આટલો બધો ધૈર્યધ્વંસ થાય નહીં. હવે મને ઇંદ્રભવનમાં પણ મૂર્ખજનોના સહવાસ કરતાં વિષમ પર્વતોમાં વનચરોની સાથે ભટકવું વધારે ઉત્તમ લાગ્યું.

મારા ચિત્રની સાથેજ મારો નાશ થયો. હજારો નિરાશાઓની વચ્ચે મારું હૃદય જેને જોઇ નાચી ઉઠતું હતું તે મારાથી વિમુખ થયું. સંસારમાંથી મારા જીવનનું અવલંબન જતું રહ્યું તે ચિત્રને અગ્નિદાહ દીધો, અને આર્યોની મોક્ષભૂમિ તરફનો માર્ગ સ્વીકાર્યો.



તાન આવ્યું હતું. કોઇને કોઇની પરવા નહતી. પોતે બધાથી વધારે જોરથી નાચતો હતો ને 'જય અંબે' 'જય અંબે' પોકારતો હતો. પોતાને કેટલા હાથ હતા તે પણ તેને યાદ ન રહ્યું પણ પોતાના ધડ કે હાથ ચકરચકર ફરતા હતા.

ધીમેધીમે તેના મગજ આગળ અંધકાર ખસી ગયો. લાલ ને પીળાં વાદળાં દેખાવા માંડ્યા. તે રંગબેરંગી વાદળો ઉંચાંનીચાં થઇ નાચવા માંડ્યાં. તે રંગમાં અવારનવાર ધોળી વીજળીઓ જાણે ઝબુકતી ને બધું ચકરચકર ફરતું. તે પોતે પણ જાણે એ વાદળો પર નાચતો હોય એમ લાગ્યું. પોતે ભોંય પર પગ પણ મુકતો હતો કે કેમ તે તે વીસરી ગયો

વાદળાં રાતાં થયાં, ઘેરાં થયાં, તેની આંખે માત્ર લાલજ રંગ દેખાયો. ને લાલ રંગ નાચ્યાજ કરતો. તેમાં કાળી વાદળીઓ આવવા માંડી. પણ તે તો નાચ્યેજ ગયો. તેને કાને ધબકારા-મોટા વીજળીના કડાકા જેવા સંભળાયા કર્યા. તેને જાણે કોઇનો અવાજ, પોતાનો હોય તેવો 'જય અંબે' ગર્જતો સંભળાયો. તેને હસવું આવ્યું—

એકદમ લાલ વાતાવરણમાં સફેત મૂર્તિ દેખાઇ. તેણે તેને ઓળખી. એ સ્ત્રીની હતી. એ કોણ હતી? એને ઘણી પરિચિત હતી. એની તે પ્રાણ હતી. ઓળખી—એ તેની રાણક—નતી! તે ક્યાંથી આવી. કેમ આવી એ ગુંચવાડો થયો. તે સતી હતી. તેની મોટી આંખો ગર્વમાં જોઇ રહી હતી. "સતીનો જય ' "જય અંબે" તેણે પોકાર કર્યો. પોકાર બહુજ દૂરથી આવતો સંભળાયો. પણ છતાં તે તો જાણે નાચતોજ ગયો.

ગણક શ્વેત રંગની હતી ને ઝાંખી થવા માંડી. વાદળો રાતાં હતાં તે કાળાં પડવા માંડ્યાં. છતાં તેણે તાકીતાકીને જોયું. ને નાચતોજ ગયો. તેણે 'જય અંબે'નો પોકાર કરવા માંડ્યો, પણ ગળામાં કૈં નડ્યું. તે ખંખારવા ગયો ને 'સતીનો જય' કરીને બોલ્યો.

એકદમ વાદળાં ને મૂર્તિ,—આખું દૃશ્ય ડામાડોળ થવા માંડ્યું, ઉંધુચતું થઇ ઉડ્યું. તે તેને સીધું કરવા ગયો. તો તે કાળું થતું ગયું. એકદમ—કૈં નડ્યું. બધું ગોળગોળ ફર્યું. તેણે બુમ મારવા પ્રયત્ન કરવા માંડ્યો, પણ થયો નહીં—ને અંધકાર પ્રસરી ગયો.

એ ગાર ભોંય પર પડ્યો. થોડીવારે તે ભાનમાં આવ્યો ને ઉઠવા ગયો. એક લાલ વીજળીનો ઝબકારો થયો—ને અંધકાર પ્રસરી ગયો. તે પાછો પડ્યો—એચાર શસ્ત્રોએ રચેલી શય્યા પર. તેના મુખમાંથી લોહી નીકળ્યું ને તેના પ્રાણ ગયા.

દગલબાજીનો ભોગ થઇ આમ જુનાગઢનો છેલ્લો સ્વતંત્ર રા' પડ્યો. ચુડાસમા કુલનો મુકુટમણિ એ મધ્યકાલીન ગુજરાતની વીરતાનો અપ્રતિમ પ્રતિનિધિ તો હતોજ. પણ એની ભલમનસાઇ ને સ્મરણો શતાબ્દિઓ સુધી લોકહૃદયમાં વસી રહ્યાં છે. એનું ઔદાર્ય જે ન કદી ખુટતું ને ન કદી બદલાતું; એનું શૌર્ય જે વર્ષોનાં વર્ષો સુધી પાટણની સર્વભક્ષી સત્તાથી પણ ન ઘટ્યું કે ન પાછું હઠ્યું; એનું ગૌરવ, જેણે દારિદ્ર, નિરાધારી, ને વિપત્તિમાં પણ સોરઠનાં માન ને મહત્તા ટકવી રાખ્યાં; એનો ટેક, ગિરનાર સમો અડગ, જેણે ઘેરાઇ રહેલી મુશ્કેલીઓમાં પણ એના ચારિત્ર્યને નિષ્કલંક રાખ્યું; એનાં સ્વદેશદાઝ ને સ્વાતંત્ર્યપ્રેમ જેણે જીવનને વિશુદ્ધ રાખવા તેને આપદ્ધર્મમાંજ હોમી દીધું—આ બધાં મધ્યકાલીન

હોય તેમ ધીમેધીમે એક પાસ આવતા હતા. યુદ્ધમાં વૃદ્ધ થએલા સૈનિકો પણ આ દૃશ્ય જોઇ કાંપી ઉઠ્યા.

"પરશુરામ! ઉઠો. પાણીની તજવીજ કરો કોઇએ ગામ ચેતાવ્યું છે." મુંજાલમહેતાએ પગે પાટો બાંધતાં બુમ મારી.

સશક્ત સૈનિકોને પરશુરામે વાવ તરફ મોકલ્યા. અને ઘરોમાં ભરાઇ રહેલાં બૈરાંછોકરાં ગભરાટનાં કોલાહલ કરતાં, ઘરની બહાર નીકળ્યાં. મુંજાલમહેતા લંગડાતા તેમની પાસે ગયા.

"કોઇ ગભરાશો નહીં. જુનાગઢમાં જયસિંહદેવ સોલંકીની આણ ફરે છે. બધા નિર્ભય થઇ જાઓ. ચાલો આગ હોલવો. પરશુરામ! તું આગ હોલવ. પરમાર! તું મશાલ લાવ, જલદી કર ને મહારાજ અને કાકને ખોળી કાઢ."

બધાએ ઝપાઝપ મુગે મોઢે આજ્ઞા પાળવા માંડી. સ્ત્રીઓએ ઘરમાંથી પાણી આણવા માંડ્યું; પકળી સૈનિકોએ વાવમાંથી પાણી આપ્યું ને આગ છાંટવાનો પ્રયાસ ચાલુ થયો; ગામના કેટલાક ત્રાસેલા માણસો આગની બીકે અહીં પહોંચ્યા. તેમને તરત પકળીઓએ પકડીપકડી બાંધવા માંડ્યા.

એટલામાં ખેમો નાયક મશાલો લઇને આવી પહોંચ્યો. "કોણ ખેમા!" મુંજાલમહેતાએ કહ્યું. "તું ક્યાંથી આવ્યો."

"હું મોટે દરવાજે ચોકી કરું છું."

"તું ને પરમાર આ મુડદા જોવા માંડો, મરેલા ને જીવતાને જુદા કરો. સૈનિકો ચાલો જલદી કરો, મહારાજ ને કાક બે જડતા નથી. પરમાર જલદી કરો!" મુંજાલે કહ્યું.

"બાપુ! એક વાત કહું!" ખેમાએ મુંજાલ પાસે આવીને કાનમાં ધીમે રહીને કહ્યું. "એમાંથી કોઇની શોધ કરવાની જરૂર નથી."

"કેમ?"

"મહારાજ ગામબહાર ગયા છે. ને કહેતા ગયા કે તમને મારે કહેવું કે એ વંથળી ગયા છે."

"વંથળી! શા માટે?"

"મને શી ખબર?"

"—ને કાક?"

"ભટરાજ ઘોડે બેસી પાછળ નીકળ્યા છે."

મુંજાલ ચકિત થયો. "બંને સાથે ગયા?"

"ના. બાપુ! પહેલાં મહારાજ ગયા."

"ઘોડા પર?"

"ના. સાંઢણી પર."

"કેટલા જણ હતા?"

ખેમો મુંઝવાયો.

"ગભરા નહીં જે હોય તે સાચું કહે."

"એક ભૂત હતો ને એક બેભાન સ્ત્રી હતી."

મુંજાલમહેતાની આંખ ચમકી રહી.

"ખેમા! એક સાંઢણો તૈયાર કર. હું હમણાં આવું છું." તેણે ધીમેથી કહ્યું ને પછી મોટેથી તેણે પરશુરામને કહ્યું: "પરશુરામ! મહારાજ જરાક વંથળી ગયા છે. હું પણ જાઉં છું તમે જુનાગઢ કબજે કરો ને હોલવો. હું સવારે પાછો આવીશ. જોજો સોરઠીઓ ફાવે નહીં. લીલાબા! આમ આવો તો" મુંજાલે કહ્યું.

લીલાદેવી મુંજાલ પાસે આવ્યાં. મુંજાલે તેને ધીમેથી કહ્યું: "તમે મારી સાથે ચાલો."

રાણી ચેતી ગઇ અને મુંજાલ જોડે જવા તૈયાર થઇ.

મુંજાલ અને રાણી ધીમેધીમે મોટે દરવાજે ગયાં. ત્યાં સાંઢણી તૈયાર હતી તેના પર બંને ચડ્યાં.

"ખેમા! મહારાજ કયે રસ્તે ગયા?"

જ્યારેજ્યારે જીવનના મહાપ્રસંગો આવે છે, જ્યારે માણસ આડંબર કે પ્રશંસાનો શોખ છોડી જીવન્ત્રે માત્ર સચોટ અસરજ કરવા મથે છે, ત્યારે જે પ્રતાપી વાક્યરચના નીકળે છે તેજ વાક્યરચના સ્વાભાવિક, શ્રેષ્ઠ અને ઇષ્ટ છે. જ્યારે ૧૭૭૫ માં અમેરીકાએ ઇંગ્લાંડ સાથે યુદ્ધમાં ઉતરવું કે નહીં એ ગંભીર પ્રશ્ન ચર્ચાઇ રહ્યો હતો, જ્યારે યુદ્ધમાં ઉતરતાં કાં તો સત્યાનાશ વળી જાય કે કાં તો સ્વાતંત્ર્ય મળે એમ હતું, જ્યારે સ્વાતંત્ર્ય પ્રેમનો જુસ્સો પ્રખર તપતો હતો, ત્યારે અમેરીકાના નાયક પેટ્રીક હેન્રીએ જે વાક્યો ઉચ્ચાર્યાં તે સ્વાભાવિક રચના સારું ધોરણ પુરું પાડે છે.

વિજય, મહાશય, કંઇ સશક્તને નથી મળતો; એ તો મળે છે ચતુરને, ચપલને, શૂરને. વળી મહાશય, આપણે રસ્તોજ ક્યાં રહ્યા છે? જો આપણે બીજો રસ્તો ખોળવા જેટલી અધમતા દાખવીએ તોપણ હવે વિગ્રહમાંથી પાછા પડાય તેમ નથી. જો પાછા પડ્યા તો પરાધીનતા અને દાસત્વ વિના બીજો રસ્તો નથી. આપણી શૃંખલા તો ઘડાઇ ગઇ છે. તેનો ખડખડાટ બોસ્ટનનાં મેદાનમાં સંભળાય છે. વિગ્રહ વિના છુટકો નથી——અને એ ભલે આવે. હું ફરીથી કહું છું——એ ભલે આવે.

આ વાતમાં મહાશય, ખેંચતાણ નકામી છે. ગૃહસ્થો ભલે શાંતિ શાંતિ પોકારે, પણ શાંતિ છેજ નહીં. વિગ્રહ તો ક્યારનો શરુ થઇ ગયો. ઉત્તરથી જે હવે મરુત આવશે, તે ગાજતાં શસ્ત્રોનો ધ્વનિ લઇને કાને અથડાશે. આપણા બંધુઓ તો ક્યારનાએ રણે ચઢ્યા છે. આપણે ત્યારે શા માટે અહીંઆં આળસુ બની બેસી રહ્યા છીએ! ગૃહસ્થોની શી ઇચ્છા છે? એમને શું જોઇએ છે? શું જીવન એટલું પ્રિય છે, શું શાંતિ એટલી સુમધુર છે, કે શૃંખલા કે ગુલામગીરીની કીંમતે રાખી રહેવી? સર્વશક્તિમાન પ્રભો! એ વિપત્તિ નીવારો! બીજા શું રસ્તો લે તે હું જાણતો નથી; પણ મને તો કાં તો સ્વાતંત્ર્ય દે, નહીં તો મૃત્યુ.

આની સાથે હીંદને એવો બળવો કરવાને ઉત્તેજવા તત્પર થએલા ગુજરાતી સાહિત્યકની સ્વાભાવિક પણ સચોટ વાક્યરચના સરખાવાથી આ રચનાનુ મૂલ માનવતામા કેવું રહ્યું છે તેનો ખ્યાલ આવશે.

એમાં કંઇ ભારે બળ આવી ગયું એમ પણ નથી. આત્માનો તો એ સ્વભાવ. બેચરની ઓરતોએ એ બહાદુરી બતાવેલી. લાખો અંગ્રેજોએ એ બહાદુરી બતાવેલી છે. તુર્ક ઓરતમરદો આજે એ બતાવી રહ્યાં છે.

પણ ભેદ છે. તેઓ તો મારે પણ ને મરે પણ. પણ અમરપણું તો મરવામાં છે, એમ આપણે જાણીએ છીએ. મારવાનો ધંધો છોડીને મરવાનોજ શીખવો એમાં શું મુશ્કેલી ખરી કે? મરતાં શીખતાં તો છાતી જોઇએ. તે વિશ્વાસુને પલકમાં આવે. મારતાં શીખતાં શરીર જોઇએ, બંદુકનો મહાવરો જોઇએ. હજારો ધર્તીંગ શીખીએ ત્યાં મારતાં શીખીએ ને પછી ખુનીમાં ખપીએ.

સંતાપ આપતા પ્રતાપથી સદા સૂર્યની સમાન જણાતો અને મેઘનો દર્પ અને કામદેવનું સૌંદર્ય એ બેની સમાન મનોહર અને નિર્દોષ સ્વરૂપવાળો રાજહંસ નામનો રાજા હતો.

પણ આ ખોટી પ્રણાલિકા દાખલ થઇ તે પહેલાંની વાક્યરચના ઘણીજ ઉત્તમ પ્રકારની હતી. તેમાં વ્યવસ્થા, ગૌરવ અને છટા દેખાય છે. અને તેમાં પ્રતાપ કે વૈવિધ્ય દેખાતું નથી, છતાં ઠંડા, મીઠા ભાવોની અસર તેનાથી સારી થઇ શકે છે. આ વાક્યરચનાનું બંધારણ ન બગડે એટલા માટે અનુષ્ટુપની યોજના થએલી લાગે છે. એ છંદની મર્યાદામાં રાખવાથી વાક્યોની વ્યવસ્થા ને છટા કેમ સચવાય છે એ ગીતાના વાંચકોને સહેલાઇથી સમજાશે. વિષ્ણુ–પુરાણના પાંચમા અંશનાં વાક્યો દુનીઆના સાહિત્યના આભૂષણરૂપ છે; અને એ આદર્શ જો પ્રાકૃત સાહિત્યમાં જળવાયો હોત તો તેમનો વિકાસ કૈં ઓરજ થાત. જુના ગુજરાતી સાહિત્યમાં એ ધાટીની બે લીટીની કડીમાં વાક્યનો સમાવેશ કરવાની રીતિ પ્રચલિત દેખાય છે; તેમાંનાં થોડાંક દૃષ્ટાંત લઇએઃ

> એક કહિ રહી કાં અલગી? એટલા માંહાં શું પાકી?
> એક કહિ, ના, એ અતિ શીલી પ્રમદા છિ અતિ પાકી[1]
>
> *   *   *
>
> બેઠું નગર; રહ્યા ગઢ ઘોલી, સાહમા તીર વિછૂટઈ
> માધવ ભણઇ 'કર્ણ! મ નાસી, કાં મરઈ અણખુટઇ?'
> પાડી છીંડું કર્ણરા નાઠઉ; પાલી જાઈ રાણી;
> પાએ નવી ડાભમાં ખુચઈ; રહી ન પીઈ પાણી.[2]

પણ સંસ્કૃત ગદ્યમાં અનુષ્ટુપની આ વ્યવસ્થા, ગૌરવ ને છટા કોઇકજ વાર દેખાય છે. અને મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં તો છેજ નહી. અર્વાચીન ગુજરાતમાં આવા પ્રકારની વ્યવસ્થિત વાક્યરચનાથી ગોવર્ધનરામ કોઇક પ્રસંગે શાંત ગૌરવની ચચોટ અસર કરી શકે છેઃ

કુસુમ તું એકલી કૌમારવ્રત પાળી શું કરવાની હતી? એકલો પડેલો પાણીનો રેલો ધુળમાં ભળી જાય છે, મનુષ્યની ચરણથી રજમાં ચંપાઈ જાય છે, ને તડકામાં ઉડી જાય છે! તેવું તારું જીવન થશે. જે મહાત્માનાં અંતઃસ્વપ્ન તેં જોયાં અને જેનાં કલ્યાણ કાર્યનું મનોરાજ્ય તેં દૃષ્ટિગોચર કર્યું તે મહાત્માના હૃદયરત્નાકરની તું રંક સુભદ્રા થઈશ તો પણ ઓછી વાત નથ; તો આ તો ગંગા, એની બ્રહ્મપુત્રા, અને તેની સિંધુ એ સર્વ મહા નદીઓનું કામ કરવાને તું એકલીજ સમર્થ છે ને તારા વિના એ કામ કરવાને આખા ત્રિભુવનમાં કોઇ સમર્થ નથી. તો કુસુમ, શું એવું પુણ્ય જીવન પ્રાપ્ત કરવા તને અભિલાષ નથી થતો?[3]

---

1 ભાલણઃ કાદંબરી.
2 પદ્મનાભઃ કાન્હડદે પ્રબંધ.
3 સરસ્વતીચંદ્ર ભાગ ૪.

તેની જંઘા, વાળના ભારથી જાણે લચી રહ્યું હોય તેમ પાછળ નાખેલું તેનું માથું, મદઘેલછામાં તરતી તેની આંખોથી શોભતી આતુર, મદાલસા અને સરલ–તેને જોઇને કલીઓપેટ્રા પોતે અદેખાઈથી ફીક્કી પડી જાત. તેનાં જંગલી નૃત્યો, તેનો જરાક અસરકારી પણ સુમધુર સ્વર, તેની આસપાસ ફરતી સુવાસ, તેની અર્ધનિદ્રાવશ સ્થિતિ પર હું ફીદા હતો. હું તેની પાછળ બધે ફરતો. સીપાઇઓ, જાદુગરો અને બદમાશો જે તેની આસપાસ ફરતા તેની સાથે હું ફર્યા કરતો. પણ એક દહાડો તે જતી રહી, અને મેં તેને ફરી જોઈ નહીં. ગલીચ ગલીઓ અને પીઠાંઓમાં મેં તેને બહુ શોધી. ગ્રીક મદિરાનો સ્વાદ ખોવો પરવડે પણ તેના વગર રહેવું પરવડે એમ નહોતું. એ અદ્રષ્ટ થઈ ત્યાર પછી થોડે મહીને મને ખબર પડી કે ગેલીલીના એક જુવાન જાદુગરની અનુયાયી સ્ત્રી–પુરુષની મંડળીનો તેણે સંગ કર્યો હતો. તેનું નામ જીસસ હતું; તે નાઝરેથથી આવ્યો અને કોણ જાણે શા ગુનાહ માટે તેને ક્રોસ પર ફાંસી દેવામાં આવી હતી. પોંટીઅસ![1] આ માણસ વીશે કૈં ખબર છે?

પોંટીઅસ પાઇલેટે ભવાં ચડાવ્યાં અને સ્મૃતિનાં ઉંડાણો શોધતો કાંઈ હોય એમ કપાલ પર હાથ મુકયો. પછી થોડી વિપલની શાંતિ પછી "જીસસ?" તે બબડયો. "જીસસ નાઝરેથનો? મને તો તે યાદ નથી આવતો."

દુનીઆના એક અમર પ્રસંગને ફ્રેંચ ગદ્યના આ અપૂર્વ ફકરામાં કટાક્ષમયતાથી મળતાં, શબ્દ, શબ્દચિત્રો અને વાકયરચનાનું વૈવિધ્ય, સરલતા, પ્રભાવ અને સ્વાભાવિકતા દેખાડી તેણે જે સચોટતા સાધી છે તેવી દુનીઆના સાહિત્યમાં મેળવવી મુસ્કેલ છે. એમાં મેરીની દશા અને તેના સૌંદર્યનું થોડાક શબ્દોમાં આબેહુબ ચિત્ર મળે છે, અને છેલ્લા ભાગમાં માત્ર વાકયની સ્વાભાવિક રચનાથી ઇસુના મૃત્યુનું સમકાલીન ઇતિહાસમાં શું સ્થાન હતું તેનો સચોટ ખ્યાલ આવે છે.

કેટલાક સાહિત્યકો સચોટતા આણવા પ્રૌઢ વાકયનો ઉપયોગ કરે છે. પ્રૌઢ વાકય એટલે અનેક વાકયનું રચેલું એકતાનતાવાળું વાકય. આ પ્રયોગ થોડાક જ કરી શકે છે; કારણ કે મોટી રચના રચવા જતાં વાકયમાં જે સઘનતા જોઇએ તે સચવાતી નથી, અને પરિણામે સચોટ અસર થતી નથી. આથી પ્રૌઢ વાકય રચનામાં પ્રવિણ એવા સીસેરોની સલાહ પણ એ છે કે વાકય મોટું બનાવવા કરતાં તેના છુટાછુટા કકડા કરવાથી સચોટતા વધારે સધાય છે.

છતાં કેટલાંક કથનનો વિષય એવો ગંભીર, પ્રૌઢ, કે પ્રભાવશાળી હોય છે કે તેને સચોટ રીતે વ્યક્ત કરવા જતાં પ્રૌઢ વાકય સાધારણ રીતે પ્રગટે છે. જેમ ભવ્યતા દર્શાવવા ગગનભેદી ઘુમ્મટ કરવો પડે, કે સ્તંભોની અનંત હારમાલા બનાવવી પડે તેમ કેટલાક વિષય માટે આવું વાકય જરુરનું છે. એટલુંજ નહીં પણ જેટલી બાહોશી તાજમહેલનો ઘુમ્મટ કે પારથેનનની સ્તંભપરંપરા કરવામાં વાપરવી પડે, તેટલીજ બાહોશી આવી શાબ્દિકરચના

૧. ઇસુ ખ્રીસ્તને ફાંસી દેવાનો હુકમ કરનાર જુડીઆનો દંડનાયક.

અંગ્રેજી ઘણાં સાહિત્યકોને પ્રૌઢ વાક્યોનો ઘણો શોખ હોય છે; અને વિષયની પરવા કર્યા વિના મોટાં લાંબા વાક્યોનોજ ઉપયોગ કરે છે. મેકોલે જેવા સાહિત્યકો પ્રૌઢ વાક્યના બખ્તર વિના કથન કરી શકતાજ નથી, અને પરિણામે તેમની કૃતિઓની શિષ્ટતા ઘટે છે.

અંગ્રેજીમાં આ પદ્ધતિ ઘણી કેળવાઇ છે, અને લોકપ્રિય નીવડી છે. પણ લેટીનમાં જે વાક્યરચનાની અપૂર્વતા છે તેનું દર્શન તો માત્ર ડી ક્વીન્સીમાંજ થાય છે. તેની આ પ્રકારની વાક્ય રચના ને શબ્દસંગીત અંગ્રેજી સાહિત્યમાં શ્રેષ્ઠ લાગે છે:

આ ગ્રીષ્મઋતુની પુણ્યરાત્રિની ગાઢ શાંતિ અને શમરશામાકારમાંથી–આ ચંદ્રિકા તથા ઉષા અને સ્વપ્ન સૃષ્ટિની મધુર તેજોમયતાના હૃદયદ્રાવક સંમિશ્રણમાંથી, આ પ્રિય વચન ઉચ્ચારતા, હળવેહળવે બોલતા, ગણગણ કરતા પ્રશ્નની સુકુમારતામાંથી, ઓચીંતો જાણે ઉપવનોનો અને ક્ષેત્રોમાંથી, જાણે પ્રેરણા સમયે ઉઘડતા વાયુના ખંડમાંથી–જાણે પગ આગળ ફાટી રહેલી પૃથ્વીના વિકસતા મુખમાંથી–ભૂતદલના પતિ યમરાજ પોતાની ભયંકરતાના પ્રતાપ સહિત અને પોતાના અવાજની સિંહગર્જના સહિત, પાણીના ધોધની પેઠેમ પછાડો મારી, એના પર તુટી પડયો.[૧]

ગુજરાતીમાં આ વાક્યરચના ખીલવનાર મણિભાઇ દ્વિવેદી હતા; અને એમના પ્રૌઢ વાક્યોમાં ઘણી વખત એકતાનતા કે સજીવતા જેવી જોઇએ તેવી જણાતી નથી છતાં પ્રભાવમાં, શક્તિમાં અને સમૃદ્ધિમાં તેની જોડી ગુજરાતી સાહિત્યમાં જડવી મુશ્કેલ છે.

દલપતશાહીના વિસ્તારમાંથી કશી ભવ્યતા કે સસારતાનો જન્મ થયો નથી. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી સંશયાત્મક ઉપયોગિતાવાળાં ભાષાંતરો અને નિર્જીવ અનુકરણો કરવામાંજ પોતાનાં સમૃદ્ધિ અને સાધનોને અત્યાર સુધી ગુમાવતી રહી છે. કેળવણીખાતાની પવિત્ર ઠરાવેલી સીમાની અંદર એક પણ અપૂર્વ લેખ નીવડયો નથી. ગુજરાતી સાહિત્યે આ પચાસ વર્ષમાં જે કંઇ વૃદ્ધિ કરી છે; જે કોઈ નવું સાહિત્ય અને કાવ્યબળ ઉપજાવ્યું છે તે "સોસાયટી" અને "શાલા" ના આશ્રય વિનાનાં સ્થાનોમાં રખડી રઝળી, ભીખ માગીને ઉપજાવેલું છે.

અને સરસ્વતીચંદ્રના સ્વતંત્ર સામ્રાજ્યમાં નીતિ અનીતિના પ્રશ્નો વચમાં લાવી, આ સાહિત્યભાવનાને છેક દલપતશાહીના અતિ પ્રાકૃત ધોરણ ઉપરજ લાવી મુકી, તેજ છેવટનું અને ઉત્તમોત્તમ સ્વરૂપ છે એમ કહેવું, અને તે કહેવાનેજ છેક સરકાર સુધીથી સર્વમાન્ય કરાવવાનો યત્ન કરવો; એ સમગ્ર ગુર્જરભૂમિની સાહિત્ય સમૃદ્ધિને અપમાન આપવાનો, મારી નાખવાનો અને ભ્રષ્ટ કરવાનોજ પ્રકાર છે એમ અમોને ભાસે છે. જગત્ જે નાનામોટા પ્રકારોથી ખરી વાતને ખોટી ઠરાવી શકે છે, ખોટીને ખરી ઠરાવી શકે છે, તેવા ધોરણથી કાવ્ય અને સાહિત્યના વિષયનો આ બે વ્યક્તિ વચ્ચે ન્યાય થયો તેથી સૌ દીલગીરી થાય તે કરતાં પણ એવા ન્યાયથી ગુર્જર સાહિત્યને જે અપાર હાની થઇ છે તે માટે અનેક ઘણી દીલગીરી થાય છે.[૨]

---

૧. Vision of Sudden Death De Quincey આચાનક મૃત્યુનું દર્શનઃ ડી ક્વીન્સી.

૨. સુદર્શનગદ્યાવલિઃ મણિભાઈ દ્વિવેદી.



સીરીનથીએ સુંદર

ગુજરાત— ૧૯૮૦ દીપોત્સવી અંક.

Lakshmi Art, Bombay, 8

## રા: કુસુમાકર

એ આપણું ચલ;સખી! , પ્રિય રાસ રેલી,
આ સૃષ્ટિને મધુરવી , કરીએ રસેલી;
આનંદમેર ઉછળે . પ્રિય રક્ત રાગે,
સંસાર કુંજ ચલની ભરીએ પરાગે;

રંગાઇશું જીવન ઇન્દ્ર ધનુષ્ય રંગે,
મોઘાં મૃદુલ તવ સ્નેહ સુધા પ્રસંગે;
આ જીંદગી મધુર સ્નેહલ સ્વપ્નભીની,
જ્યોત્સ્ના મ જીવને લહરે અમીની.

પ્રાણેશ્વરી! રસની રેલય અમોઘ ધારા,
ઉલ્લાસના ઉર–વીંટ્યા કરતી ફુવારા;
મીઠા કટોર રસના પ્રિય ઢોળી ચારુ,
ઉછાળીએ—ઉજવીએ રસપર્વ પ્યારું.

આ જીંદગી પ્રિય મહોત્સવ સાંપડ્યો છે,
આ હીરલો વિરલ હાથ સખી ચઢ્યો છે,
લજ્જા તણી જવનિકા પ્રિય તો ખસેડ,
બીડાઇ આ ભુજ ભુજે રસ રંગ રેડ.

કહું છું કે તું મને ચહા કરી આપ.

"ક્યારની આવી છું?"

"હમણાંજ આવી. લક્ષ્મી માસી કૈંક બહાર ગયાં છે એટલે સીધી ઉપરજ આવી. તું તારાં કાગળીઆં નાંખી દઇ મને ચહા કરી આપ."

હવે હું બીજી વાર પુછવા ન રહ્યો. એકદમ ઉઠીને નીચે ગયો. કિશોરી મારા ટેબલ પાસે જઇ કાગળો ફેંદવા લાગી. ટેબલના ખાનામાંથી વાંસળી કાઢી ધીમેધીમે વગાડવા માંડી. મારી વાંસળી મને ઘણી પ્રિય હતી. મેં એકદમ નીચેથી કિશોરીને હાંક મારી વાંસળી મુકી દેવા કહ્યું. એટલે તે વાંસળી લઇ નીચે આવી અને વધારે જોરથી વગાડવા લાગી.

"તું એ મુકે છે કે નહીં? નહીં તો હું ઝુંટવી લઇશ." મેં પાણીમાં સાકર નાંખતાં કહ્યું.

"તું એની જોડે પરણ્યો છે?" કહી તેણે તો વગાડવું ચાલુજ રાખ્યું.

"કિશોરી! ના મુકે તો તારા કાતના સમ છે."

"અલ્યા! સમ ખાધે કોઇ મરતું હશે કે? તું તારી મેળે ચહા તરફ જોયા કર. જો તે ઉભરાઇ ચાલી."

"ફે નથી ઉભરાતી એ વાંસળી મુકી દે મારી વાંસળીને અડકવાનો શો અધિકાર?"

આ પ્રમાણે ગાડી બે ત્રણ વાર પાછળ અને આગળ ધકેલી આમ કોણ જાણે ક્યાં સુધી કરત પણ એવામાં પાછળથી લોકોનું ટોળું દોડતું આવી પહોંચ્યું ને ચોરો આગળ નાઠો.

લોકો તે ઘવાએલા યુવાનની આસપાસ વીંટાઈ વળ્યા અને કોઈ ડૉક્ટરને બોલાવવા દોડ્યું તો કોઈ કંઈક ઉપચાર કરવા મંડી



' સુરેશ, મારે અફા પીવા છે '

ગયું. નજદીકમાં જ તે યુવાનનું ઘર હતું. તેમાં તેની અપંગ માતા હતી તે આ સમાચાર જાણી ભીંતને ટેકણીકની ઓટલે આવીને કલ્પાંત કરવા લાગી. લોકોએ તેને સમજાવીને શાંત પાડી. એકબે જણાએ તે યુવાનને ઉંચકી તેના ઘરમાં સુવાડ્યો. કિશોરી જે હંમેશ સ્વસ્થ રહી શકતી હતી તે પણ અત્યારે ભાન અને આફતથી ધ્રુજતી હતી. તેના પણ હોશકોશ ઉડી ગયા હતા તે પેલા યુવાનની પાસે જ ઉભી હતી અને તેના શરીરમાંથી વહેતું લોહી અટકાવવા પ્રયત્નો કરતી હતી. એવામાં ડૉક્ટર આવ્યા અને તે યુવાનના પાટા વગેરેની વ્યવસ્થા થઈ ગઈ. ડૉક્ટરે જણાવી દીધું કે તે યુવાનનો જમણો હાથ ભાંગી ગયો હતો અને તેની એક આંખ ફુટી ગઈ હતી. દાસીને કાને તે વાત જતાંજ તેણે ડુસકો મૂક્યો.

ધીમેધીમે બધા વેરાઈ ગયા ફક્ત ડૉક્ટર, તેમનો એક ભત્રીજો અને કિશોરી એટલા જણાજ ત્યાં રહ્યા.

કિશોરીએ દાસીને ઘણું આશ્વાસન આપ્યું, અને મોડી રાત્રે માંડ ઘેર આવી

મને તમામ હકીકત જણાવી, અને મને જોડે લઇ પોતાને ઘેર ગઇ. તેને ઘેર મુકી પાછો ફરતો હતો ત્યારે મને પેલા યુવક માટે ઘણા પ્રકારની સૂચનાઓ તેણે કરી.

હું પાછો ફરતાં તે યુવક–રવીંદ્રને ઘેર ગયો. ડોસીમાને દીલાસો આપ્યો અને રાત્રે ત્યાંજ રહ્યો. સવારે રવીંદ્રને ભાન આવ્યું ત્યારે તેને બધા પ્રસંગો યાદ આવ્યા.

દરિદ્રાવસ્થામાં આવો મંદવાડ આવ્યો તેથી દવાદારૂનું ખર્ચ થાય, અને તે ઉપરાંત પોતે જે કૈં કમાઇ લાવતો હતો તે કમાઇ પણ બંધ થાય, એમ બેવડી વિટંબનામાં તે પોતાના જખમનું દુઃખ ભુલી ગયો.

થોડી વારે કિશોરી ત્યાં આવી પહોંચી. પોતાની સાથે તે કેટલાંક ફળફળાદિ લેતી આવી હતી. તેણે આવીને ડોસી સમક્ષ સોએક રુપીઆ ધર્યા અને ડોસીની ઘણીએ નામરજી છતાં તેણે તેને રુપીઆ ઘણો આગ્રહ કરીને આપ્યા.

ઘણાઘણા ઉપચાર કરવા છતાં રવીંદ્રની એક આંખ અને જમણો હાથ સાજાં થયાં નહીં. તે એ અંગે અપગ થયો.

આમ દિવસ પર દિવસ ચાલ્યા ગયા અને રવીંદ્ર કિશોરીના આભાર નીચે વધારે ને વધારે દબાતો ચાલ્યો. દિવસમાં કલાકાના કલાકો સુધી કિશોરી તેની બાજુમાં બેસી તેની સેવા કરતી. તેને કૈંક વાંચી સંભળાવી આનંદ પમાડતી, કૈંક ગાતી–કૈંક વાતો કહેતી. આમ તેને દરકોઇ પ્રકારે રીઝવવા યત્ન કરતી છતાં પણ તેને તો એમજ લાગતું કે પોતાને માટે તેની જીંદગી બરબાદ થઇ ગએલી હોવાથી તેના અને તેની ડોસીના ઋણમાંથી તે કદી છુટવાનીજ ન હતી.

## ૩

આ બધો વખત કાંત પોતાના નવા માસિક 'સમાજ' બાબત કેટલીક વ્યવસ્થા કરવા મુંબાઇ ગયો હતો.

મારો અને કિશોરીનો સંબંધ જોકે વધારે જુનો હતો છતાં પણ કાંત અને કિશોરી વચ્ચે જેવો સંબંધ હતો તેવો તે ન હતો. તે બન્નેના હૃદયમાં એકબીજાનાં દર્શનથી અને વિચારથી જે ઊર્મિઓ પ્રગટતી તેવી અમારી બે વચ્ચે પ્રગટતી નહીં. મારે બેન નહોતી તો તેને ભાઇ નહોતો. અને પછી નૈસર્ગિક મૈત્રી અને બંધુતાનો ઉદ્ભવ થયો. પરિણામે બંનેનાં હૃદય નિર્દોષ સાંકળે જકડાયાં અને એક બીજાના હિતથી આનંદ પામવાનું અમારાં હૃદયો શીખ્યાં. આમ મનોમન એકતાની ગાંઠે ગંઠાઇ ગયાં.

પણ કાંત અને કિશોરીના આત્માઓ તો એકજ પિપ્પલવૃક્ષ પર બેસી એકજ ફળનો આસ્વાદ લેતાં. એક તે ફળ ચાખતું ત્યારે બીજું તેનો આસ્વાદ લેતું.

કાંતના પિતા અઢળક ધન મુકી ગયા હતા. તે બાળપણથીજ સાહિત્ય અને કળાની સેવામાં જીવન ગાળવા માંગતો હતો. અને પૈસાનું જોર હોવાથી તેને કોઇ પણ જાતની મુંઝવણ નડે તેમ નહોતું. વળી તેની કિશોરી પણ એક ધનવાન્ માતાની એકની એક પુત્રી હતી એટલે તેને ત્યાં ધનની રેલમછેલ હતી.

અને યૌવન ને રૂપની લક્ષ્મી સંગોવડી કિશોરીએ તેને હૃદયદાન કર્યું હતું. એક ઝુપડીમાં પણ જે ધનથી લખપતિના વૈભવો મળી શકે તે તેણે મહાલયમાં બેઠાંબેઠાં મેળવ્યું હતું. સાંસારિક લાલસાઓ માટે હવે તેને બીલકુલ મુંઝવણ ન હતી. અને આત્માએ આત્માનું સંધાન થએલુંજ હતું. તે કડીઓ બંધ અભેદ્ય હતી. તે

આત્મલગ્નની અમરતા અનંતતામાએ શાશ્વતી યુગયુગના કાળભેદ અને સ્થળસ્થળના દિશાભેદ તે સ્નેહની મત્તામાં લય પામેલા જણાતા. માત્ર એકજ તેનાં આત્માની અભિલાષા હતી – લૌકિક લગ્ન જેમ બને તેમ જલદી કરી નાખી કિશોરીના સ્થળને પોતાની ગોદમાં રાખી મંમારયાત્રા શરુ કરી દેવી.

કાંતની સાહિત્યપ્રીતિ કિશોરીમાં પણ ઉતરી હતી અને તે પણ સાહિત્ય અને કળાની ઉપાસક બની હતી તેણેજ કાંતને 'સમાજ' કાઢવા પ્રેર્યો હતો તેણે પોતાની ચિત્રકળા પણ ધીમેધીમે ઘણી ખીલવી હતી, અને સમાજના બીજા કે ત્રીજા અંકમાં તે પોતાનાં ચિત્રો આપી શકશે એમ તે માનતી

કાંત અહમદાબાદ ગયો ન હોય ત્યારે તો કિશોરી લગભગ આખો દિવસ તેની સાથ રહેતી. કાંતની વૃદ્ધ માતાએ તેના સ્વભાવ અને સરળતા પર મોહ પામી તેને પુત્રવધૂ બનાવવાનું નક્કી કર્યું હતુ. કિશોરીની માતા પણ કાંત જોડેનો સંબંધ ઇષ્ટ માનતી તથા કિશોરી કાંતના સહવાસમાં વારંવાર આવે તેનો તેને બીલકુલ વાંધો ન હતો આ સંબંધ સર્વેને ઇષ્ટ હતો એટલે આત્મલગ્ન સફળ થવામાં કોઇ પણ પ્રકારનું વિઘ્ન આવે તેમ ન હતું

સુખના અસ્ખલિત સમુદ્ર પર બન્નેની જીવનનૌકાઓ રમતી હતી બન્નેના માર્ગ એક હતા પણ બન્ને વચ્ચે કૈંક અંતર હતુ. એ અંતર કાપી નાંખવા માટે કાંત આતુર હતો પણ કિશોરી હજી તેવા બંધનમાં જકડાવા તત્પર ન હતી.

તેને એમ હતુ કે જ્યાં સુધી તે અને કાંત પુરેપુરી સ્વતંત્રતા અનુભવે છે ત્યાં સુધી લૌકિક લગ્ન જેવા કોઇ પણ બંધનની આવશ્યકતા ન હતી તેને મન સ્નેહની તૃપ્તિ એજ લગ્ન હતું. અને તે તે સંપૂર્ણ રીતે અનુભવતી આથી કાંતનો આગ્રહ છતા પણ તે લગ્ન કરવા નાજ પાડ્યા કરતી. છેવટ જ્યારે કાંતે વધુજ આગ્રહ કર્યો ત્યારે તેણે છ માસ સુધી વિચાર કરવાની મહેતલ માગી આ અરસામાં રવીંદ્રવાળો અકસ્માત બન્યો

રવીંદ્રવાળા બનાવ પછી કિશોરીનો ઘણો ખરો વખત રવીંદની તહેનાતમાં જતો છતા તે રાત્રે મોડે સુધી પોતાની ઓરડીના દ્વાર બંધ કરી માસિક માટે લેખો લખતી અને પોતાના ચિત્રના અભ્યાસમાં પણ આગળ વધવા પ્રયત્નો કરતી

કાંતનો વિયોગ તેને બહુ સાલતો પણ એવામાં આ અકસ્માત્ બન્યો, તેથી તેનો સમય બહુ ઝડપથી વહી જવા લાગ્યો હવે તો તે અને પણ બહુ વાર મળી શકતી નહીં છતા અવારનવાર આટો મારી જતી મારી માતાને જરાક પગલી મારી પાસે આવતી મને પણ થોડો સમય અને ઘણો આનંદ આપી વીદાય થતી

૪

એક સાંજે રવીંદની માતા અંદરના ઓરડામાં બેઠી કૈંક ભજન ગાતી હતી, તે વખતે બહારના ઓરડામાં રવીંદ્ર પડ્યો હતો. પાસે દીપકના પ્રકાશમાં કિશોરી એક રુમાલ ગુંથતી બેઠી હતી રવીંદ કૈંક વિદ્દૃગભરી દૃષ્ટિથી કિશોરી તરફ જોઇ રહ્યો હતો અને ધીમેધીમે તેણે પોતાના દુઃખપૂર્ણ ભૂતકાળની વાત છેડી.

તેના પિતાએ દુર્વ્યસન અને સટ્ટામાં લાખો રુપીઆની મીલકતનું પાણી કરી કેવા સંજોગો વચ્ચે નાદારી નોંધાવી, તેની માતાએ સાસરાના વૈભવોનો લેશ પણ ગર્વ રાખ્યા વિના ગરીબીમાં પોતાના પીઅરના તે શાન

અને પવિત્ર જીવનને ફરી અમલમાં મુકી ઢોરઢાંખર વસાવી તેમની સેવા કરી અને ધંધીએ જાતમહેનતથી તેણે અને તેની પુત્રીએ ઉપજ કરવાના કેવાકેવા પ્રયત્નો કર્યા તેનું તેણે વર્ણન કર્યું. પોતાથી એક મોટો તથા એક નાનો ભાઇ તથા નિરઘમી પિતા, માતા અને વિધવા બહેન એમ ૭ કુટુંબી-ઓનું ગુજરાન ચલાવવા સાલ્યભીમાં ઉછરેલાં તે માદીકરીએ કેવાંકવાં અસહ્ય સંકટો વેઠયાં અને પોતે ત્રણ ભાઇઓને કેળવણી આપવાની ઇચ્છાથી તેઓએ તે સંકટોને પણ સુખની માફક કેવી રીતે વધાવી લીધાં તેનું તેણે હૃદયદ્રાવક વર્ણન કર્યું.

અને પછી ઇશ્વરનો કોપ તેમના કુટુંબ પર ઉતરી આવ્યો. રવીંદ્રથી એ વર્ષે મોટો ભાઇ ચાર્જ દહાડાના તાવનો ભોગ થઇ ઉગતા ઉગતામા કરમાઇ ગયો. તેના મરણ પછી એકાદ માસમાં કોલેરાનો ભોગ થઇ તેનો પિતા અને બીજો ભાઇ મરણ પામ્યા ત્યારે તેનુ કુટુંબ કેવી ભયકર આફતથી છવાઇ રહ્યું હતુ, તેઓએ કેટલાકેટલા અપવાસો કરી રડીરડીને ગમગીન દહાડાઓ પસાર કર્યા હતા, તેનું તેણે હૃદયભેદક વર્ણન કર્યું. તે વર્ણન કરતાં તેની આંખોમાંથી આંસુની ધારાઓ વહેવા લાગી.

પિતા અને ભાઇઓના મરણ પછી તેની માતા અને બહેન તેના સુખ માટે તનતોડ મહેનત કરી રહ્યાં હતાં. અને તેની બહેને તો જીવનની દરેક પળ ભાઇનાજ હિતના વિચાર-માં ગાળી હતી. બે વર્ષ લગી ઠેક સુખમાં દિવસો ગયા. તેવામાં જગતમાં તેને સર્વથી પ્રિય એવી બહેન પણ વીદાય થઇ.

દીકરીના મરણનો આઘાત માતાને ઘણોજ લાગ્યો હતો. આગલા દુ:ખોમાં રહેલી હીંમત હવે ભાંગી ગઇ હતી; તેનું જોમ હવે ઘટી જવા લાગ્યું હતું; તેનો ઉત્સાહ મંદ પડી ગયો હતો. હવે તે ફક્ત રવીંદ્રને ખાતરજ પોતાનું જીવન નભાવી રાખવા ઇચ્છતી, તેને ખાતરજ દુ:ખો અને વિઘ્નો વેઠીને પણ સંતોષ-થી દહાડા કાઢતી.

આમ થોડાં વર્ષ ચાલ્યું એવામાં એક દિવસે દુધ દહોતી વખતે એક ભેંસ તોફાને ચઢી અને તેની માતાનો એક પગ છુંદી નાંખ્યો અને તેને અપંગ બનાવી. તે પછી તેને લાંબા કાળનો ખાટલો સેવવો પડયો અને તે વખતે રવીંદ્રે જાતે ઢોરોની બરદાસ કરવા માડી, પણ તેથી તેના અભ્યાસમાં ખલેલ પડવા માંડી અને તેનાથી બરોબર બરદાસ રાખી શકાઇ નહીં તેથી છેવટ તેમના ગુજરાનના સાધનરૂપ ઢોરોને પણ વેચી નાખવાં પડયાં. અને તેમની હાડમારી વધવા માંડી.

તેની માતા તેને વારંવાર લગ્ન કરવા કહેતી. તેમ જો કરે તો ફરીથી ઢોરઢાંખર વસાવાય અને તેનો અભ્યાસ નિર્વિઘ્ને ચાલુ રાખી શકાય, તથા તેની માતાને વૃદ્ધ અને અપંગ અવસ્થામાં ઘરકામમાંથી રાહત મળે. રવીંદ્ર પણ એવાજ મતનો હતો. પણ તેના પિતાએ નાદાર થઇ પ્રતિષ્ટા ગુમાવી હતી. તે ઉપરાંત તેમનું કુળ પણ નીચું હતું. તે છતાં પણ જો તેની પાસે નાણાંની કોથળી હાલવવાનું સાધન હોત તો કુળ કે પ્રતિષ્ટાની કોઇ પરવા કરતજ નહીં.

નાણાંની અનહદ તંગીને લીધે તેણે અભ્યાસ પડતો મુકી નોકરી લીધી. તે નોકરી-માં તેને મહેનતના પ્રમાણમાં ઠીક પગાર મળતો હતો. જો કે તે કંઈ બચાવી શકતો નહીં છતાં પણ તે બંનેનો નિર્વાહ સારી રીતે ચલી શકતો, છતાં તેની અપંગ માતાને માથેથી

નથી કે જેથી હું મારી આશા પુરી કરી શકું.

વળી બ્હેન, તે દિવસના બનાવ પછી તમારા સહવાસમાં હું આવ્યો, અને ત્યારથી મારા હૃદયને નવું જોમ મળ્યું છે. મારા હૃદયમાં કૈંક નવા ભાવો જાગ્યા છે. મેં તમારા ગુણો પારખ્યા છે. તમારી નિઃસ્વાર્થતા અને કૃતજ્ઞતાનો મને સંપૂર્ણ ખ્યાલ આવી ગયો છે. હું તમારા એ ગુણોનો દુરુપયોગ કરવા નથી માંગતો પણ એક માણસ તરીકેના હક્કથીજ, એક માણસના હૃદયમાં જે પવિત્ર લાગણીઓ ઉત્પન્ન થાય છે તેની પવિત્રતાની મર્યાદામાં રહીનેજ, હું તમારી પાસે તમારા હાથની માગણી કરું છું."

કિશોરી એકદમ ચમકી એકાએક જાણે ધરતીકંપ થયો હોય તેમ તેના હાથમાંથી રુમાલ પડી ગયો. તેની આંખમાં તેજ ભભુકી રહ્યું. તેના મુખ પર લાલાશ છવાઇ ગઇ. 'રવીંદ્ર' તે એટલુંજ બોલી શકી. તે એકદમ ઉભી થઇ ગઇ ને કૈં પણ બોલ્યા વિના તે જ્વાળા વર્ષાવતી રવીંદ્ર તરફ જોઇ રહી. રવીંદ્ર બોલ્યો ",કિશોરી, આમ એકાએક તમે ક્રોધ ના કરો. હું તમારી ભલમનસાઇનો ગેરઉપયોગ કરવા નથી માંગતો. મેં કરેલા તમારા પરના નજીવા ઉપકારનું ફળ મેળવવા ખાતર આ નથી કહેતો. મારા સુખને માટે એજ રસ્તો મને ઠીક લાગ્યો છે અને તેથીજ હું તમને તે કહું છું. મારા હૃદયમાં જે ભાવો ઉત્પન્ન થયા છે, અને જેમાં મને સંપૂર્ણ પવિત્રતા હોવાનો ભરોસો છે, તેજ હું તમને કહું છું મારી વાતમાં કેટલું વજુદ છે તે તમે શાંતિથી વિચારજો, અને પછી જો મારો કૈં પણ અપરાધ થયો હોય એમ તમને લાગે, તો તમે પ્રાયશ્ચિત્ત કહેશો તે હું કરીશ."

કિશોરી કૈં પણ બોલ્યા વિના ક્રોધ અને આવેશથી કંપતી ત્યાંથી જતી રહી.

## ૫

આજ ત્રણ દિવસ થયાં કિશોરી મને મળવા આવી નહોતી. એક દિવસ હું કામમાં હતો અને બે દહાડા હું માંદો હતો તેથી તેની તપાસ કરવા જઇ શકયો નહોતો.

તેને બંગલે જઇ ખબર કાઢતાં માલુમ પડ્યું કે તે પણ માંદી હતી. તેને શું થયું છે તેની તેની માતાને પણ ખબર પડતી નહોતી. તેના કહેવા પરથી જણાયું કે તે હરતી, ફરતી અને બીજું બધું જાતેજ કરતી પણ આખો દહાડો ગમગીન જણાતી. પહેલાં જેવું ખાતીપીતી નહીં. એકજ દહાડામાં તે અશકત થએલી જણાતી. તેની આંખો લાલ રહેતી. તેનું માથું દુખતું કે નહીં તે તે કહેતી નહીં અને ડોકટરની દવા પણ પીતી નહીં. બારણું વાસી સુનમુન જેવી બેસી રહેતી. કામ જેટલીજ વાતો કરતી. તેને જે જોઇએ તે આપવાનું કહેવામાં આવ્યું હતું પણ તે તો બધાની નાજ પાડતી. તે પહેલાં જેવું હસતી કે ગાતી નહીં. નહોતી કૈં ભરતી કે ચીતરતી; છતાં તે તો કહેતી કે તેને કૈં પણ થયું નહોતું.

આ બધું મેં તેની માતા પાસેથી જાણી લીધું. હું તો વિચારમાં પડી ગયો. મેં તેની ઓરડીનાં બંધ બારણાંની ફાટમાંથી જોયું તો તે કૈંક કાગળો ફેંદતી હતી. તેના મુખ પર ગ્લાનિની ઉંડી છાપ મારા જેવા સહવાસીના હૃદયના ઉંડાણમાં ભયંકર ચીરાડો પાડે . એ વાસ્તવિક હતું. મેં તેને આવી વિચારમગ્ન ગમગીન હાલતમાં કદી પણ જોઇ ન હતી..

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૦૧ ]

# હાફીઝની કાવ્ય પ્રસાદી

અનુવાદક:
શા. સાદીક

[ ફારસી ભાષાના સુપ્રસિદ્ધ કવિ હાફીઝ શીરાઝીને ફારસી ભાષાના પદ્ય સાહિત્યમાં માનનીય સ્થાન છે. તેમની કેટલીક સુંદર રુબાઈઓમાંથી અત્રે એક સરસ રુબાઈ રજુ કરવામાં આવે છે. —ઉપતંત્રી. ]



### રુબાઈ

જુઝ નક્શે તો દર નઝર નયામદ મારા,
જુઝ કૂએ તો રહગુઝર નયામદ મારા;
ખુશ આમદહ ખ્વાબ જુમ્લાહ દર દિદહ;
હક્કા કે બચિશ્મ દર નયામદ મારા

**ભાવાર્થ:**

મારી દૃષ્ટિમાં તારા રૂપ શિવાય કંઈએ દેખાતું નથી; તારી ગલી શિવાય બીજો માર્ગ મને જડતો નથી; સ્વપ્ન તો સૌને સારાં લાગે છે; (પણ) ઈશ્વરના સોગન કે તે પણ (સ્વપ્ન) મારી આંખોમાં આવતું નથી.



# રાજપુતાણી*

લેખક:
રા. ધૂમકેતુ

ચિત્રકાર:
રા. ચાચા

[આની આજ વાર્તા 'મુંબાઈ સમાચાર' ના ૧૯૭૮–૭૯ ના દીવાળી અંકમાં સ્વ. દાજી મહેમદૈ કૈસરઃ ભાષાંતરરૂપે છપાઈ હતી અને 'નવચેતન'ના પ્રથમ અંકમાં પણ તેની તેજ વાર્તા ફરી છપાએલી દેખાય છે. 'નવચેતન'નો છપેલો અંક બહાર પડ્યો ત્યારે આ વાર્તાના 'ફૉર્મ' છપાતા હતા. સાહિત્ય દૃષ્ટિએ પણ રા. 'ધૂમકેતુ'ની કૃતિનું સ્થાન વધારે ઊંચું છે, તેથી બંનેનું મૂળ એકજ હોવા છતાં આ વાર્તા પ્રસિદ્ધ કરવાનું અમને યોગ્ય લાગે છે.—ઉપતંત્રી, ગુજરાત.]

કેસરગઢની પાસે ગાઢું જંગલ ફેલી રહ્યું છે અને એક તરફ ડુંગરાઓની પરંપરા ચાલી જાય છે. કેસરગઢથી થોડે દૂર રામપુરા છે. આ બંને ગામના નાના જાગીરદારો વચ્ચે વંશપરંપરાથી વેર ચાલ્યું આવ્યું હતું. જ્યારે જ્યારે જાગીરદાર મરવા પડે ત્યારે પોતાના છોકરાને પ્રતિજ્ઞા લેવડાવે કે રામપુરા સાથે હડહડતું વેર હું ચાલુ રાખીશ. આ પ્રમાણે ત્રણ પેઢી પસાર થઈ ગઈ હતી અને અત્યારે ચોથી પેઢીમાં પણ એજ વેરના બીજ એમને એમ સાબુત પડ્યા હતા.

કેસરગઢના જાગીરદાર—સરદાર કલ્યાણસિંહને પુત્ર ન હતો પણ તેની પુત્રી સજ્જનકુંવર પુત્રની ખોટ ન જણાવા દે તેવી હતી. કેસરગઢના જ મહેલમાં સજ્જનકુંવર—પોતાના પિતા સાથે વારંવાર શીકાર કરવા જતી.

* આ વાર્તાનું વસ્તુ—The Or
માંથી લેવામાં આવ્યું છે. વસ્તુને વધ
નથી પરંતુ અસર તો સારી રીતે ર
'રાજપુતાણી'ના દોરેલા ચિત્ર પરથી

છેટેથી કદાચ એના કાળીનાગ જેવા ચોટલા-ની એકાદ લટ છુટી દેખાય તો ભલે, બાકી તે ઘોડા પર એવી અચ્છી સ્વારી કરતી, અને તેનો વેષ પણ એવા આબેહુબ પુરુષ જેવા હતો કે કોઇ તેને સ્ત્રી ધારેજ નહીં.

તે અસલ રાજપુતાણી હતી. એની અણીઆળી આંખમાં જાણે કસ્તુરી ભેળવીને કાજળ પુર્યું હોય, તેવી નૈસર્ગિક મોહક રેખા હતી. પ્રફુલ્લ ચહેરા પર એટલી વીરશ્રી હતી કે પુરુષને તેની પાસે ઉભા રહેતાં નાનમ લાગે. જ્યારે તે ઘોડા પર બેસીને કેસરગઢમાંથી બહાર નીકળતી, ત્યારે જાણે લક્ષ્મીની અધિષ્ઠાત્રી પોતે આવેલ છે એટલુ ગૌરવ એના અંગેઅંગમાં-થી ફાટી નીકળતુ; અને આટલુ છતાં કોમળતા એની રગેરગમાં ભરી હતી.

એના કંઠમાં સ્ત્રીને સહજ મૃદુભાવો ભર્યા હતા અને જ્યારે એના ચહેરા પરથી ગૌરવ સરી જતું, ત્યારે જાણે અઢાર વર્ષની કોમળ નવવધૂ, પોતાનો ઘુંઘટ ખોલીને મંદમંદ હસી રહી છે એમ લાગે. માધુર્ય અને વીરશ્રીનો ક્યાંક જે વિરલ મેળાપ કુદરત કરે છે, તેવો મેળાપ આ રાજપુતાણીના ચહેરામાં હતો—કેસરગઢની ઘણી સ્ત્રીઓ એને વારંવાર નીરખ્યા કરતી, ને તે પુરુષ નથી એમ જાણવા છતાં, "રડયું. આ સંજુબા સામે જુએ છે, ત્યારે જાણે કાળજું વીંધી નાખશે એમ લાગે છે!" એવું બોલ્યા વિના રહી શકતી નહીં. એ વાક્યમાં ખરી રીતે તો સ્ત્રીહૃદયનું તત્વજ્ઞાન ભર્યું છે. સ્ત્રીઓને એકલા માધુર્યમાં આનંદ આવતો નથી. એકલી શૂરવીરતા પણ તેમને ફાવતી નથી. આ બંનેનો મેળ હોય એવા પુરુષત્વભર્યા માધુર્યમાં સ્ત્રીઓને આનંદ અને આશ્રય બંને મળી રહે છે.

સંજુબા કલ્યાણસિંહ સાથે ઘણી વખત કેસરગઢના જંગલોમાં શીકાર કરવા જતી એની તલવારનો ઘા અચુક હતો એ સિદ્ધ થઇ ચુક્યુ હતું.

એક દિવસ આ પ્રમાણે સંજુ પોતાના પિતા સાથે શીકાર ખેલતી હતી. ચારે તરફ જંગલોમા, ખખડધજ ઝાડો ટોળીઆં કરી ઉભાં હતાં. ને ભયંકર વાંકળાઓ શબ્દ કરી-કરી દોડયા જતા હતા. આખું જંગલ બોલતું હોય, એવો અવાજ થઇ રહ્યો હતો; ને સામે કાંઠે મોટીમોટી બો ને બખોલો, મનુષ્યને ગળી જાય તેવા કોતરો ને તેની પેલી મેર જોતાં છાતી ફાટી જાય તેવા ભયંકર બોડા ખડકોની પરંપરા આવી રહી હતી.

સંજુ અહીં પોતાનો શીકાર શોધતી ફરતી હતી. કલ્યાણસિંહ ઘણે દૂર—પાછળ ઘુમતો હતો.. એક જગ્યાએથી તે પસાર થઇ કે તરતજ ઘરરર અવાજની સાથે એક વાઘ તેના પર કુદી પડયો. હમેશના પરિચયથી આ જંગલી પ્રાણીઓ પણ સંજુને ઓળખતાં થઇ ગયાં હતાં; અને એ નીકળે ત્યારે પ્રથમ હલ્લો કરવામાંજ ફાયદો છે એ સૌ અંદર-અંદર સભા ભર્યા વિનાજ સમજી ગયાં હતાં. વાઘ પ્રચંડ હતો: અને તેનો હુમલો પણ વેગભર્યો હતો. રાજપુતાણીની ઘોડીને તે વળગી પડયો હતો, પણ સંજુના મોં પર ગભરાટ કે ઉતાવળને બદલે રણકુશળ યોદ્ધાના જેવી ચપળતા અને સમયસૂચકતા હતાં; તેણે પોતાનું માથું જરા ઉંચું કર્યું; કપાળ પર આવતી એક બે લટ પાછી સરી પડી; ને તેણે તરતજ પોતાની પાસેનું સોનેરી ખંજર છેક મુઠ સુધી વાઘના પેટમાં ખોસી દીધું. આ હુમલાથી વાઘનો જંગલી સ્વભાવ યમના જેવું ભયંકર રૂપ ધરી, ઘોડીને છોડી, રાજપુતાણી

જોયાં હતાં; તેણે સંજુ સામે જોયું ત્યારે તે નીચા નેણે તેની સામે ઉભી રહી હતી અને પારો બાંધતાં-ઉખેડતાં કોમળ હાથ પર નહોડે એક વખત પ્રેમભર્યો હાથ મુકયો ત્યારે પણ સંજુ માત્ર મીઠું હસીને પોતાનું મો છુપાવી ગઇ હતી.

પ્રેમની ભાષા તો હમેશાં અર્ધવ્યક્તજ રહી છે, પણ સાગર આજે છેલ્લી રાત્રે વિચાર કરતો હતો કે સંજુને મળવું કે નહીં. તેનો ઓરડો તો એક પરસાળ ઓળંગો એટલે સામેજ હતો. સંજુ અને તેની દાસી બેજ જર્ણા ઓરડામાં હશે. અને સંજુની દાસી તો સંજુના ભાવ પ્રમાણેજ કામ કરવાની. એના હૃદયમાં ગડમથલ જામી હતી, હજી બંનેએ નીશાનીમાંજ પ્રેમ દર્શાવ્યો હતો અને આજે ભાષાને વચ્ચે લાવવી હતી.

* * *

રાત્રિના દસ થયા હશે. કલ્યાણસિંહ હજી પોતાના મંડળમાં બેસીને તડાકા મારતો હતો. તેની મેડીમાં ઉપલે માળે સાગર આમથી તેમ ફરી રહ્યો હતો. આકાશ નિર્મળ હતું, અને અનેક તારા ડોકીઆં કરીને દુનીઆનો પ્રેમ જોતા હતા

અચાનક સીતારનો મધુર સ્વર સંભળાયો. સાગરના હૃદયમાં જેમ ઉછાળા ચઢે તેમ રજપુતના હૃદયમાં તરંગો ચડવા લાગ્યા. તલવાર ધારણ કરનાર હાથની આંગળીઓ પર સ્વરનો સ્પર્શ થવા લાગ્યો.

આ હ ! આ કોણ? સજ્જન !–તે મનમાંજ બોલ્યો.

સીતારના સ્વરની સાથે સજ્જનનો સ્વર એકાકાર બની ગયો હતો. આ ગાનારી તલવાર પકડી શકે છે એમ કહેવાની હીંમત ન થાય. એકલું સ્ત્રીનું માધુર્યજ રેડાઇ રહ્યું હતું. કેટકેટલા વિરોધી ભાવોને સાચવનાર એકજ હૃદય! ..કદાચ વીરત્વની વ્યાખ્યાજ એ હોય કે અનેક વિરોધી સત્વોનું સુંદર મીલન.

રણકાર કરતો સીતાર બંધ પડયો ત્યારે સાગર ઓસરી ઓળંગી ગયો હતો. ને સજ્જનના ઓરડાની પાસે ઉભો હતો. વાઘને એક ઝપાટે બે કટકા કરી નાખનાર રાજપુત એ ઉંબરો ઓળંગતા પહેલાં વિચાર કરવા થંભ્યો હતો.

સજ્જનની દાસી કામ માટે બહાર નીકળી સાગર એક તરફ છુપાઇ ગયો. અજવાળામાંથી આવનાર એકદમ અંધારામાં કંઇ ન જોઇ શકે તે ન્યાયે, રાજપુતને તેણે જોયો નહીં. સાગર ધીમેથી અંદર ગયો. સંજુબા તેના પલંગ પર બેઠી હતી; ને તેનું માધુર્ય–શુક્રના તારા જેવું–એકલું નિર્મળ અને સુંદર શોભી રહ્યું હતું. મનુષ્ય જે શરાબ પીને મસ્ત બને છે તેવા શરાબનો રંગ તેના હાથ પગની પાની પર હતો; મોટી નિર્મળ આંખમાં, અત્યારે વીરત્વની માત્ર છાયા હતી અને તેને બદલે રગેરગમાંથી ફુટી નીકળતા યૌવનનું આસમાની તેજ ખીલી રહ્યું હતું. જ્યાં નજર કરો ત્યાં આંખ ઠરી જાય એટલું અમી અંગેઅંગમાં ભર્યું હતું. સુંદર સેંથો પાડેલા વાળ પર બંને બાજુ મોતીની માળા લટકી રહી હતી અને તેની સુંદર ઘાટીલી લાંબી નાકની દાંડી, અત્યારે તો નિશ્ચિત સ્વભાવ દર્શાવવાને બદલે, આત્માના ઉંડાણમાંથી આવતો પ્રેમનો નશો બતાવવાનું કામ કરતી હતી. કમળના ફુલમાંથી નીકળતી મંદ સુગંધ તેના શરીરની આસપાસ ફેલાઇ

વાસણનો ખખડાટ થયો.

બંને સુંદર સ્વપ્ન જેવી પ્રેમની અવસ્થામાંથી જાગ્રત થયાં:—

"કાલે તો હું જઇશ. મને સંભારશો ખરાં?"

"તમને જીવનથી જોડ્યા પછી સંભારવાના ક્યાં રહ્યા?..."

"પણ તમે ઠગશો નહી કે?"

"રાજપુતનું વચન"–તેણે પોતાનો હાથ સંજુના કમળપત્ર જેવા હાથમાં મુક્યો. સંજુએ તેના પર આત્માના અક્ષર જેવું ચુંબન મુક્યું.

"મારી 'સીતા' કહેવાનો આનંદ..."

તેનું વાક્ય અધુરું રહ્યું. કલ્યાણસિંહનાં પગલાં સ્પષ્ટ સંભળાયાં.

"મારા રામ!...જાઓ. જુઓ આ એનાં પગલાં. તમે સામે મોંએ મારો હાથ માંગશો કે?"

"હા."

"અને એ ના પાડશે તો?"

"તો–તો–વળી પ્રેમને દેશ કે કાળનાં બંધન હોય? લ્યો હવે મળીએ ત્યારે." તેણે સંજુના કોમળ હાથને બે હાથમાં લીધો, ને તેની સામે એક આનંદની દૃષ્ટિ નાખી, ઉતાવળે પગલે પોતાના ઓરડામાં ગયો.

* * *

૩

થોડા દિવસો એ વાતને વીતી ગયા છે. જે ભેદથી પ્રેમની વાત નવી ને નવી રહે છે, ને ભેદના પ્રભાવથી સજ્જન અને સાગરનાં હૃદય જુની વાતને હમેશાં નવી ધારી સંભારે છે.

કલ્યાણસિંહ એક ઢોલીઆ પર બેઠો છે, ને તેની સામે સજ્જન ઉભી છે. સાગરે, સજ્જનનો હાથ માગ્યો હતો અને કલ્યાસિંહે તિરસ્કારથી એ માંગણી પાછી ઠેલી છે. હજી પણ વાત નીકળે છે ત્યારે એ કહે છે કે, રાઠોડે મારું હડહડતું અપમાન કર્યું છે.

"જ્યારે એ માંદો હતો, ત્યારે અતિથીધર્મને માન આપી, મેં તેને સાચવ્યો. તેને બદલો, સાગરે એ આપ્યો કે તેણે તને ફોસલાવી દીધી. એ માણસને સ્વીકારતાં મારી એકોતેર પેઢી એની સામે પોકાર કરે છે. દીકરી, મારા ખાતર એનું નામ ભુલી જા. બાપ દીકરીની વચ્ચે અત્યારે સાગરનીજ વાત નીકળી હતી. અને કલ્યાણસિંહે સજ્જનને એ વાતજ ભુલી જવા કહ્યું."

"બાપુ! આ એકજ વાત એવી છે કે જેને ભુલવાનો પ્રયત્ન કરવો એ પણ પાપ લાગે છે!"

"પાપ લાગે છે? રાજપુતનો પીત્તો ઉછળ્યો. પણ તેણે શાંતિ રાખી તેનો સ્વર વધારે મોટો બન્યો. આ મકાનના જડ પથ્થર પણ સાગરની સામે ખડા થાય તેમ છે; એને મારા સંબંધી તરીકે સ્વીકારું તેનાં કરતાં એક વાઘને સ્વીકારું તો મને ઓછી શરમ લાગે એ વાત ભુલી જા."

સજ્જને શાંતિથી જવાબ વાળ્યો: "પ્રાણદાન દેનારનો બદલો માત્ર પ્રેમદાનથીજ વાળી શકાય. ઉપકાર ન જાણવો એ પશુતા છે."

"તેં એને જીવિતદાન આપીને બદલો વાળી દીધો–માટે હવે તું એ વાત ભુલી જા."

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૦૭]

મૈત્રેય ઉવાચ :

મુનિઓમાં શ્રેષ્ઠ! સ્ત્રી કોણે સરજાવી અને એને સરજાવવાનો હેતુ શો? એ પુરુષને અધમ કેમ કરે છે, અને એને ત્યાગેથીજ કેમ મોક્ષ મળે છે? ૧

હે પરાશર! જીવનમાં ને ધર્મમાં સ્ત્રીનું સ્થાન શું? બ્રહ્મચર્યથીજ તપની સિદ્ધિ કેમ? અને સ્ત્રીના ત્યાગથીજ તપની સિદ્ધિ છે તો સ્ત્રી પેદા કેમ થઇ? અને પેદા થઇ તો તેને અનધિકારી કેમ ગણી છે? ૨

હે વેદવિદોમા શ્રેષ્ઠ! સ્ત્રીઓના ત્યાગથીજ મોક્ષ મળે છે, એમ શ્રુતિ કહી ગઇ છે એમ અમે સાંભળ્યું છે: તો એવા ત્યાગીઓમાં પહેલો કોણ? અને તેણે શા માટે સ્ત્રીને ત્યાગી? આ બધા પ્રશ્નોનાં ઇતિહાસ ને નિરાકરણ અમે ધ્યાનપૂર્વક સાંભળવા માગીએ છીએ. ૩

પરાશર ઉવાચ :

સ્ત્રીજ સૃષ્ટિમાં કલંકરૂપ છે: અને એને ત્યાગેજ મોક્ષ મળે છે. એને ઘડ્યાથી સ્રષ્ટાની સંપૂર્ણતા પણ દોષવાન દેખાય છે—એમ, હે મૈત્રેય પરાપર્વથી વિબુધો કહી ગયા છે. ૪

સ્ત્રીઓને ત્યાજ્ય ગણવી એ અનાદિકાલથી આપેલી ચેતવણી છે. અને પુરુષો વીનવે છે એજ તેમના નિર્બલતા અને અધ:પતનના સાધનની સબલતા દર્શાવે છે. ૫

બધી ઉર્ધ્વગામી પ્રેરણાઓનો શત્રુ: તપની વિનાશક; મોક્ષ માર્ગમાં અંતરાય-એવી રાક્ષસી તે સ્ત્રી છે એમ જ્ઞાનીઓનાં વચન સપ્રમાણ છે. ૬

દર્શનથી તે ચિત્ત હરે છે; સ્પર્શથી તે બલ હરે છે:....* ..નારી પ્રત્યક્ષ રાક્ષસી છે. ૭

* આ જગ્યાએ મત કાઢેલી છે.

આ જ્ઞાન આદ્ય ત્યાગી કંડુમુનિના આખ્યાન નથી મળે છે. બ્રહ્મચર્યના રહસ્યની પ્રતિતી થાય એવું આ આખ્યાન પૂર્વે બ્રહ્માએ સનકાદિ ઋષિઓને કહી સંભળાવેલું છે.

આ કંડુમુનિ પ્રજાપતિ દક્ષની માતા આદ્ય સ્ત્રી મારિષાના પિતા હતા. એમના વડેજ સ્ત્રીઓ અને બ્રહ્મચર્ય બંને પ્રગટ્યાં. એમના વડે આખી સૃષ્ટિ પેદા થઇ. ૯

એ શ્રોતવ્ય અને વક્તવ્ય છે; એના શ્રવણથી મોક્ષ મળે છે. એ ત્રણકાલ સમરવા જેવું છે અને એનાથી સંસારસાગર સહેલાઇથી તરી શકાય છે. ૧૦

મૈત્રેય ઉવાચ :

હે પરાશર! તમે અમારી ઉત્કંઠા ઘણી વધારી છે. મોક્ષના માર્ગનું સાધક એવું એ આખ્યાન અમને શ્રવણ કરાવો. અમે એકાગ્રચિત્તે તે સાંભળવા ઉત્સુક બન્યા છીએ. ૧૧

પરાશર ઉવાચ :

હે મૈત્રેય! સૃષ્ટિના આરંભમાં ગોમતીને રમ્ય તીરે સ્વચ્છ ને નાનકડી પર્ણકુટિમાં શાંત ને એકલા આ મુનિઓમાં મોર અડગ રીતે તપ આચરતા હતા. ૧૨

પ્રાણને રોધી, ઇંદ્રિયોને દમી, નાસિકાગ્રે નયનો રાખી પૃથ્વીના વિશાળ એકાંતમાં અપૂર્વ નિર્લેપતા તે અનુભવી રહ્યા હતા. ૧૩

સ્ત્રી કે સંસાર, તેમનાં અનુગામી પાપ ને દુ:ખો હજી ઉદ્ભવ્યાં નહોતાં; અને જાણે ભાવિના ભાગ્યે વદતા હોય તેમ મુનિવર્ય નદોષ સૃષ્ટિને પહેલેથીજ દોષરહિત કરવા મથી રહ્યા હતા. ૧૪

અને તે પર્વતમાં સ્વચ્છંદે વિહરતા, અને વાદળની સુરમ્ય રેખાઓને અવારનવાર ઢાંકતા. ૩૦

ચંદ્રબિંબ મીઠું હસતું. તેની સુમધુર મોહકતા ન જોઈ શકવાથી મુનિએ વાદળાની રેખાઓ તરફ નજર કરી. અને અપૂર્વ આનંદભર્યો ઉત્સાહ તેમની રગેરગમાં ઉછળી રહ્યો. ૩૧

આ ઉત્સાહ અપરિચિત હતો જ્યાં આવા આનંદનો અનુભવ તેમના તપની પરમ સિદ્ધિ દાખવતો હોય એમ બળ પામવા મથતા એ યોગીંદ્રને લાગ્યું. ૩૨

મુનિએ સૂર્ય તરફ જોયું તો તે ઝાંખો લાગ્યો; પૃથ્વી તરફ જોયું તો તે નિસ્તેજ દેખાઈ. માત્ર અંધારી થતી સૃષ્ટિમાં તેજનું મુખ પેલું વાદળું જ હતું. અને તપથી તેજસ્વી બનેલી મુનિની દૃષ્ટિ એ તેજ શીવાય બીજે ઠરી નહીં. ૩૩

"શું કરો છો?" એમ સુમધુર સ્વરે પેલા વાદળાએ પુછ્યું, અને ચારે દિશામાં આનંદના તરંગો સૃષ્ટિને વીંટી વળ્યા. ૩૪

મુનિએ અનહતનાદ, પ્રકૃતિનાદ ને બ્રહ્મનાદ એમ વિવિધનાદ સાંભળ્યા હતા, ને પોતાનો અવાજ ઝાડીની ઘટામાં ને ગુફાના અંધકારમાં પ્રતિશબ્દ કરતો સાંભળ્યો હતો; પણ આવો અવાજ તેમણે કદી સાંભળ્યો નહોતો. ૩૫

તેમને તે અવાજ બ્રહ્મનાદના સાર સમાન લાગ્યો. તેમની નસેનસમાં અદ્ભુત સંગીત પ્રસરી રહ્યું. તેમના અંતરમાં અજબ પ્રેરણા થઈ: હર્ષાનિ તે પાષાણની બહાર નીકળી પેલા ગગન તરફ આવ્યા. ૩૬

પણ પાસે જઈ મુનિ સ્તબ્ધ બની ઉભા. રમણીય વાદળાના આકર્ષણનું પ્રાબલ્ય વધવાથી તે હાલી શક્યા નહીં. માત્ર તે ચંદ્રબિંબથી સ્તન, સ્તનથી[1] ....—....તે પગ સુધીની રમણીયતા જોઈ જ રહ્યા. ૩૭

વાદળું હસ્યું; તેના હાસ્યથી તે ચિંતનપ્રજ્ઞનાં રોમાંચ ખડાં થયાં. તેમણે વાદળામાં રહેલા મુખ જેવા ચંદ્રબિંબ પર નજર ઠારી તો તેના હોઠમાં કંઈ નવીનતા જણાઈ. સ્પર્શે એ હોઠ કેવા લાગશે એવો સ્વાભાવિક વિચાર અહિંસાદિ યમ જેમણે સંપૂર્ણ રીતે સાધ્યા છે એવા તપસ્વીના ચિંતનશીલ મગજમાં સ્ફૂર્યો. ૩૮

મુનિએ પણ હસી દીધું. હસવું જાણે એક લહાવો હોય તેમ તેમણે હસ્યા જ કર્યું. તે પાસે આવ્યા તો જોયું કે વાદળું પારદર્શક નહોતું, પણ તેમના જેવું સ્થૂલદેહી હતું. તેમના અચંબાનો પાર રહ્યો નહીં. ૩૯

વાદળનો સ્વભાવ વાયુ જેવો સૂક્ષ્મ છે એવા જ્ઞાનવાળા આ મહાતપસ્વીને આ રમણીય વાદળને બે હાથે સ્પર્શ કરી તેની સ્થૂલતાની ખાત્રી કરવાની અત્યંત ઉત્કંઠા થઈ. ૪૦

"તમે અહીંઆં એકલાં જ છો?" એવો મધુર અવાજે પ્રશ્ન કરતું તે વાદળ આશ્ચર્યચકિત નયનોથી તે મુનિને જોઈ રહ્યું. ૪૧

મુનિ એકલા જ જન્મ્યા હતા; એકલા જ રહેતા હતા; અને એકલા જ મરવાની આશા રાખી રહ્યા હતા. તેમના જેવા આજન્મ આત્મનિષ્ઠ સાથીની આકાંક્ષા હતી જ નહીં. ૪૨

૧. અહીંઆં મૂળ ફાટી ગઈ હોવાથી કંઈ શબ્દો ખૂટે છે

તેમને લાગ્યું કે પ્રમ્લોચાથીજ શરીરમાં પ્રાણ છે ને વ્યોમમાં સૂર્ય છે અને તેનાજ વડે તે જીવે છે, ને તેના જવાથી તે નક્કી મરવાના. ૬૦

આ જ્ઞાનની પ્રાપ્તિ થતાં મુનિની આંખમાંથી આસું સરવા લાગ્યાં: અને પ્રણિપાત કરી ન જવાની પ્રાર્થના તેમણે, ગદ્ગદ કંઠે કરી. ૬૧

મુનિની પ્રાર્થના જેના હૃદયમાં વસવા માંડી છે એવી તે અપ્સરાએ આખરે પુછ્યું: "હું અહીંઆં રહું પણ કરું શું?" ૬૨

"હું ફળ આપીશ, ફૂલ આપીશ, પવન ઢાળીશ" એવાં વચનો કહ્યા છતાં પણ તે અપ્સરા રીઝાય નહીં, એમ જોતાં તે મુનિના ખેદનો પાર રહ્યો નહીં. ૬૩

"હું તારા પગની રજ થઇ રહીશ. હું તને નિરન્તર રીઝવ્યા કરીશ. ને તું જશે તો હું દેહ આપીશ." એવા શબ્દો વડે હાથ જોડી તે અરજ ગુજારી રહ્યા. ૬૪

તે અપ્સરા કઠણ હૃદય કરી રખેને ચાલી જાય એવો ભય જેને વ્યાકુળ કરી રહ્યો છે એવા મુનિ તેના પગ પર માથું મુકી અનેક વાર તેને વીનવવા લાગ્યા. ૬૫

કોમળ હૃદય જેનું આર્દ્ર થયું છે એવી અપ્સરા [illegible] નીકળી વળી 'આ શું કરો છો?' એમ બોલતી તે મુનિને ઉઠાડવાને ઉદ્યુક્ત બની. ૬૬

અપ્સરાનો સ્પર્શ થતાં રોમેરોમ જેને અગ્નિ વ્યાપી રહ્યો એવા મહાત્મા કુદીને ઉભા થયા અને યાચકની નમ્રતા વીસરી તે અપ્સરાને વળગી પડ્યા. ૬૭

દેવાંશી અપ્સરાનો દેહ આકાશ તત્ત્વોનો છે કે પાર્થિવ તત્ત્વનો, દાબે એ દેહ રહે છે કે પીગળી જાય છે એનો કે નિર્ણય કરતા હોય તેમ તે મુનિ અપ્સરાને જોરથી દાબી રહ્યા. ૬૮

આ અપ્સરાના મુખચંદ્રમાંથી સુધા વહે છે કે નહીં, એ પરમ ગહન વિષયનું એકાગ્રતાથી નિરાકરણ કરતા હોય તેમ મુનિ તેના અધરનું પાન કરવા લાગ્યા. ૬૯

આ ઉત્સાહ ને અધીરાઇ જોઇ તે કામલાગી અપ્સરાએ હસતે નયને અને "હું રહીશ, હું રહીશ." એવે શબ્દે તે મુનિને આશ્વાસન આપ્યું. ૭૦

પછી મુનિ અને અપ્સરા નિર્જન સૃષ્ટિની ફાલેલી કુંજોમાં વિહરવા લાગ્યાં, અને પુષ્પોના હારથી એકમેકને શોભાવવા લાગ્યાં. ૭૧

પર્વતના શૃંગો પર અને નદીઓને તીરે એમ એનું સુમધુર ને ભાવભીનું સંગીત દશે દિશામાં મોહક પ્રતિશબ્દ પાડવા લાગ્યું. ૭૨

હસીહસીને બોલાવવાથી, એક બીજા પાછળ રમતમાં દોડવાથી ઉદ્ભવેલા અને પરસ્પર દીધેલાં ચુંબનોના અવાજથી બધી ખીણો સશબ્દ થઇ રહી. ૭૩

દિવસે વૃક્ષની શીતળ છાયા નીચે અને રાતે ગોમતી તીરની રેત પર એક બીજાની ફરસતામાં, અપ્સરાના કેશથી આચ્છાદિત બની, હૃદય પર હૃદય ને અધર પર અધર રાખી તેમણે સમય વીતાવવા માંડ્યો. ૭૪

ગોમતીના નીરનાં ફોર ઉડાવી એક બીજાને ભીંજવતા, અને પાણીમાં ડુબકી મારી એક બીજાને વિહ્વળ બનાવતાં એમનો [illegible] ચાલ્યો જવા લાગ્યો. ૭૫

# અંક પહેલો

## પ્રવેશ ૧ લો

### ઔરંગઝેબ

આપણા વિશાળ રાજ્યના કયા કામ તરફ અત્યારે આપણે ખાસ લક્ષ આપવાનું છે? માન પ્રધાન! રાજ્યના વાલી તરીકે આપણું ધ્યાન આપણે તે તરફ આપીએ.

### વઝીર

જહાંપનાહ! આપ સલામતની ઇચ્છા મુજબ આજે તો આપણા પવિત્ર દીનના સુન્ત બદા બોખારાના બાદશાહ અબદુલ્લાનું સ્વાગત કરવાનું છે.

### ઔરંગઝેબ

ચાલો ત્યારે તે કામ પહેલું. [બાદશાહ અબદુલ્લાના દૂતના આગમનની ખબર આપનાર નોબતો વાગે છે બે માણસો દરબાર તરફ આવે છે ઔરંગઝેબનો એક ખીદમતદાર તેમને લેવા જાય છે.]

### ખીદમતદાર

મિત્રો! પધારો, પધારો, [દૂતને સિંહાસન પાસે લઈ જાય છે.]

### દૂત

[બાદશાહને સાત સલામો કરીને] બાદશાહ મહાન ઔરંગઝેબ! આફતાબે ઇસ્લામ! દીનપનાહ! અમારા બાદશાહ અબદુલ્લા આપને વંદન કહાવે છે, અને આપને મળવા ઇચ્છે છે.

### ઔરંગઝેબ

[પ્રધાન તરફ ફરીને] ફઝલાદીન! આપણા મહાન મહેમાનના આગમન માટે યોગ્ય તજવીજ કરો. અને આ શુભ સમાચાર આપનાર એ દૂત! મારી આ મહોર લઈને અમારા એ ધર્મબંધુ પાસે તું સત્વર જા; અને અમારા દરબાર તેમના આગમનથી પવિત્ર કરવા માટે તેમને અમારા તરફથી વીનતી કર.

દૂત તથા ફઝલાદીન જાય છે.

### ઔરંગઝેબ

[વઝીરને] આપણે બહુજ સાવધ રહેવું જોઈએ. આપણે કેમ જાણી શકીએ કે આ દૂત અને તેના શેઠ બધાજ ઠગ ના હોય! માટે સિપાહીઓને કહેજે કે આ લોકો ઉપર દેખરેખ રાખે. નહીતો કદાચ આ લોકો આપણી બેદરકારીનો લાભ લઈ લેશે.

### વઝીર

જહાંપનાહ! આપ બેફીકર રહો. અમે બધી તપાસ કરી છે, અને તે લોકોની શુભ ઇચ્છાની અમને પુરી ખાત્રી થઈ છે.

નોબત વાગે છે. બોખારાના બાદશાહ ખીદમતદારો સાથે પ્રવેશ કરે છે. ઔરંગઝેબના દરબારીઓ ઉભા થઈ જાય છે. ઔરંગઝેબ પોતે ઉઠીને તેને ભેટે છે, અને પોતાની બાજુમાં સિંહાસન ઉપર બેસાડે છે. તેના અંગરક્ષકો સાવધાન થાય છે.

### અબદુલ્લા

બાદશાહ ઔરંગઝેબ! તમે તમારી આગળ એક રાજાને જોતા નથી. તમે ફક્ત પયગંબરના એક ગરીબ બંદાને અને મક્કા હજ કરવા જતા અબદુલ્લાને જુઓ છો. આ

પરણવાનાં હોય એમ ગણાઇ ગયું હતું. બંને રોજ સાથે ફરતાં, સાથે રમતાં. ભાવિ વરવહુ ગણાએલાં હોવાથી એ વીશે કોઇ વાંધો લેતું નહીં. આજ પણ એવીજ રીતે બંને ફરવા નીકળ્યાં હતાં.

"ને પછી તારે મારી સાથે મુંબાઇ આવવાનું છે. બા ને બાપા વાત કરતાં હતાં કે મારે તો સુષેણને તરતજ ઓરડી મંડાવી આપવી છે. લોજમાં ખાઇખાઇને તો મારા છોકરાનું અડધું નુર ઉતરી ગયું. આપણે બંદા એવા મલકાણા કે કૈં કહેવાનીજ વાત નહીં." સુષેણે કહ્યું.

શ્રીદેવીએ તાળી પાડી. "તમારી જોડે મુંબાઇ આવવાનું? કેવું સરસ! હવે કાકીને કહીશ કે આવજો મને શીખામણ આપવા ત્યાં."

"આપણે ત્યાં રોજ ફરીએ ફરવા જઇશું. ને તને પેલી 'ગુલાબનિંદ'ની વાર્તા ગમે છે ને હું વાંચી સંભળાવીશ. એમાં રમાના પત્રો બહુ સરસ છે. એક નાનો સરખો કુકર લાવીશું એટલે રાંધવાની તો બહુ ખટપટજ નહીં કરવી પડે. હું કોલેજમાં જાઉં તેટલો વખત તો તું એકલી; પણ તે તો શું કરીએ? પણ તેટલામાં તું મને સરસસરસ કાગળો લખજે. સીરી! તારા કાગળો એવા સરસ હોય છે! ને રજા હશે ત્યારે તો આપણે કેનેરી ને ગોડબંદર ને એવેએવે સ્થળે ફરવા જઇશું. સીરી! કેવુ સરસ! હું ને તું એકલાં. આપણે દુનીઆમાં કોઇની પરવા નહીં." સુષેણે ભાવિ જીવનનાં સ્વપ્નો અત્યારથી જોવા માંડ્યાં. એના વદન પર ઉમંગ છવાઇ રહ્યો.

"પણ સુષુ! ત્યાં મારાથી તને કે સુષુ કહેવાશે? બધાં કહેશે કે વરને તે એવી રીતે બોલાવાય?" શ્રીદેવીને શંકા નડી.

"કેમ નહીં? હું તો તારો સુષુજ રહેવાનો ને તું મારી સીરી ને દેવડી......"

"ને પછી?"

"પછી શું? એક હતો સુષુ ને એક હતી સીરી; તે ગયાં પરણી ને મઝા કીધી ઘણી."

શ્રીદેવીએ સુષેણને એક ધક્કો માર્યો. "જા બા, તું તો એમ તોફાનજ કર્યાં કરે છે. પણ મને તો ગભરાટ છુટે છે. મને ઘર માંડતાં તો કૈં આવડતું નથી. હજુ ખીચડી ને પુરી ને શાક એવું એવુંજ રાંધતાં આવડે છે. બા તો મને કૈં કરવાજ દેતી નથી. ને પછી......ત્યાં શું થશે?"

"ગાંડી! હું છું ને. ને જો, સાદું ખાવામાંજ મઝાહ. લોકો ખાવામાં ને ખાવામાંજ બધો વખત બગાડી મુકે છે. મને પણ થોડું ઘણું તો આવડે છે. તારે જરાએ ફીકર કરવી નહીં."

"ને સુષી! મને ત્યાંની છોકરીઓ જેવા સરસ વાળ હોળતાં ને કપડાં પહેરતાં નથી આવડતા ને હું તને સાવ ગામડીબાઇ જેવી તો નહીં લાગું ને?" શ્રીદેવીએ જરા આંખો નચાવી.

"અરે! હું તને એવો સરસ સેંથો પાડી આપીશ? ને તારી સાડીની પીન હુંજ નાંખી આપવાનો. મને બધું આવડે છે ને?"

"તે તું આ બધું ક્યાં શીખી આવ્યો?" શ્રીદેવી વહેમાઇ. "ના બા, મને તો એવું નહીં ગમે. હું તો જેવી છું તેવીજ રહેવાની."

"ગાંડી થઇ કે પાછી? તું તો છે તેવીજ મને ગમવાની. પણ કોઇક દહાડો તને ભપકો મારવાનું મન થાય તો તે પણ હું કરાવવાનો. તારી સખી પણ હુંજ ને સ્વામી તો છુંજ; ને દાસી પણ હુંજ થવાનો. તું જોજે તો ખરી! આપણે એવી મઝાહ કરીશું."

"હાયહાય, આજ સંચો સળગાવવો તો રહી ગયો.' હવે શ્રીદેવી રડવા જેવી થઇ. "સુધુ! મને કે આવડતુ નથી ને તારી એક સગવડ મારાથી સચવાતી નથી."

"જો પાછી ગાંડી થઇ કે?" સુષેણે તેને પટાવવા માંડી. "આ આધરણનુ પાણી તો હવે નકામુ છે અને ઉપર મુકેલાં ઢોકળાં કે એને અડકયાં નથી કે તે અછુ થાય. ચાલ, મને તે નહાવા આપને."

શ્રીદેવીનાં આંસુ સુકાઇ ગયાં. "અરે હા, તે તો મને સુઝયું જ નહીં." શ્રીદેવીએ ઝટ પાણી ઉતારી તેને નહાવા આપ્યુ ને જેમ તેમ કરત થોડીક ભાતભાતના નમુનાઓ જેવી પણ ખાઇ શકાય એવી રોટલીઓ તૈયાર કીધી. સુષેણ નહાઇ રહ્યો ને બંનેએ હસતાં રમતાં કાચી રોટલીઓ ને ખવાય તેટલાં મુરબ્બો ખાધા. એમને મન તો એ ભોજનમાં જે રસ હતો તે દેવોના અમૃત કટોરામાંએ નહતો.

બંને જમી રહ્યા ને શ્રીદેવીએ કેકથી સુડીસોપારી શોધી કાઢયાં. સોપારી આપતાઆપતા શ્રીદેવીએ કહ્યું: "સુધી! કયારે પાછો આવશે?"

"કોલેજ પુરી થાય કે તરતજ."

"જો વહેલો આવજે હોં. મને ગમતું નથી."

"ને મને?" સ્નેહભીની આંખે સુષેણ જોઇ રહ્યો. અચીંત્યો ઉમળકો આવતાં તેને ચુમી અને તે ગયો.

શ્રીદેવી થોડી વાર તેને જતો જોવા ચાલની ગેલેરીમાં જઇ ઉભી. તેને દૃષ્ટિ પહોંચે ત્યાં સુધી જતો જોયો ને પછી પાછી આવી થોડી વાર આરામ ખુરશી પર આંખો મીંચી પડી રહી. જરા વારે તે મનમાંજ બબડી: "સુધી! વહાલા!" ને એના મુખ પર સ્મિતની આછી રેખાઓ પથરાઇ રહી.

પડોસની ચૌદ વરસની કુમારી પદ્મા દ્વારમાં કયારનીએ આવી તેને જોતી ઉભી રહી હતી. થોડી વારે એનાથી ન રહેવાયું એટલે બોલી ઉઠી: "શ્રીબહેન! ધ્યાન ધરો છો કે?"

શ્રીદેવી જરા શરમાઇ. "કોણ પદ્મા બેન! આવો આવો. કે ગમતું નહતું તે જરાક બેઠી હતી."

"એટલામાંજ! હજુ તો હમણાંજ સુષેણ ભાઇ બહાર ગયા." પદ્મા હસી, "જમ્યાં કે હવે?"

શ્રીદેવીના મુખપર શરમની રતાશ ચઢી. પણ સમવયની સખી આગળ એ શરમ એની જીભ બંધ કરે એમ નહોતી. "આજ તો જમવાની ઘણીજ મજાહ પડી. જાણે એવું થયુ કે દાળ તો બળી ગઇ ને ઢોકળાં તો ચઢયાંજ નહીં."

"ને પછી?"

"મે ઝટઝટ રોટલીઓ કરી નાંખી ને અમે બંનેએ મુરબ્બો ને રોટલી ખાધાં."

પદ્માએ આસપાસ નજર નાંખી અને ઘરમાં ચારે તરફ વ્યાપી રહેલી અવ્યવસ્થા જોઇ. તેને આ બીચારી બીનઅનુભવી છોકરીની દયા આવી. એની નજર ટેબલ પર ગઇ ને સુષેણના ગમેતેમ ગોઠવેલી ચોપડીઓ જોઇ તેણે પુછ્યું: "સીરી બેન! આ બધી શાની ચોપડીઓ છે?

"એમનીસ્તો. એ કોલેજમાં ભણે છે ને?"

"હું જોઉં કે?"

"હા, જુઓને. કોઇકોઇ વાર મને પણ એ એમાંથી વાંચી સંભળાવે છે." શ્રીદેવીએ એક બે ચોપડીઓને હાથ અડકાડયો પણ પાછી એમને એમજ મુકી દીધી.

"વહેલો આવ્યો. ચાલ, આજ સીનેમામાં જઇશું?"

"પણ પછી જમવાનું?"

આવતાં ચોપાટી પરથી ગંડેરી ને કુલ્ફી ખાઇ લઇશું"

"હા, ચાલ ત્યારે."

શ્રીદેવીને કૈંક યાદ આવ્યું "સુષુ! આજે પદ્મા બ્હેને તારે સારું સરસ ચેવડો કરી મુક્યો છે"

"એમ કે?" ખાસ ધ્યાન આપ્યા વગર સુષેણે કહ્યું. પદ્માનો જીવ આટલી બધી બેદરકારીથી જરા કપાયો. પણ સુષેણનું ધ્યાન તેના તરફ નહોતું. તેનું મન તો આજ શ્રીદેવીને બહાર લઇ જવાના ઉલ્લાસમાં હતું. ચાલ, હવે વહેલી થા." કહી તેણે કપડાં પહેરવા માંડ્યાં.

"સીરી! આ કોટનું બટણ તો તુટી ગયું છે. જરા ટાંકી આપતો."

"ઉભો રહે, હું સોયદોરા શોધી કહાડું." સીરીએ કહ્યું ને તેણે શોધવા માંડ્યાં: પણ સોયદોરા જેવી ક્ષુદ્ર વસ્તુનો વિચાર મુંબાઇ આવ્યા પછી શ્રીદેવીએ ભાગ્યેજ કર્યો હતો. પોતાને આમ ભુલી જવાની શિક્ષા કરવા તેઓ પણ કૈંક સંતાઇ ગયાં હતાં. સુષેણ હાથમાં કોટ રાખી સોયદોરા શોધતી શ્રીદેવીના રૂપાળા અંગની ગતિને થોડી વાર નીરખીજ રહ્યો.

"ચાલ, રહેવાદે હવે, ચાલશે વાર લાગે છે." તેણે છેવટે થાકીને કહ્યું.

છેવટે અર્ધા કલાકે બન્ને જણ પરવાર્યાં. પદ્મા મુંગે મોંએ કૈંક વિનોદથી આ ગમ્મત જોયાંજ કરતી હતી. સુષેણને આ કૈં બહુ પસંદ પડયું નહીં. તે જરાક ચીઢવાયો. "સીરી! કેટલી વાર?"

"આ આવી. પદ્મા બ્હેન મારું આ બારણું દઇ ચાવી તમારી પાસે રહેવા દેજો. જોઇએ તો અહીં બેસીને વાંચજો." ઉતાવળે-ઉતાવળે એટલું કહ્યું ને બન્ને જણ ગયાં.

પદ્મા ઉભી થઇ. જરાક બહાર જઇ બન્નેને



"સીરી! પિનાઉનું —

જતાં એણે જોયાં ને પાછી અંદર આવી મેજ પાસે જઇ એણે બે ત્રણ ચોપડીઓ આમતેમ ઉથલાવી; પણ પાનામાં જોયા વિનાજ મનમાં કૈંક બબડી: "કેવું સુખી

બીનઅનુભવી બાલાજ હતી. પણ બહારની દુનીઆ સાથેનો તેનો પરિચય તો તે વખત જેટલો પણ નહતો.

સુરેશ પણ આ ખરી છતાં ખરી નહીં એવી દુનીઆમાં વસતો પણ તે કોલેજમાં જતો. કોલેજના મિત્રોની સાથે તે પ્રસંગમાં આવતો વાંચવાનો પણ એને શોખ હતો. ને તેથી બુદ્ધિથી રચાએલી દુનીઆ સાથેનો એનો સંબંધ છેક છુટી નહોતો ગયો. બાલપણથી એનો સ્વભાવ મહત્વાકાંક્ષીએ હતો. સ્વપ્ન જેવી મુગ્ધ સ્નેહસૃષ્ટિમાં એ બધી વસ્તુઓને ક્યાં સુધી તો અવકાશ નહીં મળ્યો પણ પછી તો ધીમેધીમે એને એ મર્મનું સ્મરણ થવા માંડ્યું. ને સીરીને એ બધામાં ભાગ લેતી કરવા એણે પ્રયત્ન આરંભ્યો. પણ સુરેશમાજ મગ્ન થએલી સીરીને બીજા કશામાં રસ પડતોજ નહીં. સુરેશ વય અને અનુભવ બંનેમાં વધતો. સીરીનાં વય અને અનુભવ કશું વધતું દેખાતુંજ નહીં. આથી સીરી પર સુરેશનો સ્નેહ ઓછો તો નહી થયો પણ કોઈકોઈ વાર એને કચવાટ થયા વિના રહેતો નહીં શ્રીદેવીથી આ વસ્તુસ્થિતિ અનજાની નહીં કોઈ-કોઈ વાર તો એ ખુબ મુઝાતી. સુરેશ ખીજાય તો બાલકભાવથી તેના સામુ જોઈ રહેતી શ્રાવણના સરવરીઆ જેવાં અશ્રુબિંદુઓ વરસાવી પણ દેતી, પણ સુરેશના એક સ્નેહશબ્દે થોડીવારમાજ એ બધું ભુલી જતી ને પાછી હસતી, રમતી, લાડ કરતી બાલા થઈ જતી.

એક સવારે સુરેશ ટેબલ પાસે બેસી ચુપચુપ છાપુ વાંચ્યા કરતો હતો: શ્રી દેવીએ ચાના બે પ્યાલા લાવી ટેબલ પર મુકયા ને સુરેશનું ધ્યાન ખેંચવાની થોડી રાહ જોઈ....

"સુ! આ ઠંડી થાય છે.'

જાગતો હોય તેમ, 'હં'' કહી સુરેશે પ્યાલો હાથમાં લીધો. ને છાપામાં નીચું જોયું. શ્રી દેવીએ પણ પ્યાલો હાથમાં લીધો પણ તેનો હાથ તે લેતાં ધ્રુજ્યો. એક પ્રયત્ન કરી તેણે તે અટકાવ્યો અને ચા પીવા માંડી. પણ બે ઘુંટડા પીધા પહેલાં તો તેની આંખમાંથી અશ્રુબિંદુઓ સરી પડ્યાં. સુરેશે તે જોયાં, તેણે પ્યાલો મુકી દીધો ને પાસે આવ્યો.

"દેવડી! આ શું? તું રડે છે?"

પ્રશ્નની સાથે શ્રીદેવીનાં આંસુઓ વધારે ઉભરાયાં. ને મોકળું મુકીને રડી પડી. સુરેશે તેને હાથમાં લીધી.

"સીરી! વહાલી! તને શું થયું?"

જવાબમાં સીરીએ હીબકાં પર હીબકાં ખાધા. થોડી વારે તે શાંત પડી ને આંસુ લુછી નાંખ્યાં.

સુરેશે આતુરતાથી ફરી પુછ્યું: "સીરી? મારી વહાલી! શું થાય છે?"

"કૈં નહીં." મુખ નીચું કરતાં શ્રી દેવીએ જવાબ આપ્યો.

સુરેશે જોરથી તેનું મુખ ઉંચુ કર્યું. "ના, કહે, શું થાય છે?" તેની આંખમાંથી સ્નેહ નીતર્યો.

શ્રીદેવીએ તેના વક્ષઃસ્થલમાં મુખ સંતાડ્યુ "કહું?"

"હા, કહે."

"વહાલા! આજ કેટલા દિવસથી તારા મુખ પરથી તારૂં પહેલાનું હાસ્ય સુકાતું જાય છે. કોઈ દહાડો તું ક્રોધ દર્શાવતો નથી છતાં નાનીનાની બાબતમાં તું ગુસ્સે થતો હોય એવું મને લાગે છે. મારા મુખ સામે જોઈને જાણે ત્યાં કૈં ખુટતું હોય તેમ ઘણી વાર નિઃશ્વાસ નાંખતાં મેં તને જોયો છે.



# અવતાર


અનુવાદક

રા. વિજયરાય કલ્યાણરાય

—વૈદ્ય, સાહિત્યમર્મજ્ઞ




[ અદ્ભુત રસિક ટૂંકી કથાઓના લેખક થીઓફીલ ગોતીએની આ કૃતિ છે. આ વાર્તા વીશે એક વિવેચક લખે છે કે "તેમાનું વસ્તુવિધાન ઘણી કુશળતાથી થયું છે અને નાજુક પ્રસંગોને ક્યાંયે ખરા કલ્પનાની કળાથી આલેખ્યા છે."]

૧

ઓક્ટેવીઅસ ડી સેવીલ કોઈ ભેદ ભર્યા રોગથી મરવા પડ્યો હતો. એ રોગનો કોઈને ઉપાય સૂઝતો નહોતો, કેમકે રોગી પથારીવશ નહોતો તેમ તેને કોઈ જાતની પીડા પણ થતી નહોતી. અને છતાં તેના દેહમાંથી ચેતન વહી જતું હતું એ તો સ્પષ્ટ હતું.

પોતાની નહીં સમજાતી બીમારી ટાળવા તેણે આરોગ્યદાતા ઝરાઓના પાણીનો ઉપચાર કરી જોયો ને ઇટલીના ઉષ્માવંતા નૈઋત્ય પ્રદેશોમાં હવા ફેર પણ કરી આવ્યો, પણ તેની તબીયત નજ સુધરી. એટલે તે પેરીસના સફેદ બાઝારમાં આવેલા પોતાના નાનકડા ફ્લેટમાં પાછો આવીને રહ્યો હતો.

કુંવારાના ઘરમાં હોઈ શકે તેટલી બધી સોઇસગવડ તે ઘરમાં હતી, પણ રહીશોના મન જેવા હોય તેવું તેમના રહેઠાણનું સ્વરૂપ પણ બની જાય છે, તેવી રીતે દુઃખી, ગ્લાનિમય ઓક્ટેવીઅસનો નિવાસ પણ આસ્તે-આસ્તે નિસ્તેજ થયો હતો.

સ્ત્રીનો હળવો પગરવ જ્યાં કદી સંભળાયો નહોતો એવા આ ગમખ્વાર ને એકાન્ત ઘરમાં દહાડા ગાળતાં તેણે પોતાના અણસમજાતા દરદ સામે ઝુઝવાનું પણ છોડી દીધું હતું અને

'જીંદગીનું રાજીનામું' પરમેશ્વરને આપીને તેના સ્વીકારની રાહ જોયા કરતો.

તેનો મંદવાડ વિચિત્ર હતો. તે વરતાઈ આવતો તે ફક્ત તેની તેજહીણી આંખોમાંજ, જ્યાંથી મનોબળ, આશા, કામના બધુંજ અલોપ થયું હતું. તેના સોહામણા મુખમાં જડાએલાં આવાં ચક્ષુથી સાધારણ રોગીની ફીકાશ કરતાં પણ વધારે ખેદ ભરી નજર જોનારના મન પર થતી.

તેના આવા અકળીત રોગનું કારણ કોઈ સાધારણ ડાકટર સમજી શકયો નહીં એટલે ઓકટેવીઅસે બેલ્થાઝાર શર્બોનો નામના એક અદ્‌ભુત ડાકટરની સલાહ લીધી. તે લાંબો વખત હીંદુસ્થાન રહી આવ્યો હતો અને અજબ રીતો વડે રોગ નાશ કરવાની નામના તેણે મેળવી હતી.

તે આવ્યો ત્યારે ઓકટેવીઅસ દીવાન પર લંબાઈને પડ્યો હતો. ઓરડાના તે દાખલ થયો એટલે દરદી તેનું વિલક્ષણ સ્વરૂપ નીહાળી રહ્યો. તેની રોગવહાર ખોપરી તેના સુકા કાપડ જેવા મોંને જાણે ગળી જતી હતી. ચહેરો કરચલીથી જવાઈ રહ્યો હતો અને આંખ નીચેનાં હાડકા આગળ તરી આવતા હતાં. પણ તેનું ખરું આકર્ષણ તેની ભુરીજ આંખોમાં હતું. તે નિર્મળ તાજગીદાર ને યૌવનભરી હતી. બ્રાહ્મણો ને પંડિતો પાસે શીખેલા મંત્રોને પ્રતાપે કોઈ બાળકની આંખો લઈને પોતાના મડા જેવા મુખમાં તેણે જાણે બેસાડી દીધી હોય નહીં!

બધાં જગની દ્રષ્ટિ પરથી પરીક્ષા કરીએ તો આ બુઢ્ઢો ત્રીસ વરસનો જુવાન ને પેલો જુવાન સાઠ વરસનો ડોસો લાગતો.

એકજ નજરમાં બધું પારખી લઈને ડાકટરે કહ્યું: "હાથ લાવો જોઉએ."

નાડ બતાવતો હોય તેમ દર્દીએ હાથ આપ્યો પણ પેલાએ નાડ તપાસવાને બદલે પોતાના હાથમાં તે હાથ લીધો અને તેને ખુબ જોરથી મસળવા લાગ્યો. ઓકટેવીઅસને થયું કે ડોકટર હાથ દાબતાંદાબતાં જાણે પોતાનો આત્મા બહાર ખેંચી લેતો હતો. તેના મોં પરથી લોહી ઉડી ગયું.

"મી. ઓકટેવીઅસ!" બેલ્થાઝારે હાથ મુકી દેતાં કહ્યું: "તમારો જીવ પળેપળે દેહથી પડતો જાય છે. પણ મને તેડાવ્યો એ ઠીક કર્યું. આપણે તેને ગાંઠ વાળીને બાંધી લઈશું." અને તે પોતાના બે હાથ ઘસતો લહેરથી હસ્યો એટલે રેખાઓનાં વમળ તેના આખા મોં પર અંકાઈ રહ્યાં.

"તમે મને સાજો કરી શકો કે નહીં, પણ મને થાય છે તો તમે કહો છો તેવુંજ. ચાળણીમાંથી પાણી નીકળ્યું જાય તેમ મારા રુંવેરુંવામાંથી આત્મા નીકળી પડતો હું અનુભવું છું."

ડાકટર બોલ્યો: "તમને જીવવું ભારે થઈ પડ્યું છે એ તો દેખાય છે. ને હું ધારું છું તમારો રોગ માનસિક છે. મનની શક્તિ અજબ છે પુસ્તકના તેજાબ કે વીજળીના પ્રવાહની જેમ તે પણ પ્રાણઘાતક નીવડી શકે છે............પણ તમને થયું છે શું! દુઃખ શું છે? કોઈ મહત્વાકાંક્ષા સિદ્ધ કરવા જતાં તમે પાછા પડ્યા છો?' આ ગંભીરતા નીચે કયી કડવી ઝેર નિરાશા છુપાઈ છે? સત્તાનો કાતીલ શોખ તો નહોતો લાગ્યો?—કે પછી કોઈ રમણી હાથતાળી આપી ને અદ્રશ્ય થઈ હશે?"

છેલ્લા પ્રશ્ન સાથેજ જુવાનના મોં પર શરમના શેરડા પડ્યા. ડાકટર તર્ત કળી ગયો. જો કે પેલાએ ત્યાંસુધી તો માન્યું નહીં. પણ

હતા. ને પોતાની વિદ્યાનાં ચમત્કારી પરિણામથી તે સૌને મુગ્ધ કરતો.

તેના અજબ ઇલમની વાહવાહ સાંભળીને કૌતુકથી કાઉંટ આલફ્રેડ લેબીન્સ્કી પણ એક દહાડો તેને ત્યાં આવ્યો. ડોકટરે કાઉંટને જોયો તેવાજ તેની છુરી-તેજસ્વી આંખોમાંથી ,પલવાર જાણે તણખા ખર્યા હોય તેવું થયું. પણ તરતજ તેણે પ્રયત્નપૂર્વક આંખોને ઝાંખી કરીને હતી તેવીજ બનાવી મુકી. થોડી સામાન્ય વાતચીત પછી ચર્બોનોએ પોતાની હુશીઆરી બતાવવા માંડી:

"તમે મારા ચમત્કારો વીષે સાંભળ્યું તો હશે. મારા મનોબળના વીજળી જેવા સામર્થ્યથી હું પ્રાણ પ્રગટાવી કે નષ્ટ કરી શકું છું. અત્યાર પહેલાં મેં કેટલાક કરામતી નુસખા અજમાવ્યા પણ છે, જેનું પરિણામ તમે નજરે જોઇ શકશો." આમ કહીને તે, ઓરડાને છેડે એક ટેબલ પર સ્ફટિક જેવા સ્વચ્છ પાણીથી ભરેલું પ્યાલું હતું ત્યાં તેને લઇ ગયા ને કહ્યું:

"આમાં જોઇ નીહાળવાના તમારો ત્યારે હોય તેનુ એકાગ્ર ચિત્તે ધ્યાન ધરો. આ લોક કે પરલોકમાંથી, જ્યાં હશે ત્યાંથી, એ તમને દેખાશે."

કાઉંટ તેના કહેવા પ્રમાણે પ્યાલામાં જોવા માંડી કે પાણીનો રંગ બદલાઇ ગયો. તેની પ્રાનારી પર અનુપમના રંગો જાણે, દાણુભર કુંકમ જેવી સફેદી તેમ. તરવરી ને તુરતજ તગોરિન પ્રેડેરાચીઆ લેબીન્સ્કાની પરમ સુંદર આકૃતિ. કાઉંટની આવેગભેર પ્રેમસમાધિને વશ થઇને ત્યાં ખડી થઇ.

"હવે હું પ્રમાણે તાજુબી જોઇએ" કહીને ડોક્ટરે કાઉંટનો હાથ લીધો. અને નમેલા પાણીવાળા એક પાત્રના લોખંડના સળીઆ પર તે મુકયો. મુકયો અને—તે વીજળીક સળીઆના ઝટકાથી, જાણે વજ્રથી ઘાયલ થયો હોય તેવી રીતે કાઉંટ લેબીન્સ્કી ઢગલો થઇને નીચે પડયો. બેભાનકારી પીણું પીધું હોય તેમ તેને ઉંચકીને ટેબલ પર સુવાડયો, ઘંટડી બજાવી. ને હાજર થએલા નોકરને ફરમાવ્યું: "જા, મી. ઓકટેવીઅસ ડી સેવીલને તેડી આવ."

૬

થોડીવારે ઓકટેવીઅસ ત્યાં આવીને ઉભો. કાઉંટને મુએલો જાણીને પહેલાં તો એ હબકી ગયો, પણ પછી તેને ધીમેધીમે શ્વાસ લેતો જોયો, એટલે તેને કંઇક નીરાંત વળી.

"ચાલો સાહેબ" ડોકટરે તેની દશાથી રમુજ પામતાં કહ્યું. "આ આરામ ખુરશીમાં મારી સામે બેસો ને વિશ્વાસથી મારી સત્તાને શરણ થજો. બરાબર આંખ મારી આંખ સામે રાખો, ને હાથ મારા હાથમાં એમ." અસર થવા માંડી ને શુદ્ધિ ખુએ છે; આંખો બંધ કરે છે. મગજના તંતુઓ ઢીલા પડે છે. આત્માને શરીર સાથે જોડતા બંધો છુટવા માંડયા છે............

આટલું બોલતાં પણ તે પોતાના લંબાવેલા હાથ ઉંચા નીચા કર્યે જતો હતો. હવે તે હાથોમાંથી તેજનાં ટપકાં ખર્યાં અને રોગીના હૃદય કે કપાળ ઉપર અથડાવવા લાગ્યાં અને તેના માથાની આસપાસ તેજ-પ્રભાનો પરિવેશ પ્રગટવા લાગ્યો.

"બસ, મજાનું" ખુશ થતો ડો. ચર્બોનો બોલ્યો.

પછી નિદ્રિષ્ટ પડેલા કાઉંટ લેબીન્સ્કી પાસે તે ગયો ને વારાફરતી તેની ને ઓકટેવીઅસની પાસે ઉભા રહીને મંત્રો ભણવા લાગ્યો............

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૮૭]

# અગ્રે  ચરીને

રચનાર: રા. તારાંકિત લલિત
સભ્ય, સાહિત્યસંસદ.

१



કૌમારને વ્રત વરે સુકુમારી કન્યા—
ભાવે ભરી હૃદય-લગ્ન ધરે સુધન્યા—
હોરાય સપ્ત પદ સખ્યગીતે સુરમ્યા—
એ તો સખી અનુચરી વરની અનન્યા!

જન્મના ગોત્રથી જુદાં વ્હેન જીવનનાં સરે—
પરમાત્માર્ણવ વ્હેતાં પ્રથમ પ્રેમ સંગમે!

૨



સંયોગિની પ્રણય રંજનથી મ્હલાવે—
સૌંદર્યની લલિત લક્ષ્મી સદા સુહાવે-
પુરુષાર્થ સહાય પ્રબલા પુરંધ્રી જે—
એ તો સખી સહચરી કુલપાલિની છે!

સંચરે ભોગ ને યોગે સમાનાન્તર સાધતાં—
દંપતી ઘુમતાં ડોલે પડી પ્રેમાનુરાગમાં!

૩



ધર્મનિષ્ઠા, ઉદિત વિપુલ માર્ગદ્રષ્ટા—
સંસારની વ્રત તપોમય સાધ્યદ્રષ્ટા-
સંધ્યા ઉષા સમયની ન શું તારિકા? તે—
અર્ધાંગી સખી નમું જન્મજન્મોત્મિકાને:

નર ને નારીના ભાવે, મનુષ્યત્વ પ્રકાશતાં—
એ પ્રભુ શરણે ઝુકી, રાચે અનંતાનુરાગમાં!

છેજ—એજ સૌ. લીલાવતી શેઠ. મારી મા! મારી ગુરુદેવી! તેં મને તાર્યો. મેં સાષ્ટાંગ નમસ્કાર કર્યા. ઉઠીને જોઉં તો મારી સોલીંગના સાગટા. મંત્ર તો ખરો મળ્યો. એ મંત્રની સાધના કરી મહીપતરામથી માંડીને મુનશી સુધીના મૃત્યુસાગર તરી ગયા. પણ એ મંત્ર સિદ્ધ થાય કેવી રીતે? નજર ટૂંકી એટલે સૃષ્ટિની ભવ્યતામાં દિવ્યતા અને દૈવત્વ દેખાય નહીં અને લાગણી બુઠ્ઠી એટલે ભવ્યતાને સહસ્રશીર્ષ, સહસ્રાક્ષ, સહસ્રપાદ હોય એમ લાગે નહીં. એટલે રણીઆ ગઢવી પાછા ઘેરના ઘેર. પાછો મુંઝવણમાં પડયો અને કોઇપણ રીતે નાખ્યા ન પહોંચતાં આખરે તાપીકુવો કરવાનો વિચાર કરતો હતો એટલામાં ધાયેસ્તો મારી વારે મારો 'ગુજરાતનો નાથ!'

કહે કે 'ભાઇ! સાદી ને સરળ, લોકો ઝટ સમજી જાય એવી ભાષા તો આવડે છે કેની? સારે લખની બીનજવાબદાર કહાણી.' વાત તો સાચી. પણ, મેં કહ્યું કે 'એસેકું મીલે તેસે ને તેસેકું મીલે તાઇ એમ કહેવાય તો?'

"કહેવાય તો કહેવાય. બીનજવાબદારને જવાબ કોને આપવાનો છે?"

"પણ બીનજવાબદાર કહાણી વાંચી કોઇના પાંમળાં ઉંચકાય તો?"

"ઉચકાય તો ઉચકાય. તેમાં આપણે શું?"

"પણ મારી લાયકાત ને ગુંજાશ ટોકવામાં આવે તો?"

"ટોકાય તો ટોકાય, તેમાં આપણે શું? અમેરીકામાં ઘોડાં દોડે છે તેમાં આપણે શું? અરબસ્તાનમાં ગધેડાં દોડે છે તેમાં આપણે શું? વિજય વિજય શ્રીરંગ."

મારો પ્રીતિપંથ દીપ્યો એટલે આપણે તો તાબડતોબ પ્રવાસની તૈયારી કરવા માંડી. હવે પ્રવાસ કરે જોગી કે ભોગી અને આપણે તો ત્રિશંકુ. એટલે નરોત્તમ શેઠ વીલાયત જતા હતા તેની સાથે રસોઇઆ તરીકે જવાની ખાનગી પેરવી કરી, મિત્રમંડળમાં જણાવ્યું કે આપણે તો વીલાયત જઇએ છીએ. મેળાવડા થયા, સફળ સફર ઇચ્છાઇ, હારતોરા મળ્યા, છાપામાં છપાયા, અડધું નામ અમર થયું. પણ નસીબ સાળું ચાર ડગલાં આગળનું આગળ. શેઠને શેઠાણીએ પરવાનગી ન આપી. શેઠનું પડી ભાગ્યું. મારું પણ પડી ભાગ્યું. શેઠનો તો પડી ભાગ્યો પ્રવાસ પણ મારી તો પડી ભાંગી આખા જીવનની આશા. સ્ત્રી પ્રત્યેના મારા ધિક્કારમાં આહુતિ અપાઇ.

આમ નિરાશામાં ગોથાં ખાતો દિવસને છેડે પહોંચ્યો. સાંજ પડી અને આખો દિવસ આત્મમંથનથી ગરમ થઇ ગયો હતો એટલે વિચાર થયો કે ચાલ જીવ! એ ઘડી બહાર નીકળી ટાઢો પડી આવું. તુરતજ ઉઠયો. કપડાં પહેર્યાં અને બહાર નીકળી જુહુના દરીઆ તરફ ગયો. કીનારે પહોંચ્યો. ઓટનો વખત હતો એટલે દરીઓ પાછો હઠી ગએલો હોવાથી મોં આગળ વીશાળ મેદાન હતું. દૂર દૂર દરીઆનાં મોજાં ધીરેધીરે ઉછળતાં દેખાતાં હતાં અને વીશાળ પટને છેડે નિસ્તેજ સૂર્ય દરીઆમાં પડી જવાની તૈયારીમાં હતો. આ જોતાં આ વીશાળ મેદાન મને મારી નિરાશાનું લાગ્યું અને ભગ્નઆશ થએલા મને મેં કાલનિધિમાં મગ્ન થતો જોયો. આથી આ નિરાશાએ લાચારીનું રૂપ પકડયું અને મારી આંખમાં ઝળઝળીઆં આવી ગયાં. એટલામાં ત્યાં એક ચમત્કાર થયો. મેં ઇશ્વર પાર્વતીનો રથ જતાં જોયો. ભોળાનાથ પાર્વતીને ઓછંગમાં લઇને બેઠા હતા. ગણપતિ પોઠીઆને હાંકતા હતા. આ દર્શન થતાં મેં તો ધબ દઇને

માથું, કોડા જેવી આંખો, શંખ સરખું નાક અને બે કાળા જાડા હોઠો વચ્ચેથી નીકળતા ચાર સફેદ દંતુશળ—આ સ્વરૂપ જોઇને કોનાં હાંજાં ન ગગડે? હું નીચું જોઇ બેઠોબેઠો ગાયત્રી ગણગણવા લાગ્યો. એટલામાં દુંદુભી-સ્વરથી એ પ્રાણી બોલ્યોઃ

"હે રામ! તું ગભરાહરા મા. હુ શંકરનો ગણ છું, મારું નામ બાબરો ભૂત છે. એની આજ્ઞાએ તને પ્રવાસ કરાવવા અત્રે આવ્યો છું, માટે તારી શી ઇચ્છા છે તે મને કહે."

આ વચન સાંભળી મારામાં હીમત આવી અને હું બોલ્યો કે 'હે મહારાજ! તમે જો શંકરના ગણ હો તો સૌમ્ય સ્વરૂપ ધારણ કરો એટલે હું તમારી સાથે વાત કરું. તમારું આ સ્વરૂપ જો કાયમનું હોય તો મારે પ્રવાસ નથી કરવો.'

તેણે કહ્યું કે ઠીક, હવે આંખ ઉઘાડ. મેં આંખ ઉઘાડી ને યુવાન દેહ, ગૌરવર્ણ ચંચળ આંખો અને હસ્તુ મુખ જોઇ હું પ્રસન્ન થયો. મેં નમસ્કાર કર્યા. એણે કહ્યું કે કાલે સવારે પાંચ વાગે નાહી ધોઇ તૈયાર થઇ રહેજે હું તને તેડવા આવીશ. સાત વાગે મારે દેવની સેવામાં હાજર થવાનુ છે.' એટલું કહી બાબરો અદશ્ય થઇ ગયો.

મારી બહ્રકટ ઉત્કંઠા પુરી થવાનો વખત આવ્યો તેના આનંદમાં ને આનંદમાં અને બાબરાની સાથે ક્યાં ક્યાં જવું તેના વિચારમાં ને વિચારમાં સુતા છતાં મને સુદ્ધાં ઉંઘ આવી નહીં. કઠીંગ કઠીંગ કલાક ગણાવા લાગ્યા. એમ કરતાં ચાર વાગ્યા એટલે હું ઉઠ્યો. ચાપાણી કર્યાં અને નાહી ધોઇ ઘણે વર્ષે ચુલાની ભસ્મ કરી ત્રિપુંડ તાણી કપડાં-બપડાં પહેરી આપણે તો તૈયાર થઇને બેઠા. પાંચના ટકોરાની સાથેજ બાબરો આવ્યો. મને કહ્યું કે 'ચાલ બેસી જા મારી ખાંધ પર.' મેં તે પ્રમાણે કર્યું ને કહ્યું કે વીલાયત ચાલ. "વીલાયત! વીલાયતમાં તે શું? હવે તો સાહેબ લોકોના લાલીઆબી વીલાયત જાય છે. તુ તારે મુંગે મોઢે મારી સાથે ચાલ હું તને કોઇએ ન દીઠો હોય એવો અજબ પ્રદેશ બતાવીશ." આટલું કહેતાની સાથે તો બાબરો ઉડ્યો અને અમે ગગનમાં ચઢવા લાગ્યા. જોત-જોતાં તો અમે વાદળ પ્રદેશમાં ઘુસ્યા. ત્યાં બાબરાએ પુછ્યું કે આ વાદળની જાત ઓળખી. મેં ના કહી એટલે કહે કે એ પુષ્કરાવર્તક, કૈં સંદેશો મોકલવો છે?

"કોને મારી મેં કુને? આપણા કાંડામાંથી કે કહાં સરી પડ્યાં નથી, તેમ ત્યાં પણ મૈથિલીના જેવું કે કોઇ ઉત્સુક પણ નથી; નહીં તર તો વળી ઓરીઓ વીનાડત."

આમ વાત કરતાં અમે વાતરકંધ પ્રદેશ વટાવ્યો એટલે મારી નજર સહેજ નીચે ગઇ. તેમ થતાંજ ખગોળવેત્તા લોકયરના કથનની યથાર્થતાનો સાક્ષાત્કાર મને થયો. ખરેખર પૃથ્વી નારંગી જેવીજ લાગતી હતી. જોત જોતાં તો તે લખોટા જેવડી થઇ ગઇ અને પળવારમાં તારાની પેઠે ઝબકવા લાગી. આ હું ન સમજ્યો એટલે પ્રશ્ન કરતાંની સાથેજ જવાબ મળ્યો કે મૂર્ખા! પૃથ્વી એક ગ્રહ છે એ કેમ ભુલી ગયો? આવી વાત કરીએ છીએ એટલામાં તો ઉછ-ળતાં પાણીઓથી તુમુલ ધ્વનિ કરી વહતી એક મહા નદી મારા જોવામાં આવી. એના અદ્ભુત સૌંદર્યનું હું શું વર્ણન કરું? અને કરું તો તમો મૃત્યુલોકના માનવીઓ સમજો પણ શું? એટલુંજ કે તમે કોઇ દહાડો કલ્પી પણ ન શકો એટલી એ સુંદર હતી.

# મણિલાલ નભુભાઈ દ્વિવેદી

(“સ્મરણમુકુર,” લેખાઙ્ક ૨૪મો)

લેખક:

**રા. નરસિંહરાવ ભોળાનાથ**

બી. એ., સી. એસ.

—o—

હું ઈ. સં. ૧૮૭૫–૭૬ માં એલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલ થવાને મુંબાઈ આવ્યો અને મનસુખરામભાઈને ઘેર થોડા દિવસ ઊતર્યો હતો તે વખતે કે કોઈ બીજા પ્રસંગે—અત્યારે ચોક્કસ યાદ નથી, પણ મનસુખરામભાઈને ઘેર જમવાને બધા બેસવાની તૈયારી કરતા હતા તે વખતે મ્હારી ઉમરની આસપાસની ઉમરનો એક ‘છોકરો’, લા...બો, ગોરો, ટૂંકી પોતડી પ્હેરીને નાહી રહીને ઊભો હતો અને અબોટિયું માગતો હતો. એ છબી હજી નજર આગળ છે. કૉલેજમાં સાથે થયા ત્હારે જાણ્યું કે આ મણિલાલ નભુભાઈ દ્વિવેદી. હું એકવાર એફ્ ઈ. એ. માં અને એકવાર બી. એ માં નપાસ થયો તેથી ત્રણને બદલે પાંચ વર્ષ કૉલેજમાં મ્હેં ગાળ્યાં; મણિલાલ પોતે નપાસ કદી થયા ન્હોતા, તેથી એ મ્હારા કરતા વ્હેલા બી. એ. માં પાસ થયા. એ ફેલો હતા તે વખતે હું બી. એ. ક્લાસમાં હતો.

કૉલેજમાં મણિલાલ જોડે ખાસ મૈત્રી તો ન્હોતી થઈ પણ મ્હારે હેમની સાથે લગભગ રોજ બેઠક ઊઠક હતી, અને સાહિત્ય વિશેની વાતો હમે કરતા. હેમાંનો એક પ્રસંગ નોંધું-છું:—અન્ય સ્થળે એ નોંધાઈ ચૂક્યોછે, છતાં આ સ્મરણમુકુરમાં હેનું ખરું સ્થાન છે, તેથી અહિં નોંધુંછું: એલફિન્સ્ટન કૉલેજમાં એક પારસી વિદ્યાર્થી હમારી સાથે હતો: નામ-સોરાબજી ખંભાતા હતું, પણ પોતે અંગ્રેજી બહુ સરસ જાણેછે એમ વ્યર્થ ફાંકો રાખતો હતો, અને અંગ્રેજી પ્રોફેસર ફર્ક્હામ નામના હતા હેની ખુશામદ એ ખૂબ કરતો તેથી હેને બધા સોરાબજી ફર્ક્હામ કહેતા. હિન્દુ ગુજરાતીનો એ ઉપહાસ કરતો. “પૂટ ગુજરાતી શીખવનાર” એમ મથાળાવાળું એક હેણે ચોપાનિયું પણ પ્રગટ કર્યું હતું. હેણે હમારા મંડળ આગળ નીચેની કવિતા મૂકી:

**નૂતેલી દોસતી.**

હતો નહિ પેઆર તાહરો દરાખનો રસ,

નૃપ ભરતપિતાને શુદ્ધ શાકુન્તલ પરણી,
અનસૂયા પ્રિયંવદા બેય સખીઓ ત્યહાં વરણી;
અનસૂયા રહે મન માંહ્ય, પ્રિયંવદા મુખમાં,
ના મુનિજનજનમી નાર સુમતિ મળે સુખમાં;
નરમણિ મણિલાલ રસાળ સહૃદય મારા છે,
( . . .... . *...........)મિત્ર એ મ્હારા છે.

ઈ. સ. ૧૮૮૬–૮૭ માં "કુસુમમાળા" નામનો મ્હારો કાવ્યસંગ્રહ પ્રસિદ્ધ થયો તે ઉપર મણિલાલે 'પ્રિયંવદા'માં જાન્યુઆરી ૧૮૮૮ માં ટૂંકું અવલોકન કર્યું; અને 'પાશ્ચાત્યરીતિની, જ્યાં સસાર કારીગરી' એ સંગ્રહમાં હેમણે જોઈ. 'પાશ્ચાત્ય કાવ્યપદ્ધતિના દર્શન કરાવવાનો આ પ્રયત્ન સફળ' હેમણે કહ્યો, કાવ્યોની "ઉત્તમ ખૂબી" સ્વીકારી, એ કાવ્યોની ભાષા 'ઘણી મધુરી તથા કાવ્યને ઉચિત માધુર્યવાળી' કહી, માત્ર શબ્દની લેખનપદ્ધતિની 'નવાઈઓ'ને કલ્પનાના ચમત્કાર' માની અનિષ્ટ ગણી હતી. 'ઉત્તરરામચરિત'ના મ્હારા અવલોકન પછી ચાર વર્ષે લખેલા આ અવલોકનમાં પણ મણિલાલે સૌજન્યયુક્ત ગુણદર્શિતા પ્રગટ કરી. એ પણ હેમના સદ્‌ભાવનું બીજું પ્રમાણ.

ઈ. સ. ૧૮૯૦–૯૧ માં 'ઘમંનિત્ય'



સ્વ. મણિલાલ નભુભાઈ દ્વિવેદી

પીનલકોડમાં વધારવાનું કાયદાનું બિલ રજૂ થયું ત્હેને અંગે આખા ભરતખંડમાં ભારે વાદવિવાદ પ્રવર્ત્યા હતા ત્હેનું જોર તે સમયનું સ્મરણ જેને હશે તે લોકો જ સમજી સકશે. એ ચર્ચામાં મણિલાલ ઊતર્યા, 'સુદર્શન'માં હેમની સમર્થ લેખનીને તર્કચ્છટાની મલિન શાહીમાં બોળીને અનુચિત કાર્યમાં પ્રવૃત્ત કરી. 'જ્ઞાનસુધા' નામના અમદાવાદ પ્રાર્થનાસમાજના માસિકમાં રમણભાઈ તથા હેમના સહકારી મિત્રોએ મણિલાલના એ સંચલનની સ્હામે ધર્મયુદ્ધ આરંભ્યું. એ ધર્મયુદ્ધમાં મ્હેં કાંઈક અગ્ર ભાગ લીધો હતો. 'મિ. મલબારીનો છેલ્લો પ્રયત્ન,' 'સુદર્શનકાર અને સાંસારિક સુધારો' એ નામથી લાંબા લેખો મ્હેં લખ્યા અને છૂટા પુસ્તકરૂપે પ્રગટ કરીને ફેલાવો કર્યો. પ્રથમના લેખનો ઉત્તર મણિલાલે 'સુદર્શન'માં લખ્યો ત્હેના પ્રત્યુત્તરરૂપે બીજો લેખ હતો. 'નારીપ્રતિષ્ઠા' નામના લઘુ ગ્રન્થમાં મણિલાલે સ્ત્રીઓને માટે મોટી વયે લગ્ન કરવાની ઇચ્છના દર્શાવેલી, અને આ વાદમાં બાળલગ્નની–કન્યાની દસ વર્ષની ઉમર પૂર્વે લગ્નની–હિમાયત જોરથી કરી હતી, ને વચ્ચે વિરોધ મ્હેં પ્રથમ-

* અહિં થોડાક શબ્દો ભૂલી ગયો છું.

અંકમાં પૃષ્ઠ ૪૩૫–૩૭ મે (અન્ય પ્રસંગને યોગે) પ્રસિદ્ધ કર્યોછે.

આમ આ અસાધારણ બુદ્ધિશક્તિવાળા, સંપત્તિવાળા મ્હારા અભ્યાસકાળના સહચારી, પ્રવાસકાળના સરસ્વતીસેવાના સહકારી, બુલાલની સાથેના સંપર્કો આ મુકુરમાં પ્રતિબિમ્બિત કરીને જોઉછું તો ખેદના ગાણ શને દાબી નાંખતા હર્ષ, ગર્વ, અને ઉત્સાહના પ્રબળ ભાવોના પૂરમાં હું શ્રદ્ધાની નૌકમાં તરવાનું સામર્થ્ય પ્રાપ્ત કરુંછું: અને અદ્વૈત સિદ્ધાન્તના એ આરૂઢ અભ્યાસી, સૂફી માર્ગની કવિતાની ઝાંખી ગુજરાતી કાવ્યસાહિત્યમાં અલ્પાંશે કરાવનારા પ્રતિભાશાલી કવિનો આત્મા પરમાત્મામાં વિલીન થતો જોઉછું, અને હેના ઉદ્‌ગાર દિવ્ય શ્રવણથી સાંભળુંછું:

પર થકી પર ધામ જે,
પર પંક્તિ વિણુ છે પંથ ત્યે,
દેહ–આત્મ–અતીત - હું,
છઉં ત્યહાં નવજીવને:
મુજ સનમ સહ લયગન્ધમાં,
અદ્વૈતના આનન્દમાં. *

* In a place beyond uttermost place, in a track without shadow of trace
Soul and body transcending, I live in the soul of my Loved One anew.†

Jalaluddin Rumi.



# શ્રેષ્ઠ સ્વયંવર કયો ?

લેખક:
સૌ. ચૈતન્યબાળા
ચિત્રકાર
રા. રવિશંકર પંડિત

## સ્વયંવર એટલે શું ?

ઐતિહાસિક કાવ્યોમાંથી સ્વયંવરના વર્ણન નવા નવા પ્રકારના દેખાય છે. રામાયણમાં સીતાનો સ્વયંવર, મહાભારતમાં દ્રૌપદીનો, રઘુવંશમાં ઇંદુમતિનો, ભાગવતમાં નાગ્નજીતીનો, નૈષધચરિત નામના કાવ્યમાં દમયંતીનો, વટસાવિત્રી વ્રત ઉજવનાર સાવિત્રીનો, અને છેવટે કેટલાક આધુનિક કવિઓએ તેવો સંયુક્તાનો સ્વયંવર—એ બધાએ સ્વયંવરોની રીત જુદીજ છે એ સૌના ફક્ત નામના સરખા પણામાં રહેલ જુદાપણું જોવું ખરેખર રસિક થઇ પડે.

હવે પહેલાં જાણવું જોઇએ કે સ્વયંવર એટલે શું ? સ્વયંવર એટલે ઇચ્છાવર. પુત્રીની પરણવા લાયક ઉંમર થતાં પિતા દેશ દેશના રાજાઓને આમંત્રણ કરી બોલાવી તેમના રૂપ, ગુણ, કુળ, વિદ્યા, સંપત્તિ વગેરેનું વર્ણન પુત્રી આગળ કરે અને તેમાંથી કન્યા પતિ પસંદ કરે તે રાજકુંવરીઓનો સ્વયંવર. આવા સ્વયંવરમાં કન્યાની પસંદગીને મુખ્ય અને માતાપિતાની પસંદગીને ગૌણ સ્થાન આપવામાં આવતું છતાં ખૂબી એ હતી કે આ બંને દૃષ્ટિ એકમેકને બરાબર મળી રહેતી અને કન્યાનું લગ્ન થતું.

સામાન્ય વર્ગને માટે સ્વયંવર સમાનજ નથી લાગતો તેઓને તો વડીલોને મોઢેથી સાંભળી લીધેલું સાધારણ વર્ણન અને કંઇક પિતાની પસંદગી અને સંમતિથીજ પતિ પસંદ કરવાનો હોય છે, અથવા સામાન્ય રીતે તો હિંદુસમાજમાં 'દીકરી ને ગાય દોરે ત્યાં જાય' એ કહેવત આજે પણ સાચીજ પડાય છે અનાર્યોમાં તો કન્યા વરને મેળામાંથી પણ શોધી લાવતી.

**સ્નેહલગ્ન:**

બીજી રીતે લખીએ તો સ્વયંવર એટલે

સ્નેહ-લગ્ન. પરંતુ આ સ્નેહ-લગ્નમાં પગલાં મુકતા પહેલાં, પિતાની કે વડીલોની સંમતિ હોવી જોઇએ. નાની વયમાં કન્યાની બુદ્ધિ પરિપક્વ હોતી નથી. તોપણ તેઓ સારા-માઠાનો વિચાર તો કરી શકે છે. એટલે સંપૂર્ણ સ્વતંત્રતા કરતાં સહાનુભુતિ સાથે પસંદગી કરી હોય તો તે પણ સ્વયંવરજ ગણી શકાય.

સ્વયંવર તો રાજકુંવરીનાજ હોય. આપણા ઐતિહાસિક કાવ્ય સાહિત્યમાં કેટલાક બહુ પરિચિત સ્વયંવરોનાં વર્ણન કવિઓએ નોંધી રાખ્યાં છે. સ્વયંવરમાં પસંદગી કરવામાં, એક સંસારથી તદ્દન અજાણી એવી કોડભરી કુમારિકા આશામાં અદ્ધર ઉડતી હોય તેને મન પસંદગી કેવી? તેથીજ તેમના પિતા યોગ્ય વર શોધી કાઢવાની એક કસોટી મુકતા. એ કસોટી એટલે સ્વયંવરમાં કરવામાં આવતી 'પ્રતિજ્ઞા' અથવા 'પણ' એ બાપનાજ નક્કી કરેલા 'પણ'ને પુરું કરનાર યુવક સ્વયંવરમાં પસંદ થએલો વર ગણાતો અને રાજકુમારી તેને વરમાળ આરોપતી.

આ દૃષ્ટિએ સાચો સ્વયંવર કયો તે વિચારવું જોઇએ. સ્વયંવરનાં બધા અંગો પુરેપુરાં સચવાયાં હોય એવા સ્વયંવર તો ગણ્યાંગાંઠ્યાજ છે. કેટલાક સ્વયંવરમાં પિતાનીજ પ્રતિજ્ઞા પુરી થાય એટલે સ્વયંવર પુરો થયો ગણાયો છે. કેટલાકમાં સ્વયંવરમાં દેખાડવાના સમારંભ પહેલાં કન્યાને પૂર્વાનુરાગ જણાયો છે. કેટલાકમાં પિતાનું 'પણ' અને કન્યાની ઇચ્છા બંને સમાએલાં હોય છે. આમ સ્વયંવરનું રહસ્ય ખરેખર સૂક્ષ્મ છે.

## સીતા સ્વયંવર:

સીતા–સ્વયંવરમાં જનકની પ્રતિજ્ઞા હતી. સીતા એક પેટીમાંથી પ્રગટ થયાં હતાં અને તેમની સાથે શિવનું ત્ર્યંબક ધનુષ્ય પૃથ્વીમાંથી નીકળ્યું હતું. કોઇથી ખસેડ્યું ખસેડાય નહીં એવું એ ધનુષ્ય સીતાએ બાળપણમાં રમતમાત્રમાં ખસેડી મુક્યું હતું. તેથી સીતાનું કોઇ પરાક્રમી અને બળવાન વીર સાથે લગ્ન કરવું જોઇએ એમ જનકને લાગ્યું; તેથી તેણે સીતાનો સ્વયંવર આદરી પ્રતિજ્ઞા કરી કે:–

"ચાપ ચઢાવે જે શંભુનું, તેને સુંદરી સીતા.
પરણાવું પ્રેમ કરી, રાખું સાક્ષી સવિતા."*

સીતા સ્વયંવરનો મંડપ રચી બધા રાજાઓને આમંત્રણ કરી બોલાવી, જનકે પ્રતિજ્ઞા જાહેર કરી. બધા રાજાઓએ ધનુષ્ય ઉચકી જોયું. રાવણ જોરથી જોરમાં ઉઠ્યો ને એક વેંત ધનુષ્ય ઉચું કર્યું ત્યાર પછી ભાર ઉચકી ન શકાયાથી ધનુષ્ય પડી ગયું ને હાથ દબાઇ ગયા. રાવણ તે કાઢી ના શક્યો. તે હાથ રામે છુટા કર્યો. બધા રાજાઓના પ્રયત્ન નિષ્ફલ થયા પછી રામ ઉઠ્યા. ગીતા વેશમાં ચઢ્યો ગાય છે:–

'ભાયા લેઇ ભુપ બળ ભાગ્યો રે,
રઘુનાથે ચાપ ચઢાવ્યો રે;
સહુ દેખતાં શતખંડ કીધા રે,
રામે જશ તણા જસ લીધા રે

આ સ્વયંવરમાં પ્રતિજ્ઞા તો પૂર્ણ કરવાની હતીજ, તોપણ તેમાં કુદરતની સહાય હતી. એટલે પહેલેથી સીતા અને જનકરાય બંને સ્વાભાવિક રીતેજ રામચંદ્ર તરફ આકર્ષાયાં હતાં; અને રુક્મિણી જેમ દેવીને પ્રાર્થના કરે છે:–

"મોહી જનક કુમારી, મુખ દીઠે રઘુરાય;
પ્રભુ ચરણે ચિત વળગ્યું, અળગું ન થાય."*

* કાલિદાસ કૃત 'સીતા સ્વયંવર'.

—પણ જ્યારે લાક્ષાગૃહમાં પાંડવોના બળી મરવાની વાત સાંભળી ત્યાર પછીથીજ મત્સ્ય-વેધ કરી પુત્રી પરણાવવાની પ્રતિજ્ઞા દ્રુપદે કરી હતી. દ્રૌપદીનું મન પહેલેથીજ કોઇ તરફ વળેલું નહોતું.

દ્રૌપદીને વર્યા પછી અર્જુન તેને લઇ વીદાય થાય છે. ત્યાં બીજા બધા રાજાઓએ તેની અદેખાઇ કરી યુદ્ધ માગ્યું. અર્જુન અને ભીમે ઘણાં પરાક્રમ કરી તેમને હરાવ્યા અને દ્રૌપદીને લઇ ઘેર આવ્યા ત્યાં:—

"આનંદભેર બોલ્યા સહુ, સ્વયંવર જીત્યા માતઃ
દ્રવ્ય બ્રાને જઈ ભિક્ષા આણી, પુર વિશેષી વિખ્યાત.
ત્યારે માત કે' "વેંચી જમો, તમો પાંચે ભ્રાત;
મારે સરખા પાંચે બંધુ, નહીં અંતર કોઇ સાથ."
ત્યારે યુધિષ્ઠિર કહે "માતજી, અમે કન્યા લાવ્યા આજઃ
એ ભિક્ષા નહીં જે વહેંચી લઇએ,
છે દ્રુપદ-સુતા સહુ સાજ"*

—આવું વચન કુંતાના મોંમાંથી નીકળી ગયું એટલે તે પ્રમાણે પાંચે ભાઇઓ દ્રૌપદીના પતિ ગણાયા છે.

**સત્યા-સ્વયંવર:**

ભાગવત દશમસ્કંધના અઠ્ઠાવનમા અધ્યાયમાં શ્રી કૃષ્ણ સત્યાને પરણે છે. તે પણ એક સ્વયંવરથીજ. સત્યાના પિતા અનંગજીત પણ પ્રતિજ્ઞા કરે છે કે:—

"પિતાએ તવ પેણ કર્યું, વૃષભ નાથે સાતઃ
તેહને એ કન્યા હું આપું દેશ દેશ ગઈ વાત."×

આ સ્વયંવરમાં ખાસ સમારંભ હશેજ; તોપણ હોંશીલા યુવકથી 'પણ' પુરું કરવાને પ્રયત્નો પણ થઇ શકતા હશે. કારણકે બધા રાજાઓના આવી ગયા પછી જ્યારે શ્રી કૃષ્ણે સ્વયંવરની વાત જાણી ત્યારે તે આવ્યા. પહેલાં તો તેમણે સત્યાના પિતાને કન્યા આપી દેવાની માગણી કરી. અનંગજીતે 'પણ' પુરું કરી કન્યા લઇ જવાનું કહ્યું. કૃષ્ણે એકી વખતે સાત સ્વરૂપ લઇ સાતે સાંઢને સાથે નાથ્યા અને કન્યાએ વરમાળ આરોપી. કૃષ્ણનું લગ્ન તો સાદી રીતેજ થયું હતું.

"કન્યાએ વરમાળજ નાખી, વાગ્યાં દેવ નીસાણઃ
પરણ્યાની રીતે હરી પરણ્યા, આપ્યાં રાયે બહુ દાન"

આ સ્વયંવરમાં કૃષ્ણ આવે છે ત્યારે સત્યા તેમને જાળીમાંથી જુવે છે. અને ત્યાંથીજ તેને પ્રથમ અનુરાગ ઉદ્‌ભવે છે:—

"જાળીએ બેઠાં જુવે છે કન્યા,
દીઠું મનોહર રૂપઃ
દેખીને દિગમૂઢ થયાં,
એ હશે સ્વામી તદ્રૂપ."

આવી રીતે સત્યા પ્રથમ દૃષ્ટિએજ કૃષ્ણને સ્વામી સ્વીકારી લે છે અને તે એકલા રૂપ ઉપરજ આકર્ષાય છે.

**સાવિત્રી-સ્વયંવર:**

મહાભારતમાં સાવિત્રી સત્યવાનને પરણે છે તે પણ એક સ્વયંવરની રીતેજ પરણે છે. સાવિત્રી દેશવિદેશ ફરી ફરીને બધાં રાજ્યોમાં જઇ રાજાઓ અને રાજપુત્રો જુવે છે:—

(શાર્દૂલ)

"જોયા રાજકુમાર પૂર્વ દિશાના,
સર્વે ખરા ચિત્તથીઃ
જોયા પશ્ચિમના બધા ઘણુખરા,
જે નીતિને કીર્તિથી.
દીઠા દક્ષિણમાં ગુણી ચતુરને,
જોયેલ જે હર્ષથીઃ
સાવિત્રી મનહંસ તો પણ કહીં,
આરામ લેતો નથી."

* પ્રેમાનંદ કૃત દ્રૌપદી સ્વયંવર. × પ્રેમાનંદ કૃત 'દશમ સ્કંધ'

જયચંદ રાઠોડે રાજસૂય યજ્ઞ કરી દેશ-વિદેશના રાજાઓને ખંડણી આપવાનું કબુલ કરાવી યજ્ઞમાં બોલાવ્યા હતા. અને આ રીતે તેણે ચક્રવર્તી પદ ધારણ કરવાનો પ્રયાસ કર્યો.

ત્યાર પછી તરતજ સંયુક્તાના પિતાએ સ્વયંવર સમારંભ રચ્યો અને ખંડીઆ રાજાઓને નિમંત્રણ કરી બોલાવ્યા અને તેમાંથી સંયુક્તાને પતિ પસંદ કરવાનું કહ્યું.

સંયુક્તા પ્રથમથીજ જાણતી હતી કે પિતાએ રાજસૂય યજ્ઞ કર્યો તેમા ફક્ત એકલા પૃથુરાજે ખંડણી આપવાનુ ના કબુલ કરી પોતાની સ્વતંત્રતા ગુમાવવાનુ કબુલ કર્યું નહોતું. આ વીગતાથી સંયુક્તાએ પ્રથમથીજ પૃથુરાજને પતિ તરીકે પસંદ કર્યો હતો.

સંયુક્તાનાં માતપિતા આ વાત જાણતાં હતાં અને તેમણે પુત્રીને બીજો કોઇ વર પસંદ કરવાનું કહ્યુ હતુ. સ્વયંવર પહેલાં સંયુક્તા પૃથુરાજને એક વાર છુપી રીતે મળી હતી અને સ્વયંવરમાંથી પૃથુરાજ સંયુક્તાનું હરણ કરે એવી ગોઠવણ થઇ હતી.

સ્વયંવરમાં બધા રાજાઓમા આવી ગયા પછી સંયુક્તા હાથમા વરમાળા લઇ આવે છે. અને તેની સખી બધા રાજાઓને ઓળખાવે છે. પૃથુરાજનુ અપમાન કરવા તેનુ પુતળું બનાવી દ્વારપાળ તરીકે મૂકેલું હોય છે. ત્યા ફરતાં ફરતાં સંયુક્તા આવે છે અને તેનેજ વરમાળ પહેરાવે છે. પૃથુરાજ અહીંથી સંકેત પ્રમાણે તેનું હરણ કરી જાય છે

### ઈંદુમતિ-સ્વયંવર:

રઘુવંશમા ઈંદુમતિનો સ્વયંવર ખરેખરા સ્વયંવરનું ભાન કરાવે છે. એ સ્વયંવર સૌથી શ્રેષ્ઠ છે. તેમાં કન્યાનીજ પસંદગી છે અને તે જે રીતે પસંદ કરે એ તે પણ સ્વયંવરને છાજે એવીજ રીત છે.

ઈંદુમતિના સ્વયંવરને માટે ખાસ મંડળ રચી સમારંભ કરવામાં આવે છે અને તેમાં દેશવિદેશના રાજાઓ આવે છે. બધા રાજાઓના આવી ગયા પછી ઈંદુમતિ પાલખીમાં બેસી આવે છે.

( નારાચ )

"યતાજ એવું પતિ ચહાતી જે કુમારી તે.
પરિજનોથી શોભતી વિવાહ વેષ ધારીને;
મનુષ્યવાહિનીજ એવી સુપાલખી વિષે,
બિરાજીમચ મંચ રાજ-માર્ગ માંહિં આવી તે."

આવી રીતે ઈંદુમતિના આવ્યા પછી તેની ચતુર સખી સુનંદા-

( વસંતતિલકા )

'ભૂપાળનાં ચરિત વંશની જાણનારી,
પુરૂષના સમી સુભાષિણી દ્વારપાળી;
* * *
લેઇ જઈ વદતી કેવું પછી સુનંદા—"

સુનંદા ઈંદુમતિને બધા રાજાઓ પાસે લઇ જઇ તેમના ગુણનું વર્ણન કરે છે અને આડી રીતે અવગુણ પણ વર્ણવે છે. સાથે સાથે પોતાની પસંદગી પણ જણાવતી જાય છે-

( વસંતતિલકા )

"તે એમ બોલી પછી સેજ ટીલી થયેલી,
ગોરી ગુંથેલી મધુમાળ છ જેની એવી;
ત્ની ભૂપાળ ભણી જોઇ નમી જરાક;
બોલ્યા વિના તરત્જ આગળ ચાલી આપ."

—આમ બધા રાજાઓને બતાવતાં સુનંદા જેમ આગળ ચાલતી ગઇ તેમ;

( મનહર )

"જેમ રાત્રે દીવો લઈ જતાં રાજમાર્ગમાંના.
પાગર પડતાં ઘરો પર તમ વ્યાપે છે;
તેમ પતિ ખોળતી તે જે જે ભૂપ વટી ગઇ,
ને તે ભૂપ તણા વર્ણ ઝંખવાણા થાંદે છે."

છેવટે તે અજ પાસે આવી. ત્યાં આગળ ઇંદુમતિની નજર ઠરી રહી. સુનંદાએ આ

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૬૧ ]



# બીજવર મહામંડળી અનલીમીટેડ.

લેખક :
રા. અમૃતલાલ માણુશંકર વૈદ્ય
ચિત્રકાર
રા. ગૌરીશંકર અને રા. એમ. કે. પી.

આ નવા જમાનામાં આજકાલ કોઈપણ કારખાનું સભા, સમીતિ, લીમીટેડ કે એવું કંઈ પણ સ્થપાતું હોય ત્યારે તેના મગળ ઢુંઢુંભીરૂપે નિવેદનપત્ર બહાર પાડવામાં આવે છે એટલે એ રીતે અને પણ અમારી હ્હેશાલવી અને નિયમાવલી અને સાથેજ બહાર પાડીએ છીએ

૧ આ મંડળીનું કામકાજ આજકાલ ચાલે છે એવુંજ ચાલશે તો અમે આ મંડળીને લીમીટેડ કરવા ધારીએ છીએ.

૨ ભાગીદારો (શેર હોલ્ડરો) તો આજથીજ તૈયાર છે. મંડળી સ્થપાતા તે સારો નંબર કરશે એવી આશા છે

૩ આ મંડળીનું નામ "બીજવર મહા મંડળી" રાખવામાં આવ્યું છે



કલ્પવૃક્ષ વખતે શ્રીધારનો મિલાપ

૪ દ્વિતીય પત્નીની ચરણુ પરિચર્યા તરફ તત્પરતા અને પ્રથમ પત્ની પ્રતિ અસાધારણુ તિરસ્કાર, પ્રસંગોપાત નિંદા અને તેઓની ક્રૂરતાના કિર્તન એ આ મંડળના સભ્યોના મુખ્ય કર્તવ્ય ગણાશે

૫ આ મંડળીના વડીલ આશ્રયદાતા શ્રી મહાદેવજીને ગણવામાં આવ્યા છે.

સૂચના—બીજવર હોવા છતાં જેમનામાં

સાથેજ પહેલી વખતની પત્નીની પણ કેટ-ખાસીઅત આ મંડળે મુકરર કરી છે.

**પહેલી સ્ત્રીની ખાસીઅત:**

૧ પહેલીવારની પત્નીનો પોતાના સ્વામી માટે અસાધારણ પ્રેમ હોય છે, અને જરા



પ્રસન્ન ન થાય તો નાચવું.

મહાદેવજીનાં લક્ષણો નહીં હોય તેને આ મંડળની સામે પણ જોવાનો અધિકાર નથી.

૬ આ મંડળીમાં મહાદેવજીનાં ચારિત્ર્યનું નિરીક્ષણ કરી બીજવરનાં લક્ષણો નીચે પ્રમાણે મુકરર કરવામાં આવ્યાં છે. તેની

૨ સ્ત્રીનું બહુ માન જાળવવું.

૩ ધર્મપત્નીને ખુશી કરવાના બધા ઉપાયો અજમાવવા છતાં તેનું મન પ્રસન્ન ન થાય તો નાચવું.

૪ સંપૂર્ણ વિશ્વાસ નથી અથવા કે વહેમ

૧ સસરા તરફ માનની દૃષ્ટિનો અભાવજ.

૨ હંમેશનો સસરા જમાઈનો અણબનાવ.

૩ પત્નીને પીયર મોકલવાનો કંટાળો; અસહિષ્ણુતા. તેને લીધે હંમેશનો કલહ તથા સાસરાના ઘરના સારા માઠા ગમે તે પ્રસંગે ધણીઆણીને પીયર નજ જવા દેવી એવો સિદ્ધાંત.

[વધુ માહીતી માટે જુઓ દક્ષયજ્ઞ વખતે શ્રી શંકરનો મીજાજ.]

૪ પત્ની તરફ તેના મરતાં સુધી બેદરકારી.

**પત્નીના મરણ પછી:**

૧ પત્નીના મરણ પછી ગાંડા બની જવું.

૨ કંકણ લઈને ફરવું.

૩ ભસ્મ ચોળવી.

૪ બાર વરસ, બાર માસ, કે છેવટ બાર દિવસ સુધી બીલકુલ ફરી લગ્ન નજ કરવાની પ્રતિજ્ઞા અને વૈરાગ્ય પ્રદર્શન.

**બીજી પરણતી વખતે:**

૧ અપકૃત્યમપકર્તાતિ મતામ્મિતાઃ આજથી તારો ચાકર છું એવો સ્ત્રીઓએ સ્થાપિત પ્રતિજ્ઞા.

**પરણ્યા પછી:**

૧ પુરેપુરી અથવા અર્ધી પણ સ્ત્રીનો વેશ રાખવો.

પણ તેનું પડનું જુવે ત્યાં પોતાના પ્રાણ આપી દે એટલું તેને અપમાન લાગે છે.

૨ પીયર તરફ મમતાનો અભાવ.

**પતિની ખાસીઅતો, પહેલી પત્ની છતાં:**

વાંકી રોટલી, મેલો કાળશીઓ, પોતાની મા-બેન તરફના વિનયમાં કચાશ, પીયર જવાની પ્રાર્થના વગેરે ગુનાઓ માટે પૃથક્ શય્યા તેમજ બીજી શિક્ષાઓ કરી હશે. વળી બીજી-વારની સ્ત્રીનાં મરણ પછી જેઓને સ્ત્રીઓના ગુણો અને મહત્વ સમજાયું હશે તેમને ખાસ ભાગીદારો (પ્રેફરન્સ શેર હોલ્ડર) ના હક્ક આપવામાં આવશે.

૧૧ ભાગીદારોઃ

પહેલી પત્ની મરી ગયા પછી ઘણા વરસો વિધુરતાનું દુઃખ ભોગવી બીજી પત્નીનાં દર્શન થતાં તેમને દેવી તરીકે પુજતા હશે, અને પોતાની પત્નીનું નામ પણ લેનાર સાથે લડવા તૈયાર હશે તેઓને ભાગીદાર (શેર હોલ્ડર) તરીકે સ્વીકારવામાં આવશે.

નોંધ—

ભલે જેઓને બીજીવારની પત્ની નહીં હોય પણ મોડું લગ્ન થવાથી પત્નીની કિંમત પુરી સમજાણી હશે અને પત્નીને તમામ રીતે બીજવરનું સુખ આપવા અને તેના કાનુનો પાળવા તૈયાર હશે તે સભ્ય થઇ શકશે.

૧૨ આના સોદા જ્ઞાતિભોજન, વિવાહ, મરણ વગેરે જલસાઓમાં થશે. અને બીજી કંપનીઓ પેઠે પતિઓના ભાવ મુકાશે.

૧૩ બાળકપણથી પરણેલાં અને જેને બીજે બીજવરને લગતો કંઇ અનુભવ નથી એવાં સ્ત્રીપુરૂષોને આ બજારમાં આવવાની પણ રજા આપવામાં નહીં આવે.

૧૪ આ મંડળીના શેરોનો સટ્ટો સદાને માટે ચાલુજ ગણાશે.

૧૫ આ મંડળીની રજીસ્ટર્ડ ઓફીસ જ્યાંપણ પહેલી પત્ની દેવલોક પામે તે મકાનમાં રાખવામાં આવી છે.

૧૬ કાર્યવાહક અધિકારીઓની ભાગીદારી-માં માત્ર જેઓ બીજવર થવાને તલસી રહેલા હોય એવા વિધુરોને બીજી પરણ્યા પહેલાંના સમયમાં ભાગ આપવામાં આવશે.



તેમણે ખુરસી પર બેસતાં બેસતાં પુછ્યું. "અલબત્ત, તે માટે તમને ઉદાર કમીશન મળશે."

"શા માટે નહીં? એ તો અમારો ધ્ધોજ છે. શું કામ છે?"

"આમ જોઇએ તો કામ ઘણું સહેલું છે. પણ વાત ખાનગી રાખવાની છે અને તેથીજ તમારા જેવા ભરોંસાપાત્ર માણસને એ કામ હું સોંપવા માગું છું" ગોવિંદજી શેઠે પ્રસ્તાવના રૂપે કહ્યું:

"સમજ્યો. એ સંબંધી આપે નિશ્ચિંત રહેવું. મારી પાસેથી વાત જરા પણ બહાર નહીં જાય"

"હંઅ. જુઓ ત્યારે. તમે મને કદાચ ઓળખતા હશો. મારું નામ તો સાંભળ્યું હશે. કલકત્તામાં મારો મોટો વેપાર ચાલે છે. ખાસ કરીને ઇમારતી લાકડું અને ચોખા હું મોટા જથ્થામાં પરદેશ ચઢાવું છું. પણ આ કામને મારા વેપાર સાથે સંબંધ નથી–સીધી રીતે નહીં, આડકતરો કૈંક ખરો. મને જુનાં ચિત્રો ભેળાં કરવાનો ખાસ શોખ છે. એ શોખ પાછળ મેં અત્યાર સુધીમાં હજારો રુપીઆ ખર્ચી નાખ્યા છે. અત્યારે મારા સંગ્રહ જેવો સંગ્રહ આખા હીંદમાં કોઇની પાસે નહીં હોય."

"થોડાંક વર્ષ પહેલાં લખનૌમાંથી મેં એક ચિત્ર રુપીઆ પાંચસો આપી ખરીદ્યું હતું. એ ચિત્ર ઇતિહાસ પ્રસિદ્ધ બેગમ નુરજહાનનું છે. પણ અસલ નહીં, નકલ છે. અસલ ચિત્ર જહાંગીરના સમયના વિખ્યાત ચિત્રકાર હમીદબક્ષનું ચીતરેલું છે, અને કળાનો એક સુંદર નમુનો છે. એ અસલ ચિત્રની ઘણીએ નકલો થઇ છે."

"અસલ ચિત્ર ક્યાં છે તેની મને ખબર ન હતી. આજેજ અચાનક હું તે જાણી શક્યો. હું શેઠ નલિનીકાંતને મળવા ગયો હતો. મધ્યપ્રાંતોમાં એમની માલીકીનું એક જંગલ છે, તેમાં ઇમારતી લાકડું પુષ્કળ છે. એ જંગલ તેમની પાસેથી ખરીદી લેવાનો મારો વિચાર હતો. એ જંગલનો નકશો લેવા તેમને બીજા ઓરડામાં જવું પડ્યું. તેમને આવતાં કૈંક વાર લાગી એટલે કુતુહલથી હું દીવાનખાનામાં મુકેલા ચિત્રો જોવા લાગ્યો. અચાનક જે ચિત્રોની શોધમાં હું લાંબા સમયથી હતો તે મે ત્યાં જોયું. પહેલાં તો મને લાગ્યું કે એ પણ નકલ હશે, પણ પાછળથી તપાસ કરતાં મારી ખાત્રી થઇ છે કે એ અસલ ચિત્ર છે. નલિનીકાંતના પિતા શેઠ દ્વારકાંદાસે એ ચિત્ર દસ હજારમાં લગભગ પચીસ વર્ષ પહેલાં ખરીદ્યું હતું."

"તે વખત તો હું ચિત્ર સંબંધી કૈં બોલ્યો નહીં. જંગલ લેવાનું સાટું કરીને હું ચાલ્યો આવ્યો. પોતાની મોં માગી કીંમત નહીં મળવાથી એ સાટાથી નલિનીકાંત મારા પર કૈંક નારાજ થયો છે. એ ચિત્ર તમે મારે માટે મેળવી શકશો?" ગોવિંદજીએ લાંબી કથાને અંતે સવાલ પુછ્યો.

"ઘણીજ ખુશીથી. એમાં શું મુશ્કેલ છે?" મને એ કામ બહુ મુશ્કેલી ભરેલું ન લાગ્યું. કમીશન એજંટ તરીકે એવી તો કૈંક ખરીદીઓ મેં કરી હતી.

"તમે ધારો છો એટલું એ સહેલું નથી, મી. દલાલ! પણ હું માનું છું કે મોં માગી કીંમત મળે તો નલિનીકાંત એ ચિત્ર કદાચ વેચે ખરો. એને શાની ખોટ છે? દ્વારકાંદાસ શેઠ લગભગ અર્ધો કરોડની મીલ્કત મુકી

કદાચ મને કોઈ ન આપે. બીજું કારણ એ કે મારે આજ રાતના અહીંથી જરૂરી કામ માટે મદ્રાસ જવું છે. એક અઠવાડીઆ પછી આવતે ગુરુવારે સાંજે આ વખતેજ હું પાછો આવીશ. દરમીઆન તમે ચિત્ર લાવી રાખજો.", ગોવિંદજીએ મારો વાંધો ટાળવાનો પ્રયત્ન કર્યો, પણ આવા નજીવા કામ માટે રુપીઆ ત્રણસો આપવા તૈયાર થનાર પર મને કૈંક શંકા આવી. પણ હોય! શોખ બહુ બુરી ચીજ છે.

"ઠીક" મેં કહ્યું. "હું મારાથી બનતુ કરીશ. તમારું નકલ-ચિત્ર મને મોકલી આપજો. અને હા..." કૈંક યાદ આવ્યું હોય તેવો ડોળ કરી મેં કહ્યું: "તમારે મને થોડાંક નાણાં તો આપવાં જોઈશે"

"અરે, ભલા માણસ! આટલા બધા અધીરા શું કામ થાઓ છો? હું હમણાં તેજ વાત કરવા જતો હતો" તેણે અંદરના ગજવામાંથી એક ચામડાની સુંદર પોકેટ બુક કાઢી. લો, આ ગણી લો. હજાર હજારની દસ નોટો છે. વધારે આપવું પડે તો હાલ તુરત એટલું તમારી પાસેથી આપજો. તેની જામીનગીરી તરીકે ચિત્ર તમારી પાસે રહેશે. હું ચિત્ર લેવા આવીશ ત્યારે બાકીનાં નાણાં, તમારું કમીશન, ખર્ચ વગેરે ચુકવી આપીશ."

"અને પેલું ચિત્ર?" નોટો ગણતાં ગણતાં મેં ફરી યાદ દેવડાવ્યું.

"હા. તે તો હું ભુલીજ જતો હતો. જરા નીચે સીપાઈને મોકલીને ગાડીમાંથી મારી બેગ ન મંગાવી લો? ચિત્ર તેમાં છે."

મેં ઘંટી મારી સીપાઈને બોલાવ્યો અને ગાડીમાંથી બેગ લાવવાનું ફરમાન કર્યું. તે લઈ આવે તે દરમીઆન મેં દસ હજાર રુપીઆની રસીદ ગોવિંદજીને લખી આપી.

ગોવિંદજીએ સીપાઈએ આણેલી બેગ સંભાળપૂર્વક ઉઘાડી અંદરથી એક ફ્રેમમાં જડેલું, હાથીદાંત પર ચીતરેલું સુંદર ચિત્ર કાઢ્યું. એ એક ફુટ પહોળા અને નવ ઈંચ લાંબા હાથીદાંતના તખ્તા પર રૂપસુંદરી નુરજહાનની સુંદર પ્રતિકૃતિ શોભી રહી હતી. નયનને બે ઘડી ઠારે એવી સુંદર વસ્તુ હતી.

"લો આ ચિત્ર. તમે અસલ ચિત્ર જોશો ત્યારે તમારી ખાત્રી થશે કે આબેહુબ નકલ છે. ફ્રેમ પણ નલિનીકાંતનાં ચિત્રની ફ્રેમ જેવીજ મેં કરાવી છે. કોઈની મગદુર નથી કે એ નકલ છે એમ પારખી શકે." ગોવિંદજીએ ચિત્ર સોંપતાં મને કહ્યું. ચિત્રની ફ્રેમ ખાસી દોઢ ઈંચ જાડી હતી.

## ૨

ઘેર જતાં રસ્તામાં અનેક વિચારો મારા મગજમાંથી પસાર થયા. નલિનીકાંત મગરુરીમાં તણાઈ કદાચ ના પાડે તો આખી ત્રણસોની રકમ હાથમાંથી સરી જાય. કમીશન એજંટ તરીકેની મારી કારકીર્દીમાં આવું કામ મેં પહેલુંજ હાથમાં લીધુ હતું. અસલને બદલે નકલ ઠેરવી દઈ દુનીઆને ઠગવાની વાત કૈં નવી ન હતી. યુરપ–અમેરીકામાં ચાલાક ઉઠાવગીરોએ એવી ચોરીઓ કર્યાની અનેક વાતો મેં વાંચી હતી. પણ તે શીવાય આ કામમાં શંકા ઉપજાવે એવું કૈં પણ ન હતું. એકાદ ધનાઢ્ય માણસ પોતાનો શોખ પુરો કરવા જરુર પંદર હજારની રકમનું પાણી કરી નાખે. અલબત્ત ગોવિંદજી જેવો સાહસિક વેપારી, દુનીઆને ઘોળીને પી જનારો માણસ આવો શોખ ધરાવે એ કૈંક અજાયબીભર્યું હતું. ગોવિંદજીનું નામ ધારણ કરીને આવેલો કોઈ

બદમાશ તો એ નહીં હોય? પેલી નોટો બનાવટી હશે? એવું કે લાગ્યું તો નહીં કાલે બરોબર બારીકાઈથી જોઈને નોટો અને ચિત્ર ઓરીમની તીજોરીમાં હું મુકી આવ્યો હતો.

બીજો એક વિચાર પણ આવ્યો. નલિનીકાંતને ત્યાં જઈ કોઈ બહાને તેને થોડો વખત દૂર કરી અસલને ઠેકાણે નકલ ચિત્ર ન મુકી દેવાય? એમ બની શકે તો રૂપીઆ પંદર હજાર વગર મહેનતે પચી જાય. આ વિચારે મારા પ્રામાણિક હૃદયમાં ધ્રુજ વછુટી, કપાળે પરસેવો વળ્યો. ના, ના, એમ તો નજ કરવું

બીજે દિવસ ઓફીસમાં જઈ નોટો બરોબર તપાસી લેઈ. ખરી લાગી વધારે તપાસ કરવા બેંકમાં મોકલી ત્યાં પણ કોઈએ વાંધો ન લીધો ખાત્રી થયા પછી ચિત્ર બગલમાં મારીને હું નીકળ્યો અને વાલકેશ્વર નલિનીકાંતને બંગલે પહોંચ્યો. શેઠને ખબર આપી. સિપાઈ પાછો આવ્યો અને "શેઠ આવે છે" કહી મને દીવાનખાનામાં બેસાડી ચાલ્યો ગયો. ચિત્ર કેમનું દેવું હોય તો સુંદર તક હતી અસલ ચિત્ર મારી સામેજ દીવાલ પર ગોઠવી રહ્યું હતું

થોડીવારે નલિનીકાંત આવ્યા. લગભગ ત્રીસ વર્ષની વયનો આ દેખાવડો શ્રીમંત યુવાન દુનીઆની ખટપટ-પંચાતની તમામજ મનનો હોય એમ એની મુખમુદ્રા કહી આપતી. એના ચહેરામાં ચિંતાની એક પણ રેખા ન હતી

"આપે મારું કામ એવું હશે," વાતની શરૂઆત કરતા મેં કહ્યું "હું કમીશન એજન્ટ છું અને મારા એક ગ્રાહકને માટે આપની પાસે એક ચીજ ખરીદવા આવ્યો છું. મારી ખાત્રી છે કે આપ મારી માગણી સ્વીકારશો"

'બહુજ ખુશીથી. તમારે શું જોઈએ છે?' નલિનીકાંતે હસતે ચહેરે કહ્યું

જવાબમાં મે બ્રાઉન પેપરના બંડલમાંથી ચિત્ર કાઢી તેમની સામે ધર્યું જોતાંજ નલિનીકાંત કંઈક ઉકળ્યા. તેના શાંત હસતા ચહેરા પર આશ્ચર્ય અને ક્રોધની રેખાઓ પ્રકટી

'આ શું? આ તો મારું ચિત્ર! તમે ક્યાંથી લાવ્યા?' બીડજ પછી ને દીવાલ તરફ ફર્યા અને રેખાઓ કંઈક નરમ પડી. 'પણ, ના ના એ ચિત્ર તો આ રહ્યું ત્યારે આ કોનું?'

'એ તમારું નથી, એ એક નકલ છે એને માટે તમારો અભિપ્રાય કહેશો!'

"નકલ હો કે અસલ, પણ આબેહુબ મારા ચિત્ર જેવુંજ છે, એટલું તો જરૂર કહી શકાય. લાવો એ બંનેને પાસે મુકી આપણે સરખાવીએ"

બંને ચિત્રો એક બીજાની જોડમાં મુકી અમે બંને ઘડીભર જોઈ રહ્યા. બંને એક સરખા લાગતા હતા કયું અસલ અને કયું નકલ તે કહેવું મુશ્કેલ હતું

"મારી અંગત ખાત્રી ન થઈ હોત તો આ વાત હું કદી માનત નહીં એ સંબંધી મને વીગતવાર વાત કરશો!" આખરે નલિનીકાંતે કહ્યું

મેં નકલ ચિત્ર ત્યાંથી ઉપાડી મારી પાસેની ખુરશી પર મુક્યું અને વાત કહેવા માંડી "મારા એક ગ્રાહકને પ્રાચીન ચિત્રો ભેળા કરવાનો શોખ છે. આ નકલ ચિત્ર તેમણે કેટલાક વખત પર ખરીદ્યું હતું પણ

આપની પાસે છે. જો આપ આ નકલના બદલામાં અસલ આપો તો એ ગૃહસ્થ એની કીંમત તરીકે રુપીઆ દસ હજાર આપવા તૈયાર છે."

"ખરેખર આ બહુ અજાયબી ભર્યો વેપાર લાગે છે!" થોડીવાર નલિનીકાંત આરામ ખુરસીમાં લાંબા પગ કરી કૈંક વિચારમાં પડ્યા. પછી આસ્તેથી કહ્યું: "એટલી કીમતે હું આપવાની ના પાડું તો?"

"તો પછી એના પંદર હજાર સુધી આપવાની મને છુટ મળી છે."

"ખરેખર?" નલિનીકાંતની અજાયબી વધતી હતી. "તમારો એ ગ્રાહક છે કોણ? તેણે કેમ જાણ્યું કે મારું ચિત્ર અસલ છે, નકલ નથી?"

"માફ કરજો સાહેબ! પણ એ વાત પ્રકટ કરવાની મને પરવાનગી નથી મળી. છતાં હું એટલું તો કહી શકું કે આપનું ચિત્ર અસલ હોવા સંબંધી તેમણે પાકી ખાત્રી કરી છે.'

"ખરી વાત કહું, મી૦ નગીનદાસ? હુ પોતે તો એ ચિત્રને નકલજ માનુ છું; અને મારી પોતાની માન્યતા પ્રમાણે એની કીંમત એક હજારથી વધારે ન હોઇ શકે."

"ત્યારે એક હજાર લઇ આપ એ ચિત્ર મને બદલી આપશો?"

"ભલા માણસ છો! એમ મેં ક્યારે કહ્યું કે હજાર રુપીઆમાં હુ એ ચિત્ર આપીશ? મને તો તમારી આ માગણી બહુ વિચિત્ર લાગે છે. કોઇ માણસ આવીને તમારી ચીજ માટે બેવડી કીંમત આપવા તૈયાર થાય અને બદલામાં વળી એવીજ ચીજ પણ આપે તો તમને અજાયબી ન થાય?"

"એ ખરું શેઠ! પણ આવી બાબતોમાં ચીજની કીંમત ખરીદનારને તેની કેટલી જરુર છે, તે મેળવવાની કેટલી આકાંક્ષા છે તે ઉપરથીજ આંકી શકાય. એક ધનવાન માણસ પોતાનો શોખ સંતોષવા એ પાંચ હજાર વધારે પણ આપી દે." મેં અર્થશાસ્ત્રનો સિદ્ધાંત સમજાવ્યો.

"બરોબર છે." નલિનીકાંતે સંતોષથી જણાવ્યું. "ભલે ત્યારે દસ હજાર રુપીઆ લઇ એ ચિત્ર બદલી આપવાને મને વાંધો નથી. તમે રુપીઆ લાવ્યા છો?"

"રુપીઆ રોકડા તો નથી લાવ્યો પણ મારો ચેક આપું. જોઇએ તો બેંકમાં ટેલીફોન કરી આપ ખાત્રી કરી લો." મેં મારો આનંદ દબાવવાનો પ્રયત્ન કરતાં કહ્યું. રુપીઆ ગણસો આમ સહેલાઇથી પાકશે એવી મને ખાત્રી નહતી.

"કંઇ વાંધો નથી. તમારો ચેક ચાલશે. પણ એક વાત ધ્યાનમાં રાખજો. આ સાટું પાછળથી રદ નહીં થઇ શકે. તમારા ગ્રાહકને પાછળથી જણાય કે આ ચિત્ર પણ નકલ છે અને તે છેતરાયો છે, તો તે માટે હું જવાબદાર નથી. હું તો એ નકલ તરીકેજ વેચું છું. તમારી ઇચ્છા હોય તો હજી પણ વિચાર કરો."

"એમાં વિચાર કરવા જેવું છેજ નહીં. મને એ શરતો કબુલ છે." મેં ચેક લખી આપ્યો અને ચિત્રની રસીદ લખી આપી. હું એ કહેવાતું અસલ ચિત્ર લઇને ત્યાંથી નીકળ્યો.

૩

વાલકેશ્વરથી વીકટોરીઆ કરી હું પાછો ઓફીસે આવવા નીકળ્યો. આજના કામથી મને પોતાને તો સંતોષ થયો હતો. અર્ધા

થોડા કલાકમાં નફામાં રૂપીઆની કમાણી થાય એ અત્યારના મંદીના વખતમાં નાનીસુની વાત ન હતી. પણ ખરી બાબત શું હશે, તે વીશે હું વિચારમાં પડ્યો નલિનીકાંત સાચો હશે ? આખરે એ કહેવાતું અસલ ચિત્ર નકલજ હશે ? ગોવિંદજીએ તપાસ કરવામાં ભુલ તો નહીં કરી હોય ? એ ફરી તો નહીં જાય ?

ગાડી સેન્ડહર્સ્ટ બ્રીજ પરથી પસાર થતી હતી, ત્યાં મારો એક વખતનો સહાધ્યાયી અને અત્યારે પ્રસિદ્ધ થઇ પડેલો ચિત્રકાર જગદીશ જતો દેખાયો. અમારી નજર મળી ગાડી મહેલ થોભાવી મેં તેને બોલાવ્યો અને 'ક્યાં જાય છે' તે પુછ્યું. તેણે કહ્યું "કોટમાં જાઉં છું" મેં તેને ગાડીમાં સાથે લઇ લીધો

રસ્તામાં કેટલીક આમતેમ વાતચીત થયા પછી, પેલા ચિત્ર સંબંધી એનો અભિપ્રાય જાણવાની મને ઇચ્છા થઇ. મેં તે કાઢીને તે બતાવ્યું.

"ક્યાંથી લાવ્યો ? બહુ સુંદર નકલ કરી છે" જગદીશે કહ્યું

'નકલ ?' હું અજાયબીમાં પડ્યો

'નકલ નહીં તો અસલ ? આ ચિત્ર તો બહુ જાણીતું છે અત્યારે તે દીલ્હીના મ્યુઝીઅમમાં છે મેં હજી બે મહીના પહેલાં ત્યાં જોયું હતું પછી તું ત્યાંથી ચોરી લાવ્યો હોય તો કાંઇ જાણું' તેણે સહેજ મજાક કરી 'તે શું એ અસલ માની લીધું ?'

એની મને શી ખબર પડે ? પણ મેં તો એ અસલ તરીકે ખરીદ્યું છે"

'ખરેખર કોઇએ તને સરસ બનાવ્યો. કોની પાસેથી ખરીદ્યું ? તેણે તને એમ કહ્યું કે આ અસલ છે ?'

વેચનારે તો આ નકલ તરીકેજ વેચ્યું છે પણ જેને માટે મેં એ ખરીદ્યું છે તે માને છે કે એ અસલ છે

કંઇ ગોટાળો થયો હોવો જોઇએ



જરા આવને મી. કડાવતીર'

કેટલા આપ્યા ?"

"દસ હજાર."

"બાપરે ! દસ હજાર રુપીઆ કે પૈસા ? આની કીંમત તો પાંચસોથી વધારે નહીં હોય."

"હશે, તેની મને શી ચિંતા ! હું તો ચીઠ્ઠીનો ચાકર. વર મરે કે કન્યા મરે, મારું કમીશન પાકે એટલે બસ." મારી જવાબદારી મેં સમજાવી. ગોવિંદજીએ ભુલ કરી હોય તો તે માટે તે સહન કરશે. પણ મને શંકા તો ઉપજી. મુળ ચિત્ર જગદીશે કહ્યું તેમ દીલ્હીના મ્યુઝીઅમમાં હોય તો ગોવિંદજી જેવો ચિત્રોનો શોખીન જાણ્યા વિના ન રહે.

## ૪

કમીશન કમાવા જતાં બીજી કોઇ ફસામણમાં ન આવી પડાય તેની ચિંતા મને થવા લાગી. મારું કાયદાનું જ્ઞાન મને કહેતું હતું કે આવી બાબતોમાં શંકા પડતા-જ શાંતિના ઇજારદાર પોલીસખાતાને ખબર કરવાની એક શહેરી તરીકે મારી ફરજ છે. પણ પોલાનની ધમાધમ કરવાની રીત મને ગમતી નહતી. ખબર આપું ને પોલીસ એ બાબતમાં દોડાદોડી કરી મુકે; ગોવિંદજીને એ સંબંધી જાણ થાય. શંકા સાચી પડે અને દાળમાં કૈં કાળું છે એમ માલમ પડે તો તો જાણે ઠીક; નહીં તો રુપીઆ ત્રણસો મફતમાં ગુમાવી બેસું.

આખરે મારા મિત્ર ઇન્સ્પેકટર બળવંતરાયને મળી તેની ખાનગી સલાહ લેવાનો મેં વિચાર કર્યો. ટેલીફોન કરી તપાસ કરી જોઇ તો તે ઓફીસમાંજ હતો. તુરતજ હું ત્યાં ગયો.

"કેમ આજે કયાંથી ભુલો પડયો ? એકાએક શું કામ આવી પડયું કૈં ચોરી બોરી તો નથી કરીને ? કે કોઇનું ખુન કરી આવ્યો છે ?". બળવંતરાયે મને આવકાર આપ્યો.

"એક ખાનગી વાત કરવા આવ્યો છું." મેં કહ્યું. "મને લાગ્યું કે તારી સલાહની જરુર છે."

"સલાહ માટે પૈસા આપવા પડશે. એવી તે શી ખાનગી વાત છે કે ખરે બપોરે દોડતા આવવું પડ્યું ? ઘરમાં ભાભી સાથે લડાઇ તો નથી થઇને ? આપણે એવી માટીબૈયરની લડાઇમાં હાથ નથી ઘાલતા !"

"મશ્કરી જવા દે. ગંભીર વાત છે."

"તો પછી કહી નાખ, આમ મેથીઆ કેરી ખાધા જેવું ડાચું શાનો કરે છે ?"

"જો સાંભળ," એમ કહી મેં એની પાસે ગોવિંદજીની મુલાકાતનો કીસ્સો પહેલેથી છલ્લે સુધી કહી સંભળાવ્યો. પહેલાં તો એ ઠૈક બેદરકારીથી, રસ લીધા વિના સાંભળતો હોય એમ મને લાગ્યું. પણ નલિનીકાંતનું નામ આવતાં એની આંખો તેજથી ચમકી રહી. એ સાંભળવા ઉત્સુક જણાયો.

"જરા બેસ. હું હમણાં આવું છું" મારી કથની પુરી થતાંજ બળવંતરાયે કહ્યું અને ત્યાંથી તે ગયો.

થોડીવારમાં એ એક જાડી ફાઇલ જેવી ચોપડી લઇ પાછો ફર્યો અને તે ઉઘાડી કૈંક મનમાં વાંચવા લાગ્યો. વાંચીને એણે ચોપડી કોરે મુકી.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૬૫]




લેખક
રા. મસ્ત-ફકીર
મકવ, સાહિત્યમ સદ્

---

આ મારા સરદાર જનાબ મારા જેવા ફૂગતા લેખકોને જોઈ તાજ શિક્ષાગુરુની માફક સલાહ આપે પેપરમાં કે ખુશીઓ આવે તો મોઢી ખાડેશ્વા એજ ખુશ થાય અને પાસે બોલાવી બરડો થાબડે અને જો જરાક ભૂલ આવી હોય, લેખમાં શિથિલતા આવી હોય, ઉતાર સારો અને પાછલો ભાગ આગળી ગયો હોય આગળ પાછળ મારું અને વચમાં નમાલું ગયું હોય, ત્યારે નાનપણના આપણા વહાલા મહેતાની માફક ચોટલી ખેંચ અને પાએક કલાક સબોધ દઈ આપે. મારે માટે એમની ફરીઆદ હંમેશ એ જ છે કે બહુ લખાણથી લખું છું. મને એક દિવસ પાસે બોલાવીને કહે. "જરા ટુંકું લખતું. વર્ણન કરવાની કે જરૂર નથી, કેટલુંક તો વાચકોની કલ્પનાશક્તિ ઉપર મૂકી દેવું જોઈએ"

"પણ જનાબ, વાર્તાનો ઉઠાવ કરવા માટે થોડાક રંગ દેખાડવા કેક વર્ણનો તો જોઈએ ને?"

નહીં નહીં, પાત્રોની રચનાકર વાર્તા વાળ લાંબા લાંબા વર્ણનો, તેનું કૈં પણ બનાવવાની જરૂર નથી, વાચકો બધું સમજી લેશે"

મારા પ્રમુખનો આ બોધ મારા જીગરમાં બરાબર ખુંચી ગયો અને તેથી આજે તેમની આજ્ઞાનુસારજ એક મહાન નવલકથા નીચે પ્રમાણે સંક્ષિપ્તમાં રજુ કરૂં છું.—

વાચક બીરાદર આપણે એક વાર્તા લખવી છે. ઇતિહાસ નથી લખવો, જીવન ચરિત્ર નથી લખવું, દર્શનશાસ્ત્રોમાં ડુબકી નથી મારવી, પગ્રહને આડે ઉભા રહી, અનંતતાના ગાઢ અંધકારમાં,—(એવું શું ચીતરવા માગ્યું? કોણ સમજશે?) એ વાત જવા દો. Man is a sociable animal

એ ન્યાયે મનુષ્યને મનુષ્ય જીવન અને સંસાર ચિત્રોમાંજ મઝા આવે છે. તેમાં સંસારનું કેંદ્ર યાને મધ્યબિંદુ દીલ—જીગર—હૃદય—પેલું મનુષ્યના હાડપીંજરની ડાબી બાજુમાં ધબ ધબ કરતું યંત્ર જે ઇશ્વરે રચ્યું છે તેની વાતમાં લોકોને વધુ રસ આવે છે. માટે આપણે લવ—સ્ટોરી (પ્રેમ—વાર્તા, પ્રેમલાપ્રેમલીની વાર્તા, વહાલા વહાલીની વાર્તા) લખવા બેઠા છીએ.

ત્યારે તમે એટલું તો સમજ્યા કે આપણે એક પ્રેમ વાર્તા શરુ કરનાર છીએ. પણ આપણાં નાયક અને નાયિકાના દીલમાં પુષ્પધન્વાના ધનુષ્યનો ટંકાર કરવા, તેમને ઇશ્કની બીમારી-નો ગરબો કરાવવા માટે, પ્રેમનો કારી ઝખમ તેમના દીલમાં દેવા માટે તેમનું પ્રથમ મીલન ક્યાંક કરાવવું પડશે. વસ્તુ (પ્લૉટ)ની ચિંતા ના કરતા: પાત્રો બરોબર કલ્પજો. કોઇ સુંદર, ડાહી, શાણી છોકરી તેમજ ચતુર, હોંશીઆર, બહાદુર, સુઘડ યુવકનું ચિત્ર તમારી કલ્પનામાં બરોબર આલેખજો. જો તમારી નિરીક્ષણ શક્તિ તીવ્ર હશે તો તમારી ઓળખાણ પીછાણવાળામાંથી તમે જેને જેને મળ્યા હશો તેમાંથી તમને જોઇએ તેટલા પાત્રો મળી શકશે.

યાદ રાખજો, પાત્રો તમારાં બાલકો છે એ તમારા મગજનો પરીવાર છે. એને બહુ સંભાળથી બહાર પાડજો. સારી રીતે બહાર પાડ્યા પછી એ પાત્રો પોતાની જાતેજ તમારી વાર્તાના વળાંક, પ્રસંગ અને સંજોગ પ્રમાણે બરોબર શોભશે.

બાવા આદમના વખતથી પ્રેમ વાર્તાઓ લખાતી આવી છે. અને ઘણીખરી તો એકજ રૂઢી અને એકજ પ્રણાલિકા પ્રમાણે ચાલી આવે છે. ઘણીખરી નાયિકાઓ બગીચામાંજ ઉભી હોય. નાયક જઇ ચઢે, પેલી ચમકે, તારા મૈત્રક રચાય. નાયિકા પોપચાં ઢાળે, જરા ગુલાબી ગાલ પર શરમના શેરડા પડે અને હૈયું હીલોળે ચઢે; નાયક બાઘા જેવો ઉભો રહે અથવા તો બેચાર તુટયા તુટયા શબ્દ બોલે... આવું આવું બને. કોઇ વાર્તાઓમાં એવાંએવાં પરાક્રમો નાયક નાયિકાઓ પાસે કરાવવામાં આવે કે જેવા બનાવો દુનીઆમાં વાસ્તવિક ન હોય.

આપણે નવીન રુઢીથી, નવીન સ્ટાઇલ અને ફેશનમાં શરુ કરીએ.

## પ્રકરણ ૧ લું—પ્રથમ મીલન

તે સસલાની માફક ટમક ટમકતી ચાલી જતી હતી. કેળાની છાલ પર પગ પડ્યો, જરા લપસી, યુવાન આગળ ધસ્યો, પડતી પ્રમદાને બચાવી લીધી. પેલી સ્વસ્થ થઇ: આભારની એક દ્દષ્ટ યુવક તરફ નાખી, મંજુલ સ્વરે "થેંક્યુ" બોલી, ઝપાટાબંધ ચાલતી થઇ. યુવાન તેની પાછળ જોતો ઉભો રહ્યો. તેની નજર પગથી પર પડી. સુંદર ગુલાબી રેશમી રુમાલ ત્યાં પડ્યો હતો. પેલીએ જાણી જોઇને નાખ્યો હશે કે ભુલથી પડ્યો હશે તે વાચક. તું સમજી લેજે.

નાયિકાના જીગરમાં શા શા ભાવો થયા હશે. નાયકના મનમાં શું થયું હશે, એ તું ધારી લેજે.

પણ પહેલીજ મુલાકાતે એકદમ દીલ ખેંચાય એ બનવા જોગ છે? તને તે વાસ્તવિક લાગે છે?

પરિચય. સમાગમ અને અન્યોન્યનાં શક્તિ અને ગુણ જાણ્યા વગર દીલ કેમ ખેંચાય? આપણે તો વાસ્તવિકજ લખવું છે. માટે આ પ્રથમ મીલનને એક અકસ્માતજ

મારી સલાહ પુછો તો હું તો સાફ નાજ પાડું છું. એવું કૈં લખવા જશો તો લોકો કહેશે કે હોમીઓ અને જુલીએટમાંથી તફડાવ્યું. વળી ઘોડે બેસી અટારીએ ઉભેલી કાંતાઓને વરવા જતા વીરલાઓના જમાના ગયા. અત્યારે આપણે તો મુંબઇમાં એક સંસ્કારી મધ્યમ વર્ગ, જે આપણી વચ્ચેજ રહેતો હોય, આપણાજ જેવો હોય, તેમાંથી જગતમાં નિત્ય બનતી વાસ્તવિક પ્રેમ કથા ચીત્રી કાઢવી છે. માટે આપણે દરરોજ જોતા હરરોજનાજ પ્રસંગો લેઇશું.

કોલેજનો હોલ ચીકાર ભરાઇ ગયો છે. ત્રણ કોલેજોની ભેગી ડીબેટીંગ સોસાયટીનો મેળાવડો ગોઠવવામાં આવ્યો છે. 'બૈરી બલા કે બેલી' એ વિષય ઉપર તેની સામસામી બાજુઓ બે વકતાઓએ રજુ કરી. વિરોધ દર્શાવનાર વક્તા ઢીલો પડયો, એ હારી જશે એમ લાગ્યું; કારણ કે મુળ વકતાએ ઘણીજ છટાદાર ભાષામાં બૈરાં એ જગતમાં બલા છે તે બહુજ અચ્છી રીતે પ્રતિપાદન કરી બતાવ્યું હતું, ત્યાં કોલેજના એક ખુણામાંથી કોઇ યુવક ઉભો થયો. તેને જોતાંજ તાળીઓના ગડગડાટથી હોલ ગાજી રહ્યો. ધીમે અને મક્કમ પગલે પ્લેટફોર્મ પર તે ચડયો. સાંભળનારાને આંજી નાંખે તેવી વાક્‌ધારા તેના મુખમાંથી છુટી—"સ્ત્રીઓ સ્વર્ગનું અમૃત છે. સ્ત્રીઓ દેવીઓ છે. સ્ત્રીઓ તો રત્નની ખાણ છે—" તેના વકતૃત્વથી સભા ખુશખુશ થઇ ગઇ અને ખાસ કરીને સ્ત્રી વિદ્યાર્થીઓ તો હરખાઇ હરખાઇ ગઇ. વકતૃત્વ ચાલતું હતું ત્યારે યુવાનની આંખ ચોક્કસ બે આંખો પર પડી. તેને શી અસર થઇ હશે; પરિણામ શું આવ્યું હશે, તે વાંચક! તુંજ કલ્પી લેજે.

સભા બરખાસ્ત થતાં દાદર ઉતરતાં બેઉ સામસામાં થઇ ગયાં. પેલીએ એકજ શબ્દ ઉચ્ચાર્યો; "Excellent" (ઉત્તમ) પછી વધુ વાતચીત થઇ હશે કે કેમ, પેલાના જીગરમાં શી ઉથલપાથલ થઇ હશે તે વાંચક તુંજ કલ્પી લેજે.

જોયું? આપણે કેવી સીફત વાપરી? ત્રણજ વખત આપણાં નાયક નાયિકાને મેળવ્યાં. નાયકનાં મર્દાનગીનાં, બુદ્ધિશક્તિનાં, તેજનાં, વિવેક અને વિનયનાં નાયિકાને આપણે દર્શન કરાવ્યાં. નાયક બોથો અને બુડથલ હત તો વાર્તા પેલી પુર પાથની કેળાંની છાલથી આગળ વધતજ નહીં.

### અકસ્માત કે જાણીજોઇને?

ચર્ચગેટ સ્ટેશને નાયિકા રોજ ઉતરે છે. એલ્ફીન્સ્ટન કોલેજમાં તે અભ્યાસ કરે છે. યુવાન પણ એજ ગાડીમાં આવે છે. તે ઝેવીઅર્સમાં બી. એ., કલાસમાં છે.

નાયિકા ઓવલને મેદાનને રસ્તે પરભારી કોલેજને રસ્તે જવાને બદલે ફ્લોરાફાઉન્ટન સુધી—ત્યાંથી લાંબે રસ્તે કેમ જતી હશે? અને નાયક મરીનલાઇન્સનો સીદ્ધો રસ્તો મુકી ઝેવીઅર્સમાં જવા ચર્ચગેટ સુધી કેમ આવતો હશે? દરરોજ પેલી પોતાની સહીઅરો સાથે આગળ હોય; આ પોતાના મિત્રો સાથે પાછળ ચાલતો હોય—આ શું લોહચુંબક બને છે? તે વાંચક તુંજ કલ્પી લેજે.

### શેતરંજની બાજી

પેલી છોકરીના બાપ આગળ એકદમ દોડતો જઇ, તમારી બેટીના હાથનો હું ઉમેદવાર છું એમ બોલી જમાઇ થવાની એપ્લીકેશન (અરજી) રજુ કરવાનો રવૈયો આપણા હીરો

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૭૦ ]

# આગલા પ્રવેશોનો ટૂંક સાર

ગાંધીભક્ત શેઠ અંબાલાલના બંગલામાં અનુભોમીઓ પ્રેક્ષકોને ગાંધીજી, ટાગોર અને કવિ નાનાલાલની પ્રતિમાઓ સંબંધે વિગત જણાવી રહ્યા છે. તેટલામાં શેઠનો પુત્ર સારાભાઈ જે પારીસમાં ઝવેરીની પેઢીમાં મેનેજર તરીકે કામ કરે છે તે આવી પહોંચે છે. અને પોતાની નાની બહેન પુષ્પા સાથે વાતો કરી પિતાની પોતાના તરફ કેવી વૃત્તિ છે તે જાણવા પ્રયાસ કરે છે, અને મધુરી અને નરોત્તમના જીવનકલહની વાતચીત કરી પછી પોતાની મહત્તાનાં બણગાં ફુંગી, ગુપ્ત રહેવા ત્યાંથી ચાલ્યો જાય છે. અંબાલાલ પુષ્પા સાથે પ્રેક્ષકોના પોતાના તરફના સારા નરસા વિચારો માટે વાતચિત કરે છે ત્યાં પ્રેક્ષકોથી કંટાળેલી માયાવની ખીજવાએલી આવે છે. વચમાં પ્રેક્ષકો આવતાં પુષ્પા ગભરાઈને ચાલી જાય છે, અને પાછળથી નરોત્તમ પણ ઉશ્કેરાઈને આવે છે અને માયાવની અને નરોત્તમ બંને અંબાલાલ સાથે પ્રદર્શનથી થતા પ્રેક્ષકોના કંટાળા બાબત રસભરી ચર્ચા કરે છે; છતાં અંબાલાલ પોતાની ઉદારતાનો ડોળ છોડતો નથી, એટલામાં જીવરાજ વૈદ્ય આવે છે. જીવરાજની રુબરુમાં નરોત્તમ અંબાલાલ તથા માયાવતીની પ્રણાલિઓને પ્રબળ રીતે દાંભિક ઠેરવે છે અને જીવરાજ સહિત ચાલ્યો જાય છે. એટલામાં ગાંધીજી તથા રવિબાબુનો વિરોધી હીરાસિંહ આવતાં તેમની વચ્ચે કેટલોક વાદવિવાદ થતાં અંતે તે ખીજાઈને ચાલ્યો જાય.છે. પુષ્પા ને મધુરી હાસ્ય-વિનોદ કરતાં હોય છે ત્યાં નરોત્તમ આવે છે. પુષ્પા જાય છે અને નરોત્તમ મધુરીને પરસ્પરની પ્રણયગ્રંથિ દૃઢ કરવા સમજાવે છે, પણ વિચારની વિરુદ્ધતા પડતાં મધુરી નરોત્તમને તિરસ્કારી પુષ્પા સાથે ફરવા ચાલી જાય છે, એટલામાં નરોત્તમનો જુનો મિત્ર મોહન વિદેશની યાત્રા કરતો આવી તેને મળે છે અને વાતચીતમાં નરોત્તમ તેને પોતાના જીવનની વાત કહેવા માંડે છે. તેમાં મધુરી તથા ટાગોર સંબંધી કેટલીક વાતચિત ચાલે છે એટલામાં ટાગોરનો પત્ર તથા ફોટો આવતાં નરોત્તમ ખીજાય છે. છેવટે મોહનની ખુબીથી બંને મધુરીને વશ કરવાની માર્મિક પેરવી રચે છે. અંબાલાલ સહકુટુંબ બહારથી ફરીને આવે છે. અને ટોંગ કરી સુઈ ગએલો નરોત્તમ આળસ મરડી બેઠો થાય છે. તે અરસામાં ટાગોરરૂપે મોહનની અચાનક પધરામણી થાય છે. ટાગોર-મોહન—ની આર્ય અને આંગ્લમિશ્રિત પદ્ધતિએ આગતાસ્વાગતા શરુ થાય છે. નરોત્તમ પણ તેમાં ભાગ લે છે. જમણ પહેલાં નરોત્તમ અને ટાગોર-મોહન-પોતાના કિસ્સાને કેમ પાર પાડવો તે સંબધે ચર્ચા કરે છે ત્યાં પુષ્પા આવી નરોત્તમને આરોગ્ય ભુવનમાં કંઈ રહી જતી ખામીઓ શોધવાનું કહે છે. નરોત્તમ તે જોવા જાય છે. પુષ્પા અને ટાગોર-મોહન-એકલાં પડતાં સૌંદર્ય કોને કહેવું, કેમ પારખવું વગેરે વાતચીત ચાલે છે. તેવામાં પુષ્પાનાં ફોઇ-માયાવની આવે છે.'

(હવે આગળ વાંચો)

[માયાવની બાગ વાટેથી-પછવાડેથી આવે છે. તેને મોહને જોએલી નહીં એટલે સફાળો પાછો ફરે છે. માયાવતીએ પણ પુષ્પાની પેઠે, મહાપુરૂષ મહેમાનને અભિનંદન આપવા, યથોચિત વસ્ત્રાભૂષણ ધરવાનો પ્રયત્ન કર્યો છે. પુષ્પા કરતાં માયાવનીએ પહેરેલી સૌ ચીજો દેખીતી તો વધારે કીંમતી અને ભપકાદાર લાગે છે; પણ કોણ જાણે શા કારણથી એના શણગાર જાણે નાટકી હોય-કૃતિમ હોય-એમ લાગે છે. પુષ્પાનાં આભરણમાં ઝલક છે, પણ તેથી તો ચંદ્ર તેજ સમ આંખને શીતળતા થાય છે; પણ માયાવતીનાં જવાહીરથી તો જોનારની આંખને જાણે ફટકો લાગતો હોય તેમ અંધારાં આવી જાય છે. તેણે ગુલાબી, ચોકીદાર, બનારસી શેલું એવી ઢબથી પહેર્યું છે કે જેથી તેના ખભાથી તે હાથના કાંડા સુધીનાં અંગોપાંગની મરોડ બરાબર જણાઇ આવે. બદન તેવીજ જાતનું આછા ગુલાબી રંગનું બહાર તેમજ છાતીએ રૂપેરી ફુલથી ભરેલું છે અને તે સાથે તેની હીરા માણેકની કંઠી અને શનિ માણેકનાં કડાં એવો ઝગમગાટ કરી રહ્યાં છે, કે જોનારાં આંખ થાકી જાય.]

**નરોત્તમ**

પણ જેવું કે છે નહીં.

**મધુરી**

[જરા અકળાએલી] પ્રેમનાં પણ અનેક સ્વરૂપ હોય છે.

**મોહન**

એ સૌ માયાજાળ, શુદ્ધ પ્રેમ એકજ, અક્ષય, અવિભક્ત સમજવો અને તે આખરે આંતરિક–આત્મગત–સ્વાર્થી.

**માયાવતી**

ત્યારે આપણે પરાયા પર પ્રીતિ કરીએ તે પણ સ્વાર્થી કે?

**નરોત્તમ**

આપણે પરાયા પર પ્રીતિ કરીએ, યાવજ્જીવન પરસ્પર વળગી રહેવાનાં વચન આપીએ, એ સૌ માત્ર એકલા રહી જવાની બીકથી. સમાજ આખો વણમેલો લાગે છે, કારણ તેની તમામ રચના આવા અસત્ય વચન પર, અધુરી નિરીક્ષા પર રચાઇ છે.

**મધુરી**

પણ એ તો ઐહિક, ક્ષુદ્ર, સ્થુળ સ્નેહની વ્યાખ્યા કરી. એમાં શું આપણા ઋષિ મુનિઓની પ્રભુ ભક્તિનો પણ સમાવેશ થાય છે?

**નરોત્તમ**

કેમ નહીં? શેઠની નોકર ચાકરી કરે તે પેટ ભરવાને, અને બને તો અંતે જાતે પણ શેઠ થવાને. પ્રભુ ભક્તિમાં તલ્લીન થયા, તે પર તો અનેક ભોગ અપાયા, તે સૌ મનેલી આત્મશુદ્ધિ માટેજ–આત્મોન્નતિ અર્થે. કેમ નહીં, કવિરાજ?

**મોહન**

[એક તો ચર્ચા ઉંડી અને સાથે બે તણ બાગ સામટા ભજવવાના તેથી મુંઝાયો છે. છતાં હીંમત ખોતો નથી] જ્યાં સુધી આપણે પુરુષ પ્રકૃતિનો તફાવત તોડી નથી શકયા, જ્યાં સુધી કર્તા કૃતિમાં ભિન્નતા ભુલી નથી શકયા ત્યાં સુધી પ્રેમ સ્વાર્થી છે એમ માન્યા વિના તો ચાલતુંજ નથી. શુદ્ધ, નિઃસ્વાર્થ પ્રેમ અસંભાવ્ય નહીં તોપણ અસામાન્ય તો ખરોજ અને તે સંભાવ્ય પણ કયારે કે જ્યારે પ્રેમ કર્તા અને પ્રેમ માત્ર વચ્ચે ફેર–જુદાઇ–બીલકુલ હોય નહીં.

**નરોત્તમ**

[એના પોબાર પડયા, એટલે પોતાની વાત આગળ ચલાવે છે.] અને માટે હું કહું છું કે પ્રેમ–તે આંતરિક વૃત્ત, સ્વભાવ–તેને સૌંદર્ય–બાહ્યગુણ–તે સાથે કે સંબંધ હોઇ શકેજ નહીં. સૌંદર્ય તો રંગમાં, રૂપમાં, રચનામાં આરૂઢ છે. પ્રેમ–પ્રકૃતિ છે.

**મધુરી**

[એણે નરોત્તમને આવો વિષય આ પ્રમાણે ચર્ચતાં કદી જોયેજ નહોતો એટલે એની નવીજ ઓળખાણ પડે છે.] આપની માન્યતા મુજબ તો સુંદરતા ગમે તેવા નિશ્ચેષ્ટ ભાવહીન, પદાર્થમાં પણ મળી આવે.

**નરોત્તમ**

હું કયારનો એજ કહ્યા કરું છું. આ લેને બીજું દૃષ્ટાંત આપું. આપણું પાકશાસ્ત્ર અને ભોજનવિધિ તપાસો. એની પણ યથાયોગ્ય રચનામાં અપૂર્વ સૌંદર્ય નજરે આવે–જો નજર હોય તો.

**માયાવતી**

[વાતથી પોતે બહાર રહી જાય તે પરવડતું નથી.] પાકશાસ્ત્ર અને ભોજનવિધિ! [ખડખડ હસે છે.] મનુષ્યને પશુ સાથે સંબંધ સૂચક સાંકળની કડી. એમાં પણ સૌંદર્ય?

**નરોત્તમ**

નિર્જીવ પદાર્થમાં સૌંદર્ય હોય ને. પણ કૃતિમાં કાં નહીં!

[વધુ માટે જુઓ પૃ ૧૧]



# રાજાધિરાજ

## 'ગુજરાતનો નાથ'નું અનુસંધાન


લેખક.

રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી.

બી. એ., એલએલ. બી., એડવોકેટ

હાઈકોર્ટ મુંબઈ


---

## નોંધ

જેણે મારી "પાટણની પ્રભુતા" કે "ગુજરાતનો નાથ" વાંચી હશે તેને આ વાતનાં કેટલાંક પાત્રોની ઓળખાણ પડશે. જેણે એ વાર્તાઓ ન વાંચી હોય તેને માટે નીચે આપેલી ઓળખાણ બસ છે.

| | |
|---|---|
| જયસિંહદેવ સોલંકી | અણહિલવાડ પાટણનો રાજા અને ગુજરાતનો નાથ |
| મીનળદેવી ... | રાજમાતા |
| મુંજાલ | ... મહા અમાત્ય |
| ઉદા | મંત્રી અને ખંભાતનો મંડળેશ. |
| દાદાક | મંત્રી * ભૃગુકચ્છનો મંડળેશ * |
| ગાંગ | મંત્રી |
| ત્રિભુવનપાલ | રાજાનો ભત્રીજો ને લાટનો † દંડનાયક. † |
| કાશ્મીરાદેવી | ત્રિભુવનપાલની પત્ની ને મીનળદેવીની |
| કાક .. | ત્રિભુવનપાલનો મિત્ર ને ભટરાજ |
| મંજરી | તેની પત્ની |
| સજ્જન .. | . સોરઠનો દંડનાયક |
| પરશુરામ .. | ... તેનો પુત્ર |
| રા'ખેંગાર ... | .. જુનાગઢનો રાજા |
| રાણકદેવી | ... તેની રાણી |

# આગલાં પ્રકરણોનો સાર

## વિભાગ પહેલો

**જયસિંહદેવે** મોકલેલા ફરમાન મુજબ કાક ઉદાના દીકરા આમ્રભટને ભૃગુકચ્છનું દુર્ગપાલત્વ સોંપી પાટણ તરફ જવા નીકળે છે. રાણી લીલાદેવીએ તેમજ રાણકદેવીએ પણ તેને તેડાવેલો છે. જતાં તેને જૈન સાધુ હેમચંદ્રસૂરિનો પરિચય થાય છે, અને પોતે તેની પાછળ એક ગુપ્તચર યોજે છે. અહીં આમ્રભટ મંજરી ઉપર મુગ્ધ થઈને તેની ભાળ કાઢવાની ઘેલછામાં પોતાના ભવિષ્યના સાળા અને પાટણે લાટ લેવાથી ખીજાઈ રહેલા દેવપાલને કાકની ચેતવણી છતાં છંછેડે છે. કાકની ગેરહાજરીમાં ભરુચ ઉઠાવવાની દેવપાલ પેરવી રચતો હોય છે એટલામાં કાક જાતે આવી કેટલીક રકઝક પછી પોતાનું કુટુંબ તેના રક્ષણમાં સોંપી જાય છે. મંજરીના મોહમાં પડેલા આમ્રભટથી અવગણના પામીને તેમજ મંજરીના પ્રભાવથી અંજાયા પછી હેમચંદ્રસૂરિ ખંભાત જાય છે. આ બાજુ દેવપાલ ગઢના કોઠારના વૃદ્ધ નાયક અને કાકસેના દેવાને ભોળવી કોઠાર ખાલી કરી આપવાનું તેની પાસે કબુલાવે છે—એવી શરતે કે કાક પાછો આવે તો દેવપાલ અનાજ ભરી આપે.

## વિભાગ બીજો

ભૃગુકચ્છથી પાટણ જતાં કાક લાટી આગળ ઉતરી પડે છે અને પોતાનો વેષ ખેમાને પહેરાવે છે ખેમો. વહાણને પ્રભાસ આગળ ડુબાડી દે છે. કીનારે ઉભેલો વાગ્ભટ તેને કાક સમજી બચાવી વંથળી લઈ જાય છે. આ બાજુ કાક જુનાગઢ જાય છે અને સાંધિનું તેડું કદી નહીં તુટવા દેવાની પ્રતિજ્ઞા લઈ પાછો ફરે છે. રસ્તામાં તે બાબરાભૂતને વશ કરી લે છે. પછી તે રાજગઢમાં રાણી લીલાદેવીને મળે છે અને જયસિંહનું મન દેવડી તરફ ન ખેંચાવાનું વચન આપે છે. પછી ત્યાંથી જયદેવ આગળ જઈ તેને જુનાગઢ લેવાનું વચન આપી જગદેવ આવતાં સુતાઈ જાય છે. પછી ઉદો ત્યાં આવી જુનાગઢ લેટે સાંધિની પેરવી બતાવે છે ત્યાં કાકને બદલે ખેમાને લઈ વાગ્ભટ આવે છે. પણ કાક આવી ભેદ ફોડી નાંખે છે. ઉદો, જયદેવ તથા કાકને શિક્ષા માટે જવાનું કરે છે. કાકને રક્ષવાનું વચન મુંજાલ લીલાદેવીને આપે છે. વાગ્ભટને બનાવવાથી સમર્થ કાક પર દ્વેષ ભરાય છે. આજ્ઞાભંગ માટે પરમાર એક નોકરને કેદ કરી પોતે આવેલી જગામાં ઉતરવાની ફરજ પાડવા કાકને મળવા જાય છે. ત્યાં તેને કાક સાથે ચકમક ઝરે છે, પણ સમાધાન થાય છે. નોકરને છોડી દેવા મુંજાલ પરમારને કહે છે ને તેમ કરવા જયસિંહદેવ તેને સમજાવે છે. પ્રેમકુંવર ને સમર્થ લીલાદેવીના ખટ શણગારે છે ત્યાં કાક રાણીને મળવા આવે છે અને રાજાને વશ કરવાની યુક્તિ સુઝાડે છે. બીજે દિવસે પોતાની આજ્ઞાનો ભંગ કરનાર સૈનિકને કાક ઘાયલ કરે છે એટલે જયસિંહદેવ તેને કેદ કરાવી, સાથે લઈ ચોકીઓ તપાસવા નીકળે છે. ત્યાંથી કાક રાજાને તેડી બીજી ચોકીઓ તરફ જાય છે અને આ બાજુ રાજાનો હાથી, એસલનાયક અને તેના સૈનિકો વચ્ચે ભયંકર યુદ્ધ થાય છે. રાજા, પરમાર ને એમલ સખત ઘાયલ થાય છે. ત્યાં રાણી વગેરે આવે છે અને બેભાન રાજાને લઈ જાય છે. કાક લડતાં પડ્યો ના વહેમ લોકોને પડે છે.

## વિભાગ ત્રીજો

ભરુચમાં દેવપાલ લાટના સ્વાતંત્ર્યનો ઝુંડો ઉડાડે છે અને તેજ દિવસે નર્મદાની આરતીના ઉત્સવ વખતે આનંદ મુગ્ધપણે મંજરીને નીરખે છે. મંજરી રક્ષણને માટે આનંદ વગેરે સાથે નવાગઢમાં જાય છે. નેહો ને સોમેશ્વર અનાજ લેવા ગામમાં જાય છે. પાછા ફરતાં વચમાં ચોકીદારો મળતાં તેમને છેતરી નેહો અને નંદી ભરી અનાજ લઈ આવે છે ને સોમેશ્વર નદીમાં ઝંપલાવે છે. મંજરી આનંદ પાસે શસ્ત્રવિદ્યા શીખે છે. એક સાંજે મધુરી આનંદ મંજરી સાથે કાકના ભવિષ્યનો વિચાર કરે છે. બીજી બાજુ રાજા જયસિંહદેવ યુદ્ધની તૈયારી કરે છે. પરશુરામની આશાવાળી સમર્થ દ્વારા કાક જીવે છે એ વાત દરબારગઢમાં પ્રસિદ્ધ થતાં રાજ વાઘેલાને ખોટી ખાતરી કરી, તેને કાકને છોડાવવા જુનાગઢ મોકલે છે. બીજી બાજુ

દેવને આપી બાજરો સાંઢણી પર પાછળથી ઉંધે માથે રહ્યો. બાજરા જોઈ કોઈપણ પરિચયમાં ન આવે માટે દિવસના એને બધાથી દૂર રાખતા; અને ન છૂટકે સાથે લેવો પડે તો તે ઉંધું માથું રાખી પડીજ રહેતો.

સવાર પડતાં એક નાના ગામ આગળ સાંઢણી રાખી ઝાડ નીચે બધાં ઉતર્યાં. હમીર મહારાજને માટે થોડુંઘણું રાંધવામાં પડ્યો. અને મહારાજે પાણી છાંટી ગણકને ભાનમાં આણવાનો પ્રયત્ન કર્યો. મહામહેનત કર્યા પછી રાણક ભાનમાં આવી. જેવી તે ભાનમાં આવી તેવી તે દૂર જઈ બેઠી ને માથું પકડી. ગઈ રાતની ક્રમી બીના યાદ કરવા લાગી. તેની આંખો ફીક્કી ને સ્થિર થઈ ગઈ હતી. તેનું મોઢું કરમાઈ ગયું હતું

"મને ક્યાં લઈ જાઓ છો?" તેણે બાવરીણા અવાજે પુછ્યું.

"વઢવાણ. આપણે ત્યાં પરણીશું"

"શું કરવા નકામાં ફાંફાં મારો છો?"

"કેમ"

"જ્યાં લઈ જશો ત્યાં મારો તો એકજ રસ્તો છે"

"શો?"

"મારા રાનો" તેની આંખોમાં આંસુ નહોતાં પણ તેથીએ વધારે શોકદર્શક શુષ્કતા હતી.

"રાણક! ઉતાવળી થા મા. આપણે વઢવાણ જઈ નીરાંતે વાત કરીશું."

રાણકે જવાબ ન આપ્યો. ત્યારથી તે મુંગી થઈ ગઈ. તેણે ખાવાની ના પાડી. તે મુંગે મોંએ સાંઢણી પર ચઢી અને હમીરે સાંઢણી હાંકી મુકી.

થોડીક વારે પાછળ ઘોડાનાં હોય એવાં પગલાં સંભળાયાં. મહારાજે હમીરને સાંઢણી ઉભી રાખવાનો હુકમ કર્યો. સાંઢણી ઉભી રહી ને રાજાએ કાન માંડ્યા, પણ તે ઘોડાનાં પગલાં આ તરફ આવતાં હતાં કે નહીં તે સમજાયું નહીં; અને પછી પગલાં સંભળાતાં બંધ થઈ ગયાં. માત્ર ભણકારાજ હશે એમ માની મહારાજે સાંઢણી દોડાવી મુકવાનો હુકમ કર્યો.

સાંજના પાછો તેમણે થોડોક થાક ખાધો. અવારનવાર પટ્ટણી ચારણો રસ્તામાં આવતાં; પણ પાટણના રાજાનો સંદેશો લઈ જાઉં છું એમ બાનું આપતાં રસ્તો મોકળો થઈ જતો.

રાતના ચંદ્રમાના અજવાળામાં પણ તેમણે મુસાફરી જારીજ રાખી. અવારનવાર રાજાને ઘોડાનાં પગલાંના ભણકારા વાગતા પણ તેણે તેની પરવા કરી નહીં. ચંદ્રમા આથમવા આવ્યો ને તે વઢવાણ આવી લાગ્યા.

મહારાજની આજ્ઞાથી હમીરે બારીમાંથી ચોકીદારને બોલાવ્યો.

"કોનું કામ છે?"

"વિજયધવળ ગઢવીને બોલાવ" મહારાજે આજ્ઞા કરી.

"કોણ છો તમે?"

"જયસિંહદેવ સોલંકી."

ચોકીદાર સ્તબ્ધ થયો, અને બોલ્યા વિના ગઢવીને બોલાવવા ગયો. થોડી વારમાં બળતી મશાલના ભભકા સાથે વિજયધવલ ગઢવી આવી લાગ્યા.

"ગઢવી! બારણાં ઉઘાડ. મને ક્યાંસુધી આમ ઉભો રાખવો છે?" મહારાજે બુમ મારી. વિજયધવલે બારી ઉઘાડી જોયું, અને મહારાજને ઓળખી ચકિત થઈ ગયો. તેને કંઈ બોલવું સુઝ્યું નહીં, એટલે તેણે એકદમ બારણાં ઉઘાડ્યાં.

"અમને રાજમહેલમાં લઈ જા, ને મારા આવ્યાની ખબર બહાર ન પડે. ધ્યાન રાખજે."

લાવ્યા શા માટે ?" ને
ગુણાઃ પૂજાસ્થાન ગુણિષુ ન ચ લિંગ ન ચ વયઃ
કોઈ સમજે એમ નહોતું છતાં આત્મ સંતોષને ખાતર ઉમેર્યું.

"છોકરા!" અધીરા રાજાએ પુછ્યું. "કેવો બ્રાહ્મણ છે."

"કાન્યકુબ્જમાં મારો જન્મ છે."

"કૈં આવડે છે?"

ફરીથી તે છોકરો અભિમાનથી હસ્યો. "શું કામ છે?"

"ગદવી તમે જાઓ." રાજાએ વિજયધવલને આજ્ઞા કરી. "સવાર પડે પાછા આવજો."

કૈં વિચિત્ર પ્રસંગ આવી લાગ્યો હતો એમ ગદવીને સ્પષ્ટ લાગતું હતું. પણ રાજાની આજ્ઞાનો અનાદર થાય એમ નહોતું એટલે ન છૂટકે રજા લીધી.

"બામણ ! તને લગ્ન કરાવતાં આવડે છે?"

"તમારે બ્રહ્મ કે ગાંધર્વ, પૈશાચ કે રાક્ષસી કયો વિધિ જોઈએ છે તે કહોની."

"કોઈ પણ ચાલશે. ચાલ."

"અરે અન્નદાતા!" જરા ટેકે કલેજે છોકરાએ કહ્યું. "એમ ઉતાવળા કેમ થાઓ છો. આપ છો કોણ ને તો કહો!"

"હું ગમે તે હું. તું ચાલ."

"આ આવ્યો. પણ તમને જેટલી પરણવાની ઉતાવળ છે, તેટલી મને તમને ઓળખવાની ઉતાવળ છે" છોકરાએ ટેકે કલેજે કહ્યું.

"કેમ?" છોકરાની નફટબોલવાની રીતથી વિસ્મય થઈ રાજાએ કહ્યું.

"હું યોગ્ય દક્ષિણા વગર આપની ઉતાવળે કૈં કરાવતો નથી. તમે ઉતાવળમાં છો ને કોઈ મોટા માણસ લાગો છો."

"તારે શું જોઈએ છે?" ગુસ્સામાં મહારાજે કહ્યું.

"આપ કોણ છો?" હસીને શાંતિથી છોકરાએ પુછ્યું.

"પાટણનો જયસિંહદેવ સોલંકી" કંટાળી રાજાએ કહ્યું. "મને ઓળખતો નથી?"

"અહો પૃથિવીપતિ!" છોકરાએ હસીને હાથ જોડ્યા. "મારાં પણ ધનભાગ્ય. ચાલો શું કરવું છે?"

"તારે શું જોઈએ છે?"

"હવે મને દક્ષિણાની પરવા નથી. પરમ ભટ્ટારક જયસિંહદેવ મહારાજનાં તો ચરણની રજ છું, ચાલો." કહી જરાક હસીને પેલો છોકરો આગળ ચાલ્યો.

"તારું નામ શું?" રાજાએ પુછ્યું.

"મારું નામ-ભાવ" છોકરાએ આત્મશ્રદ્ધાથી કહ્યું. રાજાએ તે જોઈ નહીં. તેને એ નામ ભવિષ્યમાં કેટલે વર્ષે ને કેવી રીતે કાને અથડાશે તેની ખબર નહોતી

રાજાને આ છોકરો ઘણોજ વિચિત્ર લાગ્યો, અને તેની નાની વય જોતાં તેની બોલવાની રીત અસાધારણ લાગી. પણ અત્યારે એ છોકરા વીશે વિચાર કરવાની તેને ફુરસદ નહોતી. તેણે છોકરાને અંદર આવવાની આજ્ઞા કરી.

મહારાજા અંદરના ખંડમાં ગયા. પરોઢિયું થવા આવ્યું હતું એટલે મહેલમાં કૈંક અજવાળું પડતું. તે અજવાળામાં તેણે એક ખુણે રાણકને બેઠેલી જોઈ. હમીર ચોકી કર ઉભો હતો.

"હમીર! બહાર જા. અને સાંઢણીની ખબર કાઢ."

"જેવી આજ્ઞા." હમીરે કહ્યું, અને લાંબી ચાલ્યો ગયો. તે જેવો ગયો કે તરતજ રાજાએ જરા બારણું બંધ કર્યું અને આગળો દીધો.

"ખબરદાર!" દેવડીએ ભાવને કહ્યું. તેના બેસી જવા આવેલા અવાજમાં પણ જરાક સત્તા દેખાઇ. "બ્રાહ્મણનો દીકરો થઇ આ અત્યાચાર જોઇ રહે છે?"

'આ!" ઘણીજ શાંતિથી ભાવે કહ્યું. "આવી હઠ શું કામ કરો છો? શાસ્ત્રનાં વચન છે કે જેણે દેશ જીત્યો તેણે દેશાધિપની દયિતાએ જીતી. મહારાજાનો આપને પરણવાનો અધિકાર છે. આપનો મહારાજને વરમાળ આરોપવાનો અધિકાર છે."

રાણકદેવીએ કંટાળા ભર્યા મુખથી કાને હાથ દીધો. "મને જુનાગઢ રહ્યાં રહ્યાં શું ખબર કે આવો કળીકાળ વ્યાપ્યો છે? આ રાજા ને આ ભૂદેવ! જાઓ જાઓ! તમારાં કાળાં મોઢાં બાળો. મને શું કામ સતાવો છો?"

"રાણકદેવી!" રાજાએ અધીરાઇથી કહ્યુ. જે છું તે છું, ચાલ. કહી તેણે હાથ લંબાવ્યો. રાણકે પોતાનો હાથ સોડીયામાં ઘાલી દીધો.

"હાથ લાવ"

"સાત ભવ ફાફાં મારીને મરશે તોએ એ હાથનો ધણી તું થવાનો નથી" દેવડીએ જરાક ગુસ્સામાં કહ્યું.

"હું જોઉં છું કે તું કેમ ના પાડે છે?" રાજાએ હોઠ પર હોઠ પીસી કહ્યું. તેની આંખોના ડોળા બહાર પડયા. તેનાં નસ્કોરાં ફુલી રહ્યાં. તેના કપાળ પરની વચલી નસ તરી આવી. "આ ફેરે તું મરીને પડશે તોએ મારી સ્ત્રી થઇને મરશે. ચાલ. હાથ હલાવ" રાજાએ બરાડો માર્યો ને પોતાનો હાથ છેક રાણકની પાસે આતુરઃ માંડ્યો. ભાવ પાણિગ્રહણ થાય કે મંત્રોચ્ચાર કરવા તત્પર થઇ રહ્યો.

રાણકે વધારે જોરથી હાથ સોડમાં ઘાલ્યો.

"લાવ. નહીં તો આખી ઉચકી લઇશ." રાજાએ ગુસ્સાના આવેશમાં બુમ મારી.

"મને અડકવાનું પાપ કરશે! દુષ્ટ ભવેભવ તું જીવતા નરકમાં જશે." રાણકે હોઠ કચકચાવ્યા.

એકદમ ભવિષ્યવાણી બોલતી વખતે જે શબવત્ ને નિશ્ચેતન મુખ તેનું થઇ રહ્યું હતું તેવું થયું. તેની આંખની કીકીઓનો રંગ કંઇક બદલાયો ને તેમાં જ્યોતિ પ્રગટી. ભાવ આ ફેરફાર જોઇ ચકિત થયો: રાજા જરાક ખંચાયા.

તરત રાજાનો ક્રોધ પાછો ફાટી નીકળ્યો. તેના હૃદયમાં ભેગાં થએલાં બધાં—વિષમતા, ક્રૂરતા, ઝનુન ને ક્રોધ-મ.થી મોટી જવાળા નીકળી. કોઇ સામે થતું તે તેનાથી સાધારણ રીતે ખમાતું નહી ને આ પ્રસંગે આ જીદ્દી સ્ત્રીની હઠ તોડવાની પ્રબળ ઇચ્છાએ તેનું બધું ભાન વીસરાવ્યું.

"તુ—તું—મારી સામે થાય છે—" તેણે દાંત પર દાંત પીસ્યા. તેની આંખો લોહીઆળ થઇ ગઇ, તેણે ક્રૂરતાથી હાથ ઉગામ્યો.

અમાનુષી શુષ્કતાથી—ધીમેથી—રાણકે જવાબ આપ્યો.

"હા."

રાજાનો હાથ જોરથી રાણકને ભોંયપર પટકવા વેગનો આરંભનો ઝણઝણાટ અનુભવી રહ્યો——

સૂર્યોદય થતાં પૂર્વની જાળીમાંથી એક રાતું કિરણ તેજસ્વી લોહીની રેખા સમું ખંડમાં વચ્ચે પડ્યું. બહારથી કોઇએ બંધ બારણાને લાત મારી.

"બારણાં ઉઘાડો!" એક પ્રચંડ અવાજ આવ્યો.

## પ્રકરણ ૩૦ મું

—o—

### જેમાં પ્રધાન અને રાણીથી રાજાને વીખુટા રાખવામાં શું વર છે તે સમજાય છે

જયસિંહદેવ આ એકદમ આવેલા અવાજથી ચમક્યા, ને પાછળ ફરી રાણકને મારવા ઉગામેલો હાથ તરવારની મુઠ પર લઇ ગયા. એની હિંસકવૃત્તિ સતેજ થઇ. તે બારણા તરફ ફર્યા.

"અન્નદાતા! એ બધે કોઇ ખુબ માટે તમે તમારું કામ કરો!!' બારણેથી રાજાને સલાહ આપી. "નકામો વખત શા સારુ ખુઓ છો?"



એક કાળું સ્વરૂપ કોણ જાણે ક્યાંથી આવ્યું

મહારાજાને આ સલાહ સારી લાગી અને પાછા રાણક તરફ ફર્યા. પણ બહાર આવનારની અધીરાઇ પણ વધતી હતી; અને તેણે જોરથી બારણું ઉઘાડવાનો પ્રયત્ન કરવા માંડ્યો. કોઇ એમ લાગતું હતું તેણે એક–બે–ત્રણ–ચાર લાત એવા જોરથી મારી કે બારણાનો આગળો ઢીલો થઇ ગયો ને રાજા રાણકને આંકે તે પહેલાં પાછળથી લાતે બારણાનાં બે કડાક થઇ ગયાં, અને ફડાક લઇને બારણાં ઉઘડી ગયાં. મહારાજા ગુસ્સામાં ફર્યા. બારણામાં રૌદ્ર સ્વરૂપ ધારણ કરી રહેલો કાક હાથમાં ઉઘાડી તરવાર સહિત ઉભો હતો.

કાકનું મોઢું ક્રોધમાં લાલચોળ હતું. તેની આંખો જાણે એક દૃષ્ટિપાતે બધાને બાળી ભસ્મ કરવા તત્પર થઇ હોય એમ લાગતી હતી તે હાકતો હતો. છતાં તેનું સ્વાસ્થ્ય હતું તેવું ને તેવું જ હતું.

"તમે અહીંયાં!" કાકે કટાક્ષથી કહ્યું. "પાટણનો ધણી લશ્કર મુકી, છાવણી મુકી આમ ચોરની માફક આ દેવડી લઇ આમ નાસતો ફરે છે!' કાકની નજર ખાર પર પડી. "તું કોણ આશ્રિત છે? અહીંયાં કેમ? શું રાજાને પરણાવવા આવ્યો છે?" કાક તિરસ્કારથી હસ્યો.

"તું કેમ આવ્યો? ચાલ્યો જા" ગુંચ-ળાના ક્રોધના આવેશમાં હતા. એટલે મહા-રાજે મહામુશ્કેલીએ શબ્દો કાઢ્યા.

## કૌમુદી

: ક્ષેત્રમાં નવા પ્રકટ થએલા કૌમુદીને અમે અભિનંદન-ર આવકાર આપીએ છીએ. વિવેચનાત્મક હેલ એ ઉગતી રસવૃત્તિનું ચિન્હ છે; અને .. સુઘડ અને સરસ ત્રૈમાસિક પણ ગુજરાતના વધતી જતી રસિકતાનું અમને ચિન્હ દેખાય છે.

રા. વિજયરાયે ભગીરથ કામ ઉપાડયું છે અને આ પહેલા અંકમાં તમણે કેટલેક અંશે તેને પાર પડયું છે.

આ અંકમાં કેટલાક સારા લેખકોના મનનીય લેખો નજરે પડે છે. તેમજ તંત્રીએ પોતાના લખેલા વિભાગોમાં સાહિત્ય અને વિવેચનના જુદાં જુદાં અને લાક્ષણિક દષ્ટિબિંદુઓ રજુ કર્યાં છે. આખા અંકમાં રસ એકધારો વહ્યો જાય છે અને તેના પર નિરાળા વ્યક્તિત્વની સ્પષ્ટ છાપ દેખાય છે. આ પ્રકારનું ત્રૈમાસિક પ્રગટ થયું તે બતાવી આપે છે કે ગુજરાતમાં વિવેચનકલાનો કેટલાક માને છે તેમ અસ્ત થતો નથી પણ ધીમેધીમે વિકાસ થતો જાય છે.

અમને ભય રહે છે કે રા. વિજયરાયને આ પ્રકારનું ઉત્તમ ધોરણ સાચવી રાખવાનું કામ ઘણું અઘરું થઇ પડશે; પણ તેમનો ઉત્સાહ અને મહેનત જોતાં અમને લાગે છે કે એ અઘરું કામ કરી શકવાને એ ભાગ્યશાળી થશે.



સ્થલ સંકોચને લઈ અમને મળેલાં પુસ્તકોનો જાહેર સ્વીકાર અમે આ અંકમાં કરી શકતા નથી.—ઉપતંત્રી.

**અંબાલાલ**

એ તો અતિજ સામાન્ય સુધારો.

**નરોત્તમ**

પણ તે જ્યાં લગી માણસે અગ્નિની શોધ કરી ન હોય, તેને કાબુમાં રાખતાં આવડ્યું ન હોય ત્યાં લગી કેમ થાય?

**મોહન**

તે પણ ખરું, અને ઉપરાંત વિધવિધ જાતના અન્નનો પરસ્પર સંબંધ જાણવો—અને તે સંબંધ મુજબ તેને અનુક્રમે ગોઠવવા એમાં પણ વિજ્ઞાનનો વધારો નથી દેખાતો? તરિયાળ જઠરાગ્નિ જગાડવા પ્રથમ આવે: પછી તેને ઉત્તેજવા બલિદાન રૂપ ભુંડ્યાન; પછી તેને તૃપ્ત કરવા પકવાન, અને છેવટ આહુતિરૂપ—બલિદાન રૂપ—મિષ્ટાન્ન! અને શાંત થએલા સમી રહેલા અગ્નિદેવને આખરની શાંતિરૂપ શીતોપચારક મને તો એ વિધિમાં ઘણુંએ જોવાનું શોચવાનું લાગે છે.

**મધુરી**

પણ એ સૌ ક્ષુલ્લક—ઉપલક દૃષ્ટિએ નિરાકરણ કર્યું એમ નથી લાગતું? માત્ર શારીરિક લાભજ સંભાળ્યા.

**નરોત્તમ**

ભોજનવિધિમાં વળી બીજા કયા લાભ જળવવાના હોય?

**મોહન**

ક્યાંએ હોય. માત્ર એટલો શરીરસુખ અને ભોગક પ્રકૃતિનાજ વિચાર કરવો હોય તો તો મીસીસ નરોત્તમ કહે છે તેમ ક્ષુલ્લક દૃષ્ટિ પ્રધાન થાય. [ મધુરીને ] પણ બહેન, સુધરેલા સમાજમાં આહારક્રિયા એકાંતમાં સામાન્યતઃ નથી કરાતી, એ તો તમે જાણો છો ને? [ મધુરી તેના સામુ જોઇ માથું હલાવી હા પાડે છે. ] એટલે આહારક્રિયા દરમ્યાન ઉપભોગની વિધિમાં સૂક્ષ્મ બુદ્ધિ ઘણીએ દેખાશે.

**માયાવતી**

તે કેમ?

**મોહન**

કારણ એવી વિધિથી આંતરિક ભાવ ઉત્તેજાય, હૃદય સંતોષાય; આત્મા રીઝાય-અને સાથે શરીર પણ પોષાય. બંધબેસતાં, સમયાનુચિત શણગાર કે રચના, પોશાક વાતચીત એ સૌ સર્વાંશે અત્યુત્તમ આલ્હાદ આપવાનેજ સુધરેલો સમાજ ગોઠવવા પ્રયત્ન કરે છે. [ હાથમાં શરબત ભરેલો બીલોરી કાચનો ગ્લાસ લઇ તેમાંથી પુષ્પા સામે જુવે છે. ] સર્વોત્તમ ભોજનમાં તો આ પીવાના પદાર્થના રંગને સ્વાદથી કરી ભોજને મળેલી મંડળીમાં એક પણ વ્યક્તિ, એક પણ વિચાર, એક પણ વસ્તુ સ્થાનભ્રષ્ટ ન હોવી જોઇએ. [ શરબતનો ઘુંટડો ભરી ગ્લાસ પાછો મુકી દે છે. ] રંગમાં, રાગમાં, ઘાટમાં, ગાનમાં, તાનમાં, તેજમાં, હેતમાં, હવામાં, ભાવમાં અણુ માત્ર પણ અધિક નહીં કે અધુરું પણ નહીં જોઇએ.

[ ભોજન અહીં ખલાસ થાય છે. સૌ ઉઠે છે. પુનઃ આરામગૃહ દીવાનખાનામાં જઇ બેસે છે-અને મુખવાસ લે છે. નોકરો ભોજનગૃહનાં સંયોજક દ્વાર બંધ કરી દે છે.

અંબાલાલ શેઠ ગાંભીર્યના કહેવાતા કોચ પર આરામથી બેસે છે. મોહનને મન તો નથી.–પણ વિવેક ખાતર ન છુટકે તેની પાસે બેસે છે; ભોજન વેળા તો આનાયાસે તેના સહવાસથી દૂર પડી હતી, એટલે હવે તેનો બદલો લેવા ચાહતી હોય તેમ માયાવતી મોહનની પાસે ખુરસી લાવી બેસે છે. મધુરી અને પુષ્પા ગાંભીર્યની ખાલી છબી નીચેના વિરામાસન પર બેસે છે: પુષ્પા પાન’બીડાં બનાવે છે. મધુરી તેને સહાય કરે છે. નરોત્તમ વર્ષોત્સવ્ય મહાત્માની મૂર્તિને અડેલી ઉભા રહે છે. ]

[ આ રસિક નાટકનો બીજો ભાગ આવતા અંકમાં ]

છે. મારા હૃદયના ચુરેચુરા થઇ જાય છે. હવે એ કાંત મારે મન એક પરપુરુષ—જેનો સહવાસ કરવો એ પણ મારી સુનસરીની બહાર ગણાય તેવો એક પરાયો પુરુષ—થઇ પડ્યો છે. મારાથી તે સુખનાં સ્વપ્નો લોપ પામતાં જોઇ શકાતાં નથી. તેનો લોપ મારાથી કલ્પી પણ શકાતો નથી. છતાં મારી તમામ ઉમેદોને લાત મારીને, રસ અને પ્રણયની ઉંચામા ઉંચી ભાવનાઓ તરછોડીને, મારે ન છુટકે કાં તો મારા ભાગ્ય યોગે, કે કાં તો કાંતના કમનસીબે મારે મારું જીવન કોઇક બીજીજ વ્યક્તિને અર્પણ કરવું પડે છે."

તેનો શ્વાસ જોસમાં ચાલતો હતો. તેના હૃદયના ધબકારા સ્પષ્ટ જણાતા. તે આગળ બોલીઃ "પણ સુરેશ! તારી સલાહ વિના હું મારા નિર્ણયને ચોક્કસ નિશ્ચયનું રૂપ આપી શકતી નથી."

"પણ છે શું તે તો ખુલાસાથી કહે ?" મેં વીમાસણમાં પુછ્યું.

"સુરેશ! હું તેજ કહેવા માગુ છુ. રવીંદ્રનું જીવન મેં ધુળધાણી કર્યું છે. તે હવે તદ્દન નિરાધાર સ્થિતિમા છે. તેને ખાવા ધાન્ય નથી, કમાવા સાધન નથી, પરણવા સ્ત્રી નથી. જગતમાં એની માતા વિના એનુ બીજુ કોઇજ અંગત સગું નથી. તે દુઃખમા ઉછર્યો છે અને સુખના દહાડા આવ્યા ત્યારે મારે માટે તેણે બલિદાન આપ્યું છે. તેને પણ એક માણસ તરીકે ઘણી ઉમેદો છે. તે પણ તેના બાપની ગએલી પ્રતિષ્ઠા પાછી મેળવી, કોઇ ઘરરખ્ખુ સ્ત્રી સાથે સંસાર માંડી, માતાને ઘડપણમાં સુખી કરવા ઇચ્છતો. પણ હવે તેનો જમણો હાથ અને એક આંખ ગયાં છે, અપંગ થયા પછી તેની આશાની ઇમારત તુટી પડી છે. તેણે મારી પાસે મારા હાથની માંગણી કરી છે. મેં તેને હજી કંઈ પણ જવાબ દીધો નથી. સુરેશ! હું જન્માંતરમાં પણ તેના ઋણમાંથી મુક્ત થઇ શકુ તેમ નથી. મારે ગમે તે ભોગે પણ, એક જાતના ધર્મને ખાતર તેની જોડે પરણવું જોઇએ. હું તેની જોડે પરણીશ, તેની અને તેની માતાની સેવા કરીશ; મારી દોલત તેને અર્પણ કરીશ અને એકનિષ્ઠાથી પતિવ્રત ધર્મ હું પાળીશ. એ વ્રતમાં જીવન શુષ્ક થઇ જશે તો પણ હું પરવા નહીં કરું, કારણ વ્રત તો કઠોરજ હોય. પણ જ્યારે મારા કાંતની મૂર્તિ મારી સમક્ષ ખડી થાય છે ત્યારે......ત્યારે સુરેશ! હું તને શું કહું? ત્યારે તો મારા શરીરનાં બધાંજ બંધનો તુટવા લાગે છે. ત્યારે મારા આત્માની જ્યોત જાગે છે. ગતિ દાહ થાય છે. મારાથી તે વ્યથા સહેવાતી નથી, સંયમ કરવાના મારા તમામ યત્નો ફોગટ જાય છે. સુરેશ! તે બીચારાના જીવનને પણ ધુળમાં મેળવવું પડશે. તેના સુખનો હમેશને માટે અંત આવશે."

તેની આંખમાંથી અશ્રુબિંદુ ટપકવા લાગ્યાં. તેને રડતી મેં ઘણે વર્ષે જોઇ. મારાથી પણ તેનુ દુઃખ ખમી શકાયુ નહીં. મારી આંખમાં આવેલાં આંસુ મેં મોં ફેરવી લુછી નાખ્યાં.

થોડી વારે તે ફરી બોલીઃ "સુરેશ! મેં જે નિર્ણય કર્યો છે તે ભયંકર છે. તેને લીધે રસના સાગરને સાગર ગોપાલ જરી પણ મને બીજો કોઇ માર્ગ જડતો નથી. તું તે બતાવી શકે તેમ હોય તો મને જલ્દી બતાવ."

"કિશોરી! એમ આકળી ના બન. એ તો જીવનનો સટ્ટો છે. તેમાં આકળાપણું કામ ન આવે. ધીરજથી બધી જાતનો વિચાર

એવી નહીં હોય ત્યારે આગાધ દુઃખમાં પણ તારું સ્મરણ મને શાંતિ નહીં આપે. પણ કાંત! દુનીઆની નજરે, દુનીઆના કાનુનોની નજરે મારે મન હવેથી તું એક પરાયો પુરુષ છે."

"હજી હું પરાયો નથી થયો—હજી મેં તારા નિશ્ચયને બહાલી નથી આપી—ને અગાઉ તું મારી પાસે આવ. જન્માંતરના વિયોગ પહેલાં, મારા રસના સમુદ્રો સુકાઈ જાય ને અગાઉ, મારા સત્વના અંશેઅંશની ખાખ થઈ જાય તે અગાઉ—મને એક આલિંગન કરવા દે. કિશોરી' તું સદાની મારી તે મારીજ રહેવાની."

બંને જણ ઉભાં થઈ ગયાં. તેણે કિશોરીને હૃદય સાથે ચાંપી. બંનેનાં હૃદયો જોસથી ધડકતાં હતાં. વિદ્યુતપ્રવાહ માફક બંનેના હૃદયમાં વૃત્તિઓ પ્રસરી રહી. મીનીટો સુધી તેઓ એજ સ્થિતિમાં રહ્યાં. અને તે ગાઢ આલિંગન પછી કાંતે તેના અધર પર એક ચુંબન કર્યું.

તેઓ છુટાં થયા. કિશોરીએ પુછ્યું: "હવે રજા છે?"

"તારી ઇચ્છા એજ મારી ઇચ્છા. ઈશ્વર તારું અને રવીંદ્રનું કલ્યાણ કરો."

કિશોરી ચાલી નીકળી કાંત પાછળ જોઈ રહ્યો. તેણે પણ દ્વાર બહાર જતાં પાછળ નજર ફેરવીને જોયું તો કાંત ખુરશીમાં ઢળી પડ્યો હતો. ભાવ ભર્યા હૃદયે, કોઈ સંબંધી મરણ પથારીએ હોય તે વખતે જેવી સ્થિતિ આપણા હૃદયની હોય છે તેવીજ સ્થિતિ અનુભવતી તે મને કે કમને પોતાના અનંત જીવનના સાથી પોતાનાં આત્મવિકાસના વિધાતાને ત્યાં દુઃખ અને નિરાશાના ઉંડા કુવામાં ડુબતો, તરફડતો મુકી ચાલી નીકળી. પણ શું કરે? ધર્મનાં વ્રત એવાંજ હોય છે.

૭

ચારેક દિવસ પછી હું મારા ટેબલ પર કેટલાક કાર્બનપેપરો અને જુદાજુદા માણસોના અંગુઠાની છાપોવાળા કેટલાક કાગળો લઈ બેઠો હતો. પાસે ગંધકનો તેજાબ ભરેલો પ્યાલો પડ્યો હતો. હું સૂક્ષ્મદર્શકથી કેટલીક તપાસ કરતો હતો. તેવામાં દ્વાર ઉઘડ્યું અને કિશોરી આવી. તેનું મુખ અગાઉ જેવુંજ આનંદી હતું. જાણે કંઈ બન્યુંજ ના હોય તેમ તેના મુખ પરથી જણાતું. તેણે રવીંદ્રને હા પાડી દીધી હતી અને તેમના લગ્ન પણ થોડાજ સમયમાં થવાની વકી હતી.

તેણે દાખલ થઈ મને કહ્યું: "સુરેશ! આજ ઉષા મારે ત્યાં આવવાની છે. તે ઠેઠ જમીને જવાની છે. તું જરૂર પાંચ, સાડા-પાંચે આવજે હોં."

"કોણ? ઉષા?" હું આશ્ચર્યમાં તેના સામે જોઈ રહ્યો.

"રાઠોડ! રાઠોડ! આ હાથતાળી મોંઘી પડશે હોં!"

પણ સાગરનો ઘોડો તો જંગલ વટાવી અદૃશ્ય થઇ ગયો હતો.

મણિધર જાગે નહીં ત્યાં સુધીજ સુંવાળા લાગે છે. એ જાગ્યા, એટલે એની નજરમાંથી અગ્નિના તણખા ખરે છે, પ્રચંડ ફુંફાડા ને હળાહળ ઝેર પડે છે. સાગરે તો પોતાની સીતાનું હરણ કર્યું પણ કલ્યાણસિંહ રાજપુત બન્યો હતો. અને તેના હૃદયમાં સુતેલો મણિધર આજે ફુંફવાટ મારતો ઉભો થઇ ગયો. રામપુરામાં હજી તો પાંખા પાંખા પાનેતરમાંથી, કોઇ દિવસ નહીં ને આજે સજ્જન જરાજરા શરમાઇને નીચે નજર નાંખે છે. હજી તો પેલા મીંઢોળના મંગળસુત્રનું કંકુ ખર્યું નથી અને હજી તો સજ્જનની લીલી મેંદીના રંગ જેવી કસુંબલ પાની પર રામપુરાની રજ પણ ચોટી નથી, ત્યાં તેના પાદરમાં નગારે ઘાવ થાય છે. ને રાજપુતનાં લોહી ઉછળીઉછળી ને કુદે તેવાં રણશીંગડા ફુંકાય છે. મીંઢોળવાળા હાથે તલવાર લેવી એ તો રાજપુતોનો જુનો મેવાડી ધર્મ છે. કલ્યાણસિંહ હાડો પોતાના ત્રણસો હાડા રાજપુતો લઇને રામપુરા પર ધસ્યો આવે છે, એવા સમાચાર મળતાંજ રાઠોડોને ભેગા કરવા માટે રામપુરામાં રણશીંગડું ફુંકાયું. મોરલી વાગે ને અસલ મણિધર જેમ જાગીને ડોલે, તેમ રણઘેલા રાજપુતનું લોહી, રણશીંગડું સંભળાતાં ઉછળે છે. દોઢસો રાઠોડ ભેગા થયા, ને પોતાના નાયકની રાહ જોવા લાગ્યા.

એ નાયક રાજપુતાણી પાસે ઉભો હતો. સજ્જન આજ દિવસ સુધી તલવાર લઇને ઘુમતી, આજે તો તેણે, પોતાના હાથે સાગરને તલવાર બંધાવી. સજ્જનના ચહેરા પર આજે કેસરી રંગની છાંટ છે ને તેમાંથી શૌર્યને બદલે સૌંદર્યની ફોરમ છુટે છે. નવવધૂના ચહેરાપર જે મોહક લાલી હોય તે ત્યાં ખીલી રહી છે. ત્યાં રસભર્યા સીતારનું સંગીત ઉઠ્યું છે અને પેલા બે હોઠ ઉપર પ્રેમનો નશો ને શરાબનો રંગ છે. પણ રાજપુત–પોતાના મીંઢોળવાળા હાથે; તેની સામે એક દૃષ્ટિ કરી ને લડવા ચાલ્યો. સજ્જન એને બારણા સુધી વળાવા ગઇ. બારણાને હાથ અડકાડીને તે ત્યાંજ ઉભી રહી. રાજપુત આગળ વધ્યો. સજ્જને એને ટુંકો પણ હૃદય સોંસરો નીકળે તેવો સંદેશો આપ્યો:

"મારા સમ! જોજે હોં. કેસરીનો ધમ ચુકતો નહીં. તારી સીતા આંહી નહીં મળે તો સુરગંગાને કાંઠે સામી ઉભી રહેશે!"

રાજપુત પોતાના ઘોડાપર બેસીને ચાલ્યો ગયો ને તે નજરમાંથી અદૃશ્ય થયો, એટલે સજ્જન પાછી વળી.

હાડા અને રાઠોડ મળ્યા. કલ્યાણ અને સાગર, ઉછળતી તલવારે ભેટ્યા. જાણે રક્તાવતાર સ્થાપવો હોય તેમ તુમુલ યુદ્ધ મચ્યું. કલ્યાણસિંહ એક વખત તો સાગરની તલવાર નીચે પટકાયો, પણ ધર્મયુદ્ધના આગ્રહી રાજપુતે તેને બચાવ્યો. આ બચાવ તેને મૃત્યુ કરતાં વધારે ભયંકર લાગ્યો, એટલે તે તરતજ પાછો લડાઇમાં ઘુમવા માંડ્યો.

પણ હાડાની સંખ્યા વધારે હતી. ઘણાક રાઠોડે તો મરતાં પહેલાં બબ્બે હાડા લીધા તો પણ પચાસ હાડા વધ્યા. આથમતી સંધ્યાના આછા સોનેરી રંગમાં, કુંકુમના થાળ જેવો પૃથ્વી માતાએ રાજપુતોના લોહીનો થાળ ધર્યો. એકેએક રાઠોડ કપાઇ પડ્યો હતો, ને

! અત્યારે પોતાના ભાઈઓની સાથે મરણ પછીની મીઠી ગોદમાં સુતો હશે.

મારો સાગર કાંતો રત્નની છોળ લઈને આવ્યો હત, અથવા તો ન નજ આવે"

"તું મને અત્યારે આશ્રયની પણ ના પાડે છે? સજ્જન! આવી હઠીલાઈ તું કેમ કરે છે?–હું તારો સ્વામી–હજી આજેજ આપણે..."

"મારો સ્વામી તો અમર હોય છે. કોઈકો માણસ પર મૃત્યુનો હાથ ફરતો હોય ત્યારે તે આવા જીવત મૃત્યુ માટે પાછો ન ફરે. મારો સ્વામી તારા જેવો ભીરુ ન હોય. આ હૃદયમાં તારા સાદથી કે સુંદર પડઘમ વાગતાં નથી. આ વિધવા–નવવધૂના ઘર પાસેથી તું દૂર થા. મારા જીવત મૃત્યુ પામેલા સ્વામીને કેમ અમરતા શીખવાડવી એ હુ સારી પેઠે જાણું છું. જા પરદેશી! ભીજે જા."

રાઠોડનું હૃદય તેના છેલ્લા શબ્દોથી મુછી ઉઠ્યું. રાજપુતાણીના વીરત્વભર્યા શબ્દોથી તેને પોતાની નાનમ લાગી. એની પાસે તે પુરુષ શરમાયો. રાજપુતાણી તેને અમરતાનો પાઠ પઢાવવા નીકળી હતી એ તત્ત્વારપાત્રથી તે ધ્રુજ્યો. સજ્જનના સ્વભાવને તે સારી પેઠે જાણતો હતો એ દ્રશ્યમાંથીજ રાજપુતાણીનો સ્વભાવ ધારીને ફેરી હતી. કેસરીયાં એ રજપુતનો ધર્મ: ને જૌહર એ રાજપુતાણીનો ધર્મ, તેની રગેરગમાં ભર્યો હતો. સાગરને સજ્જનના જીવનનો ભય લાગ્યો. તેણે બારણાપર ફરી તલવારની મુઠ ઠોકી. પણ અંદરથી જવાબ આવ્યો નહીં. સાગરે બધા બળથી બારણું ઠેલ્યુ, પણ તે મજબુત હતું. રાજપુતાણીને બોલાવી, પણ ત્યાં કોઈ હતુંજ નહીં ફરી બારણું ઠેલ્યું ને એક મોટા અવાજ સાથે તે કડડભુસ નીચે પડ્યું. સાગર અંદર ધસ્યો પણ અંદર સજ્જન હતી નહીં. તેનું હૃદય સજ્જનના જીવન માટે ધ્રુજવા લાગ્યું. તે બીજા ઓરડામાં ગયો. સજ્જન ત્યાં હતી નહીં, પણ શેતી કકળતી દાસીએ તેને સામેનો ઓરડો દેખાડ્યો. ઝળાં-ઝળાં થતા અગ્નિથી ઓરડો તેજતેજ ભર્યો થઈ ગયો હતો. ત્યાં ચંદનની ચિતા પર રાજપુતાણી ઉભી હતી. અગ્નિના ભડકા વચ્ચેથી સંગીતનો રમ્ય સ્વર આવતો તે જોઈ રાજપુત થંભી ગયો.

સજ્જન શાંત ચિત્તે ગાઈ રહી હતી:

અગન અબ, રાખો લાજ હમ રી...

* * *

જેગ ચિતાધાક ભસ્મ કરો પ્રભુ,

હમ સબ સખા તિહારી. અગન.

સ્વર બંધ પડ્યો.

અગ્નિ તેને ચારે તરફથી વીંટવા લાગ્યો.

મીઠાં ચંદનના લાકડાં ભડભડ સળગતાં હતા, અને તેની વચ્ચે સજ્જનની અડગ રમ્ય મૂર્તિ ઉભી હતી. અગ્નિમાંથી કોઈ તેજની દેવી નીકળતી હોય એવી તે શાંત હતી.

રાજપુત તેના તરફ દોડ્યો. પણ તેણે શાંતિથી પોતાનો હાથ ઉંચો કરી તેને ઉભો રાખી દીધો. સાગર તેના તરફ જોઈ રહ્યો.

આખા ચહેરામાં કોઈ જગ્યાએ દુઃખનો લીસોટો માધુર્ય પર ડાઘ કરવા જેટલો પણ નહતો. તેની આંખમાંથી વીજળી ખરે તેમ એકલું તેજ ઝરતું હતું. એવી અડગ મોહક છટાથી તે ઉભી હતી કે તેની નીચે અગ્નિ બળે છે એ વાત પર તેનું લક્ષ હતુંજ નહીં. તેનાં કપડાં ભડભડ સળગી ઉઠ્યાં હતાં.

વાળની સુંદરતા અને વધારો કરવા માટે

## કામીનીઆ ઓઈલનો ઉપયોગ કરો



વાળની ખુબસુરતી વધારવામાં, સુંદર, લીસા અને ચળકતા બનાવવામા, ગમે તેવી ફેશનમાં રાખવામાં, અને વાળનો વધારો કરવામાં કામીનીઆ ઓઈલ ઘણીજ કીંમતી મદદ આપે છે. મગજને પણ ઘણી ઠંડક આપે છે. સુગંધમાં ઘણુંજ મધુર છે. એક વખત વાપરી ખાત્રી કરી જુવો.

કીંમત બા. ૧ નો રૂ. ૧-૦-૦, ૩ બાટલીના રૂ. ૨-૧૦-૦;
પોષ્ટેજ પકીંગ જુદું.

ખરીદતી વખતે કામીનીઆ ઓઈલજ માંગજો અને લેજો.

બીજું લેતા ના.

**એંગ્લો ઈંડીઅન ડ્રગ એન્ડ કેમીકલ કું.** નં. ૧૫૫, જુમામસીદ, ડેરક નં. ૫, મુંબઈ ૨.

વધુ પૈસા ખરચતા પહેલાં નમુનો વાપરી જુવો
તમારૂં પસંદગી પામેલું પરફ્યુમ

## ઓટો દીલ બહાર (રજીસ્ટર્ડ)




મધુર, મનોહર, સ્વીટ અને લાસ્ટીંગ ફક્ત થોડાં ટીપાં (few drops) રુમાલ પર નાંખો અને સોરમ ચંમેલી અને મોગરાનાં ફુલોની સાથે સરખાવી જુવો, પછીજ મોટી શીશી ખરીદજો. તમારા વહાલાઓને પણ ઓટો દીલ બહારનીજ ભેટ કરજો. તેઓ પણ ખુશ થશે.

બીજા સેન્ટોમાં પૈસા ખરચતા પહેલાં ઓટો દીલ બહારની ખાત્રી કરજો. બાટલીની કીં. રુ. ૨-૦-૦, ૧-૪-૦, ૦-૧૨-૦ નમુનો બે આના, સુગંધી કાર્ડ એક આનો, પોષ્ટેજ પેકીંગ જુદું.

**એંગ્લો ઈંડીઅન ડ્રગ એન્ડ કેમીકલ કું.,**
નં. ૧૫૫, જુમામસીદ ડેરક નં. ૫. મુંબઈ ૨.

☞ નમુના માટે આ નીચેની કુપન ભરીને મોકલો

નમુના માટે કુપન

એંગ્લો ઈંડીઅન ડ્રગ એન્ડ કેમીકલ કંપની: નં. ૧૫૫, જુમા મસજીદ
ડેરક નં. ૫, મુંબઈ ૨.

જત એક શીશી નમુનાની ઓટો દીલબહાર (રજીસ્ટર્ડ)ની નીચેને ઠેકાણે મોકલી આપજો. ટપાલ ખર્ચ માટે એક આનાનો સ્ટાંપ બીડેલ છે. (સ્ટાંપ જરૂર બીડવો).

નામ ______________________________

ઠેકાણું ______________________________

તેને ભયથી ત્રસ્ત ને દુઃખથી રડતી જોઇ ને મહાનુભાવ તપસ્વીના અંતઃકરણમાં દયાનો સંચાર થયો. ૧૧૯

કંડુ ઉવાચ:

હે અપ્સરા! રાત ને દિવસ આનંદ કરતાં આપણે કાલ નિર્ગમન કર્યો છે. હે સુંદરી! દેવલોકમાં ઇંદ્રને તો અનેક સાથી છે. તું મારી એકલી સહચરી છે. માટે રહીજા. ૧૨૦

પરાશર ઉવાચ:

નિર્ણય કરવાને અશક્ત એવા અસ્થિર મનની અપ્સરાએ આખરે કંડુમુનિની સાથેજ રહેવાનો, અને ઇંદ્રના ક્રોધની અવગણના કરવાનો નિશ્ચય કર્યો. ૧૨૧

હે મૈત્રેય! આ ઉપરથી સ્ત્રી જાતિનાં ચારિત્ર્યની તને પુરપૂરી માહીતી મળશે. હે તપોધન! ઇંદ્રની પાસે જવાનું મુકી તે અપ્સરા મુનિનું અધઃપતન સાધવા તેની પાસેજ રહી. ૧૨૨

ત્યાર પછી પંદ્રુલાની માફક એક બીજામાજ જેમનું જીવન સમાયું છે એવા તે ઋષિ અને અપ્સરા સ્વેચ્છાએ વિહાર કરતાં હતાં. ૧૨૩

મૈત્રેય ઉવાચ:

હે મુનિઓમાં શ્રેષ્ઠ! ત્યાર પછી એ એનું શું થયુ તે અમને કહો. એ વૃત્તાત સાંભળવાને અમે આતુર થયા છીએ. પ્રસન્ન થાઓ હે પરાશર! ૧૨૪

પરાશર ઉવાચ:

* ઘણો સમય વીત્યા પછી એક દિવસ તે મુનિ ઝપાટા બંધ પોતાની ઝુપડીમાંથી બહાર નીકળ્યા તે વખતે પ્રમ્લોચાએ પુછ્યું કે આપ ક્યાં જાઓ છો? ૧૨૫

કંડુ ઉવાચ:

હે પ્રિયે! સૂર્ય અસ્ત થવા માંડ્યો છે એટલે મારે સંધ્યોપાસના કરવી જોઇએ. તપસ્વી પોતાનું નિત્યકર્મ ન કરે તો તેના કર્મનો સદૈવ લોપ થાય છે એમ શાસ્ત્રોનું વચન છે. ૧૨૬

પરાશર ઉવાચ:

કંડુમુનિનાં આ વચન શ્રવણ કરનારી તે અપ્સરા પ્રમ્લોચા મદ-આલસભર નયનોને સૂર્યોદય જેમ કમલ વિકસાવે તેમ વિકસાવી આ પ્રમાણે હસીને તેમને સબોધી રહી. ૧૨૭

પ્રમ્લોચા ઉવાચ:

હે સર્વશાસ્ત્રને જાણનાર! શું આજેજ તમે સંધ્યાકાળ આવી એમ દેખો છો? ખરું છે ભગવન્! કેટલાએ વર્ષો વીત્યા છતાં તમને એકજ દિવસ થયો એમ લાગ્યું. એ જોઇને મને આશ્ચર્ય થાય છે. ૧૨૮

કંડુ ઉવાચ:

હે ભદ્રે! આજે પ્રાતઃકાલે તું નદીના તટ ઉપર આવી હતી. અને ત્યાર પછી તું મારા આશ્રમમાં આવી અને અત્યારે સંધ્યાકાલ થયો છે. છતાં તુ અસત્ય કહી મારી મશ્કરી શા માટે કરે છે? ૧૨૯

પ્રમ્લોચા ઉવાચ:

હે બ્રહ્મન્! હું પ્રાતઃકાલે આવી એ તમારું વચન યથાર્થ છે પણ તે પ્રાતઃકાલને આજે સેંકડો વર્ષ વીતી ગયા. હે મુનિ! પ્રેમના ઉલ્લાસમાં સેંકડો વર્ષ ક્ષણભર લાગે છે. ૧૩૦

પરાશર ઉવાચ:

તે અપ્સરાને આ પ્રમાણે બોલતી સાંભળી તપોધન તે મુનિના હૃદયમાં ભય ઉત્પન્ન થયો અને આ નારીને પાપે વિષયસુખમાં વર્ષો

મારા સ્વજનથી વીખુટી અને ઈંદ્રે જેનો બહિષ્કાર કર્યો છે એવી હું નિરાધાર અને સગર્ભા છું તે અત્યારે ક્યાં જાઉં? ૧૪૨

પરાશર ઉવાચ:

અનૃતભાષિણી અપ્સરાએ આ પ્રમાણે મુનિ કોઈ પણ પ્રકારે તેને રાખે એવા હેતુથી આમ કપટી વચનો ઉચ્ચાર્યાં. ૧૪૩

કંડુ ઉવાચ:

હે દુષ્ટા! નરક ગ્રામના માર્ગ જેવા તારા સંગથી વેદવિદ્યાની પ્રાપ્તિમાં સાધનભૂત મારા બ્રહ્મચર્યાદિ વ્રતનો વિનાશ થયો છે, છતાં તું આ પ્રમાણે ધૃષ્ટ સંભાષણ કરે છે. ૧૪૪ *

તેં મારા બધા તપનો નાશ કરી નાંખ્યો છે તેથી તું કેવળ અકલ્યાણ એવી ભયંકર મોહની પેટીરૂપ છે. તને અનેકાનેક ધિક્કાર છે. ૧૪૫ *

સ્ત્રીથી અજ્ઞાત એવા મને શી ખબર કે નારી આવી કારી ને દુષ્ટ છે અને તેની સંગતથી મારા જેવો તપોનિધિ પણ આટલો અધમ પામે છે? ૧૪૬

હે સ્ત્રી! મારા જેવા તપસ્વી જોડે ગાઢ સંબંધથી પુનિત થએલી તને હું મારા ક્રોધના અંશ વડે બાળીને ભસ્મ કરતો નથી. કારણ કે સજ્જન જોડે સાત પગલાં ચાલે તો પણ તે તેનો મિત્ર થાય છે, તો તું તો ઘણાં વર્ષો રહી છે. ૧૪૭ *

હે પાપિની! મને તારી કે તારા ગર્ભની પરવા નથી. તારે જ્યાં જવાની ઇચ્છા હોય ત્યાં જા. તેં તારાં હાવભાવ, રૂપ ને ચેષ્ટા વડે મારું અકલ્યાણ સાધ્યું છે. ૧૪૮ *

પણ હે પાપિની! તારા ગર્ભથી તારા જેવી અધમ અને પાપિની સ્ત્રીનો વેલો વધશે એમ હું મારા જ્ઞાનચક્ષુઓથી જોઇ શકું છું, માટે ભવિષ્યની પ્રજાના ઉદ્ધાર અર્થે હું તેમને સાવચેતી આપું છું. ૧૪૯

પરાશર ઉવાચ:

કર્મનું અને સ્ત્રીસ્વભાવનું પુરેપુરું જ્ઞાન મેળવ્યું છે એવા મુનિ સ્ત્રીઓને આ પ્રમાણે શાપ આપવા લાગ્યા. ૧૫૦

કંડુ ઉવાચ:

જ્યાંજ્યાં સ્ત્રી હશે ત્યાંત્યાં નરકનાં દ્વાર ઉઘાડાં રહેશે; વિનાશ થશે; અને બુદ્ધિનો નાશ થશે. ૧૫૧

જ્યાં સ્ત્રીનો સહવાસ થશે ત્યાં સંયમ જશે, જ્યાં સ્ત્રી પર પ્રીતિ થશે ત્યાં બ્રહ્મચર્ય જશે, જ્યાં સ્ત્રી સેવા કરશે ત્યાં દેહદમન, નીતિ, વ્રત જશે, જ્યાં સ્ત્રીનું હાસ્ય સંભળાશે ત્યાં બ્રહ્મજ્ઞાન અદૃષ્ટ થશે. ૧૫૨

જે આત્માએ બ્રહ્મમય રહેવું હોય તેણે અવતરવું નહીં, કારણ કે સ્ત્રી વિના અવતાર થશે નહીં અને જેણે અવતરી શુદ્ધ રહેવું હોય તેણે સદેહે આનંદની આશા રાખવી નહીં, કારણ કે સ્ત્રી સહેલાઈથી ક્ષણિક આનંદ આપી શકે છે. ૧૫૩

જેણે બ્રહ્મવિદ્યા મેળવવી હોય, જેણે મહા કાર્યારંભ કરવો હોય, જેણે જ્ઞાન અને ધર્મ પ્રચારવાં હોય તેણે સ્ત્રીનો સંગ કરવો નહીં, અને થયો તો તે રુચિકર છે એમ કદી કબુલ કરવું નહીં. ૧૫૪

પરાશર ઉવાચ:

હે મૈત્રેય! આ પ્રમાણે શાપ દઈ પરમ કૃપાળુ એવા કંડુમુનિએ તે કપટી અપ્સરાને જવાની આજ્ઞા કરી. ૧૫૫

ઋષિના ઉગ્ર શાપથી ત્રાસતી, અને પોતાનું પ્રયોજન નિષ્ફળ થવાથી નિરાશ એવી પ્રમ્લોચાએ નિરાધાર બની નિઃશ્વાસ પર નિઃશ્વાસ નાખવા માંડ્યા ૧૫૬

ઘણા વર્ષોના આનંદથી પ્રિય થએલો એવો આશ્રમ છોડતાં, મુનિથી તિરસ્કારાએલી તે અપ્સરાનું હૃદય ફાટી જવા લાગ્યું. ૧૫૭

તે આશ્રમમાંથી ચાલી જતાં જે જગ્યાએ તેની દૃષ્ટિ પડતી ત્યાંનાં સ્મરણો તેને તાજાં થઈ આવતાં અને તેમ થતાં તેની આંખોમાંથી અશ્રુની ધારા વહેવા લાગી ૧૫૮

મૈત્રેય ઉવાચ

હે પરાશર! પછી મુનિથી તિરસ્કારાએલી પ્રમ્લોચાનું શું થયું તે અમને કહો કે જેથી અમારી જીજ્ઞાસા સંતોષાય ૧૫૯

પરાશર ઉવાચ

પ્રમ્લોચાની કથા ધ્યાનપૂર્વક સાંભળો હે મૈત્રેય! મુનિએ આ પ્રમાણે તિરસ્કાર કર્યો હોવાથી તે અપ્સરા સ્વર્ગમાં જવાને માટે અંતરીક્ષ માર્ગે ગમન કરવા લાગી ૧૬૦

દયા ઉપજાવી પોતાનું કાર્ય સાધવું જેનો સ્વભાવ છે એવી તે અપ્સરા નિઃશ્વાસ નાખી દુઃખી થઈ હોય એમ ચારે તરફ જોવા લાગી ૧૬૧

સ્ત્રીઓના સ્વભાવથી અપરિચિત અને કંડુમુનિની મહત્તા પારખવાને અશક્ત એવી જડસૃષ્ટિને તે અપ્સરાને આમ નિઃશ્વાસ નાખતી જોઈ આર્દ્રતા આવી. ૧૬૨

આ કપટી અપ્સરાનું આક્રંદન સાંભળી શકવાથી, અને ઋષિના કોપને લીધે ભય વ્યાકુળ થવાથી સોમે મેઘ વડે મોઢું સંતાડ્યું ૧૬૩

મરુતોએ ભેગા મળી, મંદ અને ખેદ યુક્ત સુસવાટથી દશે દિશા શોકપૂર્ણ કરી મૂકી અને વેગથી સરતી ગોમતી જાણે અંતરની વ્યથા અનુભવતી ક્ષણવાર થંભી રહી ૧૬૪

અપ્સરા જેમજેમ અંતરીક્ષમાં જવા લાગી તેમતેમ ભયથી તેના શરીરમાં ઋષિએ સ્થાપેલો ગર્ભ પરસેવા વાટે બહાર પડવા માંડ્યો ૧૬૫

તે ગર્ભના બિંદુઓને આર્દ્ર એવી પલ્લવકરાંગુલિથી વૃક્ષોએ સાચવ્યાં અને દુઃખીની મદદ કરવા તત્પર થએલા વાયુએ તે બિંદુઓને ભેગા કર્યાં ૧૬૬

આનંદ જેનું પરમ લક્ષણ છે એવા સોમે પોતાના અમૃતમય કિરણોથી તે ગર્ભનું પોષણ કર્યું અને આ પ્રમાણે વૃક્ષોના ગર્ભાશયમાંથી મારિષા નામની અપૂર્વ કન્યા ઉત્પન્ન થઈ ૧૬૭

સોમે આ વાક્યોથી મારિષાને દશ પ્રચેતાઓને પરણાવી અને તેમાંથી દક્ષ પ્રજાપતિ જન્મ્યા જે બ્રહ્માના પુત્ર થયા. ૧૬૮

હે મૈત્રેય! સ્ત્રીની અધમતા જે સમજ્યા છે અને સ્ત્રીનો જેણે ત્યાગ કર્યો છે એવા મહાત્મા કંડુમુનિ વૃજિનઃ એકાકી એકાંત બની નિરંકુશપણે જપ, તપ, શમ દમથી આ ભવે મરેલા જેવા થઈ રહ્યા. ૧૬૯

હે મૈત્રેય! સંસારનાં સુખ જેણે ત્યાગી મરેલાની માફક જે જ્ઞાની જીવે છે તેનેજ આવતા ભવના સુખ મળે છે એમ વેદવિદોનું પ્રમાણ છે. ૧૭૦

આ પ્રમાણે બધાં સુખનો ત્યાગ કરી, પ્રમ્લોચાના સહચારના સ્મરણરૂપી વિકારને પણ વશ કરી, તપથી દેહ ગાળતા તે મુનિનો આખરે વિષ્ણુ લોકમાં વાસ થયો. ૧૭૧

હે મૈત્રેય ! આ પ્રમાણે બ્રહ્મચર્યના આદ્ય પ્રતિપાદક, સ્ત્રીના દ્વેષ્ટા અને મુનિઓમાં શ્રેષ્ઠ કંડુમુનિનું આખ્યાન મેં તમને શ્રવણ કરાવ્યું. એ આખ્યાનનું રહસ્ય હું ટુંકામાં કહું તે સાંભળો. ૧૭૨

બધા જીવો સ્ત્રીમાંથી ઉત્પન્ન થાય છે. બધા ક્ષણિક આનંદો એના સહચારથી પેદા થાય છે. સ્ત્રીજ જીવન છે એમ, વિબુધો કહી ગયા છે. ૧૭૩

માટે બ્રહ્મને પામનાર, તપને આદરનાર જ્ઞાનીએ આ દેહે મૃત્યુસમાન જીવન પસંદ કરી સ્ત્રીનો સદાએ ત્યાગ કરવો ઘટે છે. ૧૭૪

ઇતિ શ્રી વિષ્ણુપુરાણે પ્રથમ અંશે પંચદશ અધ્યાય અંતરગત કંડુઆખ્યાન સંપૂર્ણમ.



આનંદિત થાઉં છું. આપની પરવાનગીથી, આજે રાત્રે હું એક મારું ગમતું કાવ્ય ગાઇશ. આ કાવ્યની સ્ફુરણા મને દમાસ્કસના બઝાર-માં ફરતાંફરતાં થઇ હતી.

* "વીશાળ ચોટા ચોકમાં......"વાળું કાવ્ય ગાય છે. લાલારૂખ સ્તબ્ધ થઇને સાંભળ્યા-જ કરે છે પણ ફદલાદીન ગુસ્સે થાય છે, અને કાવ્યને અંતે બોલી ઉઠે છે.

ફદલાદીન

અરે! શું આ કવિતા છે? નબળા મગજ-ની આ બનાવટ, ઉસ્તાદોની બનાવટ સામે તો, મીસરના સ્થાપત્ય આગળ એક માટીના ઝુંપડા સમાન છે. આ નકામા કાવ્યની બરાબર કીંમત આંકી શકાય તે માટે હું અત્રે ઉસ્તાદોના કાવ્યોનું ઉપલક અવલોકન કરી જઇશ......

લાલારુખ

ભલા ફદલાદીન! તમારે મારે ખાતર એટલી બધી મહેનત લેવાની કંઇંજ જરુર નથી.

ફદલાદીન

અત્રે ગવાએલું કાવ્ય નમાલું હતું. તેમાં ફીરદોસીની માફક સંગીતનું ઝરણ નહોતું કે તેમાં સાદીના જેવી ઝમક નહોતી. તેમાં જે છુટ લીધેલી છે તે તો અક્ષમ્યજ છે. દાખલા તરીકે આ એકજ પંક્તિ લ્યો......

લાલારુખ

પણ આખાએ ચિત્રમાં જે મોહકતા રહી છે તે તમે નથી જોઇ શકતા? મારા માનનીય મિત્ર! તમારે કઠોર ટીકા ના કરવી જોઇએ. કવિઓ બહુજ બીકણ અને રીસાળ હોય છે. ગંગા કીનારે ઉગનારી સુગંધી ઝાડી-માંથી જેમ તેને કચરીને સુગંધીદાર તેલ કાઢવામાં આવે છે, તેમ કવિતામાંની મધુરતા કદી જોઇ શકાતી નથી. કવિઓ તો કદરદાન આગળ ખીલે છે અને ટીકાકાર આગળ બીચારા કરમાઇ જાય છે.

ફદલાદીન

આ જુવાન માણસને નાહીંમત કરી નાંખવાનો મારો વિચાર નથી. જો એ પોતાના કાવ્યોની ઢબ બદલે તો મને બહુજ આનંદ થાય.

લાલારુખ

રાત ઘણી ગઇ છે, આપણે હવે વેરાઇ જઇએ. [ફરામોર્ઝ અને ફદલાદીન જાય છે. લાલારુખ તેના તકીયા ઉપર પડે છે.] મારી સ્વપ્ન વગરની રાતમાં મને સદાએ ઝંખના કરાવે તેવું વળી એક વધુ ગાન આજે સાંભળ્યું! શું તેનો મોહક અવાજ! વાંસળીથી પણ કોમળ તેનો સુર! આહ ફરામોર્ઝ! [ઉંઘી જાય છે.]

## અંક ચોથો

ફદલાદીન અને તેનો એક સાથી તંબુમાં વાત કરતા હોય છે.

સાથી

[કંઇક તિરસ્કારથી તથા સુચક અવાજથી] આ જુવાન કવિ શાહજાદીનો બહુ માનીતો લાગે છે.

ફદલાદીન

હા. એ શાહજાદી પાસે વારંવાર જાય છે અને દર વખતે વધારે ને વધારે કીંમતવાન થતો જાય છે. અને જો હું ના હોત તો

* In the great Bazaars નામે થોમસ મુરનું મુખ્યાત કાવ્ય.

તે શાહજાદીના તંબુમાં બહુ વાર બેસી રહે.

સાથી

અને વળી શાહજાદીના કહ્યા વિના કેટલી હીંમતથી તે એમની હજુરમાં બેસી ગયો હતો.

ફેદલાદીન

એ બહુજ ધુસણીઓ માણસ લાગે છે—અને એની પાસે કામ તો તૈયારજ હોય છે. જો હું વચ્ચે પડી બંધ ના કરાવતો હોત તો તો મધરાત સુધી એ ગાયાજ કરે

સાથી

(ચમકનાથી) તમે શાહજાદી તરફ ધ્યાન આપીને જોયું છે!

ફેદલાદીન

શાહજાદી! હા. એ તો એના કાવ્યોથી અંજાઈજ ગયા છે!

સાથી

શું ફક્ત કાવ્યોથીજ?

ફેદલાદીન

તમે શું કહેવા માગો છો?

સાથી

કંઈ નહીં. હું તો તમને ચેતાવું છું તમારે શીર શાહજાદીની સંભાળ રાખવાનો ભાર છે તમારે જરા વધારે જાગૃત રહેવું જોઈએ

ફેદલાદીન

તમારી વાત સાચી છે. મને આ માણસ નથી ગમતો. એ પ્રેમકાવ્યોજ ગાય છે હલકા મનના હલકાં ગાણાં..

સાથી

શાહજાદીને તો બહેનથાકે ધર્મપુસ્તકો-નુંજ ધ્યાન ધરતા શીખવ્યું છે. તેમના મન ઉપર આવા પ્રેમકાવ્યોની અસર થાય ન થાય.

ફેદલાદીન

પણ હું હવે આ બધું અટકાવીશ. જ્યાં આપણે કાશ્મીર પહોંચીએ એટલી વાર છે. હું ત્યાં બાદશાહને આ હરામખોરની બધી વાત જણાવીશ અને જો તેને મજા નહીં થાય તો જાણવું કે બોખારાના રાજ્યમાં અંધેર છે. [બહુજ ધીમેથી બોલે છે] પણ જો સાંભળ આ વાત બીજા કોઈને કાને જાય નહીં હું જ તેની બધી તજવીજ કરીશ તું છુપી રીતે એ બેજણ ઉપર નજર રાખજે, અને જો એમનો સબંધ વધે તો મને તરતજ ખબર કરજે

> બંને જણા બહાર જાય છે શાહજાદી રાત્રે ફરતી દેખાય છે દુરથી કંઈ ગીત સંભળાય છે એટલે તે શાંત ઉભી રહે છે
>
> શાહજાદી ઉંડા વિચારમાં ગરક થઈ તંબુ તરફ પાછી વળે છે

લાલારુખ

[સ્વગત] તેના મધુરા અવાજથી મારું હૃદય કેવું જોરથી ધબકે છે! હા, એ પણ મને લાગે છે. આ ગાન મારે કાને પડ્યું એટલે તે વાતની ખાત્રી થાય. એ ગાનથી કેટલો સંતોષ છે! હું મારી આખી જીંદગી ભર એનો મધુરો અવાજ સાંભળ્યાજ કરીશ. એનો સુર કાને પડે છે ત્યારે હૃદય આનંદથી ઉભરાઈ જાય છે એનું મધુર મુખ જોતા તો હવે સમાતો પણ નથી અરે! પણ હું આ કેવા વિચારો કરું છું? એક બેગમને સુયોગ્ય રીતભાતથી મારે વર્તવું જોઈએ. હું તો બોખારાના શાહજાદાને વરેલી છું. મારાથી બીજા પુરુષનો વિચારજ કેમ થાય! ફરામોર્ઝ! હું હવે તારાથી દુરજ રહીશ

અંદર દાખલ થાય છે

### સ્ત્રીઓ

શાહજાદી સાહેબા! ફદલાદીન બહાર આવ્યા છે.

### લાલારુખ

આવો, ફદલાદીન ! મારા પિતાના વફાદાર સરદાર !

ફદલાદીન પ્રવેશ કરે છે.

### ફદલાદીન

શાહજાદી! આપ કૈં નાદુરસ્ત છો? શું આપની સગવડમાં કૈં ખામી છે? આપ આટલાં ફીક્કાં કેમ છો? આજે સાંઝે તમે શાથી આનંદ કરવા ઇચ્છો છો? હવે આપણે કાશ્મીરની નજદીક છીએ. આ કંટાળા ભરી મુસાફરીનો જલ્દી અંત આવી જશે.

### લાલારુખ

ફદલાદીન! મને આ સુંદર ખીણનો કૈંક વૃત્તાંત કહો. આ ખીણ બહુજ રમણીય છે. મોટી રાણીને રહેવા લાયક જગા છે અહીં ચંપાની કળીઓ કેવી સુવાસ ફેલાવે છે! અહીં સવત્ર પવિત્ર શાંતિ પથરાએલી લાગે છે. હું તો આ સૌંદર્ય નીરખતાં કદી થાકુંજ નહીં એમ લાગે છે.

### હુસ્નઆરા

શાહજાદી! મેં સાભળ્યું છે કે બાદશાહ જહાંગીરની માનીતી બેગમ નુરમહાલને આ સ્થળ બહુજ ગમતું હતું.

### લાલારુખ

એમ કે! ત્યારે તો મને નુરમહાલની બધી હકીકત કહો. ફદલાદીન! તમને તો એની બધી વાત ખબર હશે. એ ખુબસુરત બેગમની આ સુંદર સ્થળે આવવાની હકીકત બહુજ રસપૂર્ણ હશે.

### ફદલાદીન

એક વખતે એ વાત બધી મને યાદ હતી. પણ હવે તો હું બધી હકીકત ભુલી ગયો છું.

### રોશનઆરા

ફરામોર્ઝને ખબર હશે. એને બોલાવોને!

### હુસ્નઆરા

હા. એ બહુ સુંદર રીતે બધી વાત કહેશે.

### સ્ત્રીઓ

બરોબર ચાલો એને બોલાવીએ.

રોશનઆરા જાય છે અને ફરામોર્ઝને લઇને પ્રવેશ કરે છે.

### રોશનઆરા

ફરામોર્ઝને તે વાત ખબર છે.

### ફરામોર્ઝ

શાહજાદી! આપની રજાથી હું સુલતાના નુરમહાલ અને તેની પતિભક્તિની વાત કહીશ. [બેસે છે અને વાત શરુ કરે છે.] એકવાર વર્ષના અતિસુંદર સમયે, જ્યારે કાશ્મીરની સારી ખીણમાં સર્વત્ર ગુલાબ ખીલી રહ્યાં હતાં, જ્યારે આખી ટેકરી ઉપર રંગરાગ અને ગાનતાન ઉભરાઇ ગયાં હતાં, તે ગુલાબ—ઉત્સવને સમયે, જહાંગીર બાદશાહ, રાજ્ય ચિંતાનો ભાર દૂર કરીને, જનાનખાનાના જવાહીર, રૂપ અને ગુણ માટે પ્રખ્યાત, નુરમહાલ બેગમની શોધમાં આ પુષ્પ-ભૂમિ ઉપર આવ્યા.

પરંતુ ગુલાબ— ઉત્સવની રાત્રે નુરમહાલ નહોતી. તેથી બાદશાહ દરબારી ગાનતાન તજીને આ ખીણોમાં ફરવા નીકળ્યા. બાદશાહ અને નુરમહાલ વચ્ચે નજીવો પ્રેમ કલહ થયો હતો. નુરમહાલ ચિંતાતુર બની પોતાના અંતઃ-સમાં બેસી જહાંગીર બાદશાહને કેમ મનાવવા

તેનો વિચાર કરતી હતી. તે સમયે તેની પાસે જાદુગરણી નામીના હતી.

મધરાત થઇ અને તે જાદુગરણી બોલી, "આ સમયે પુષ્પો અને વનસ્પતિ ઉપર જાદુ પથરાય છે. અત્યારે ચાંદનીમાં ખીલી રહેલાં પુષ્પો જે ભેગાં કરે તેને પુન પ્રેમ પ્રાપ્તિ થાય"

આ સાંભળીને નુરમહાલ કંપિત સ્વરે બોલી "નામીના! મારે માટે તું તેવા પુષ્પોની માળા ગુંથી આપ"

આટલું કહીને તે બહાર ચાંદનીમાં દોડી તેણે રંગેરંગના, મધુરા, સુવાસિત પુષ્પો ભેગા કર્યાં અને તે લાવી નામીના ઉપર નાખ્યા

તે જાદુગરણી સ્ત્રીએ આનંદથી તે ફુલ લીધા. તે ફુલ ઉપર તેણે પોતાનો જાદુ પાથર્યો અને તેની માળાઓ ગુંથી નુરમહાલને પહેરાવી નુરમહાલ તે પહેરીને સુઇ રહી. તેના મનમાં ખાત્રી હતી કે તેનો પ્રિયતમ પ્રભાતે મળશેજ

બીજે દિવસે જહાંગીર પાદશાહે પ્રખ્યાત "શાલેમાર" બગીચામાં ઉત્સવ રચ્યો. તેનું હૃદય પ્રિયતમાના વિયોગે ઝુરતું હતું. અને તેણે વિચાર કર્યો કે સંગીત અને શરાબમાં ગમગીન દુઃખ ડુબી જશે આ કારણથીજ ઉત્સવ રચ્યો હતો

તે ભુમિની સર્વે સુંદર સ્ત્રીઓ ઉત્સવમાં હાજર હતી જનાનાની બેગમો—નુરમહાલ શીવાય—સર્વે ત્યાં આવી હતી સુંદર સ્ત્રીઓની વચમાં એક નવીન આકૃતિ હતી તેણે આરબ પહેરવેશ પહેર્યો હતો મો ઉપર બુરખો હતો ફક્ત બે આંખો—ચમકતી અર્થપૂર્ણ આંખો—જ દેખાતી હતી આ નુરમહાલ હતી તે પોતાની ખાત્રી લાવી હતી તેનો જાદુ પોતાના પ્રિયતમ—રીસાએના પ્રિયતમ—જહાંગીર ઉપર આજે અજમાવવાનો હતો. ઉત્સવમાં સ્વાદિષ્ટ ઉજાણી થઇ. જહાંગીરે ઉત્તમોત્તમ શરાબ પીધો અને સુંદર સંગીત શરુ થયું એક વિદેશી સુંદરીએ થોડું ગાયુ. તે ગાન પેલી અજ્ઞાત આરબ સ્ત્રીએ ઉપાડી લીધું. સર્વે તે ગાનમાં મુગ્ધ બની ગયા અને તે બંધ થયું ત્યારે એકે અવાજે તેના વખાણ થયાં પાદશાહે બીજુ ગાન ગાવા તે આરબ સ્ત્રીને ઇશારો કર્યો સુખસંગીત અને સમ-રીનુ ગાન તેનુ મિશ્રણ આ સમયે થયું. સર્વ સંજોગોમાં પ્રેમની અચળતા, એ ગાનનો વિષય હતો. સંગીતથી—સંગીથી, કાવ્યની અર્થપૂર્ણતાથી જહાંગીરના હૃદયમાં અવનવા સુર જાગ્યા હૃદય બહુ કંપી ઉઠ્યુ અને તે પોકારી ઉઠ્યો "નુરમહાલ! ઓ નુરમહાલ!" આ સાંભળી નુરમહાલે બુરખો દૂર ફેંકી દીધો અને વિરહ પામેલા પ્રેમીઓનું મીલન થયું.

ફદલાદીન તો વાત પુરી થતા પહેલાંજ ચાલી ગયો હતો વાત પુરી થતા લાલારૂખ બોલે છે

લાલારૂખ

કેવી સુંદર વાત!

ફેરામોઝ

શાહજાદી! તમે ખોખારાનું સર્વોત્તમ અને કમનીય સુવાસ બનો! [જાય છે]

ફુરનખારો

ફદલાદીન આજે કેવા શાંત હતા, તે જોયું? આજે તેમણે કંઇ વિવેચન ના કર્યું!

નેશનખારા

એ કેમ શાંત રહ્યા હશે? મને તો બહુ નવાઇ લાગે છે રોજ ઘણી લાંબી ટીકાઓ કરતા હતા

હુરનઆરા

શું એ કવિને હવે વખાણતા હશે?

રોશનઆરા

ના, ના, એ તો બહુ વહેમ પડતું છે. એમની શાંતિથી મને તો કંઈક અનિષ્ટ થશે એમ શક જાય છે.

લાલારુખ

જ્યાં નુરમહાલ અને જહાંગીર ફરતાં હતાં, તે રસ્તામાં ચાલો આપણે ફરીએ.

તેઓ જાય છે. ફરતાં ફરતાં લાલારુખ સખીઓથી જુદી પડી જાય છે.

[સ્વગત] અહીં જહાંગીર અને નુરમહાલ તો નથી, પણ લાલારુખ અને ફરામોર્ઝ ફરે છે. અહા! આ કલ્પના—આ સ્વપ્નું કેવું મધુરું છે! પણ મારા પતિ પ્રત્યેની વફાદારીનું શું? એક રાજાને વરેલી હું, એક ભટકતા કવિ તરફ પ્રેમ કરીને શું મારા બાપની આબરુ ડુબાવવા બેઠી છું? ફરામોર્ઝનું મોં નહીં જોવાનો મેં હવે નિશ્ચય નથી કર્યો? એ નિશ્ચય પાળવોજ જોઇએ. મારે હવે તેને કદી મળવું જોઇએ નહીં.

---

# અંક પાંચમો

## પ્રવેશ ૧ લો

કાશ્મીરના એક મહેલના ઓરડો. લાલારુખને તેની સખીઓ શણગાર સજાવે છે. લાલારુખ કંઈક દીલગીર અને વિચારપૂર્ણ છે.

રોશનઆરા

આજ જેવાં સુંદર તમે કદી નહોતાં જણાતાં. આજે તો તમારા લગ્નની સવાર છે, તમારા ગળા ઉપરના જવાહીર તમારી આંખોમાંના તેજ જેવાંજ ચળકે છે.

લાલારુખ

રોશનઆરા તું એમના બોલ. આજે મારું હૃદય ગંભીર વિચારોથી પૂર્ણ છે. ખુશામતના બોલ મને નહીં ગમે.

હુરનઆરા

(પ્રવેશ કરીને.) શાહજાદી! નામવર પાદશાહ સાહેબે તમારે માટે કીંમતી બક્ષીસો મોકલી છે. તે લઇને આવેલી દાસીઓ પણ અહીંજ રહેશે.

લાલારુખ, આ બેરોનો સ્વીકાર કરવા બેસે છે. કાશ્મીરી કુમારિકાઓ દાખલ થાય છે. હસીના જે મુખ્ય કુમારિકા છે તે એક જવેરાતની પેટી, નીચી નમાને લાલારુખ આગળ ધરે છે, અને બોલે છે

હસીના

દીલના ચળકતા તારા સમાન એ સુંદર શાહજાદી! અમારા દેશમાં હું આપને આવકાર આપું છું. અમારા પાદશાહે આપને માટે અમારા દેશનાં સુંદરમાં સુંદર જવાહીર મોકલ્યાં છે, અને અહીંની અતિ સુંદર કુમારિકાઓ આપની તહેનાતમાં મોકલી છે.

લાલારુખ જવેરાતની પેટી ઉઘાડે છે. અને એક ચુંબન લે છે. હસીના તેને ગળે પાનાનો હાર પહેરાવે છે, હાથે મોતી પહેરાવે અને બીજી દાસીઓ નાચ કરે છે.

લાલારુખ

જવેરાત બહુજ સુંદર છે. આખી પૃથિવી ઉપર તેનો જોટો મળવો મુશ્કેલ છે, અને આ દાસીઓથી મને બહુજ આનંદ થાય છે. એ લોકો કરે છે તેવો નાચ મેં કદી જોયો નથી.

હસીના

અમે તમારી સેવા કરવા હાજર છીએ.

# અનુભવ વિનાનાં

[ અનુસંધાન પૃષ્ઠ ૪૬ થી ]

"હા હા, ગૈનેજ પેલી ટપાલ લાવ. ચેરથી કે કાગળ છે કે?" શ્રી દેવીએ તેને કાગળો આપ્યા. ને ધીરધીરે ફેંકતા તેણે વિનોદ કર્યો. "જો, આજે હું નાપાસ થયો તેના માનમા ફરવા જઈશું ને " પણ વાક્ય પુરુ કરે તે પહેલા તેની દૃષ્ટિ કાગળ પર પડી ને તે ચમક્યો વાંચનાવાંચતા તો તેના હાથ ધ્રૂજ્યા. "સીરી! પિતાજીનુ હૃદય અટકી પડ્યુ ને તે... ."

શ્રી દેવી ગભરાઈ. "શું?" તેણે પુછ્યુ સુષેણના હાથમાંથી પત્ર પડી ગયો ને તેણે ગભરાઈને માથે બે હાથ મુક્યા. શ્રીદેવી ગભરાટમા તેને વળગી પડી "સુરી! સુરી! ઓવને શુ થયુ?" તેણે બહાવરા જેવુ આમ તેમ જોયુ ને રડી દીધું "ઓરે! કોઈ આવોરે. સુરી! ઓ વહાલા! ઓવને શુ થયુ!"

શ્રીદેવીની બુમો સાંભળી પાસેની ઓરડીમાંથી પદ્મા અને તેના માતપિતા દોડી આવ્યાં પદ્માની માતા મોતીબાઈએ સૌથી પહેલાં શ્રીદેવીને પુછ્યુ "શુ થયુ: સીરી! સુષેણભાઈને કે' થયુ કે?"

સુષેણ એકદમ સ્વસ્થ થયો ને સીરીને દૂર કરી ને તેણેજ જરા તોછડાઈથી મોતીબાઈના પ્રશ્નનો ઉત્તર આપ્યો.

"કે નહીં, મારા પિતાજી ગુજરી ગયા." ને સીરી તરફ ફર્યો ને ચીડવાએલા અવાજે કહ્યું: "સીરી! આશું જરા સ્વસ્થ થા આવડા મોટા ઘાંટા શા!"

શ્રીદેવી સુષેણભાઈને રડતી અટકી ગઈ ને સુષેણના સામે જોયુ. પદ્માના અવહાર બુદ્ધિ વાળા પિતા તેની વહારે ધાયા

"ધીરો પડ, ભાઈ! બાળક છે. એ તો એમજ હોય પણ બહુ માઠુ થયું શાંતિલાલ જેવા માણસ તો કોઈ થવાના નથી પરમેશ્વરના માનુષ માણસ હોય. ભાઈ! એ ગયા ને આપણે જવાનુ છે દુનીઆ એમજ ચાલે છે જેવી પ્રભુની મરજી"

સુષેણ કંઈ બોલ્યા વિનાજ ઉભો રહ્યો. પદ્માએ શ્રીદેવીને કહ્યુ "ચાલો, બહેન! નહાવા ફરી તે સુષેણ તરફ ફરી. "ભાઈ, તમારે માટે પાણી મુકું?"

"હા, બહેન"

"હમણાજ મોકલાવુ છું બા! ચાલ" કહી શ્રીદેવીને લઈ તેના માતપિતા સાથે ને ગઈ સુષેણે જરા કચવાટથી જતી શ્રીદેવીને નીહાળી

"સીરી! તુ સદાએ આવી રહેશે?" ને મનમાં બબડયો "હું બાળક મટી પુરો થયો, પણ તારું બાળકપણું તો એમને એમજ રહ્યુ. તુ નથી સમજતી મારા સુખદુ:ખ કે નથી સમજતી મારી ભાવનાઓ મારી વાંછનાઓ ને કદાપિ તારાથી પરખાતી નથી આપણુ શુ થશે?

"પણ પિતાજીના માઠા સમાચારની આ ઘડીએ આવા સ્વાર્થી વિચાર શા? હવે ભણવાને તો છેલ્લી સલામ, ને શાંતિને પણ જીવન સમાગમમાં હવે તો ભુલવાનું મારા સ્વપ્નો! પ્રિયતમ સ્વપ્નો! હવે ભાવીને મને ચેતતાં નથી હવે તો આ બાહુના જોરથી બધાને ઉભા રાખવા છે."

મારી આશાઓને ભાવનાઓમાં ભાગ લે એવી સીરી થાય એવું જોવાની મને હોંસ થાય છે. તમે શું જાણો કે પુરુષને મન એવી વસ્તુની શી કીંમત છે? પણ એ ઉણપ એને જેટલી સાલે છે તેટલી બીજી કશી સાલતી નથી." આવેશમાં ને આવેશમાં સુષેણે બધુંજ કહેવા માંડયું.

પદ્માને સુષેણનું કહેવું પુરેપુરું સમજાયું નહીં. એવું સમજવાની એની શક્તિજ નહોતી. પણ સ્ત્રીની સ્વાભાવિક પ્રેરણા બુદ્ધિને બળે એને એટલું તો લાગ્યું કે સુષેણને આશ્વાસનની જરુર છે, પણ આશ્વાસન કેમ આપવું તે તેને સુઝયું નહીં. "ભાઇ! આમ શોક કર્યે શું વળે? પણ જોજો તો ખરા, સીરી બહેન એવાં હોંશીઆર થઈ જશે." એણે સરલ ભાવે માત્ર એટલુંજ કહ્યું.

સુષેણ ખિન્ન થયો. એને લાગ્યું કે પદ્મા એને સમજી શકી નથી, પણ એ એની દયા ખાય છે એ પણ એ જોઇ શકયો. "આશ્વાસન આપવાની જરુર નથી. એ નહીં હોંશીઆર થાય તો એ જેવી છે તેવીએ મારે મન તો કીંમતી છે. એ મારી સીરી ને હું એનો સુષુ તો સદા રહેવાનાજ. પણ......"

સુષેણનું વાકય અધુરુંજ રહ્યું. કોઇ ઉતાવળું આવી બારણામાં દાખલ થયું.

"સુષેણ કુમાર તમારું નામ કે? તમારી પત્ની શ્રીદેવીને ટ્રામ ને ગાડી વચ્ચે આવવાથી અકસ્માત થયો છે. એની સાથે કોઇ બાળક એને મુકવા આવતો હતો એના કહેવા પરથી તમારું નામ જાણી તમને કહેવા આવ્યો છું." પુરો શ્વાસ પણ ખાધા વિના આવનાર માણસે સમાચાર કહ્યા. કોઇ બીચારો ભલો માણસ મધુર સીરીનું દુઃખ જોઇ પરોપકાર કરવા પ્રેરાયો હતો.

સુષેણ જડ જેવો આવનાર મનુષ્ય તરફ જોઇ રહ્યો. કેટલીક વાર સુધી તો એણે શું કહ્યું તેજ એને સમજાયું નહીં. પણ થોડી વારે 'સીરીને અકસ્માત્ થયો છે' એવો કંઈ અસ્પષ્ટ અર્થ તેના મગજમાં ઉતર્યો અને તેણે એકદમ દોટ મુકી. આવનાર માણસ પણ તેની પાછળજ દોડયો. પદ્મા શું થયું તેના વિચારમાં બહાવરી જેવી બારણા તરફ જોઇ રહી અને જરા ભાન આવતાં પોતાનાં માતપિતાને ખબર આપવા એ પણ પોતાની ઓરડી ભણી દોડી.

૭

શ્રીદેવીને થએલો અકસ્માત્ ઘણો ગંભીર નહતો પણ તેથી તેના નબળા હૃદય પર ઘણી અસર થઇ. ચિંતાને લીધે કેટલાએ દિવસથી તેનું શરીર નબળું પડવા તો માંડયુંજ હતું. તેમા આ નિમિત્ત મળ્યું. પરિણામે એનો મંદવાડ ધાર્યા કરતાં ઘણો લંબાયો. ડાકટરને મન તો ક્ષય રોગ થશે એવી પણ બીક લાગતી હતી.

શ્રીદેવીની માંદગીમાં સુષેણ વારંવાર નોકરી પરથી ગેરહાજર રહેતો. મંદવાડે એનો બધો અસંતોષ ભુલાવી દીધો હતો. એના બધા વિચારો હવામાં ઉડી ગયા હતા. એ પાછો કુમસના દરીઆ કીનારે હતો તેવો પ્રણયી બાલક સુષેણ થઇ રહ્યો હતો. માત્ર તે દિવસે સાધન કે પૈસાનો વિચાર એને કરવાનો નહતો. આજે જાતે કમાઇ ન લાવે ત્યાંસુધી દરેક વસ્તુને માટે એને વાટ જોવી પડતી.

નાની સરખી ઓરડીના એક ખૂણામાં શ્રીદેવીની પથારી પાથરી હતી સુરેખ તેના ૧૨ વરસ નમી ચમચીથી તેને દૂધ પાતો હતો. સંધ્યા અને રાત્રિના સંધિકાળને લીધે ઓરડામાં ઝાંખું અંધારા જેવું અજવાળું લાગતું ને તેથી બન્નેના મુખ પણ ઝાંખાં-ઝાંખાં દેખાતાં.

શ્રીદેવીને દૂધ પાઇ સુરેખે ધીરેથી તેનું મોં લૂછ્યું. શ્રીદેવીએ તવાએનો એક હાથ સુરેખના પગ પર મૂક્યો ને પૂછ્યું 'શું વહાલા! ઘણો થાકી ગયો લાગે છે આજે ક્યાં ગયો હતો?"

"ચેના મારા શેઠનો કાગળ આવ્યો હતો ને તેને મળી આવ્યો "

"શું કહ્યું એમણે?" સુરેખના મુખ પર નજર ફેરવતા શ્રીદેવીએ પૂછ્યું

કહે કે "તમે હમણાં વારંવાર ગેરહાજર રહો છો તે અમને પરવડતું નથી તમારો આ માસનો પગાર તમને આજે આપવામાં આવે છે તમારી નોકરીની હવે અમને જરૂર નથી."

"હાય હાય, ત્યારે હવે શું થશે!"

સુરેખે તેનું માથું પંપાળ્યું "હું બીજી શોધી કાઢીશ તું ગભરાય છે શાની! તું જરા જલ્દી સારી થઇ જાને"

સુરેખે હીંમતથી કહ્યું તો ખરું પણ તેના મુખ પર જરા ગ્લાનિના પથરાયા વિના રહી નહીં પણ શ્રીદેવીએ અંધારામાં એ ફેરફાર જોયો નહીં.

"તે બીજી તરત મળશે?" તેણે આતુરતાથી પૂછ્યું.

"અરે! હું શોધવા જાઉં તેટલીજ વાર" પાછળથી પદ્મા આવી ને તેણે તેને આ ઢોંગ કરવાની જરૂરીઆતમાંથી બચાવ્યો "કેમ શ્રીબ્હેન! કેમ છે અત્યારે? ને આટલું અંધારું શું! દીવો કરું?"

"ના ના, રહેવા દો આ અંધારું જ ઘણું મધુરું લાગે છે." સુરેખે કહ્યું

પદ્મા શ્રીદેવીની પથારી પાસે બેઠી ને ધીરે-ધીરે એના પગ પર હાથ ફેરવવા માંડ્યો વાત કરવાથી થાકી ગએલી શ્રીદેવી તરત ઉંઘમાં પડી

તે દિવસની વાત પછી સુરેખ અને પદ્મા વચ્ચે વાત કરવાની છૂટ થઇ હતી અને તેમાં શ્રીદેવીના મંદવાડે બન્નેને વધારે નિકટ આણ્યા હતા સુરેખ પોતાની બધી મુશ્કેલીની વાત પદ્માને કહેતો ને પદ્મા સહાનુભૂતિ દર્શાવી તેનો ભાર હળવો કરવા પ્રયત્ન કરતી

શ્રીદેવીને ઉંઘમાં પડેલી જોઇ પદ્માએ ધીરે અવાજે પૂછ્યું "ભાઇ' શું થયું?'

"શું થાય? સ્નાનના સમાચાર' તેના સ્વરમાં નિરાશા હતી

"પણ કહો તો ખરા"

"પહેલાં તો ડાક્ટરને ત્યાં ગયો એને પૂછ્યું કે 'એક નાના અકસ્માતમાંથી આમ એને મહિનાથી ગોરી રીબાય છે તેનું કંઈ કારણ હશે કે નહીં?"

"એણે શું કહ્યું?"

"એ કહે કે "જુઓ ભાઇ! આમ અધીરા થાઓ તો નહીં બને. તમારી પત્નીનું હૃદય મૂળથીજ નબળું હતું, અને આ અકસ્માત-માં ત્યાંજ વધારે દબાણ આવ્યું છે. જરાક ક્ષયરોગની અસર પણ લાગે છે"

"હાય હાય.'

ને કહે કે "ડાક્ટરો કંઈ પ્રભુ નથી. સારવાર કરો. સારું થઇ જશે" સુરેખનો અવાજ ધ્રુજતો

થોડી વાર કોઇ બોલ્યું નહીં.

"પછી?" પદ્માએ પાછું પુછ્યું.

"પછી મારા જુના શેઠને ત્યાં ગયો. ત્યાંથી રજા તો મને ગયે મહીનેજ મળી હતી. આજે જોયું તો મારી જગા પુરાઇ પણ ગઇ."

"ત્યારે હવે?"

"થઇ રહેશે." સુષેણે ખીન્નતાથી કહ્યું. "આવતાંઆવતાં એક મારવાડીની દુકાને ગયો ને મેં પેલું સીરીની વર્ષગાંઠને દિવસે એને મારે જે શીશફુલ આણ્યું હતું તે ગીરો મુક્યુ." એનો અવાજ ગુંગળાયો. આંખમા બે ટીપા રોકવા છતાં આવ્યા વિના રહ્યાં નહીં, તે તેણે છાનામાના લુછી નાખ્યાં. જરા વાર રહીને પાછું એણે ઉમેર્યું, "ઘેર બાને પણ પૈસા મોકલવાના છે."

પદ્માની આંખમાં પણ અશ્રુ છલકાયાં. પણ તે તેણે છાનામાનાં પાલવની લુછી નાખ્યાં. શ્રીદેવી ઝબકીને જાગી.

"અરે, સુપી! કયાં ગયા?"

સુષેણે તેના હાથ હાથમાં લીધો. "આ રહ્યો, સીરી! કૈં જોઇએ?"

"જરા પાણી આપતો. કેટલું અંધારું? મને એક સ્વપ્નું આવ્યું."

પદ્મા દીવો કરવા ઉઠી. સુષેણે પાણી પાતાં પુછ્યું: "શું?"

"જાણે કે મને કોઇ પકડીને લઇ જતું હોય! તું નહોતો. મેં ઘણાએ કાલાવાલા કીધા, બળ પણ અજમાવ્યું, પણ એણે તો મને લઇજ જવા માંડી. પણ એટલામાં તું બહારથી આવ્યો ને હું તને જોરથી વળગી પડી ને મારી આંખ ઉઘડી ગઇ." શ્રીદેવીએ જોરથી સુષેણના પગ પકડયા. "ઓ સુપુ! મને કોઇને લઇ જવા દેતો નહીં."

"કોની મગદુર કે તને મારી પાસેથી લઇ જાય! હું તારી ખબર રાખનારો બેઠો છું તે ખબર છે?" સુષેણે તેના ધડકતા હૃદયને દબાવ્યું.

શ્રીદેવીએ તેના પગને વધારે જોરથી પકડયા ને ધીરેધીરે ફરી ઉંઘમાં પડી. સુષેણ તેના સામે એકી ટશે જોઇ રહ્યો.

"ભાઇ! કૈં ખાશો?" પદ્માએ સંભાર્યું.

"હમણાં ભુખ નથી. ટેબલ પર જે કૈં હોય તે મુકો. ભુખ લાગશે તો ખાઇ લઇશ."

"આમ કેમ ચાલશે? તમે માંદા પડશો તો શ્રીબહેનની ચાકરી કોણ કરશે?"

"ના, હમણાં તો નહીંજ. હું જરૂર પછી ખાઇશ તમે જાઓ, હવે મોડું થાય છે.

પદ્માએ ટેબલપર ખાવાનું ઢાંક્યું અને ફરી ખાઇ લેવાનું કહી તે ગઇ. સુષેણ કયાંસુધી એમને એમ બેસી રહ્યો. ને પછી થાક અને દુઃખથી એની ડોકી ઝુકી પડી. સીરીના પગ આગળ માથું મુકી દુઃખીઆઓને આવે છે તેવી અસ્વસ્થ નિદ્રામાં તે પડયો.

૮

દિવસો પર દિવસો જતા ગયા ને શ્રીદેવીનો મંદવાડ પણ વધતોજ ગયો. સુષેણ આખો દિવસ એની પાસે બેસી રહેતો ને શ્રીદેવીએ એને પળ ન જોતી તો વીલી થઇ જતી.

પણ પૈસા વગર આ દશા કયાં સુધી ચાલે? સુષેણને નોકરી પરથી રજા તો મળી ચુકી હતી. પૈસા ખુટતા ગયા તેમતેમ ઘરમાં વસાવેલી કીંમતી વસ્તુઓ એકેએકે વેચાવા માંડી. શ્રીદેવીની આંખે ફેરફાર ન દેખાય તેટલા પુરતી બહાર દેખાતી વસ્તુઓજ બાકી રહી. છેલ્લા પ્રસંગે તો લગ્ન પ્રસંગે શ્રીદેવીને આપેલી વીંટી પણ ઘણાં

રામાયણ વાંચતો ભૈયો બેઠો હતો. પગરવ સાંભળી તેણે પુસ્તકમાંથી દૃષ્ટિ ઉંચી કરી.

ભૈયો આ ભીખારી જેવા માણુસ તરફ જરા શંકાશીલ નજરે જોઇ રહ્યો. સુષેણનાં કપડાં મેલાં અને ફાટેલાં હતાં. એના મુખ પર ગાંડા માણુસમાં ખપાય તેટલી નિરાશા હતી. એનાં તેજહીન ચક્ષુઓ વિચિત્ર રીતે આમતેમ ફરતાં. ભૈયાએ જરા કડકાઇથી પુછ્યું: "કૌન હૈ! કીસકા કામ હૈ?"

પહેલાં કદીએ પરિચિત નહીં એવી નમ્રતા-પુર્વક સુષેણે જવાબ આપ્યો; "ભૈયાજી! શેઠ હૈ? મીલેંગે?"

"તુમ કૌન હો? કાયકે લીએ ઇધર આયા હો?"

સુષેણ ગુંચવાયો. એને શું જવાબ દેવો એ સુઝયું નહી. "શેઠકુ મીલનેકા હૈ."

ભૈયો જરાવાર એના સામે જોઇ રહ્યો એનામાં કૈં એવું દયાજનક લાગ્યું કે એ પીગળ્યો. ને કહ્યું: "બૈઠકખાનામેં બૈઠે હૈ. એ રાસ્તેસે જાઓ."

૯

શેઠ ભગવાનદાસ દીવાનખાનામાં ગાદી-તકીઆ પર અઢેલીને મહેતાજી પાસેથી હીસાબ સાંભળતા હતા. શેઠ દેખાવમાં આધેડ હતા અને તરતજ પુજામાંથી ઉઠી આવ્યા હોય તેમ શાલ ઓઢી બેઠા હતા. કપાળમાં ભસ્મની રેખા દેખાતી. એમના મુખ પર ભલમનસાઇ અને સૌજન્ય બંને દેખાતાં. સુષેણ અકળાતો, ગભરાતો તેમની પાસે આવી ઉભો.

શેઠે આશ્ચર્યથી તેની સામે જોયું. "કેમ ભાઇ! કોણ છો તમે?"

સુષેણ આવતાં આવ્યો તો ખરો પણ તેના ગળામાંથી શબ્દો બહાર નીકળ્યા નહીં. તે અવાચક ઉભોજ રહ્યો. શેઠે વધારે આશ્ચર્યથી તેનો તેજ પ્રશ્ન ફરી પુછ્યો: "ભાઇ! કોણ છો? ક્યાંથી આવો છો?"

અત્યંત વેદનાથી સુષેણનો અવાજ ખોખરો થઇ ગયો. તેણે કહ્યું: "શેઠ! હું એક ભીખારી છું."

"તમે ભીખારી જેવા દેખાતા નથી," શેઠે તેની સામે ધારીધારીને જોતાં કહ્યું. "કોઇ સારા માણુસનું ફરજંદ લાગો છો. બોલો શું કામ છે?"

આંખમાં આવેલાં આંસુ સુષેણે મહા પરાણે રોક્યાં. "શેઠ! હું એક ભીખારીજ છું. ને તમારી પાસે ભીખ માગવા આવ્યો છું. મારા બાપ મરી ગયા, બૈરી બહુ માંદી છે ને મારી પાસે એક કોડી પણ નથી. ડાકટર એને હવા ફેર લઇ જવાનું કહે છે. હું નોકરીએ ચઢીને તમારા પૈસા વાળી આપીશ, પણ હમણાં એક પાંચસો રુપીઆ આપવાની કૃપા મારા પર કરો." ઉતાવળે શ્વાસે શેઠની સામે જોયા વિના સુષેણ બધું બોલી ગયો ને નીચું જોઇ રહ્યો.

શેઠ થોડી વાર તેના સામું જોઇ રહ્યા. એમની દયાનો લાભ ઘણી વાર એવી રીતે લેવાયો હતો કે 'રખેને કોઇ કુપાત્ર જન હોય' એવી ધાસ્તી એમને આવા પ્રસંગોમાં લાગ્યાજ કરતી. "ભાઇ! હું તમને ઓળખતો નથી, પારખતો નથી ને તમે આવીને એકદમ 'મારી બૈરી માંદી છે માટે મારે પાંચસો રુપીઆ જોઇએ છે' એમ કહો છો તે મારે આપી દેવા? તમે સારા માણુસ હશો; એવા દેખાઓ છો, પણ એવા સારા માણુસના દેખાવવાળા મારે ત્યાં રોજ કેટલાએ જણ આવે છે. મારે કેમ ઓળખવું તે કહેશો!"

વિચાર આવતાંની સાથેજ પોતે ભીખ કેમ માગી હતી તે સાંભર્યું. ને તેને પેલા બાર આના યાદ આવ્યા. ગજવામાંથી એણે બાર આના હાથમાં કાઢ્યા ને તેને ધારી-ધારીને જોયા. "માત્ર આ બાર આનાજ બાકી રહ્યા છે, સીરીની દવા લાવવાની છે. એને માટે ફળ ને દુધ પણ લઇ જવાનાં છે. ને ...મારા પેટમાંએ ભુખ લાગી છે, ને તે સૌ આ બાર આના ઉપરજ." તે જરા ફીકકું હસ્યો ને બાર આના ગજવામાં પાછા સંભાળીને મુકી દીધા.

ફરી વિચાર આવ્યો "ડાકટર શ્રીને દવા ફેર લઇ જવાનું કહે છે, ને નહી તો."......એની આંખમાં એક અશ્રુબિંદુ ચમક્યું. પણ તેમ કરવાની મારી શક્તિ નથી. સારુંજ છે કે હવે મારે માટે પણ કે સાધન બાકી રહ્યું નથી. સીરી માંદી થઇને મરી જશે, હું વગર માંદગીએ મરી જઇશ. મરવામાંએ અમે બંને સાથેજ થઇશું." ડોકી બાંકડા પર નાખી તેણે ઉંચે આકાશ તરફ જોયું.

"બીચારાં બા ને બહેન શું કરશે? અત્યારે હું જીવતો છું તોએ એમને હું કયાં પોષી શકું છું? બહેન પરણી જશે ને બા......મામા છે ને......મરવાની અણીએ આ બધાની ફીકર મારે કરવીજ જોઇએ?" જરા વાર સુધી આંખો મીંચી શૂન્ય મને તે પડી રહ્યો. ને મરણ પહેલાં વધારે સુંદર લાગતો ભૂતકાલ તેની દૃષ્ટિ આગળ ખડો થયો.

"ઓ સીરી! હું તને બચાવી શકતો નથી. દેવડી! કેટલી હોંસભેર આપણે પરણ્યાં! અને પરણ્યા પછીનું પ્રથમ વર્ષ કેવા અપૂર્વ સુખમાં આપણે ગાળ્યું! પછી આપણે જરા બગડી ગયાં; ના, આપણે નહીં પણ હું બગડી ગયો. મને અસંતોષ થવા માંડયો. મહત્વાકાંક્ષાઓના પ્રવાહમાં હું તણાયો. કાર્યદક્ષ અને ચતુર ગૃહિણીનો મને મોહ થયો. એકલી સ્નેહસૃષ્ટિ આ બધી ઉણપો પુરાય નહીં ત્યાં સુધી અધુરી લાગી. મારી બાલપણની સખી આ વિકાસ સાધવામાં મદદ નહોતી કરતી એવો મને ભ્રમ થયો. આવા વિચારોથી આવતી ખિન્નતા મારાથી કાઢી શકાઇ નહીં. ને એ ખિન્નતાએ તને કરમાવી મુકી. પરિણામે આજે તને ગુમાવવા બેઠો છું. અકસ્માતનું તો નામ બાકી તારું હૃદય નબળું પડવાનુ ખરું કારણ તો એજ." સુંદરની આંખોમાંથી બોરબોર જેવડાં આંસુ ટપકયાં. "સીરી! મારી દેવી! મને માફ કરજે. તારા પરની પ્રીતિ તો કદી ઓછી થઇજ નહોતી. પણ એ પ્રીતિના બળેજ હું મારાથી કશામાંએ દૂર કે ભિન્ન હોય તે મારાથી ખમાતું નહીં. પણ હવે એ ભુલ સુધારવાનો વખત રહ્યો નથી." આ વિચાર પરંપરા કયાં સુધી આમને આમ ચાલ્યાંજ કરી અને ભૂતકાલની દરેક વાત સંભારી સંભારીને સુંદર ખુબ રડયો, એક બાળકની માફક રડયો. ઘણા દિવસના બાંધેલા બંધ આજ અચાનક તુટયા, અને તે તુટતાં એના દુઃખના સાગરે મર્યાદા છોડી અને એને વીંટાતા ચારે તરફ ફરી વળ્યા.

ઘણા વારે છેવટે એને ભાન આવ્યું. શોકનું બધું જોમ ઉતરી જતાં એને પાછી પોતાની મુળ સ્થિતિ સાંભરી. ને તેની સાથે ઘર સાંભર્યું; શ્રીદેવી સાંભરી અને પોતે કેટલો વખત ગુમાવ્યો હતો તે યાદ આવતાં તે ચમકયો. "અરરર, કેટલું મોડું થયું? સીરી કયારની વાટ જોતી હશે ને હું આમ અહીં

"પદ્મા બહેન! હું એમને કેટલા દુઃખી કરું છું?"

"કોને સુષેણભાઇને? એ તમને રૂઆડવાને આટલું કરે છે ને તમને આવું કહેતાં શરમ નથી આવતી?" પદ્મા જરા ખીજવાયાનો ડોળ કરી બોલી. ને શ્રીદેવીની પાસે આવીને બેઠી. શ્રીદેવી પદ્માના હાથને વળગી પડી ને એના સામે ધારી ધારીને જોયું. "બહેન! ફરી એવું નહીં બોલું, પણ મને ખરેખર કહો. એ મને-આવી મુખીને ચહાતા હશે?"

"તમને આજે થયું છે શું? હજુ સુષેણભાઇ તમને ચાહે છે કે નહીં તેની તમારે ખાત્રી જોઇએ છે? તમારા વિના તો એ મરી જાય! ખબર છે?"

શ્રીદેવીના મુખ પર આનંદ પથરાઇ રહ્યો. થોડી વાર તે એમને એમજ પડી રહી. "બહેન! મારું માથું હોળી આપશો? કેટલા દિવસથી એમને એમજ રહ્યું છે."

પદ્મા કાંસકી લાવી ને શ્રીદેવીનુ માથું હોળવા માંડ્યુ. "હું પાડું છું તેવીજ સેંથી પાડજો. એમને એવીજ ગમે છે. એક દહાડો એમણેજ મને એવી સેંથી પાડતાં શીખવ્યું. ને પછી મારું મુખ પકડીને કહ્યું કે...... પણ તમે વળી મને શરમ વગરની ને વરઘેલી કહેશો; જરા આરસી ધરો તો. હું જોઉં, કેવી લાગે છે તે."

શ્રીદેવીએ આરસીમાં જોયુ ને એનું મુખ ગંભીર થઇ ગયુ. "અરરર, મારું મુખ તો સુકાઇને કદરૂપું થઇ ગયું છે. એમને તો ગમશે પણ નહીં." ધારીધારીને એણે આરસીમાં જોવા માંડયું. ને ચિંતાથી પુછ્યુંઃ "હેં પદ્મા બહેન! ખરેખર એમને નહીં ગમે કે?"

પદ્માની આંખમાંથી છાનું માનું એક આંસુ સર્યું. "જો તમે આવુંઆવું કરશો તો હું તમારી પાસે બેસવાનીજ નથી."

"ના ના, બહેન! હવે નહીં બોલું. મને જરા મોં ધોઇ કપડાં બદલાવો. આજ તો સુધી મને બદલાઇ ગએલીજ જોશે."

પદ્માએ એના કહ્યા પ્રમાણે બધું કર્યું. એનું શરીર વાદળીથી સાફ કર્યું. એને કપડાં બદલાવ્યાં, કપાળમાં ચાંદલો કર્યો. શ્રીદેવી થાકી તો પણ એને સરસ લાગ્યુ.

"શ્રીબહેન! આજ તમે એવાં રૂપાળાં લાગો છો કે હું છોકરો હોત તોતો તમનેજ પરણુત." પદ્મા હસી.

"ના બા, હું તો મારા સુધીનેજ પરણુત."

સુષેણે આ છેલ્લા શબ્દો પુરા બોલાય તે પહેલાં બારણામાં પ્રવેશ કર્યો. એણે છેલ્લા શબ્દો સાંભળ્યા ને તે જરા હસ્યો. મુખ પરની બધી નિરાશા સંતાડવાનો એક મહાભારત પ્રયત્ન તેણે કર્યો. તેના હાથમાં પાંચ છ નારંગી, સંતરાં ને દવાની શીશી હતાં. એક ખુણામાં શરમાતો હોય તેમ તે મુકી દઇ શ્રીદેવી પાસે તે ગયો.

પદ્માએ સુષેણના મુખ પરનો બધો ફેરફાર જોયો ને તેનું હૃદય ચીરાઇ ગયું. તેને એની સ્થિતિની લગભગ તો ખબર હતી. સુષેણના અભિમાની સ્વભાવે તેને છેક પુરું થયું છે એવું કહેતાં અટકાવ્યો હતો. પણ પદ્માને કલ્પતાં વાર લાગી નહીં.

સુષેણે નીચા વળી શ્રીદેવીના માથા પર હાથ ફેરવ્યો. "શ્રી! કેમ છે? આજ તો તું સરસ લાગે છે. ને હું થોડાં ફળ લાવ્યો છું. કે ખાશે?"

શબ્દો બોલતાં તો બોલાયા પણ એને પોતાની સ્થિતિનું ભાન તેજ ક્ષણે તીવ્રરૂપે થયું. પણ એ ભાન થતાંની સાથે કૈં ભયંકર નિશ્ચયની રેખાઓ એના મુખ પર સ્ફુરી. સીરીનો હાથ તેણે હાથમાં લીધો ને અડધું મોટેથી અડધું મનમાં તે બબડયો. "શા સારું સીરી મરી જાય? ને હું સાધનહીન નિર્બલ જનની માફક એને મરતી જોયા કરું? માણસનો જીવ જતો હોય તોપણ સમાજના કાયદા તોડાય નહીં? ના, આજે તો હું તોડવાનો."

શ્રીદેવી સુષેણની સ્થિતિ જોઇ ગભરાઇ ને પથારીમાં બેઠી થવા ગઇ. પણ નિર્બળતાને લીધે આંખે અંધારાં આવ્યાં ને ફરી પથારીમાં પડી. સુષેણે તે જોયું ને તેના બધા વિચારો હવામાં ઉડી ગયા. ગભરાતાં ગભરાતાં એણે શ્રીદેવીના સુક્કા શરીરને હાથમાં લીધું ને દયાજનક સ્વરે બુમ પાડી: "દેવડી! દેવડી! વહાલી તને શું થયું? હું મુઓ અકળાઇને બોલતો. સીરી! વહાલી!

બારણામાં પદ્મા હાથમાં ખાવાનું લઇને આવી. સુષેણની બુમ સાંભળી તે ગભરાઇ અને ખાવાનું વચ્ચેજ મુકી એકદમ દોડતી આવી. દુઃખ અને ભુખથી સુષેણને પણ તમ્મર આવતા હતા. એ અને એના હાથમાંની સીરી બંને હમણાં પડશે એમ લાગતું હતું. પદ્માએ એના હાથમાંથી શ્રીદેવીને લઇ પથારીમાં સુવાડી અને સુષેણની આંખો દાબી પાસે પડેલું કોલનવોટર હાથમાં લઇ એને ને સીરીને સુંઘાડયું. થોડી વારે બંને શુદ્ધિમાં આવ્યાં. સુષેણ ઉઠીને ઉભો થવા ગયો.

"બાપ! હમણાં બેસીજ રહો ત્યાંને ત્યાં ને હું ખાવાનું લાવીશ તેમાંથી જે ભાવે તે ખાઇ લ્યો. હું શ્રીબહેનને સંભાળું છું." પદ્માએ આજ્ઞાદર્શક સ્વરે કહ્યું. તેણે ખાવાનું લાવી સુષેણ પાસે મુકયું અને તે શ્રીદેવી પાસે જઇ બેઠી.

## ૧૨

ભુખ એ એવી વસ્તુ છે કે ગમે તેવા માણસનાં માન મુકાવે છે. ગમે તેવા દુઃખમાં માણસ એને ભુલી શકતો નથી. ગમે તેવા ભાવનાના ગગનમાં એની આજ્ઞા થયા પછી એક પળવાર ટકાતું નથી.

સુષેણે પાસે પડેલું ખાવાનું જોયું. એક પળવાર તો એ બધું ભુલી ગયો. ને પોતે ખાય છે એવું જ્ઞાન થતાં પહેલાં એણે ખાવા માંડયું.

બે દિવસથી એણે સહેજસાજ કાચું કોરું ખાઇને ચલાવ્યું હતું. આજ સવારનું તો એણે કંઇ ખાધુંજ નહોતું. કેટલા કલાક સુધી તો એણે દિશા ને કાલને સંભાર્યા વગર રખડયાંજ કર્યું હતું. અત્યારે ભુખથી એની આંખે અંધારાં આવતાં હતાં. થાકથી એનાં અંગ કળતાં હતાં. દુઃખે એને મરણીઓ બનાવ્યો હતો. નિરાશા એના અંગેઅંગમાં પ્રસરી ગઇ હતી. કાલ સવાર તો આથીએ ખરાબ પડવાની હતી. ચોદિશ એને અંધકાર પ્રસરી રહેલો લાગતો હતો. ને એ અંધકારને વીંધવા એ ફાંફાં મારતો હતો.

એને ચોરી કરવાનું મન થયું. એક નહીં પણ અનેક વખત. સીરીના છેલ્લા શબ્દો વખતે તો એણે એમ કરવાનો નિશ્ચય પણ કર્યો. એને સમાજના કાયદા તોડીને ફેંકી દેવાનું મન થયું.

પણ આ જાતનું બહારવટું કરવાનું તેના સ્વભાવમાંજ ન હતું. સમાજે એવું

કેએ બગાડ્યું ન હતું. ઉલટું એજ સમાજમાંથી એને સીરી જેવી સ્નેહાળ પત્ની મળી હૃદયને ઉત્તેજીત કરે એવી કેળવણી મળી સબંધીઓનો સ્નેહ મળ્યો એ જ્યાં ગયો ત્યાં એને માયા અને મમતા મળ્યા એણે સહાએ આવકાર ને આદરજ જોયા. શા કારણે એ સમાજ ઉપર એને ક્રોધ આવે?

અને જે અભિમાની સ્વભાવ દાન માગતી વખતે આડો ન આવ્યો, ધનાથ તે ચોરી કરે? જે સમાજે એને આદર આપ્યો હતો તેના કાયદાને માટે એને પણ આદર હતો ને કાયદા ન હોય તો પણ સુરેશ ચોર બને? એ બનેજ કેમ? ને ચોરી કરવા માગે તોએ એ કયા કરે? કેમ કરે?

જે વિચારો એને પહેલાં નહોતા સૂઝયા તે બધા ચડી એકદમ ધસી આવ્યા ને સાથે હાથ દઈને એક ખુણામાં જઈને પડ્યો. શીરીની પાસે જવા જેટલી હીંમત પણ હમણાં તો તેનામાં નહોતી.

પદ્માએ નીચા વળી નેત્રણ વાર જોયું. અને શીરીને હવા પર એનું માથું દાબ્યું એને નણંદના તળાશવા. ધીરે ધીરે શીરી ઉંઘની લાગી ધીરે રહીને એ ઉઠી અને સુરેશ પાસે ગઈ; ખીસામાંથી મતાઉની પચાસ રૂપીઆની નોટો કાઢી. "ભાઈ!" તેણે બુમ પાડી. સુરેશ ચમકીને બેઠો થઈ ગયો પદ્માએ નોટો તેના પગ આગળ વગર બોલે મુકી.

સુરેશ તેના સામે ટગરટગર જોઈ રહ્યો. "બહેન! આ શું?" તેણે વિસ્મય પામીને થોડી વારે પુછ્યું

"બહેનની ભેટ."

"મારાથી એ કેમ લેવાય?"

"ભાઈ! ભાઈના સંકટ સમયે બહેન નહીં કામમાં આવે તો કોણ આવે?"

"પણ તમારા આ શું કહેશે?"

"આ તો મારા એકઠા કરેલા પૈસા છે" પદ્માએ જવાબ ઉડાવ્યો. એ મોટને કહ્યા વગરજ પોતાના એકઠા કરેલાં પૈસા આપવાને લઈ આવી હતી માત પિતાને પુછવા એ કે હા પાડે એવી આશા નહોતી

સુરેશ સમજ્યો પણ આ વખત બહુ આનાકાની કરવાનો નહતો આ કહાણીની વખતે પ્રભુએજ તેને પૈસા મોકલી આપ્યા હોય એમ લાગ્યું પોતે કમાશે ત્યારે આ પૈસા પાછા આપવાની એને આશા હતી તેણે એક આભારદર્શક દૃષ્ટિ નાખી એ પૈસા લીધા "બહેન! હું નોકરીએ લાગીશ ત્યારે તરત પાછા આપી દઈશ" પદ્મા ત્યાંથી પણ બોલ્યા વિના ઉઠી શીરીના ખાટલા પાસ જઈ બેઠી

૧૩

દુનિયામાં માણસની નિરાશા બહુ વાર ટકતી નથી આશાનું એક કિરણ પણ તેને આધાર આપવા બસ હોય છે

પચાસ રૂપીઆ પાસે આવ્યા એટલે સુરેશના તન અને મન બંનેમાં જોર આવ્યું. આ પચાસ રૂપીઆ ખાલી થાય તેટલામાં તો ગમે તેમ કરીને પોતે નોકરી શોધી કાઢશે એવી તેને હીંમત આવી. ચાલીવાળાના ભાડાને વીસ રૂપીઆ ભાડા પેટે આપ્યા અને બાકીના રૂપીઆ લઈ બીજી સવારે શીરી માટે દવા ને ખાવાનું લાવવા ને નોકરીની શોધમાં તે નીકળ્યો.

તે ડાક્ટરને ત્યાં ગયો ઘણા દિવસે તેણે જરા ખુશ મીજાજમાં વાત કરી. દવા લીધી ને નોટ વટાવી પૈસા આપ્યા. પરચુરણ ખીસામાં મુકી નાખ્યું નોટો પાકીટમાં મુકી ને તેને ગજવામાં સંભાળીને મુક્યું, અને ત્યાંથી

લેવા ફળવાળાની દુકાને મુખમાંથી ધીમી-ધીમી સીસોટી વગાડતો તે જવા નીકળ્યો. ગજવામાં બાકી રહેલા સાડી ઓગણત્રીસ રુપીઆ પર એને આટલો આનંદ કેમ આવતો હશે તે તો પ્રભુ જાણે.

આજ કેટલે દિવસે તેણે આટલી સ્વસ્થતા અનુભવી હતી. ભુખે મરી જવું નહીં પડે એવી તેને ખાત્રી થઇ ગઇ હતી. રસ્તામાં ચાલતાં ચાલતાં પણ એ જમીન પર નહીં પણ હવામાં ઉડતો હોય એવું તેને લાગ્યું.

ફળવાળાની દુકાન આવી. સારામાં સારી જોઇને નારંગીઓ તેણે લીધી. કેટલે દિવસે સીરી આવી સરસ નારંગી ખાઇ શકશે એ વિચારે એનું દેયું હરખાયું. તેણે ગજવામાંથી પૈસા આપવા પાકીટ કાઢ્યું.

પણ અકર્માના પડીઆ હંમેશાં કાણા હોય છે. સુરેણ પાકીટમાંથી પૈસા કાઢવા ગયો પણ તે કાઢે તે પહેલાં ત્યાં રાહ જોઇને ઉભો રહેલો કોઇ ખીસાકાતરુ એના હાથમાંથી પાકીટ ઝુટવીને નાસી ગયો. સુરેણ બહાવરા જેવો તે જતા આકારને જોઇ રહ્યો. ને તેને શું થયું તેનું ભાન આવે તે પહેલાં તો તે ચોર ક્યાંનો ક્યાં અદ્રશ્ય થઇ ગયો. સુરેણે નારંગીઓ ત્યાંજ પડતી મુકી ને તેની પાછળ દોડ્યો. બે ચાર જણ જોડે અથડાયો, પણ કોઇની ફરીઆદ સાંભળવા ઉભો ન રહેતાં એણે દોટમાંજ કર્યું. છેવટે રસ્તામાં એક પોલીસે તેને અટકાવ્યો.

તેની આંખે અંધારાં આવ્યાં. તે રસ્તા વચ્ચેજ ત્યાંને ત્યાં બેસી ગયો. હવે તે શું કરે? ક્યાં જાય? કોની પાસે માગે? સીરીની ચાકરી શામાંથી કરે? પોતે શું ખાય? ઘેર રહતી માતાને શું મોકલાવે? ને પગારે પણ શું કહે? ને કહે ને કદાચ તે એમ માને કે વધારે પૈસા કઢાવવાનો આ રસ્તો છે તો શું? બધું થાય પણ પદ્મા એવું ધારે તે તો નજ ખમાય.

ને સીરી આગળ તે શું મેં લઇ જાય? "હવે રીબાઇ રીબાઇને અંતની વાટ જોવા કરતાં અત્યારેજ અંત આણ્યો હોય તો કેવું?"

તેને ગજવાના એક ખુણામાં નાખેલું પરચુરણ સાંભર્યું. તે ઉઠ્યો. પૈસા ગણી જોયા. આઠ આના થયા.

દુકાનદારને કંઈ બહાનું બતાવી તેણે એ આઠ આનાનું અફીણ ખરીદ્યું. ધ્રુજતે પગલે ને દબાતે હૈયે તે ઘેર આવ્યો. પણ તેણે નિશ્ચય કર્યો કે સીરીને તો છેક છેલ્લી ઘડી સુધી કંઇ જાણ પડવા દેવી નહી.

મૃત્યુનું બીહામણું રૂપ રસ્તામાં તેને હજાર વાર પાછળ આવતું દેખાયું. તેનું હૃદય ધ્રુજ્યું. પગ ધ્રુજ્યા. પણ ચાલીનો દાદર ચડતી વખતે તેણે મહા પ્રયત્ને એક પ્રકારની બહારની સ્વસ્થતા મેળવી.

"સુરી! વહેલો ક્યાંથી આવ્યો!" શ્રીદેવીએ જરા આશ્ચર્યથી પુછ્યું. નોકરીની શોધમાં સુરેણ આજ જવાનો હતો એવી તેને ખબર હતી.

"અત્યારે માથું દુખે છે. જરા મોડેથી પાછો જઇશ."

તે આવી શ્રીદેવી પાસે બેઠો. નીચ પાપના અનુભવનું તેનું હૃદય ડામાડોળ થઇ રહ્યું હતું. પોતે કરેલો નિશ્ચય પાર પાડશે કે કેમ તે વીશે હજુએ તેને શંકા થયા કરતી હતી.

મૃત્યુ દુર હોય ત્યારે નિરાશ ઘણેખરે માણસ તેને દરરોજ નિમંત્રે છે, પણ મોત પાસે આવતું જણાય ત્યારે ગમે તેવા હતાશ થએલામાંએ આશાના અંકુરો ફુટી નીકળવા માંડે છે. સુરેણનું હૃદય પણ હવેતો અજાણ

ે અઘરું નહીં લાગે પણ એકલું મરતાં તો જીવ નહીં ચાલે. આજ તો નહીંજ. સુધી! તું એવો વહાલો લાગે છે કે યમરાજા સાક્ષાત્ આવે તોપણ આજતો નાજ કહું." શ્રીદેવી કીલકીલાટ હસી. ઘણે દહાડે તે આવું હસી. આ હસવું છેલ્લીજ તારનું હતું એ વિચારે સુષેણનું અંતર વીંધાઇ ગયું.

તેણે પ્યાલા નીચે મુકયા ને છેલ્લીવાર ભેટી લેવા તે સીરીની પાસે બેઠો. "વહાલા! તુંજ મને પ્રસાદ પાને?" શ્રીદેવીએ લાડમાં કહ્યું.

સુષેણના આંખમાંથી બે આંસુ ટપકયાં. ને પ્યાલો કંપતા ગયો પણ તેનો હાથ ધ્રુજ્યો. તેણે મુખ ફેરવી દીધું. "વહાલી! સીરી!" તે કૈં બોલવા ગયો પણ તેનો અવાજ ગળામાંજ ચોંટી ગયો. ફરી મન કઠણ કરી તેણે પ્યાલો હાથમાં લીધો. શ્રી પોતાનાં સુખ પરના ભાવો પરખે માટે તેણે તેના ગાલ સાથે પોતાના ગાલ અડાડયા. તેની દષ્ટિ આગળ બીજી દુનીઆનાં દ્વાર ખુલતાં જણાયાં. એકદમ બારણું ઉઘડયું. ભગવાનદાસ શેઠ ત્યાં ઉભા હતા. તેમણે એક ઉતાવળી દષ્ટિ ઓરડીમાં ચોતરફ નાખી.

"સુષેણ કુમાર! તમારો આ પત્ર મારે ઘેર પડી ગયો તે આપવા આવ્યો છું. એને લીધેજ મને તમારું સરનામું જડયું ને તમે માગ્યા હતા તે રુપીઆ પણ આ રહ્યા. ફુરસદે ભરી દેજો."

સુષેણના હાથમાંથી પ્યાલો પડી ગયો. તે ધ્રુજતો ધ્રુજતો ઉભો થયો. શેઠે આગળ ચલાવ્યું:

"તમને કૈં કામ આવડે છે કે? મારી મીલમાં કેશીઅરની જગા ખાલી છે તમને જો ફાવે તો......" પણ શેઠ વધારે બોલે તે પહેલાં સુષેણ તેમના પગ આગળ ઢગલો થઇ પડયો હતો.



ફરી મન કઠણ કરી તેણે પ્યાલો હાથમાં લીધો

ગભરાએલી ને ઉશ્કેરાએલી તે સુવાના ઓરડા ભણી ચાલી. તેની કમ્મરે હાથ વીંટાળીને ઢોંગી કાઉંટ પણ તેની સાથેજ ગયો. પણ જેવાં બંને ઓરડાના બાર આગળ પહોંચ્યાં કે આરસની પ્રાનમા સમી શ્વેત ને શીતળ કાઉંટેસ ફરી, જુવાન સામે ભયભીત નજરે જોયું, બાર ઉઘાડીને ઓરડામાં ગઇ, તે ઝડપથી બંધ કર્યું, ને અંદરથી આગળો વાસી દીધો.

“એ તો ઓકટેવીઅસનીજ નજર!” સોફા પર અડધી બેશુદ્ધ થઇ પડતાં તે બોલી ઉઠી. “પણ આજે એ અણુમુલાતી, નિરાશાભરી છાયા ઓલફની આંખમાં કેવી રીતે આવી? પેલાનો જીવ આજે મરતી વખત મારાં છેલ્લાં દર્શન લેવા મારા પતિમાં આવી ને બેઠો હશે? કે હશે શું? ઓલફ! મને માફ કરજે પણ મને લાગ્યું કે આજ રાતે તને હું સ્વીકારું તો કોઇ પરપુરુષને સ્વીકારતી હોઉં એવું મને લાગ્યું, તેથીજ મેં આમ કર્યું.”

અકળાની ગભગતી ને અસંખ્ય દુ:સ્વપ્નોનો ભોગ થતી તે છેક પરોઢીએ સુતી.

આ બાજુ ઓકટેવીઅસ અતલ નિરાશામાં ડુબ્યો હતો. પોતે ભયાનક પ્રયોગને પરિણામે પામ્યો તો આજ દશા! પેલા જાદુગરની કલાને પ્રતાપે પોતે મનમાની સુંદરી જીતવાનું કર્યું પણ તેની પતિભક્તિ ને પતિવ્રત તો ગમે તેવી નારકી હુલરમંદી સામે અખંડિતજ રહ્યાં!........

પણ આખી રાત ત્યાં ઉભા રહેવાય તેમ નહોતું એટલે જેમ તેમ કરીને તેણે કાઉંટનો શયનખંડ શોધી કાઢ્યો ને બિછાના પર શ્યાનત વરસાવતો મોડી રાતે નિદ્રાધીન થયો.

૧૦

સવારે નાસ્તાના ટેબલ પર બંને મળ્યાં ત્યારે ઓકટેવીઅસે પોતાની નજરની વિસ્મયભરી આતુરતા હળવી કરી. કાઉંટેસ પણ કંઇક સ્વસ્થ હતી. તેણે વાતચીત કરવા માંડી પણ—‘પોલ’ ભાષામાં. એ બોલવું પોતે સમજ્યો નહીં એટલે ‘પોલીશ’ બહુ અઘરી છે, પોતે તે ભુલી ગયો છે, એવાં બહાનાં બતાવી ઓકટેવીઅસ—લેબીન્સકી ત્યાંથી ઉઠ્યો ને ઘોડેસ્વાર થઇને ફરવા નીકળ્યો. ત્યાં એકાંતમાં તેણે વિચાર કરી રાખ્યો કે ‘કાલ સાંજે પોતે ડૉ. શર્બોનો પાસે ગયો હતો અને તેના પ્રયોગોને શરણ થવાથી ભૂતકાળ ભુલી જવાયો હતો.’ આટલો એકરાર તો કરી દેવો. તે પ્રમાણે ઘેર આવી તેણે કહ્યું. એ સાંભળીને પ્રેસ્કોવીઆએ ‘ઓલફ, એ ખોટું કર્યું તેં. હવે તેને ત્યાં ન જતો’ એવો ધીમો ઠપકો આપ્યો. આટલેથીજ પીડા પતી જાણીને ઓકટેવીઅસને નીરાંત વળવા માંડી હતી ત્યાં તો એક નોકરે આવીને બારણું ઉઘાડ્યું ને મુલાકાતે આવનારનું નામ પોકાર્યું:

“મી. ઓકટેવીઅસ ડી. સેવીલ.”

આ શબ્દો સાંભળતાંજ ખરા ઓકટેવીઅસનું મોં ઉજળું પુણી થઇ ગયું.

તરતજ નોકરની પાછળ ઓકટેવીઅસના રૂપમાં કાઉંટ ઓલફ કાઉંટેસ પાસે આવ્યો. અને નીચો વળીને નમ્યો એટલે નૈતિક ઓળખાણ કરાવી અને બંને સભ્યતાનો દેખાવ કરતા, અંદરથી ઘુરકતા, એકેક તરફ ટાંકાથી નમ્યા.

થોડી વાર સુધી તો કાઉંટેસ ને ઓકટેવીઅસ ડી સેવીલ વચ્ચે સાધારણ વાતચીત થઇ. લાંબે વખતે મળ્યાં. આટલા દહાડા ક્યાં રહ્

યુદ્ધની તૈઆરીઓ હવે થઇ અને થોડી વારમાં બંને તરવારો ફરવા માંડી.

કાઉંટને લશ્કરી તાલીમ મળી હતી પણ અત્યારે તેને ઓક્ટેવીઅસનાં નબળાં કાંડાથી લડવાનું હતું. બીજી બાજુ ઓક્ટેવીઅસ લડવામાં બહુ કુશળ નહોતો પણ આ પ્રસંગે કાઉંટના પહેલવાની શરીરનો લાભ તેને પક્ષે હતો.........થોડી ઝપાઝપી પછી કાઉંટ જીવ પર આવીને સખત ઘા કરવા ગયો. ત્યાં નીશાન ચુકયો અને તેની તરવાર ઉછળીને આઘી પડી.

હવે તેની જીંદગી ઓક્ટેવીઅસનાં હાથમાં હતી. પણ તેને મારી નાંખવાને બદલે કાઉંટને તે હાથ પકડીને પાસેની ઝાડીમાં લઇ ગયો. ત્યાં તેણે કાઉંટને—ઓલફ ડી સેવીલને—આખી વાત વિસ્તારપૂર્વક સમજાવી પોતાનો પ્રેસ્કોવી-આ માટેનો પ્રેમ કેવો હતો, તેમાં નિષ્ફલતા મળતાં આ તદબીર કોણે કેવી રીતે રચી, આત્માઓ કેમ બદલાયા, ત્યાર પછી પણ પ્રેસ્કોવીઆએ પોતાનો કેવો અસ્વીકાર કર્યો. અને આ દ્વંદ્વયુદ્ધ લંબાવાય તો તેમાં ઓક્ટેવીઅસના શરીરવાળો ઓલફ માર્યો જાય-જેમ બને તે ચોક્કસ હતું—તો પોતાની ઘરડી માતાને કેટલું ઉંડુ દુઃખ થાય. બધું ફોડ પાડીને ઓક્ટેવીઅસે લેબીન્સ્કીને સમજાવ્યું. ઓલફને તેનો અક્ષરેઅક્ષર સાચો લાગ્યો અને બંનેએ નક્કી કર્યું કે ડોકટર પાસે દરેકનો આત્મા પોતપોતાના શરીરમા પાછો મુકાવવો.

ગાડીમાંથી બહાર આવીને તેમણે જાહેર કર્યું કે કજીઆનું સમાધાન થઇ ગયું છે. મો નીખરાયા. સહાયકો પોતાને ઘેર ચાલ્યા ગયા અને બીજી ગાડીમાં ઓક્ટેવીઅસ, ઓલફ અને શર્બોનો તેની પ્રયોગશાળા તરફ વળ્યા.

## ૧૨

રસ્તામાં ઓક્ટેવીઅસે ડોક્ટરને સુચવી દીધું કે દરેકના આત્માને તેણે પોતાની વિદ્યાના પ્રતાપથી પાછો તેના અસલ શરીરમાં મુકી દેવાનો છે; અને બેહથાઝારે તેમ કરવાનું કબુલ્યું.

તેને મકાને તેઓ આવી પહોંચ્યા ને અંદર પ્રયોગવાળા ઓરડામાં ગયા. ડોક્ટરે બધી તૈઆરીઓ પહેલાંની જેમ કરી લીધી અને બંને જણના હાથમાં એકેક વીજળીક બળવાળો સળીઓ આપ્યો. એ ઝાલ્યો તેવાજ બંને શબવત્ બની ગયા. ડોક્ટરે એકથી બીજા તરફ હાથથી નીશાનીઓ કરવા માંડી એટલે આગળની જેમ તેજસ્વી પ્રકાશબિંદુઓ દરેકના માથા પર દેખાયાં. તેમાં કાઉંટ ઓલફનો આત્મા તો સત્વર પોતાના સ્થાનકમાં પ્રવેશ્યો પણ ઓક્ટેવીઅસનો આત્મા કાઉંટ-વાળા શરીરને છોડયા પછી પોતાના મુળ શરીરમાં પાછા ઉતરવાને બદલે, શર્બોનોની ઘણીઘણી મથામણ ને ગંભીર મંત્રોચ્ચારો છતાં, હવામાં તરતો તરતો ઉંચો ચઢ્યો અને એક ઝબકારો કરીને બારી વાટે અદ્રશ્ય થઇ ગયો.

ડોક્ટર પહેલાં તો ગુંચવણમાં પડયો પણ પછી તરત તેને એક સરસ વિચાર સુઝયો. તે તેણે વગર વિલંબે અમલમાં મુકયો. ટેબલ પાસે જઇને તેણે પોતાનું વસીઅતનામું ઘડી કાઢ્યું અને તેની પોતાની મીલકત વગેરેનો વારસો લેવાનું ને વ્યવસ્થા કરવાનું મી. ઓક્ટેવીઅસ ડી સેવીલને સુચવ્યું. પછી પોતાના જર્જરિત દેહ તરફ જોયું. જુનો ડગલો કોઇ તિરસ્કારથી ફેંકી દેતું હોય તેવો ચાળો કરીને મંત્રો ભણ્યો અને—વજ્રપાત થયો હોય તેમ ડો. બેહથાઝાર શર્બોનો મુડદ

પટને પડયો, ઓક્ટેવીઅસ ડી સેવીલ આખર મરકીને ભોગ થયો ... ..

કાઉંટ ઓનરૂ લેબીન્સ્કી પાછો પોતાને ઘેર પહોંચ્યો ત્યારે પહેલાં તો જરા દહેશતથી પ્રેસ્કોવીઆએ તેની તરફ જોયું. કેમકે ફરી પાછી ઓક્ટેવીઅસ જેવીજ ભેગી નજરે ના દેખાશે એવું તેને થયા કરતું હતું. પણ જ્યારે પોતાના ઓલદ્નના નિ'કામ, સ્થિર નયન ફરી પાછા અસલ સ્વરૂપે તેણે નીહાળ્યા ત્યારે તેનો જીવ હેઠો પડ્યો, અને અનેક જુના જુના મધુરાં સ્મરણો તાજાં કરતાં દંપતીએ સુખે રાત્રિ વીતાવી ... . ..

બીજે દહાડે શમોને નો આત્મા હરણ કરેલો એવો ઓક્ટેવીઅસ ડી સેવીલ ઘણી ગંભીરાઇથી અને માનભરતા સહિત, પોતાને મળેલા નોતરા પ્રમાણે પોતાના શરીરને દફનાવી આવ્યો. નીપટન પોતાને દસ્તક લઇને નવા શરીરના સાધનથી જુના જ્ઞાનને ખિલાવવાને સબદ્ધ કરવાનું શરૂ કર્યું અને ગામના અખબારોમાં તો સમાચાર છપાયા કે "કોઇ નહીં જણાએલા કારણથી ડા. શમોનો મરણ પામ્યા છે ને મી. ઓક્ટેવીઅસ ડી સેવીલને પોતાનો વારસ નીમતા ગયા છે"

---

[illegible]

તેમાંનું એક ફાટ્યું ને અંદરથી ડબ દેતું કે બેંબેં કરતું એક બકરું નીકળી કુદવા મંડી ગયું. આ જોઇ હું તો છક્કજ થઇ ગયો.

"ત્યારે અહીંયાં હાથીનાં ઝાડ પણ હશેસ્તો?" મેં બાબરાને પુછ્યું.

"તે પણ તું જોશે!" જવાબ મળ્યો.

એટલામાં તો અમે એક મોટા ગંજાવર ઝાડ આગળ આવી પહોંચ્યા. એ ઝાડને હાથીનાં બચ્ચાં લાગેલાં હતાં એમાંનું એક પાકું બચ્ચું જોઇ બાબરાએ મને એક લાકડું હાથમાં આપી એને મારવાનું કહ્યું. તે પ્રમાણે મેં કર્યું એટલે તે પુંછડીએથી લટકતું ધબ દઇને નીચે પડ્યું. આ પ્રમાણે માખી, મચ્છર, ચાંચડ, માંકણ બુલબુલ, મેના, પોપટ કાગડા, કાબેર, હાથી, ઘોડા, ગધા, પાડા, હરણ, સસલાં વગેરે ખેચર ભૂચર સર્વ પ્રાણીઓના રોપા, વેલા, ઝાડ વગેરે જોતા જોતા આગળ ચાલ્યા. એટલામાં અમારા પગ આગળની જમીન હાલતી હોય એમ મને લાગ્યું. તે પરથી મેં બાબરાને પુછ્યું કે આ શું? એણે કહ્યું કે હાથવતી ખોદ. મેં ખોદ્યું તો અંદરથી મોટો કાચબો નીકળ્યો.

"કાચબા, દેડકા વગેરે પ્રાણીઓ આ

કોઈ પુરા થયાં, કોઈ ટીચાટીચી કરે તો કોઈ ઉંઆંઉંઆં કરે. એટલામાં તો ગીધ ને કાગડાઓ આવ્યા. આ દેખાવ જોઈને મારી તો છાતીજ બેસી ગઈ. મેં ગભરાટથી ભાભરાને પુછ્યું "આ શું!"

"મા વગરના છોકરાઓનું ગામ." જવાબ મળતાં હું ચુપ થઇ ગયો.

અમે આગાડી ચાલ્યા એટલામાં કડાક દઈને એક ઝાડની ડાળ તુટી પડી ને ધબ દઈ આસરે બારેક વરસનો છોકરો નીચે પડ્યો. મેં ઊંચું જોયું, તો કેટલાએ છોકરા એક ઝાડ પરથી બીજા ઝાડ પર અને એક ડાળ પરથી બીજી ડાળ ઉપર આંબલી પીપળી રમતા હોય તે પ્રમાણે વાંદરાની પેઠે કુદાકુદ કરી રહ્યા હતા. માણસની વસ્તી આવી હતી પણ કોઈ ગામ કે ઘર દેખાયું નહીં. એટલે મેં ભાભરાને પુછ્યું: "આ શું? અહીંઆ ગામ કે ઘર તો જણાતાંજ નથી!"

"ઘરવાળા હોય તો ઘર હોય ને. અને ઘર હોય તો ગામ હોય ને." જવાબ મળતાં મુંગે મોંઢે મેં તો ચાલવા માંડ્યું. આગળ ચાલતાં આંબાનું ઝાડ આવ્યું. તેની નીચે નાનાનાના બચ્ચાં જેવા છોકરાઓ ઉભા ઉભા પથ્થર ફેંકી કેરીઓ પાડી ખાતા હતા. એટલામાં મેં બેચાર મોટી ઉમરના પુરુષોને તે તરફ આવતા જોયા. આ લોકોના શુધબુધ ગએલા લાગતા ચેહરા ધુળથી ભરેલા વાળ, દાઢીમુછ તથા નગ્ન અવસ્થાએ મારું ધ્યાન ખેંચ્યું. મેં ભાભરાને પુછ્યું કે "આ શું?" જવાબ મળ્યો કે અહીંઆ કોની લાજ રાખવી હતી કે વસ્ત્રની જરૂર હોય. તેમ અહીંઆં કોને મોં બતાવવા હતા કે દાઢીમુછ હોય. જવાબ સાંભળી મને ગુંગળામણ થઈ. એટલામાં

તો એ પુરુષો પેલા આંબાના ઝાડ નીચે પહોંચ્યા. એકે એક છોકરાને ધપ્પો મારી, બીજાએ બીજાને લાત મારી, ત્રીજાએ એકને તમાચો માર્યો, ચોથાએ એકને ઉંચકી ફેંકી દીધો. છોકરાઓ બીચારા રડતા રડતા આઘા નાસી ગયા અને પેલા પુરુષોમાંનો એક ઝાડ પર ચઢી કેરી પાડવા મંડી ગયો અને બધા ખાવા લાગ્યા.

આ હું જોતો હતો એટલામાં તો મોટી ફાળ મારતો એક સિંહ મોટા એક બચેલા હરણને લઈને અમારી પાસેથી ઝપાટાબંધ ચાલ્યો ગયો. તેની પાછળ એક પુરુષ હાથમાં એક મોટો ઝાડનો સોટો લઈ ઉઘાડેપગે પવનની ગતિએ દોડ્યો જતો હતો. જોતજોતામાં તો એણે સિંહને પકડી પાડ્યો અને બાજુએ જઈને એના માથા પર એવો સખત ફટકો માર્યો કે ચીસ પાડી સિંહ નીચે પડ્યો. મોંમાંથી હરણ નીકળી પડ્યું. એટલે પેલો માણસ હરણને ઉંચકી ચાલતો થયો. આ તમાશો જોઈ હું તો સડકજ થઈ ગયો. આ મનુષ્યમાં આવા અમાનુષિક બળ અને હિંમતનો વિચાર કરતો આગળ ચાલવા માંડ્યું. એટલામાં બાજુના એક મોટા ઝાડ નીચેથી ગભરાટભરી મહાદર્દીના પોકારનો અવાજ મારે કાને પડ્યો. ફરીને મેં જોયું તો એક માણસ જમીન પર લાંબો આળોટ થઈને પડ્યો હતો. જે કોઈ મહારોગગ્રસ્ત હોય એમ લાગતું હતું. એનું શરીર સાવ પીળું પડી ગયું હતું અને હાથેપગે સોજા આવ્યા હતા, મોં અને આંખ તદ્દન નિસ્તેજ હતા. પડ્યો પડ્યો તે કરગર્યા કરતો હતો અને કોઈ કોઈ વખત તો અસહ્ય દુઃખથી પોકાર પણ કરતો હતો. આ માણસની આવી દશા જોઈ મારું હૃદય પીગળી ગયું અને અરરર.

...ી કોઇ ચાકરી કરનાર પણ નથી, એમ બોલતો હું આગળ ગયો. નજદીક જતાં જે દૃશ્ય મેં જોયું તે યાદ કરતાં મને કમકમાં આવે છે. મેં આજુબાજુ જોયું તો નજદીકમાં એક પાણીનો વહેળો મારા જોવામાં આવ્યો.

પતરાંના મેં મોટા બેચાર દડીઆ બનાવ્યા અને તેમાં હું પાણી લઇ આવ્યો. ડોસાને થોડું પાયું એટલે તે આંખ ઉઘાડી મારી સામે ટગર ટગર જોઇ રહ્યો. પછી બાકીના પાણીએ મેં એનું શરીર ધોઇ નાખ્યું અને બાજુ પર સુવાડયો. સુવાડતાંની સાથેજ એક મોટો નિઃશ્વાસ નાખી આંચકા ખાતો એ સ્વધામ પહોંચી ગયો. મને બહુ દુઃખ થયું. વિચાર કર્યો કે અરે જીવતા આવી માણસની હાલત! આમ આવાં તથા અનેક પ્રકારનાં દૃશ્યો જોતા જોતા અમે એક ટેકરીની તળેટી આગળ આવી પહોંચ્યા. ત્યાં એક મોટા ઝાડ નીચે માણસોનું એક મોટું મંડળ બેઠેલું મેં જોયું. પાસે જતાં માલુમ પડયું કે એક મોટા પથરા ઉપર એક ઘણોજ પ્રચંડ પુરુષ બેઠો હતો. તેની પાસે એક મોટો દંડો પડ્યો હતો. એની આસપાસ ભોંય પર ચાળીસ પચાસ માણસો બેઠા હતા. નજદીકમાં અનેક જાતનાં ફળના તથા અનેક જાતનાં જાનવરોના મોટા મોટા ઢગલા મારેલા હતા અને મોટાં મોટાં તુમડાંઓમાં પાણી ભરેલું હતું. હું ત્યાં પહોંચ્યો એટલામાં પેલો પથ્થર ઉપર બેઠેલો માણસ જે રાજા જેવો જણાતો હતો તેણે કંઇક નીશાની કરી એટલે મંડળમાંથી ચાર પાંચ માણસો ઉઠ્યા અને કેટલાંએક ઉત્તમ ફળ અને જાનવર રાજાની આગળ મુક્યાં. ત્યાર પછી બધામાં વહેંચણી કરી સર્વેએ ખાવા માંડયું. પણ એટલામાં ટેકરી ઉપરથી તેમના પર પથ્થરનો વરસાદ વરસવા લાગ્યો. કેટલાઓનાં માથાં ફુટવા લાગ્યાં તો કેટલાઓના હાથ પગ ભાંગવા લાગ્યા. ઉજાણીમાં ભંગાણ પડયું. રાજા એકદમ ઉભો થઇ ગયો અને મોટે અવાજે એક કારમી ચીચીઆરી પાડી એટલે જોતજોતાં આજુબાજુની ઝાડીઓમાંથી મોટા મોટા સોટા લઇ આસરે હજારેક માણસ ત્યાં હોહા કરતું એકઠું થઇ ગયું. બીજી તરફ ટેકરી ઉપરથી આસરે પાંચસેં સાતસેં માણસો મોટા મોટા દંડા લઇ હરણની પેઠેમ ઉતરી આવ્યા અને ત્યાં એક મહા ભયંકર યુદ્ધ જામ્યું. કારમી ચીચીઆરીઓથી અને દંડાઓના ફટકાઓથી મહા ધુમરાણ થઇ રહ્યું. કેટલાઓનાં નાક ભાગ્યાં, કેટલાઓના હાથ પગ ભાંગ્યાં, કેટલાઓનાં માથાં ફુટયાં, કેટલાઓ અધમુસ્તા થયા અને કેટલાઓ પુરા થઇ ગયા. આખરે તળેટીવાળું દળ હાર્યું અને રાજા ત્યાંથી નાઠો. એની પછાડી એનાં માણસો પણ નાઠાં. ટેકરીવાળી ટોળીએ ખુશાલીના પોકાર કરી, થોડી વાર નાચી, ફળ વગેરે આહારનો કબજો લીધો. અધમુસ્તાં અને મુઆં માણસોને ઉંચકી ઉંચકી બાજુ પર ફેંકી દીધાં. અને ટોળીમાંનો એક પ્રચંડ પુરુષ પેલી શિલાપર બેઠો અને ઉજાણી ચાલુ થઇ. એક તરફ આ માનવ મંડળની અને બીજી તરફ પક્ષી અને પશુ મંડળની.

આ જોઇ મારા તો માથાના નીમાળા સુદ્ધાં ઉભા થઇ ગયા. પછી અમે ટેકરી પર ચઢ્યા. ત્યાં ઉપર અનેક પ્રકારનાં ફળોનાં ઝાડ ખીલી રહ્યાં હતાં. એ નાના પ્રકારનાં વિચિત્ર ફળો નીરખતો હું અગાડી ચાલતો હતો એટલે બાબરાએ કહ્યું કે 'જોજે અગાડી જોઇને ચાલજે.' એટલે મેં નીચે નજર નાખી. તેમ કરતાં જે દૃશ્ય મેં દીઠું તે યાદ કરતાં મારું

# શ્રેષ્ઠ સ્વયંવર કયો ?

[ અનુસંધાન પૃ૦ ૯૮ થી ]

વખતે તેની મશ્કરી કરી તેને આગળ ચાલવાનું કહ્યું; ત્યાર પછી ઇંદુમતિએ સુનંદાને હાથે અજને વરમાળ આરોપાવી તેમનું લગ્ન નિર્વિઘ્ને થઈ ગયું

"તેહ અગ્નિ વિવાહનો કરી સાક્ષી તે વાર
વરવહુનો સબંધ ત્યાં કરતો હુવો સાર

આ રીતે અગ્નિ-સમક્ષ તેમનું લગ્ન થયા પછી અજ પોતાના રાજ્યમાં જાય છે તેમાં વચ્ચે યુદ્ધ થાય છે પણ અજ તેમાં જીતી ઇંદુમતિને લઈ રાજ્યમાં જાય છે

## દમયંતી-સ્વયંવર:

દમયંતી-સ્વયંવરમાં 'પણ' કે 'પ્રતિજ્ઞા' નહોતાં એમાં ઇચ્છાવર વરવાનો હતો એટલે એ સાચો સ્વયંવર હતો એમ કહી શકાય. સ્વયંવર રચાતા પહેલાંજ વર તો પસંદ થઈ ચુક્યો હતો. નળરાજાને પરણવાને કોઈ પણ કન્યા પસંદ પડતી ન હતી નારદજીએ નળની પાસે -

"દમયંતી છે રાજ સ્ત્રીના
એના ગુણની ગાઉં હુ ગીતા"

—એમ કહી દમયંતીના ગુણની ગીતા ગાઈ, નળને આથી તેની સાથે પરણવાની તાલાવેલી થઈ. તેણે હંસને દૂત રૂપે મોકલી દમયંતી નળને વરે એવાં પોતાના વખાણ કરાવ્યાં. હંસે દમયંતી આગળ જઈ નળના રૂપનું વર્ણન કર્યું -

"નળ દીઠા નહી તે નર કોઈ,
સાંભળ્યા નહી તે બ્હેરાજ,

એવાં નુહી તેનાં લોચન કેવા,
મોર પીછ ચાંદલીયા જેવા.

* *

એટલામાં મન વિહ્વળ કીધું,
ચિત્ત ભરિતાનું આકર્ષી લીધું.'

—એટલે દમયંતીને પણ નળ સાથેજ પરણવાનો નિશ્ચય થયો

દમયંતીને નળને વરવાની ઇચ્છા હતી એમ યમ, અગ્નિ, વરુણ અને ઇંદ્રે જાણ્યું ત્યારે તેઓએ નળને પોતાનો દૂત બનાવી દમયંતીને ચારમાંથી એકને વરવા કહેવરાવ્યું તોપણ દમયંતીએ નળનેજ વરવાનો નિશ્ચય જણાવ્યો. નળનું દૂતત્વ નિષ્કલંક કહેવાય માટે કહેવરાવ્યું કે સ્વયંવર વખતે મને ગમશે તે વરને વરમાળ આરોપીશ

દમયંતીનો સ્વયંવર સમારંભ તો એક નિમિત્ત માત્ર હતો, તેમાં જોકે દેશ-પરદેશના રાજાઓ દમયંતીને વરવાની ઇચ્છાથી આવ્યા હતા અને તેને માટે ઘણી તૈયારી કરતા હતા તોપણ દમયંતીએ તો-ભીમકે સુદેવને પત્ર આપી મોકલ્યો ત્યારે તેની સાથે પત્ર આપી તેમાં ચોખ્ખું લખ્યું હતું કે -

"આઠ આની જયા મનપન, કહે તેવારતા માનજો સત્ય
મેં તમને સમર્પ્યું ગાત્ર, આ સ્વયંવર તે નિમિત્ત માત્ર"

સ્વયંવરમાં બધા રાજાઓ આવી બેઠા. ત્યાર પછી દમયંતી ધીમે પગલે સ્વયંવરમાં વરમાળ લઈ ફરવા લાગી અને રાજાઓને જોવા લાગી બધા રાજાઓ તો દમયંતીને જોઈને -

"ભરમાઇને ભુપ, પડ્યા મોહ રૂપ પ્રેમપાશે બાંધીયાઃ
કામથી ડગીઆ, સ્વાર્થ રગીઆ, સામી મીટ સાંધીયા,
કો આડા ઉતરે, ખુંખારા કરે, ભામિનિ નીચું ભાળેરે;
કો આસને પડ્યા, લટપટ્યા, શકે આવી લીધો કાળેરે.
બોલી ન શકીયા, ચિત્ર લખીયા, કો નમે વારે વારેરે;
કો સમીપ ધશીયા, મુગટ ખશીયા, મુંહેથી સેવક ધારેરે.
કો કનક કાળે કાપે, લાંચ આપે, સાહેલીને સાથેરે;
લોઇએ તે લીજે, વખાણ કીજે, વિવાદ મારો વાર્યેરે.
લાંબી ટોક કરતા, નથી નરના, કહે હાર આરોપરે.
ફરી મુગટ બાંધે, પ્રેમ સાંધે, પડ્યા નવ મદ કોપરે."

છતાં દમયંતીઃ

"રાય ગોરાં ગાત્રે, તૃણ માત્રે, તારુણી નવ લેખનાઃ
જોઈ મુખ મરડે, આંખ ચરડે, મર્મને ઉરેખની."

દમયંતી નળને વરે તેની દેવતાઓને અદેખાઇ આવની. તેઓએ તેને ભુલાવવા નળનાં રૂપ લીધાં અને સ્વયંવરમાં આવી દમયંતીને ગુંચવણીમાં નાખી. દમયંતીએ ખરા નળને શોધવા ઘણો પ્રયત્ન કર્યો તો પણ તે જડયો નહીં, ત્યારે તેમના પિતાનુ નામ પુછ્યું. તો પણ લોભને લીધે પાપ વીસરી દઇ પાંચે જણે વીરસેન પિતા છે એમ કહ્યું. દમયંતી આ વખતે ઘણીજ ગુંચવણમાં પડી ગઇ. આ વખતે ખરો સ્વયંવર એટલે શું તેનું કંઇક ભાન કરાવ્યું.

"સખી કહે શું, ઘેલાં થયાં કંઈક રૂપને વળગ્યાં રહ્યાં
બીજા પુરુષ છે રૂપનાં ધામ, સાંભળો દેશદેશનાં નામ
દેશ સકળ નરેશનાં નામ, હંસ કહે વર્ણવી ગુણ ગ્રામ.'

—તોપણ દમયંતીની નજર તો નળ તરફ ઠરી રહી. આખરે ખરો નળ જડયો. ને દમયંતીએ તેને વરમાળ આરોપી."

ઉપસંહારઃ

આમ સ્વયંવરનો પુરાણો ઇતિહાસ છે. આપણા યુગને માટે સ્વયંવરના સમારંભો તો પરીઓની વાતો અથવા તો કોઇ સત્ય યુગના વારાની વાતો જેવા લાગે છે. રાજા રજવાડામાંથી હવે ગુરાતનની વાતો સાંભળતાં નથી. રજપુતોની વીરતાની વાતો પણ ભૂતકાળની થઇ ગઇ છે. તો સ્વયંવરો ક્યાંથી લાવવા? છતાં 'સ્નેહ-લગ્ન', 'પ્રીતિ લગ્ન', વીરી લગ્ન' વગેરે તો આજે પણ સાંભળીએ છીએ.

પણ એક પ્રશ્ન છે—'સમાજ હજી આવા સ્વયંવરો માટે' કેમ તૈયાર નહીં હોય?' જવાબ એમ સુઝે છે કે, 'કન્યા વિક્રય અને વર વિક્રય. વયનાં કજોડાં અને વિદ્યાનાં કજોડાંનો યુગ આપણે હજી વટાવ્યો નથી.' નહીં તો પાછા સાચા સ્વયંવરોથી કુમારિકાઓ કેમ નહીં પરણે?



બળવંતરાય ઓરીસમાં મળ્યો. "આવ, આવ. તારી ઉંમર લાંબી લાગે છે. હું આજે તને મળવા આવવાનો વિચાર કરતો હતો." તેણે કહ્યું.

"કપાળ તારું!" મેં ખીજવાઇને કહ્યું. "ત્રણ દિવસ સુધી ક્યાં ભરાઇ બેઠો હતો? ટેલીફોન કરીકરીને થાકી ગયો."

"સહેજ કામમાં હતો." તેણે મારા ખીજવાટની પરવા ન કરી.

"જહન્નમમાં જાય તારું કામ. પેલું ચિત્ર હવે પાછું આપીશ? કાલે પેલો લેવા આવશે. તેને શું મોઢું બતાવીશ?"

"અરે, હા! તે તો હું ભુલીજ ગયો. લે આ રહ્યું તે ચિત્ર." તેણે પાસેના કબાટમાંથી ચિત્ર કાઢયું. "ચિત્ર તો સલામત છે પણ મારે જરા ફ્રેમ બદલવી પડી છે. તારી ઓરીસમાંથી લઇને આવતાં એ મારા હાથમાંથી પડી ગયું અને જુની ફ્રેમનો થોડીક કોર ભાંગી ગઇને કેટલોક ગીલીટ ઉખડી ગયો. તું ખીજવાય નહીં તેથી ખીસાના દસ રુપીઆ ખરચી આ નવી ફ્રેમ મેં નંખાવી છે. જુની કરતાં આમાં ચિત્ર વધારે સુંદર લાગે છે. ખરું કે નહીં?"

"લાગતું હશે તને! પણ પેલો જુની ફ્રેમ માટે પુછશે ત્યારે શો જવાબ દઇશ?"

"એમાં તે શી મોટી મુશ્કેલી લાગે છે. એમ કહેજે કે અકસ્માતથી પડી ગયું અને ફ્રેમ ભાંગી ગઇ તેથી નવી નંખાવી. સાચી વાત કહેવામાં શું વાંધો છે. અલબત્ત, અકસ્માત મારે હાથે થયો તેને બદલે તારે હાથે થયો છે એટલો ફેરફાર કરવો પડશે. પણ એટલું જુઠાણું તો ખુદાએ માફ કરી દે. બહુ થશે તો એ નવી ફ્રેમનાં નાણાં તને નહીં આપે. હું ક્યાં તારી પાસે માગુ છું કે તને તે વીશે ચીંતા થાય."

"એ બધું તો ઠીક." મેં સંતોષ વાળીને કહ્યું. "પણ હવે તારી તપાસનું પરિણામ જણાવશે?"

"દીલગીર છું, દોસ્ત! પણ હજી કે કહેવા જેવું પરિણામ નથી આવ્યું."

"તમારું આખું ખાતુંજ એવું છે. મફતનોજ પગાર ખાઓ છો–બેઠા બેઠા."

"હોય, એમજ ચાલે. તું ધારાસભામાં જાય ત્યારે બજેટમાં અમારા ખાતાનો ખરચ મંજુર કરવાની ના પાડજે."

"અરે, મારું ચાલે તો તમને બધાને એક સાથે પાણીચું પકડાવી દઉં." મેં પણ ટોળ કરી. "ઠીક ત્યારે. હવે આ ચિત્ર ગોવિંદજી લેવા આવે તો આપી દેવાને વાંધો તો નથીને?"

"કશોએ નહીં. ખુશીથી આપી દેજે." મારી શંકા નિર્મૂલ નીકળી તેથી મને કૈંક સંતોષ થયો. હું ચિત્ર લઇને ઓરીસે પાછો આવ્યો.

૬

બીજે દિવસે–ગુરુવારે સાંજે ગોવિંદજીની સ્વારી લગભગ છ–સવા છ વાગે આવી પહોંચી. આવતાં વેંતજ તેણે પુછ્યું: "કેમ, શા સમાચાર?"

"ફત્તેહના શેઠ!" મેં કહ્યું. "બહુ તકલીફ નથી પડી. પણ નલિનીકાંત કહે છે કે એનું ચિત્ર પણ નકલજ છે."

"એને બહુ ભાન છે! પણ તમે ચિત્ર તો લઇ આવ્યાને? ક્યાં મુકયું છે? અહીંજ છે?" દબાવવાના પ્રયત્નો છતાં એના અવાજમાં રહેલી આતુરતા જણાઇ આવતી હતી.

સમજ ન પડી. ગોવિંદજી સામો થશે એમ પળવાર મને લાગ્યું, પણ એ સંયોગો સમજી ગયો કે પણ બોલ્યા વિના શરણ થયો.

"તું બહુ અજાયબ થયો છે, નહીં વારું, નગીન? પણ સંયોગો એવા હતા કે મારાથી ખુલાસો ન કરી શકાય. મારે સાબીત કરવું હતું કે આ ગોવિંદજી ઉર્ફે રતનલાલ ચિત્ર નહીં પણ કૂંમ મેળવવાને મથતો હતો. હવે કાલે બાર વાગે મારી ઓફીસમાં આવજે. તે વખતે બધો ખુલાસો થશે. કોન્સ્ટેબલ! ચાલો, કેદીને લઇને લો, પેલું ચિત્ર પણ લઇ લો." હું કંઈ પણ જવાબ દઉં તે પહેલાં તો એ ચારે જણા ચાલ્યા ગયા.

બીજે દિવસે મારી ઉત્સુકતા અપાર હતી. સાચી વાત જાણવા હું તલપી રહ્યો હતો. તે મારી રાહ જોઇનેજ બેઠો હતો. મને તે પોતાની સાથે પોલીસ કમીશનરની ઓફીસમાં લઇ ગયો.

ત્યાં કમીશનર ઉપરાંત શેઠ નલિનીકાંત પણ બેઠા હતા. મને જોતાંજ તે ઉભા થયા અને બોલ્યા: "નગીનદાસ! તમે મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે. તમે નહોત તો હું મારો નેકલેસ પાછો ન મેળવી શકત."

"તમે શું કહો છો તે હું સમજી નથી શકતો, શેઠ! નેકલેસ શો ને વાત શી?" હું હજી અંધારામાં જ હતો.

"તમે નીરાંતે બેસો, મી. નગીનદાસ! બળવંતરાય હમણાં બધો ખુલાસો કરશે." કમીશનરે કહ્યું.

"તેં મને જે વાત કહી હતી તે યાદ હશે." બળવંતરાયે ખુલાસો કરતાં કહ્યું. "ગોવિંદજી ઉર્ફે રતનલાલે એ ચિત્રની કીંમત દસથી પંદર હજાર જેટલી આંકી હતી; જગદીશે પાંચસો જેટલી. બન્ને ખોટા હતા. એ ચિત્રની કીંમત લગભગ દોઢ લાખ રૂપીઆ જેટલી હતી."

"તું એ જાણીને અજાયબ થાય એમાં નવાઇ નથી. એ ચિત્રની કીંમત એટલી બધી શાથી વધી તે કદાચ તું જાણવા માગશે." એમ કહી તેણે કમીશનરને ઇશારો કર્યો. કમીશનરે પોતાના ટેબલનું ખાનું ખોલી એક નાની કેશબોક્સ કાઢી ટેબલ પર ખાલી કરી.

"આ શું? હીરા?"

"હા. એ હીરા છે." બળવંતે આગળ ચલાવ્યું. "ખરું કહીએ તો એ બધા હીરા મળીને એક કીંમતી નેકલેસ થાય. મીસીસ નલિનીકાંતના એ નેકલેસની કીંમત લગભગ દોઢ લાખ જેટલી અત્યારે થાય છે. તને ખબર હશે કે એ નેકલેસ લગભગ ત્રણ માસ પર ચોરાઇ ગયો હતો. છાપામાં તેં વાંચ્યું હશે.'

"હા, એવું કંઈ યાદ છે ખરું. પણ ચિત્ર સાથે..."

"તેજ હવે કહું છું. લગભગ પાંચ છ મહિના પહેલાં શેઠ નલિનીકાંતે એક રતનલાલ નામના માણસને મહેતાજી તરીકે રાખ્યો હતો. મહેતાજી તરીકેના કામકાજમાં તે બહુ પાવરધો હતો. એ રતનલાલ તેજ તારો ગોવિંદજી!"

"લગભગ ત્રણ મહીના પર શેઠ નલિનીકાંતના એક સગાંને ત્યાં લગ્ન હતાં. તે પ્રસંગે શેઠાણીએ આ કીંમતી નેકલેસ પહેરવા કાઢ્યો હતો. લગ્નમાંથી રાતે મોડા

ઘેર આવતાં આળસને લીધે નેકલેસ તીજોરી-માં ન મુકતાં ટેબલના ખાનામાં મુક્યો. પછી શેઠાણી એ વાત ભુલી ગયા. બે દિવસ બાદ આવતા ટેબલના ખાનામાં જોયું તો નેકલેસ ગુમ થએલો જણાયો. અમને એ સબંધી ખબર આપવામાં આવી અમે બનતી તપાસ કરી ઘરના માણસોની ઝડતી લીધી, પણ તે વખતે નેકલેસ હાથ ન આવ્યો. બધાએ નોકરોના ફોટોગ્રાફ અમે તે વખતે લઈ લીધા હતા."

"એ બનાવ પછી લગભગ બે મહીને રતનલાલ રાજીનામું આપીને ચાલ્યો ગયો. તેના પર શક લાવવાનું ખાસ કારણ તે વખતે તો ન હતું પણ જ્યારે તે આવીને મને વાત કરી અને રતનલાલ જેવા દેખાવનો કોઈ માણસ શેઠ નલિનીકાંતને ત્યાંનું એક ચિત્ર મોટી કીમત આપીને ખરીદવા માગે છે એમ જણાવ્યું, ત્યારે મને શક પડ્યો. વળી જ્યારે પેલા ચાર ફોટોગ્રાફોમાંથી તે રતનલાલનો ફોટો જોઈ એને ગોવિંદજી તરીકે ઓળખાવ્યો ત્યારે મારી ખાત્રી થઈ. તે વખતે હું ચિત્ર તારી પાસેથી લઈ ગયો. ફ્રેમ કાઢીને જોયું તો અંદરથી કોરેલી હતી, અને કોઈને શક ન જાય તેથી ફ્રેમના રંગનીજ લાખી તેમાં લગાડી હતી. લાખી લાંબો વખત રહેવાથી સખ્ત થઈ ગઈ હતી એટલે ફ્રેમ તોડ્યા વિના પત્તો લાગે એમ નહતું. એટલા માટેજ અકસ્માતની મેં બનાવટી વાત તને કહી હતી. ફ્રેમ તોડતાં તેમાંથી આ બધા હીરા મળી આવ્યા નેકલેસમાંથી તે ઉપાડી અંદર ભરી લીધા હતા અને સોનાનો ભાગ ફેંકી દીધો હતો."

"રતનલાલે હવે પોતાનો ગુનો કબુલ કરી લીધો છે તે જણાવે છે કે આ નેકલેસ જોઈ કેટલાક સમયથી એનું મન ચળ્યું હતું એવી કીમતી ચીજ કદાચ લઈ જતાં મુશ્કેલી નડે તેથી ઘરમાંજ સંતાડી રાખવાનો તેણે વિચાર કર્યો હતો, અને લગભગ અઠવાડીઆ આગમચ ફ્રેમ કોતરી તૈયાર રાખી હતી નેકલેસ હાથમાં આવતાંજ હીરા છુટા કરી દીધા અને ફ્રેમમાં ગોઠવી લાખી લગાવી દીધી. સોનાનો ભાગ તે કહે છે કે તેણે બગીચાના કુવામાં નાખી દીધો છે. એ હીરા હાથ કરવા માટે ચિત્ર ખરીદવાનો એણે તાગડો રચ્યો હતો' બળવંતરાયે કથની પુરી કરી, પછી કમીશનર મારી તરફ ફર્યા.

'શ્રી નવીનદાસ! આ કામમાં તમે બતાવેલી ચાલાકી અને શક્તિ જોઈ મને બહુજ આનંદ થયો છે. શેઠ નલિનીકાંતે નેકલેસ પાછો મેળવી આપનારને રૂપીઆ બે હજારનું ઇનામ આપવાનું જાહેર કર્યું હતું એ ઇનામ તમને આપવાની મેં ભલામણ કરી છે અને શેઠ પણ તેમાં સંમત થયા છે." મેં પણ સંમતિમાં ડોકું નમાવ્યું.

"પણ તારું કમીશન ગયું તે માટે મને બહુ દિલગીરી થાય છે." બળવંતે આછું સ્મિત કરતાં કહ્યું.



## વાંચક! સમજી લેજે

[ અનુસંધાન પૃષ્ઠ ૮૦ થી. ]

સંસારમાં નથી. આપણા હીદુસંસારમાં જે રીતે લગ્નો ગોઠવાય છે એજ પ્રસંગ આપણે ઉભો કરવાનો.

યુવાનના મોટા કાકા દેશમાંથી આવે, યુવાનનાજ ઘરમાં યુવાનનાં લગ્નની વાતો ચર્ચાય, ન્યાતની કુંવારી છોકરીઓની ગણત્રી થાય, યુવાન બારણાંની બહાર ઉભો ઉભો બધું સાંભળે. કાકાનો વિચાર કોઇ શ્રીમંત ન્યાતીલાની છોકરી માટે હોય, યુવાન કંઇ બોલી શકે તેમ ન હોય—આખરે મોટાં ભાભીને 'કોન્ફીડન્સ' (વિશ્વાસ) માં લે. પોતાનું દીલ ક્યાં લાગ્યું છે તે યુક્તિથી જણાવી દે; હેતાળ ભાભી મદદ કરવા હા પાડે; પોતાના પતિને પક્ષમાં લેઇ વડીલોની ચર્ચા વખતે પતિ પાસે પેલી છોકરીની સીફારસ કરાવે; ભાભીએ યુવાનની માતા—ડોશીમાને પણ એ છોકરી માટે આગળથીજ તૈયાર કરી રાખ્યાં હોય; આ રીતે એક મોટો ભાઇ અને મા પોતાને મનગમતી માટે ભલામણ કરે. બુઢ્ઢાઓ કંઇક પીગળે એ બધા પ્રસંગો આપણે ઉભા કરવાના રહ્યા.

### વિક્ષેપ

સંસાર ચિત્રમાં—જેમ કાગળ ઉપરના ચિત્રમાં છાંયા અને તેજ હોય છે, જેમ જગતમાં રાત અને દિવસ હોય છે તેમ આશકમાશુકની કથામાં પણ દુઃખ, આફત કે વિક્ષેપ વગર મઝા ન આવે. આશકમાશુકોને જરા ટળવળાવવાં અને તડફડાવવાં જોઇએ.

મળ્યાં... દીલ ખેંચાયાં, અને સંજોગો સવળા પડતાં પરણી ગયાં તેમાં લખવું શું?

વિક્ષેપમાં એમ કરીએ કે માશુકને જરા ગુમાની બનાવીએ. આશકને એ કોડુંજ ન આપે. આશકને પણ તુમાખી અને મગરુર બનાવીએ. બેઉ પોતાપોતાના મિત્રમંડળમાં કહ્યા કરે કે મારે એની શી પડી છે? માશુકના હાથ માટે એક નવો હરીફ ઉભો કરીએ, તે કોઇ શ્રીમંતનો વિલાસી છોકરો હોય; આશકને ખબર પડે. તે પેલા છોકરાની પાછળ લાગે. તેની ખામીઓ અને નબળાઇઓ શોધી કાઢે. એ તો લૈલા જેવો છે અને પતંગીઆની માફક સ્ત્રીઓની પાછળ ભટક્યા કરે છે એવું તેનું Comic (રમુજી) રેખાચિત્ર માશુક ઉપર મોકલી આપે.

માશુકને ભાવ આવી જાય. પેલા હરીફ પ્રત્યે અભાવ આવી જાય. જાતજાતની આફતો: આ જોડા ઉપર નાખી શકાય, છોકરાંને ઇંગ્લાંડ જવાનું થાય, છોકરીને ન્યુમોનીઆ થાય. બેઉ કુટુંબના બુઢ્ઢાઓ લઢી પડે... એવા જાતજાતના વિક્ષેપ પ્રસંગો ઉભા કરી શકાય.

### પરિણામ

કેટલીક સંસ્કારી કેળવાએલી જ્ઞાતોની અંદર યુવાનો બી. એ. પાસ થયા પછી પરણે છે. યુવાનને બી. એ. બનાવી નાંખીએ. ને (પહેલા વર્ગ)માં પહેલે નંબરે તેને આણીએ, જ્ઞાતિ પાસે તેને માનપત્ર અપાવીએ અને એ પ્રસંગે પેલી યુવતીનાં સગાંઓ પાસેથી બંનેનાં વાગ્દાન કરાવીએ.

બસ, આ તમારી પ્રેમવાર્તા. એ વાગ્દાન પછી બેઉ જણાં પાછાં પહેલવહેલાં મળે ત્યારે શું વાતચીત થાય તે વાચક તું કલ્પી લેજે.

આપણે તો આ રૂપરેખા દોરી છે. પણ વાચક જો તારામાં કલ્પનાશક્તિ હોય તો સરસ્વતીચંદ્રના ચોથા ભાગ જેવડાં ચાર પુસ્તક તું ઉપજાવી શકે.

"પલંગમાં તરફડતો યુવાન—" એ વિષય લઇ આશકની મનોદશાનું સુંદર ચિત્ર તું ધારે તો ૫૦ પાનામાં આપી શકે. પેલી ડેઝીઝના દાદરા આગળના પ્રસંગને સુંદર નવલથી પાંચ પાના સુધી લખાવી શકાય. એમ તો ઘણું ઘણું થઇ શકે. આપણે બધું જ ભાન વાચક, તારા પરજ નાખી દીધું છે.

જો કોઇ આ વસ્તુ ઉપરથી એકાદી પ્રેમ પોથી લખી કાઢે તો જરૂર એકાદી નકલ મને મોકલજે. સચિત્ર, ઉપરથી, આપણે લખવાની–દર્શાવવાની કૈંજ જરૂર નથી, આપણે સર્વ હક્ક સ્વાધીન નથી.

સલામ લારે



## રાજાધિરાજ

[ અનુસંધાન પૃષ્ઠ ૯૯ થી ]

મહારાજાએ એકદમ વણીઍર જેવી ચીસ પાડી. પણ ચીસ પાડતાં તેનું ધ્યાન જરાક વ્યગ્ર થયું એટલે કાકે તેને વાંકા વળી, પોતાના શરીર પરથી છુટા કરી એક ખુણામાં ફેંક્યા. રાજા સશબ્દ ભોંય પટકાયા, પણ માનભંગ થઇ જેમ તેમ ઉઠવામાં રોકાયા.

કાકે રાજાની ચીસ સાંભળી હતી એટલે બારણા તરફ નજર કરી ઉભો રહ્યો. એકદમ એક કાળું સ્વરૂપ કોણ જાણે ક્યાંથી ખંડમાં કુદીને આવ્યું.

"બાબરા! આને પકડ." રાજાએ હુકમ કર્યો.

બાબરો કાક પર તરાપ મારવા ફર્યો ને કાકે કહ્યું: "ખબરદાર, બાબરા! જો મને છેડ્યો છે તો એક વખત જીવતો જવા દીધો પણ ફરી નહીં જવા દઉં."

બાબરાએ ભવાંના મોટા વાળ ઉંચા કરી નજર નાખી ને તેના વિજેતા કાકને ઓળખ્યો. તેનું ડગલું હતું ત્યાં રહી ગયું. તેની આંખ બીકથી સફેદ થઇ ગઇ! તેનું કાળું મોઢું પણ ફીક્કું થતું દેખાયું.

"પકડ એને"—જયસિંહદેવે હુકમ કર્યો. જવાબમાં બાંધેલું કુતરું ઘુરકે તેમ બાબરો ઘુરકયો. ને પાછો હઠ્યો. નીચલો હોઠ લબડતો રાખી તે કાકને એકી ટશે જોઇ રહ્યો. રાજા આ ફેરફાર જોઇ ગભરાઇ ગયો.

કાક ખડખડ હસ્યો. "કેમ મહારાજ! જોર આવી રહ્યું? હજુ કોઇને બોલાવો છો? ચાલો, પેલે ખુણે બેસી રહો."

રાજાએ તોરમાં જવાબ નહીં આપ્યો ને બાબરા તરફ તિરસ્કારથી જોયું. "તારું મોત આવ્યું છે?"

"બાપુ! પારકી આશ સદા નિરાશ" કાકે કહ્યું.

રાજાએ તેના તરફ જોયા વિના બારણા તરફ જવા માડયું. કાક બારણા વચ્ચે જઇ ઉભો.

"બાપુ! આ બધી ગીન્નજ હમણાં જવા દો. બહારનું બારણું મેં બંધ કર્યું છે. ને વિજયધવલ ગઢવીને ઘાયલ કરી મેં એક ઓરડીમાં પુર્યો છે. ડહ્યા હો તો છાનામાના એક ખુણે બેસી જાઓ."

મહારાજ મુંગે મોઢે બારણા વચ્ચે ઉભા રહ્યા.

"ચાલો બેસી જાઓ."

જયસિંહદેવે જોયું કે તે વધારે ગરબડ કરવા જશે તો કાક તેને જોરજુલમથી બેસાડશે. તે મુગા મુંગા દૂર જઇ ઉભા. બાબરો આઘુ પાછું જોતો ચાલ્યો ગયો.

"એ છોકરા! અહીંઆ આવ."

"કેમ શું છે?" ભાવ એક દૂર ખુણામાં ઉભો હતો તે આગળ આવ્યો.

"આમ આવ" કાકે બુમ મારી હુકમ કર્યો. ભાવ પાસે આવ્યો.

"રાજગઢમાં ભોંયરું ક્યાં છે?"

ભાવે જવાબ ન વાળ્યો.

"કેમ સાંભળે છે કે?" કાકે પુછ્યું.

"અંદરના બીજા ઓરડામાંથી જવાય છે."

"તને રસ્તો ખબર છે?"

"હા."

"ચાલ રસ્તો બતાવ." ભાવે મહારાજા તરફ જોયું.

"સાંભળ્યું કે?" ભાવનો કાન પકડી કાકે કહ્યું.

"હા." કાન ચોળતાં ચોંકેલા ભાવે કહ્યું

"ચાલ ત્યારે" કાક મહારાજા પાસે ગયો "અન્નદાતા ! આગળ ચાલો."

"ક્યાં ?" તોરમાં રાજાએ પુછ્યું.

"હું કહું છું ત્યાં પેલા ભોંયરામાં" મહારાજાએ ચકિત થઇ કાકની સામું જોયું તેનું મોઢું ભયંકર નિશ્ચયમાં બીડાઇ રહ્યું હતું. "ચાલો"

"કેમ ?" રાજાએ ચારે તરફ પોતાની નિરાધારીના લક્ષણો જોતા પુછ્યું.

"પ્રધાન ને રાણી વિના એકલો રાજા શોભે નહીં. થોડા વખત છુટા પડ્યા તેના તો જુઓને આપે શું શું કરી નાખ્યું ? હવે આપ એ ભોંયરામાં બેએક દહાડા મોજ કરો. હું મુંજાલમહેતા અને લીલાબાને સંદેશા મોકલતો આવ્યો છું. બેએક દહાડામાં રાંનુ માથું લઇ રાણકદેવીને ચીતાએ ચઢાવવા આવી પહોંચશે. પછી આપ ચાહો તો કરો. હમણા તો હું છું એમ કરવાનું છે આવો પધારો."

મહારાજાએ કાકની સામું ક્રૂર બની જોયું. સામે થવાનો વિચાર આવ્યો. તેણે તરત જોયું કે અત્યારે સામા થવે શો ફાયદો !

"કેમ મહારાજ પગ નથી ચાલતા કે ? મસાણું" હાથ જરા ઉંચો કરી કાકે કહ્યું

મહારાજાએ તિરસ્કારની એક દૃષ્ટિ કાક પર નાખી, હોઠ પર હોઠ ભીડ્યા, અને દેખાડેલે રસ્તે ધીમે ધીમે ચાલવા માંડ્યું. કાકે પણ તરવાર પોતાની કેડે ખોસી પાછળ ચાલવા માંડ્યું

"ચાલ ભૂદેવ ! રસ્તો બતાવ !" કાકે ભાવને કહ્યું. ભાવને અને વિચિત્ર ને દુર્જય ગોદાની બીક પેસી ગઇ હતી. તેણે ધીમેધીમે રસ્તો બતાવવા માંડ્યો

"આ ! જરા બેસજો હું આ આવ્યો" કાકે રાણકદેવીને કહ્યું

આગળ ભાવ, પાછળ મહારાજ ને છેલ્લો કાક એમ ત્રણે જણ એક બે ખંડ વટાવી અંદરના ભાગમાં ગયા ત્યાં એક અંધારા અંધારા ખંડમાં તેઓ આવી પહોંચ્યા.

"મહારાજ ! આ રહ્યું ભોંયરૂં" ભાવે કહ્યું

"પથ્થર ઉપાડ" કાકે કહ્યું

"મારા એકલાથી કેમ ઉપડે ?"

"અન્નદાતા ! જરાક નીચા વળો. આપણું નહીં જાય."

જયસિંહદેવે આદમ વાળીને ડોકું ધુણાવ્યું

"હજુ તમને તમારી સ્થિતિનું ભાન નથી કેમ ?" કાકે કઠોર અવાજે પુછ્યું. "હું નં ચો વળું એટલે તમારે કં નોકસાન કરવું હશે કેમ ? ચાલો" કહી કાકે મહારાજનું બાવડું પકડ્યું આખમાં દ્વેષ, ને ક્રોધની જ્વાળાઓ હતી છતાં જયદેવ નીચા વળ્યા ને કાકને પથ્થર ઉપાડવામાં મદદ કરી પથ્થર ઉપાડ્યો એટલે દાદરબારી દેખાય.

"ચાલ દાદર બારી ઉઘાડ." કાકે ભાવને આજ્ઞા કરી. ભાવે પગ વતી દાદર બારી ધકેલી ને ઉઘાડી. દાદર બારી ઉઘડી એટલે અંદરથી પવનનો સુસવાટો આવ્યો.

"ચાલો ભોંયરૂં છે તો સારૂં. પધારો અન્નદાતા !" કાકે મહારાજને કહ્યું.

જયસિંહદેવે છેલ્લી વખત કાક તરફ જોયું

"ખબર છે કે આ માટે તારી શી વલે થશે ?" ઉંડાણમાં અવાજે રાજાએ કહ્યું

"હું તમને સારી રીતે ઓળખુ છુ" કાકે ઠંડે પેટે જવાબ આપ્યો "મારી ફીકર

રશો નહીં. ચાલો."

"તારી ફીકર હવે કરવાની શું રહી છે?" તિરસ્કારથી રાજાએ કહ્યું: "તારાં બૈરીછોકરાં ભૃગુકચ્છમાં ભુખે મરે છે. ને તને હું અહીંઆં પુરો કરીશ."

"શું?" ડોળા ફાડી કાકે પુછ્યું.

રાજા બેદરકારીથી ભોંયરામાં જવા ઉતર્યો. કાકનાં ભવાં ભેગાં થઇ ગયાં. તેણે મહારાજાની બોચી પર હાથ મુક્યો.

"બોલો શું કહ્યું?'

"કૈં નહીં" રાજાએ જવાબ વાળ્યો. કાકે તેમની બોચી પકડી ને તેમને હલાવ્યા.

"બોલો શું કહ્યું?"

"શું શું? રેવાપાળે લાટમાં બંડ ઉઠાવ્યું છે. તારાં બૈરીછોકરાં ગઢમાં ભરાયાં છે. ને ત્યાં ખાવાનુંએ ક્યારનું ખુટી ગયું છે. અત્યાર પહેલાં તો તેઓ પરવારી ગયાં હશે."

"કેમ જાણ્યું?" કાકે ગર્જના કરી.

"તારો કોઇ સોમેશ્વર હતો તે મને કહી ગયો."

"પછી તમે શું કર્યું?" કાકની આંખો ફાટી ગઇ. એના સ્વસ્થ મગજને અપરિચિત એવું તોફાન એના મગજમાં ઉલટયું.

"કૈંજ નહીં. તું જાણે ને તારું લાટ જાણે."

કાકે ગુસ્સામાં રાજાને સખત હચમચાવ્યા. "કૃતઘ્ની, ઘાતકી, અવિચારી, દંભી, તમે તે સોલંકીને પેટે ક્યાંથી અવતર્યા!" જાણે ને સાપના મુખમાંથી ફુંફાડો નીકળે તેમ કાકે ફુંફાડાથી કહ્યું. "ને યાદ રાખજો કે જો મારી સ્ત્રી કે છોકરાંને કૈં થયું તો તમારું નામ કે નીશાન રહેવા દેવાનો નથી." ભયંકર તોફાનમાં વીજળીના કડાકા સાથે ઘોર ગર્જના થાય ને જેવું વાતવરણ પ્રસરે તેવું પ્રસરી રહ્યું. મહારાજાની આંખમાં ડર પેઠો ને તે ભોંયરામાં ઉતરી પડ્યા. કાકે પાછળ ભાવને ઉતરવા સુચવ્યું.

"હું?" ભાવે કહ્યું. "પણ મારે શું?"

"બહાર જઇ તડાકા મારવા છે? ને પછી મહારાજની તહેનાતમાં કોણ? ચલ ઉતર."

"પણ હું–ને આ——"

"હું પણ બ્રાહ્મણ છું. બ્રાહ્મણને બ્રાહ્મણનું પાપ નહીં. ચાલ ઉતર."

"તમે પણ માણસ જબરા છો." બબડતો ભાવ ભોંયરાનો દાદર ઉતર્યો.

"હું થોડા વખતમાં બધું ખાવા કરવાનું લઇ આવું છું, હું તમને ભુખે નહીં મારું" કાકે રાજાને સંદેશો કહ્યો.

કાકે ભોંયરાનાં દ્વાર બારી દઇ દીધાં ને પથ્થર બરોબર સાચવીને સર્જ્જડ કરી ઉપર રજ દીધો, અને રાણકદેવીની પાસે ગયો.

[આ રસિક વાર્તાનો વિશેષ ભાગ આવતા અંકમાં.]



(રજીસ્ટર ટ્રેડમાર્ક.)




પુસ્તક ૧] માર્ગશીર્ષ ૧૯૮૧ [અંક ૩

ગુજરાતે સંસ્કારનો નવો યુગ આરંભ્યો છે. તેની સંસ્કૃતિની મહત્ત્વાકાંક્ષા વધી ગઈ છે. તે સામગ્રીઓથી સમૃદ્ધ બન્યું છે.

એના પુરુષત્વમાં ત્યાગ છે, ઉત્સાહ છે, હજી વ્યાવહારિકતા ને ઉગ્ર અભિલાષા છે. એમાં વ્યવસ્થાશક્તિ છે ને સ્વાતંત્ર્યપ્રેમ છે. મુત્સદ્દીપણું છે અને નિર્મલતા છે, ભાવનાશીલતા છે અને સેવાધર્મનો પ્રેમ છે, અને ભગીરથ તપથી માનવતા વિકસાવવાની હોંસ છે.

એના સ્ત્રીત્વમાં કુમળી સુકુમારતા છે, ને કર્તવ્ય સ્ત્રીની અડગતા છે. એમાં રસિકતા છે, ને સંગ્રાહક વૃત્તિ છે, કાવ્યમયતા છે ને છતાં વ્યાવહારિક બુદ્ધિ સતેજ છે. ધર્માંધતા નથી, છતાં અગાધ હૃદયની શક્તિ છે. એમાં પુરુષના સમાન થવાની હોંસ છે, છતાં પુરુષને પરમેશ્વર ગણી રહેવાનું ડહાપણ છે, નવાનવા ઉમંગો છે, છતાં દુઃખ સહન કરવાની હીંમત છે અને પુરુષો ને સ્ત્રીઓમાં વિશુદ્ધ પ્રેમની જ્યોત જગવા માંડી છે.

ગામેગામમાં નવયુગનું ચેતન પ્રસરી રહ્યું છે—ઘેરેઘેર નવા સંસ્કારનો સંચાર થાય છે.

લાટ-આનર્તો આખા એક ને અવિભક્ત ગુજરાતના અંગ બને છે, અને જેમ અંગેઅંગની એકતાનતા પરથીજ આત્મા પરખાય છે તેમ ગુજરાતની સંસ્કૃતિના પ્રતાપી આત્માની સાક્ષી દે છે. કાર્તવીર્ય ને પરશુરામની આ ભૂમિ આર્યસંસ્કૃતિનો વિજયધ્વજ લઈ ઉભી છે, અને આર્યત્વના સનાતન તત્ત્વો મહત્ત્વાકાંક્ષા ને વીરતા, સ્વમાન ને સ્વાશ્રય, બુદ્ધિ, સ્વાતંત્ર્ય ને વ્યવસ્થા, તપ શક્તિ ને સંયમ, પિતૃભક્તિ ને જીવદયા, શબ્દબ્રહ્મની સર્વાંગસેવા, અને પ્રેમ-નિર્મલ ને નિરંકુશ—આ પુરાણા નવ-આર્યાવર્તની પ્રેરણા દશે દિશામાં પ્રસરશે.

—'ગુજરાત—એક સાંસ્કારિક વ્યક્તિ'માંથી



# રામદાસ શેઠ

લેખક :
**રા. અમુલખરાય પી. સરૈયા**
ચિત્રકાર:
**રા. કલાનિધિ અને રા. સ**

આમારા રામદાસ શેઠ જરા "ચીખા" હતા એમ કહું તો કૈં ખોટું નહીં. સાથે થોડા જરા વહેમી તો ખરાજ. લાખ દોઢ લાખનો પાસે જીવ ખરો; તેમ વાડી, બંગલો વગેરે સૌ ચીજની શેઠને ખામી હતી નહીં. પોતે જે. પી. તથા ઓનરરી મેજીસ્ટ્રેટ પણ હતા. પણ પીડા એક જબરી હતી. કોણ જાણે શા કારણથી શેઠને મોટરના નામે સુગ હતી. કોઇ મોટર બાબતની ખાલી વાત કરે કે બસ ચીડાઇ જાય, હાથપગ પછાડે અને વગર કારણે જરામાં "એકસાઇટ" થઇ જાય. શેઠને સંતાનમાં બીજું ત્રીજું કૈંજ નહોતું, ફક્ત એકજ ફુલની અણસુંઘેલી કળી જેવી કુમારી કન્યા સરલા હતી. શેઠને આ સરલાને કયાં આપવી તેની મોટી મુંઝવણ હતી. હું સેવક પોતે હતો તો શેઠનીજ ન્યાતનો, વળી એમને ઘેર અવારનવાર જતો આવતો મારી અને સરલાની ઘણીએ વાર 'મળી દષ્ટોદષ્ટ' થઇ હતી. પણ કીસ્મતની કમનશીબી તે શેઠ પોતેજ અમારા લગ્નની સાવ વિરુદ્ધ હતા. બીજું ત્રીજું કૈંજ કારણ નહી, ફકત મારી પોતાની એક મોટર હતી અને તે હું જાતેજ "ડ્રાઇવ" કરતો હતો અને ધંધો મારો વકીલનો હતો. આ બંને "પોઇંટસ" (મુદ્દા) મારી "અગેન્સ્ટ" (વિરુદ્ધ) હતા. કારણકે શેઠને મન "વકીલ એટલે? લોકોને વગર કારણે લઢાવી મારી પોતાના ખીસાં ભરનાર આધુનિક જમાનાના 'સરટીફાઇડ' ધુતારા." આ તેમનાજ શબ્દોમાં તેમનીજ શોધેલી વ્યાખ્યા છે. આવાં કારણોને લઇને

.સ્સા પાંચ હજારના ખાડામાં ઉતાર્યા હતા. આ કારણથી હવે શેઠ વકીલોથી રોદ ગાઉ દૂરજ રહેતા. મારા તો તે બંને ધંધા હતા એટલે શેઠ પાસે તો સરલાના ઉમેદવારોમાં મારું નામ 'રીઝર્વ્ડ' લીસ્ટમાંજ હતું. પણ લલાટના લેખ કંઈ મિથ્યા થાય? સરલા સાથે મારે "સીક્રેટ સર્વીસ" દ્વારા પત્રવ્યવહાર ચાલતોજ. એક વાર તો સરલાએ મને લખી દીધું:

"તવ મન નવ જાણું હું,
પણ હે નિર્દય તપે રાત દા'ડો;
મદન પ્રબળ આ તનમાં,
આસક્ત થઇ રહ્યાં અંગો."

આ તકડંચી 'આર્યા' છે એ તો હું સમઝીજ ગયો. પણ સેવક ક્યાં કાચો છે? મેં સામો 'ગીતિ'માં જવાબ આપ્યો–એ પણ તકડંચીજ સ્તો!—

"મદન તને તો તપતો પણ,
મુજને તો અહર્નિશ રહ્યો બાળી,
દિવસે દમે નિશાકરને, ન તેડ્યો તે દમે કુમુદિનીને"

આવા ગાંડાઘેલા પત્રવ્યવહારથી આપણી તો ભાઇ ખાત્રી થઇજ ગએલી કે સરલા મારા શીવાય અન્યને વરનાર નથી, પણ 'ડોસમસલા'નું શું કરવું? પ્રિય વાંચનાર! નક્કી માનજો કે શ્રી રઘુનાથજીને મારી ફીકર વધારે હતી.

એક દિવસ રાત્રે લગભગ સાડા અગીઆર વાગે શેઠ કલબમાંથી ઘેર આવ્યા, અને જોયું તો પોતાના બંગલાના કમ્પાઉન્ડ પાસેજ કોઇની 'ટુ સીટર' મોટર પડેલી. શેઠનું તો આ જોઇ એકદમ છીંકાઇજ ગયું. અને આ ધૃષ્ટતા જેણે કરી તેને બરોબર સ્વાદ ચખાડવાનો મનમાં નિશ્ચય કર્યો. શેઠે જરા મોટરને બે હાથે ધક્કો મારી જોયો, ત્યાં તો તે ચાલી. એટલે આસ્તે આસ્તે ધકેલીને મોટરને ગાડી રાખવાના તબેલામાં ચઢાવી દીધી. અને તબેલાને બહારથી તાળું મારી શેઠ પૂર્ણ ઉલ્લાસમાં ઉપર ગયા. શેઠને પૂર્ણ ખાત્રી હતી કે થોડી વારમાંજ મોટરનો ધણી તપાસ કરવા આવશે અને પોતે તેની સખત ખબર લઇ નાખશે. પણ સાડાબાર થયા છતાં કોઇ આવ્યું નહીં. "હશે, જેની હશે તે જખ મારીને પુછતો આવશે." કહી મન વાળી શેઠ તો સુતા.

શેઠની સામેના શેઠ કસ્તુરચંદના બંગલામાં ગાણું ચાલી રહ્યું હતું અને મિત્ર મંડળની ઠઠ જામી હતી. શેઠને કંઈ ગાયનવાદન ઉપર રસ નહોતો અને બીજું એ કે કસ્તુરચંદ શેઠ સાથે આપણા રામદાસ શેઠને બનતું ન હતું. નહીં બનવાનું કારણ એ કે કસ્તુરચંદ શેઠે પોતાની ઘડીઆળનો મુંબઇ ટાઇમ રાખ્યો હતો તેથી તેમનો ચપરાસી તે પ્રમાણે દર કલાકે ટકોરા મારતો અને રામદાસ શેઠની ઘડીઆળ "સ્ટેન્ડર્ડ ટાઇમ" પ્રમાણે હતી એટલે તેમનો ચપરાસી તે પ્રમાણે ટકોરા મારતો. ઉલ્લે હીસાબે બંનેની ઉંઘમાં વારંવાર ખલલ થતી, પણ બંનેમાંથી કોઇ પોતાની હઠ છોડતું નહીં —આ નહીં બનવાનું કારણ–શેઠ તો સુતા તેવાજ ઘોરી ગયા.

સવારના ઉઠ્યા કે ડબ દેતી મોટર યાદ આવી. અને નીચે જઇ મોટર ત્યાંની ત્યાંજ છે કે કેમ તેની ખાત્રી કરી આવ્યા. મોટર તો ત્યાંજ હતી. પણ શેઠને સહેજ વિચાર થયો કે આટલો બધો વખત ગયો છતાં કોઇએ કેમ તપાસ નહીં કરી? ઉપર આવી પ્રાતઃકાળની બધી આધુનિક "ડયુટીઝ"થી પરવારી શેઠ ઇઝીચેરમાં ગોઠવાયા. હવે સહેજ ચટપટી થવા માંડી. 'કોઇ નહીં આવ્યું તેનું

આગળ કે પાછળ ચાલવા ચોખ્ખી ના પાડી. શેઠે વિચાર્યું કે કાલે આટલે સુધી ચાલી આવી અને આજ શું થયું ? પણ કલાપી કહે છે તેમ "કામી નિશ્ચે જડ સત્ત્વમાં ભેદ ના કંઈ પ્રમાણે" હવે કરવું પણ શું ? નોકર ચાકર દૂર તે લોકોનાં ઝુપડાં (ક્વૉટર્સ) માં સુતા હતા. પણ તે લોકોને આ વાતની ખબર કરાયજ કેમ? નોકરોને ખબર પડે તો એક કાનેથી બીજે કાને "વા વાત લઇ જાય" તેની શેઠને પુરેપુરી ખાત્રી હતી. એટલે હવે આમાંથી કેમ છુટવું તેની શેઠને ગભરામણ થવા લાગી. પોતાના ફળદ્રૂપ ભેજાને બહુએ વલોવ્યું પણ બધું વ્યર્થ. શેઠની બલારાત જાણે કે મોટરનું એનજીન ક્યાં હોય કે તેનું 'મીકેનીઝમ' શું? કલાક સુધી આ પ્રમાણે માથાફોડ કરી છેક હતાશ થઇ શેઠ પાછા ઉપર પોતાના ઓરડામાં આવ્યા અને પલંગમાં પડ્યા. પણ ઉંઘ કેમે કરી આવે નહીં. મહા મહેનતે સવાર પડી. અને લગભગ સાડાઆઠ વાગે આપનો સેવક પોતે શેઠને યાદ આવ્યો. તુરત શેઠે ટેલીફોન મને કર્યો. "અરે નટવરલાલ......છો કે......એ તો હું રામદાસ તળાજીઓ, હા...હા...... જરા અત્રે હમણાંજ આવી જાઓ તો...... અરે—ના—ના. હમણાંજ......ઘણુંજ જરુરનું કામ છે......અરે હા. ભાઇ મહેરબાની તમારી......પણ હમણાંજ આવો હો. હા—જી. સાહેબજી."

મારે જોકે ઘણું કામ હતું, મારો મિત્ર મધુસદન બેઠેલો હતો છતાં તેને બેસવાનું કહી આપણે તો ભાઇ, શેઠને બંગલે ગયા. શેઠ મારી વાટ જોઇનેજ બેઠેલા હતા. અને મેં જઇને, "શું હુકમ છે?" પુછ્યું કે તુરત તેમણે પોતાની 'આપવીતી' મને કહી બતાવી.

"હવે આનું શું કરવું? નટવરલાલ! મને કોઇ રસ્તો સુઝતોજ નથી, તમે જેમ સલાહ આપો તેમ કરું" ગભરાએલા સ્વરે શેઠે કહ્યું.

"શેઠ તમે આ શું કર્યું છે. તેની તમને કંઇ ખબર છે? ચોખ્ખી દીવા જેવી ચોરી. ફકત હીંદી ફોજદારી કાયદાની '૩૭૮' મી કલમનો ગુન્હો કર્યો છે. 'હાઇ વે રોબરી' ની 'સેકશનમાં' આવતાં તમે રજમાંજ બચી ગયા છો." મેં ધીરા કરેલ સ્વરે આબાદ વકીલનીજ ઢબે કહ્યું.

મારાં આ ગંભીર સૂત્રો સાંભળતાં શેઠ ફીક્કા તો પડી ગયા પણ બોલ્યા, "હવે જે થયું તે થયું. અરે ભલા ભગવાન્! મને આવી મતિ તેં કયાં સુઝાડી?" કહી એક નિઃશ્વાસ નાખ્યો. "પણ હવે કંઈ તેનો રસ્તો કાઢો નટવરલાલ!"

મેં કહ્યું: "રસ્તો શું કાઢું? તમે સદંતર આ બધું ખોટુંજ કામ કર્યું છે. વળી તમે છો ઓનરરી મેજીસ્ટ્રેટ, એટલે પુરેપુરી તમને સજા નહીં કરે તોપણ ઓછામાં ઓછી ત્રણ મહીનાની સાદી તો મળશેજ." આપણે તો આપણા ધંધા મુજબ ધીરે રહીને 'સીડલીસ પાઉડર' નો એક 'ડોઝ' સેરવ્યો.

મુળ તો શેઠ તદ્દન ઢીલાઢચ થઇ ગયેલાજ હતા, ત્યાં આ મારો 'ડોઝ' જતાં સાવ નરમજ થઇ ગયા. આખા શરીરે પસીનો પસીનો થઇ ગયો અને સહેજ કુજારી પણ થઇ હશે એમ અત્યારે માનું છું. છેવટે શેઠ ગળગળે સ્વરે બોલ્યા: "નટવરલાલ! જુઓ, કંઈ રસ્તો કાઢો, મારી આબરુ આજે તમારા હાથમાં છે. તમે જે કહેશો તે બદલો હું તમને આપીશ, પણ કંઈક કરી મને ઉગારો."

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૫૯]

# આત્મઘાતીની કથા

લેખક:

રા. મુનિકુમાર મણિશંકર ભટ્ટ

ચિત્રકાર:

રા. ઓરશંકર

મારા જીવન કથનમાં તમને રસ નહીં પડે. મારો નિખિલ વૃત્તાંત દુઃખમય છે. શું દુઃખ તે હું સમજાવી નહીં શકું. લક્ષ્મી, રૂપ, વિદ્યા માણસને સુખ આપી શકે તો હું સુખી છું. લક્ષ્મીની મારી ઉપર કદીએ અકૃપા થઇ નથી. જીવનભર કોઇ પ્રવૃત્તિનો આશ્રય કર્યા વિના સ્વતંત્ર જીવન ગુજારવા જેટલું દ્રવ્ય વડીલો વારસામાં મૂકતા ગયા છે; ને હું જન્મ્યો હતો. લક્ષ્મીની આવી કૃપા જોઇ સરસ્વતી પણ મારાથી વિમુખ થઇ નહોતી. અને કોઇ પણ માણસ સુંદર કહી શકે, કોઇ વાર અરીસા સામે ઉભા રહેતાં મારી સામે એ આકૃતિ દેખાય. તેની ત્વચાનો વર્ણ ગૌર, સમગ્ર શરીર સ્નિગ્ધ માંસલ, અને તેના વિશાળ તેજસ્વી લલાટપટ ઉપર ઝીણા વાળના ગુચ્છા ક્રીડા કરે. તેમાં એ ચહેરો મોહક છે અને વિશાલ આંખોમાંથી તેજસ્વી પ્રકાશ ઝરે છે. હું જાણીને ખુશી થતો કે એ આકૃતિ મારી છે.

ધન, રૂપ ને વિદ્યા છતાં હું દુઃખી કેમ એવો તમે પ્રશ્ન પુછશો. પણ તમારાં સુખ-દુઃખથી મારાં સુખદુઃખ તમને નહીં સમજાય. જીવનના આરંભકાળમાંજ એક એવી ઋતુ આવી જાય છે કે જેને અવલંબીને ભવિષ્યનો મોટો આધાર લટકે છે. જીવનના એ મનોહર મધુમાસમાં જે પ્રફુલ્લિત હૃદયનો ઉલ્લાસ હોય છે, જે નવયૌવનની ઝળહળતી મઝા હોય છે તે જીવનના પાછળના કાળમાં કદી મળતી નથી. એ કાળમાં જે હૃદયને આનંદ નથી તે હૃદય હમેશાં દુઃખી રહી જાય છે.

નાનપણમાંથીજ મને ચિત્રોનો શોખ હતો. પર્વતો, ઝરાઓ, ભુરૂં નભોમંડળ, ચંદ્ર અને તારાઓથી મને જે આનંદ થતો તે બીજા કશાથી થતો નહીં. મનુષ્યની જીંદગીમાં માત્ર એકજ કાળ એવો રમ્ય આવે છે કે જે પોતાની અસર હમેશાંની પાછલા જીવન પર મુકી જાય છે. મારાં ચિત્રોમાં હું એ કાળની ઝલક બતાવવા પ્રયત્ન કરતો

અને જોકે બીજાં ચિત્રો કરતાં તે સુંદર હતાં છતાં જે સ્વર્ગીય સૃષ્ટિ મારા કલ્પના પ્રદેશમાં હતી, તેનું સફલ ચિત્ર દોરવામાં હું કદી વિજય ન પામતો.

તેનું એક કારણ છે. મારા જીવનની શરુઆતમાંજ હું એક અમૃતનું જાણે પાન કરવા જતો હતો તેવામાંજ કોઇ આવી તેમાં વિષ રેડી ગયું. મારા જીવનમાં પહેલેથીજ દુ:ખ હતું એમ નહીં. એકવાર એ વસંતના નવપલ્લવિત કુસુમ જેટલું મધુર હતું. તેમાં ઉગતા પ્રભાતનો આનંદ અને ઉલ્લાસ હતો. એ હૃદયવાટિકા જાણે કોઇ મીઠી કોકિલાના ગાનથી ગુંજીત થઇ રહી હતી. પણ આજે ત્યાં પાનખર આવી છે, ફુલોનો આનંદભર પરાગ ત્યાં નથી; કોકિલાના ગાન વિના અખિલ કુંજ શુન્ય છે ને હૃદયની મરુભૂમિ છે વિષાદમય. જે સુખી જીવન ગુજારવાના મધુર કલ્પના પ્રદેશમા હું વિહરતો હતો ત્યાંથી મને પદચ્યુત કરનાર બનાવ બહુ ટુંકો છે, તેને લાંબો કરી હું લખતો નથી.

મારા જીવનના પરમ મધુર સમયમાં ઇશ્વરે જે પ્રતિમાનું મને દર્શન આપ્યું તેજ મારી હૃદયેશ્વરી થઇ પડી.

બી. એ. ની ઉપાધિ મેળવ્યા પછી હુ ચિત્રો કાઢવા માટે બીજા કૈં પણ વ્યવસાય વિના ભટકતો. મારો વિચાર કોઇ પણ સ્થળે ખાનગી શિક્ષકનું કામ મળે તો કરવાનો હતો. એકવાર હું એક સીનેમેટોગ્રાફ જોવા ગયો. એક પ્રોગ્રામ ચાલતો હતો અને બીજો શરુ થવાને જરા વાર હતી; એ અવકાશમાં હું બાગમાં ફરતો હતો. થોડે દૂર ત્યાં એક કાચના ચોકઠામાં લાકડાની એક મૂર્તિ સ્ત્રી–પુરુષનું ભવિષ્ય કહેતી હતી. એ મૂર્તિ પાસે ભવિષ્ય જાણવા આતુર ચાર પાંચ બાળાઓ આવી ચઢી. કૈંક કુતુહલ જાગૃત થતાં હું પણ ત્યાંથી ખસ્યો નહીં. તેમાંની મારી આગળ ઉભેલી એક બાળાનું નસીબ જાણવા પૈસા નંખાયા; મૂર્તિ ચલાયમાન દેખાઇ અને કુમારિકાના હાથમાં જે કાગળનો ટુકડો આવ્યો તે બધાંએ વાંચ્યો; અને તેમની દૃષ્ટિ તરત મારા તરફ ફરી. ચીઠ્ઠીમાં લખ્યું હતું કે તારી પાછળ જે ઉભું હશે તે તારો પતિ થશે.

એ જ્ઞાન થતાં હું ત્યાંથી ચાલ્યો ગયો. તે બાળાના અંતરનો અગમ્ય પ્રશ્ન તેના ભાવિ પતિ વીશે હશે કે શી રીતે એ હું જાણતો નહોતો. અને કાષ્ટમૂર્તિના ભવિષ્યવાદ વિના કદી મારો દેખાવ તેને તેના ભર્ત્તા યોગ્ય લાગ્યો હોત કે કેમ એ શંકાસ્પદ છે, છતાં તે વખતે મને જોઇને તેના મુખ ઉપર સ્વાભાવિક લજ્જાના સુરખીભર્યા શેરડા આવી આવી ઉડી ગયા એ દૃશ્ય હું હજી ભુલ્યો નથી.

યૌવનના યશમંદિરને પહેલેજ પગથીએ ઉભી રહેલી આ બાલાનું સ્વરૂપ પહેલીજ નજરે જોનારનું ધ્યાન ખેંચે તેવું નહતું ચિરકાલના પરિચિતને, તે છતાં તેનામાં અલૌકિક માધુર્ય દેખાતું. વર્ષાકાલમાં ગુલાબનું પુષ્પ સકલદલ વિકસાવીને જેવું શોભે તેવી આ બાલા હતી. ચિત્તાકર્ષક સુંદરતાના જાજવલ્ય વિના પણ, સૂક્ષ્મ જોનારને તેનું સ્વરૂપ અનુપમ લાગતું. નયન, નાસિકા કે શરીરના અવયવ માત્રમાં વિશિષ્ટતા દેખાતી નહોતી, તોપણ કોઇક વાર હાસ્ય કરતાં ઓષ્ટપ્રવાલ પાછળથી કેવલ ધવલ દંતપંક્તિ ઝળકી ઉઠતી ત્યારેજ તેના સર્વોપરી સૌંદર્યની ઝાંખી થતી; અથવા કોઇ વાર વાતો કરતાં નયનને નયન મળે ત્યારેજ તેમાંની સમુદ્રગહન ખુબી દીલને છતી લેતી.

કહેવાતું હતું. કવચિત્ એ સંભાષણના પૂર્ણ-વિરામ રૂપે બાલાના સભ્રૂભંગ થોડા શબ્દો આવતા. "આમ ચીડવતાં શું હશો ?"

પણ એ શબ્દોએ હસવામાંજ ઉડી જતા. "અહોહો ! તું અમને રોજ ચીડવે છે તેનું જાણે કે નહીં અને અમે ઘડી વાર હસીએ, બોલીએ તેમાં તારો મીજાજ જાય !" વધારે વાત સાંભળવા હું હાજર નહતો, પણ જે થોડા શબ્દો મેં સાંભળ્યા હતા તેણે મારા અંતર-મર્મમાં પ્રચંડ તોફાન જગાવ્યું હતું. એ અવાજમાં ઉત્તમોત્તમ સંગીતની મસ્ત મઝા હતી, બધી કલાનું માધુર્ય હતું, બધા સૌંદર્યની રસિકતા હતી.

થોડા વખત પછી, કોણ જાણે શાથી અમારી જ્ઞાતિના પ્રતિષ્ઠિત ગૃહસ્થ લક્ષ્મીનાથની પુત્રી જ્યોતિરેખાને માટે એક ચિત્રશિક્ષકની જરુર હતી ત્યાં હું નીમાઇ ગયો. સવારે જ્યોતિરેખાને રંગો પુરાવવા અને સાંજે ફરવા લઇ જઇ દશ્યો બતાવવાં એ અમારો કાર્યક્રમ હતો. પહેલેજ દિવસે જ્યોતિરેખાએ મને કહ્યું કે તેની એક સખી પણ તેની સાથેજ શીખનાર હતી અને સાંજે ફરવા પણ આવનાર હતી; એટલે એ પ્રમાણે સાંજે જ્યોતિરેખા મારે ત્યાં આવી. હું તૈયારજ હતો અને જેવો ગાડીમાં બેસવા જતો હતો તેવામાંજ તેની સખી ઉપર મારી નજર પડી.

ઉનાળાના શીત મનોહર સંધ્યા સમયે નવેન્દુના ઝાંખાઝાંખા તેજ પાછળ તેજોમય શૃંગારતારા શુક્ર જેવી દીપી રહે એવી કોઇ બાલાને મેં જોઇ. સીનેમામાં જેને જોઇ હતી તેજ એ બાલા. ન સમજાય એવું હસતાં હસતાં જ્યોતિરેખાએ તેને ઓળખાવી, "આ મારી સખી સરયૂબાલા, કાંતિપ્રસાદ મજમુદારની પુત્રી, તમે તેને પણ શીખવશોને ?" ... ... હું તેમને લઇ દરીઆ કીનારે ગયો, અને આથમતા સૂર્યનાં જલતરંગ ઉપર વિસ્તૃત પથરાઇ રહેલાં કિરણો ચીતરવાનું કહી ઘેર આવ્યો.

આવ્યો ત્યારે તદ્દન બદલાઇ ગયો હતો. જીવનમાં પહેલીજ વાર કૈં ન કળી શકાય એવી મધુર લાગણીઓ હું અનુભવી રહ્યો હતો. સીનેમામાં જોયા પછી જે બાલાને હું લગભગ ભુલી ગયો હતો તેણે કોણ જાણે કેમ મારી ઉપર અદ્ભુત અને બળવાન અસર કરી હતી. એકલાં બેઠાં એકજ નામ હું બોલી શકતો તે–સરયૂબાલા; એકલાં બેઠાં એકનુંજ મુખ હું ચીતરતો તે–સરયૂબાલા. સમજી નહોતો શકતો કે શી ભુરકી વડે સરયૂબાલાએ મને વશ કર્યો હતો કે હું તેને ભુલીજ ન શકયો ? બોલવામાં તેની મીઠાશ, ચીતરવામાં તેની ચાલાકી, સમજવામાં તેની સર્ગશક્તિ, ઉપરાંત તેના સ્વભાવનું માર્દવ અને તેની સરલતા મને યાદ આવ્યાજ કરતાં.

સરયૂબાલાએ મારા ઉપર એવી સચોટ અસર કરી હતી કે મારા સ્વભાવમાં મને મોટું પરિવર્તન થતું લાગ્યું. અત્યારસુધી મને આનંદનાં સાધનો માત્ર મારી પીંછી અને મારા રંગોજ હતા; વિલાસોમાં ચિત્રોજ મારું સર્વસ્વ હતાં. પણ જ્યારથી સરયૂબાલાને હું ઓળખતાં શીખ્યો ત્યારથી મને બીજું કશું ગમતુંજ નહીં. તેને કેવાં ચિત્રો બતાવવાં, તેની સાથે શી શી વાતો કરવી એ બધી બાબતો, જેને હમણાંની પ્રાપ્ત દુનીઆં મુર્ખાઇ ગણે તેવા વિચારો કરવામાંજ મારો વખત જતો. જ્યોતિરેખા કરતાં સરયૂબાળાને શીખવવાનાં મને વધારે રસ આવતો. જ્યોતિરેખા કરતાં સરયૂબાળા તરફનો મારો પક્ષપાત સ્પષ્ટ હતો.

પ્રદર્શનમાં મુકવા માટે આ વખતે હું એક ચિત્ર તૈયાર કરતો હતો તેમા મદદ આપવા સરયુબાળા ઘણી વાર મારે ત્યાં આવતી ત્યારે, કામ વચ્ચે પણ થોડીથોડી વાર તેની સાથે મારે વાતચીત થતી. જેમજેમ તેને હું વધારે ઓળખતો ગયો, તેની વાતો વધારે સાંભળતો ગયો તેમ તેમ તેની તરફનુ આકર્ષણ વધતુજ ચાલ્યુ. તેની વાણીમાં સુરીલા વાદ્યની મોહકતા હતી, તેની આખોમા અપૂર્વ બુદ્ધિશક્તિનુ તેજ હતું. તેના સમગ્ર વદનમા અધી નિર્દોષતાની દિપ્તી હતી મારા જીવનની સૌથી સુખી પળો હુ સરયુબાળા સાથે વાત કરતો તેજ હતી.

પરન્તુ સુખી દિવસોની પરંપરા લાબો કાળ ટકે નહીં મારો હૃદય—સમુદ્ર અત્યાર સુધી સરયુબાળાના સહવાસે શાન્ત હતો, તેમા એક દિવસ જ્યોતિરેખાએ નવુ તોફાન જગાવ્યુ. એક દહાડો તેણે એકલાજ આવીને વિચિત્ર વાત કહી "મને મારી સખીઓ મારફત ખબર મળ્યા હતા કે તે દિવસે સીનેમામા



તેની ચિત્તમા ઝાખીઝાખી ઉતરી આવે છે

સરયુની પાછળ તમેજ ઉભા હતા પેલી લાકડાની પુતળીએ તમનેજ સરયુના પતિ ઠરાવ્યા છે તમારે ચિત્રના શિક્ષક તરીકે કામ કરવાની ઇચ્છા હતી એમ સાંભળીનેજ મે ચિત્રનો અભ્યાસ શરૂ કર્યો. મારો ઉદ્દેશ એ

બહાને તમને અને સરયૂને મેળવવાં એટલોજ હતો.' મારા પતિની ઇચ્છા સરયૂનાં લગ્ન સારે ઠેકાણે થાય એવી છે. તમને તે સારી રીતે ઓળખે છે, અને તમારું જોડું ઠીક થશે એમ એ પણ માને છે. હવે એ (એટલે જ્યોતિરેખાનો પતિ) કાંતિપ્રસાદને આ વિષે પુછવા માગે છે; કારણકે હજી તેમનો વિચાર કોઇ જાણતું નથી."

આટલી વાતો કરી જ્યોતિરેખા ચાલી ગઇ. પણ મારા ઉરમાં અશાંતિ મુકતી ગઇ. મારાં લગ્ન સરયૂ જોડે થાય એ વિચારજ મને આનંદથી ભરી મુકતો હતો. સીનેમાનું ભવિષ્ય કદી સાચું પડે એવો ખ્યાલજ નહીં એટલે મને તો એ અસંભવિતજ લાગતું હતું. ઉડતી ઉડતી વાતો મેં સાંભળી હતી કે કાંતિપ્રસાદના વડવાઓ અને મારા વડવાઓ વચ્ચે ક્લેશ હતો, પણ એતો ભુલાઇ ગયાનેએ ઘણો કાળ વહી ગએલો. પણ કાંતિપ્રસાદના ઉત્તરે મારા સુખના નવદિનકર ઉપર સદાનો કાળો મેઘ છાઇ દીધો, "એક તરંગી ચીતારાને મારી દીકરી આપી તેનો ભવ બગાડવા હું માગતો નથી." એવું જ્યોતિરેખાના પતિને તેણે સ્પષ્ટ જણાવ્યું. સ્વયંભૂવૃત્તિથી ચાહેલી મનોરથ પ્રિયતમાને આમ ચિત્રો ખાતર તજવી પડશે એમ લાગ્યું. પણ પ્રદર્શનમાં મેં 'અંતરનો રંગ' એ નામનું ચિત્ર દોર્યું હતું. વાદળાંઓમાં આથમતા સૂર્યનાં કિરણોને લીધે જાણે આગ લાગી હોય તેવું લાગતું હતું; ત્યાં એક આશકની દૃષ્ટિ લાગી રહેલી છે, અને જાણે તેની તરંગાવલિમાંથી તેની પ્રિયતમા ઝાંખી ઝાંખી ઉતરી આવે છે. આમાં મે સરયૂબાલાનુંજ મુખ લીધું હતું. અને સ્નેહની આવી નવીન માગણીનો અસ્વીકાર સર બાદ્રાએ કર્યો નહતો. એ ચિત્રને લીધે હું ચિત્રકારોમાં પ્રથમ પંક્તિએ આવ્યો; પહેલું ઇનામ હું જીતી ગયો. એ ચિત્રની થોડીક નકલો છપાઇ, તેમાંની એક લઇ જ્યોતિરેખાના પતિ ફરી એક વાર કાંતિપ્રસાદ પાસે ગયા અને કહ્યું કે "જે ચીતારાનો તમે તિરસ્કાર કર્યો તે દેશનો સર્વોત્તમ કલાકાર ઠર્યો છે માટે હવે તમારો શો જવાબ છે?" તે જરા ગુંચવાયા; છતાં જાણે છેવટનું બોલી નાંખતા હોય એમ કહ્યું:

"મારા એક સ્નેહીનો પુત્ર છે તેને બીજું કોઇ કન્યા આપે તેમ નથી; ત્યારે મારી એ ફરજ થાયછે કે મારી કન્યા તેને આપવી, અને મારી કન્યાનીએ ફરજ થાયછે કે મારી આજ્ઞા માનવી."

આ જવાબ પછીની મારી સ્થિતિ દુઃખમય છે. જીવનના જે ઉત્તમોત્તમ કાલ માટે હું રાહ જોઇ રહ્યો હતો તેજ કાલમાં દુઃખ આવી પડયું. મારી જીવનવાટિકા એક વનદેવીના આગમન માટે વાટ જોતી હતી. વસંત પલ્લવિત થાય ત્યાર પહેલાં વનદેવી ચાલી ગઇ. મારા દીલમાં સુનકાર થઇ ગયો. હું એકજ પ્રકારના જીવનની આશા ધરી રહ્યો હતો; એકજ સ્વર્ગીય જીવન મારી કલ્પનામાં હતું, તે તો નષ્ટ થયું. હવે બીજું સુખ શા કામનું? જીવનના પાછલા કાલમાં શુભ્ર શિશિરનું માધુર્ય મળે પણ યૌવનની જે વાસંતી ઝલક જાય છે તે પ્રૌઢકાલને ઉજ્જ્વલ કરવા કદી પાછી આવતી નથી.

તીવ્ર વેદનામાં બે એક વરસ વ્યતિત કર્યા પછી મને એકદમ પરદેશ જવાની તીવ્ર ઉત્કંઠા થઇ આવી. સરયૂ-બીજાની સરયૂ-જ્યાં હોય ત્યાં હું નજ રહી શકું એમ મને લાગ્યું, અને હું ઉપડયો, દેવનાં કુટિલ ઉપરથી

સરયુબાળા પણ મારી જોડે એકજ ટ્રેનમાં હતી. જે દુઃખ દૂર કરવાને હું પ્રયત્ન કરતો હતો તે તો મારી સાથેજ આવે છે. મુસાફરી લાંબી હતી. અમારા ડબ્બાઓ દૂર દૂર હતા પણ જાણે મારી નજીક સરયૂબાળા છે એવી મને વારંવાર ભ્રાંતિ થયા કરતી. હું અર્ધ નિદ્રિત અવસ્થામાં હતો ત્યાં અમારી ટ્રેન એક ભયંકર અવાજ સમેત અટકી ગઇ. માલુમ પડયું કે ટ્રેનને અકસ્માત્ થયો હતો અને એક ગાડી સાથે અથડાવાથી આગળના ત્રણ ચાર ડબ્બાઓ પડી ગયા છે મને સરયૂનો વિચાર આવતાં હું તરતજ દોડયો અને અંધકારમાં પણ સરયૂબાળાને મહા-મહેનતે ખેંચી કાઢી તેને ઇજા ગંભીર હતી અને ભાન ન હતું. હું તેને એક સુરક્ષિત એકાંત સ્થળમાં લઇ ગયો અને શુદ્ધિમ આણી. તેણે આંખ ઉઘાડી ખરી પણ મને જોઇને તરતજ મીંચી દીધી

મારા હૃદયના જાણે અંદરથી ટુકડેટુકડા થઇ ગયા. હું બોલ્યો "સરયૂ! સરયૂ!" પહેલીજ વાર તેને હું સરયૂ કહેતો હતો અને તે પણ છેલ્લીજ વાર હતું "સરયૂ તને ખબર છે કે તને ઓળખી ત્યારથી હું તને ચાહતો આવ્યો છું? પણ કોઇ દિવસ તું મને ચાહે છે તે જાણવા ઇચ્છા કરી નથી એ જાણવાનો મને હક છે?"

સરયૂનો જીવનદીપ ધીમેધીમે ઓલવાતો જતો હતો મારા શબ્દોથી તેની આંખમાં સુખનું કોઇ અપૂર્વ તેજ ઝળક્યું. "મેં તમને જોયા ત્યારે મને પણ ... ..." તે વધારે ન બોલી. તેના નબળા હાથ મારી તરફ લંબાવી મારું માથું પોતાના હાથમાં લીધું અને મને એક ચુંબન કર્યું વળી મંદ સ્વરે બોલી "જન્માંતરે પણ તમારી સહચરી બનું એમ ઇચ્છવામાં કંઇ પાપ છે?" ફરી એક લાંબા આશ્લેષ સાથે એક ચુંબન કર્યું અને પછી એ દેહ અચેતન થઇ પડ્યો

* *

બસ, સામેજ પડેલા આર્સેનીકના પ્યાલા-માનું છેલ્લું ટીપું મેં ખલાસ કર્યું છે અને મારો પ્રાણ જાય ત્યાર પહેલાં બધાને એક પ્રશ્ન પુછું છું કે સ્નેહ મોટો કે બાપની આજ્ઞા? સરયૂબાળા પરણી છતાં અમે એક બીજાને ચુંબનો કર્યા એ હમણાની પ્રાકૃત દુનીઆને મન ભલે ગમે તેટલું ભયંકર પાપ જણાય પણ મારે મન તો એ પુણ્યજ છે શા માટે મને મારી પ્રેયસી મળી નહીં? એકજ દુઃખને લીધે. કોઇ પાપ કર્યા વિનાના દુઃખને લીધે અને મર ભાવા આખો જન્મારો રડવાજ કર્યાં છીએ. બીજા હજારો લોકો આજ પ્રમાણે દિન પ્રતિદિન રડયા કરે છે અને તેમના આંસુ કોઇ લુછતુંએ નથી



# "વૈરાગ્ય"

રચનાર :
૧. શેઠ મોહનલાલ મણિલાલ

ચંદ્ર રૂપેરી રસથી રસી વિશ્વને,
નીરખતો ઉચ્ચ આકાશ ઉભો;
ઉછળી વારિધિ–નીર વીરમી જતાં,
જોઇ એ ભેટવાને ઝુરંતો.

કૌમુદી સરવરે મસ્ત થઇ મ્હાલતા,
તારલા સાન કરતા ગણંતો;
વદન પર છાંય વિષાદની છાવરી,
યુવક વિહ્વલ થઇ કોઇ ઉભો.

"વ્યર્થ સંસાર આ! મારું કોઇ નહીં !
માત આ, તાત આ, ભ્રાત એ શું ?
એક મૃત્યુ થાતાં બીજું જન્મવું,
અંત ઘટમાળનો છેજ નહીં શું ?"

"મીઠડાં જળ તણાં ઝરણ જ્યાં વહી રહ્યાં,
હરિણ હરિયાળી પર રમ્ય રમતાં;
સ્થાન એવા મહીં પર્ણકુટી કરી,
ગાળીશું દિન વિભુ–ધ્યાન ધરતાં."

યુવક વૈરાગ્યના ધ્યાનમાં લીન થયો,
આવી ચંદ્રાનના વ્હાલી લલના;
"કાંત ! શાના વિચારો કહો કરી રહ્યા ?"
બોલી તે શિશિરથી વેપમાના.

રણ મહીં ઉછળી, રેતી મહીં મળી જતી,
જેમ કો સરિત ઘડીએ ઘડીમાં;
વૃત્તિ વૈરાગ્યની યુવકની શમી ગઇ,
છાતી સરસી પ્રિયા ચાંપતામાં !

નરોત્તમ

[ચેતવણીનો ઈશારો કરે છે] આજ કાલ શ્રેયસ્કરનો વિચાર કરવાનો અવસરજ ક્યાં રહ્યો છે!

મોહન

[નરોત્તમની ચેતવણી પહોંચી ગઇ એટલે સાવધાન છે–પણ તે સાવધાનપણાનો અણધાર્યો ઉંધો ઉપયોગ કરે છે.] વિશ્વભારતીનો આદર્શ સમજો તો શ્રેયસ્કરનો નરોત્તમભાઇ કહે છે તેમ–શોધ કરવાની અગત્ય રહેતી નથી



વિદ્યાર્થીઓ ગામડેગામડે રખડી, રાષ્ટ્રીય જાગૃતિ લોકોમાં આણશે

માયાવતી

વિશ્વભારતી ને આપના બોલપુરવાળી નીશાળ કે નહીં?

નરોત્તમ

[મોહનને ચેતવવા કરેલાને જવાબ આપે છે.] નાજી, કૈલાશ આતો કવિરાજની અદ્દભુત કૃતિનો નવિન રચનાત્મક દેખાવ છે એ તો આખા વિશ્વની એક નવી વિદ્યાપીઠ છે

અંબાલાલ

પણ ગાંધીજીની ગુજરાત વિદ્યાપીઠ પણ નવિન, રાષ્ટ્રીય વિદ્યાપીઠ છે

મોહન

[પાર્ટ ભજવવા તત્પર છે] ફેર માત્ર એટલોજ કે એમાં રાષ્ટ્રિયત્વ માત્ર નામનુંજ છે, ત્યારે મેં ધારેલી વિશ્વભારતીમાં કૃત્રિમ રાષ્ટ્રિય નામજ નથી અહીં આપે રાષ્ટ્રિય વિદ્યાર્થી નું નામ આપી પૈસા ઉઘરાવ્યા પણ મન કોઇ કહશો કે એમાં રાષ્ટ્રિયત્વ ક્યાં, કેવે પ્રકારે દાખલ થયું છે? એનો તમામ અભ્યાસક્રમ સરકારી વિદ્યાપીઠના અભ્યાસ ક્રમ મુજબ રચ્યો છે, એજ વિષયો, એજ સંકલના, એજ શિક્ષણપદ્ધતિ એવાજ શિક્ષકો, એમાં ક્યાંહી રાષ્ટ્રિયત્વ ક્યાં આવ્યું?

અંબાલાલ

[મુઝાય છે ઉત્તર જડતો નથી] મને કંઈ વિદ્યાપીઠના શિક્ષણક્રમનો કે આદર્શ ઉદ્દેશનો અભ્યાસ નથી પણ હું તો માનું છું કે મહાત્માજી કરતા હશે તે જોઇ વિચારીનેજ કરતા હશે ને એમનો આદેશ છે, અમારે તે શીરોધાર્ય છે.

મોહન

એવી અંધશ્રદ્ધાએજ અખિલ ભારતવર્ષનો દાટ વાળ્યો છે, અને તેમાંથી ક્યારે ઉદ્ધ-

ને, વિચાર વિશાલતાને, ઉદારતાને બહિષ્કાર કર્યો છે. બે અદબી માફ કરજો, અંબાલાલ શેઠ, પણ આપની નજરે રાષ્ટ્રિય કેળવણીની વ્યાખ્યા કેવી થાય?

### અંબાલાલ

હું તો એટલુંજ સમજું છું કે આજકાલની પાશ્ચાત્ય કેળવણી એ આપણામાં ગુલામવૃત્તિ સ્થાપી દીધી છે. પરતંત્રતા પેસાડી દીધી છે. તેને દૂર કરે તે રાષ્ટ્રિય કેળવણી.

### મોહન

મંજુર; પણ એમાંથી એક પણ ઉદ્દેશ તમારી ગુજરાત વિદ્યાપીઠ કેમ સારશે વારુ?

### નરોત્તમ

ગુજરાત વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ વિદ્યાભ્યાસ મુકી, ગામડે ગામડે રખડી, રાજકીય જાગૃતિ લોકોમાં આણશે એટલે.

### મોહન

[હસે છે] વિદ્યાર્થી વિદ્યાભ્યાસ મુકે એ આરંભમાંજ અસત્ય; પ્રથમ પગલેજ અપશુકન.

### મધુરી

[આરતેથી] પણ વિદ્યાપીઠમાં પરભાષા તજી સ્વભાષા દ્વારા શિક્ષણ અપાય, તો આપ રાષ્ટ્રિયત્વનો અંશ સમજો કે?

### મોહન

[તેને ચીડવવાનો બહાર પ્રોગ્રામ નથી] બેશક, જ્યાં સુધી શિક્ષણ પરભાષામાં અપાય છે, ત્યાં લગી આપણી અપૂર્વ ગ્રાહક શક્તિ છતાં આપણી પ્રજાની બુદ્ધિ ખીલશેજ નહીં. પરભાષામાં શીખેલા પરીક્ષા પાસ કરનાર સંચાઓ બહુએ પેદા થશે. પણ સ્વતંત્રપણે જ્ઞાન ભંડારમાં નવિન વધારો કરનાર–નવિન કૃતિ ઉપજાવનાર, મનુષ્યનું દૈવીસત્ત્વ પ્રગટાવનાર નહીં નીકળે.

### નરોત્તમ

[વાત બીજા ધોરણ પર જાય છે તે એને પરવડતી નથી] અહીં તો રાષ્ટ્રિય વિદ્યાપીઠમાં ગુર્જરગિરાને સ્થાન પણ નથી લાગતું. પરભાષા, second language (દ્વિતીયભાષા) તરીકે પણ નહીં. આપની વિશ્વભારતી......

### મોહન

વિશ્વભારતી પ્રગટશે તો તે એકદેશી નહીંજ થાય એટલી ખાત્રી રાખજો. આગળ દેશમાં તક્ષશિલા કે બનારસ હતાં, અથવા પાશ્ચાત્ય દેશમાં કેરો, બગદાદ ને પેરીસ હતાં તેમ અક્ષરશઃ સ્વદેશી વિશ્વભારતી મારે ઉપજાવવાની ઉમેદ છે. એમાં જ્ઞાન પણ સર્વદેશી, શિક્ષકો પણ સર્વ દેશી, સર્વપંથી; અને વિદ્યાર્થીઓ પણ તેવાજ. શિક્ષકોને પગારદાર ગુલામ નહીં કરીએ, પણ પ્રેરક, ઉદ્ધારક, સન્માનિત નિઃસ્વાર્થ માર્ગદર્શક ભોમિયા ગણીશું. વિદ્યાર્થીને કદી તરતમાં આજીવિકા મેળવવાની ચિંતા નહીં ટળે, તોપણ કેળવણી એટલે ખરી ખીલવણીનું દર્શન કરાવીશું. વિશ્વભારતીમાં અભ્યાસક્રમ નહીં હોય, પરીક્ષાનાં બંધન નહીં હોય. નિયામક નિરુદ્ધક બંધનો નહીં હોય.

### અંબાલાલ

[ફરી હીમત આણી વાદ ચલાવે છે.] પણ એથી દેશનું દારિદ્ર્ય કેમ ટળશે! સ્વરાજ કેમ મળશે!

નરોત્તમ

વિદ્યાર્થીઓ રેંટીયો નહીં ફેરવે તેથી સ્વરાજ આવતું અટકી જશે કે કવિરાજ?

મોહન

મારાથી તો મનાતું નથી ઉલટું રેંટીયો લેવાથી ઘટિકાયંત્રના કાંટા પાછા ફેરવી દીધા જેવું થાય છે

અંબાલાલ

પણ, મહાશય, એમ કર્યા વિના આપણા

અંબાલાલ

મને તો રેંટીયા સત્રમાં શ્રદ્ધા છે અસહકાર મત્રમાં વિશ્વાસ છે

મોહન

અસહકાર તત્ત્વ રૂપે તો વિશ્વક્રમથી, કુદરતના કાયદાથી સર્વથા વિરુદ્ધ લાગે છે, નહીં, નરોત્તમ શેઠ?

નરોત્તમ

શાસ્ત્ર પ્રમાણ અહીં બહુ નહીં ચાલે,



મિત્ર, ઉદ્ધારક, સન્માનિત નિઃસ્વાર્થ માર્ગદર્શક મેસ્મીયા

દેશમાં ભરાઇ બેઠેલું પરદેશી ભૂત કેમ નીકળશે?

મોહન

જ્યારે ખરા સ્વદેશ પ્રેમની જ્યોત્ જાગ-ઝળગે ત્યારે એ નિશાચર સ્વપ્ન નીકળી જશે

કવિરાજ! રસાયણ શાસ્ત્રી તરીકે મને પુછતા હો તો, અલબત્ત મારે કહેવું જોઇએ કે મેં તો કુદરતમાં ક્યાંયે અસહકાર મત્ત જોયુંજ નથી.

માયાવતી

એ તો માત્ર અમુક હદનું અમુક ઓસડ

એમજ સમજી વાપરવાનું છે.

**નરોત્તમ**

સાહબ્બામ, ફોઇમા આ તો સ્પષ્ટ સિદ્ધાંત કે દર્દ મટે વૈદ્ય વેરી.

**અંબાલાલ**

ના, ના ! એમ ઉંધો અર્થ મા કરો ! દર્દ મટે ઔષધની જરુર નહીં રહે તો મુકી દેવાશે.

**મોહન**

પણ આપ એમ ખરેખર માની શકો છો, શેઠજી, કે અસહકાર પ્રયોગ આદર્યાથી ખરેખર દેશમાંથી પરદેશી પ્રેત નીકળી જશે ?

**અંબાલાલ**

અસહકાર કરી આપણે સરકારને ચેતવીએ છીએ કે તમારા પાપપુંજમાં અમે ભાગીદાર નથી થવાના.

**નરોત્તમ**

આપણાં છોકરાં નીશાળ અને પાઠશાળા ત્યજે તેથી આપણે પાપરહિત બનવાના ?

**અંબાલાલ**

સરકારી નીશાળો પાપનીજ ખાણ હોય તો બેશક તેનાથી દૂર રહેતાં બચ્ચાંઓ પાપથી બચી જાય.

**મોહન**

તમે જ્યાં સુધી એમને માટે અન્ય, ઉચ્ચતર, પવિત્રતર નીશાળ ઉપજાવો નહીં ત્યાં લગણ તો એક ખાડમાંથી કાઢી તેમને બીજામાં નાખ્યા જેવું થશે.

**નરોત્તમ**

[હવે હુમલો ઠીક જામ્યો છે, માટે થા ભેળા થા કરી લે છે.] અને કોર્ટ કે કૌંસીલનો બહિષ્કાર કરો તેથી પણ શું ?

**મોહન**

તેથી એટલુંજ કે જે લોકો એ કૌંસીલના પ્રમાણથી આખા દેશની બુદ્ધિનું, તેજનું, સ્વમાનનું માપ કરશે તે લોકો આપણને પ્રજા તરીકે અતિ નીચી સ્થિતિમાં મુકશે.

**માયાવતી**

[ભાઇની વ્હારે ચઢે છે.] પણ ખુદ આપેજ, કવિરાજ સરકાર બક્ષીત ખીતાબનો બહિષ્કાર કર્યો તેનું કે નહીં ?

**મોહન**

મેં બહિષ્કાર કર્યો તે-તે-મારું સ્વમાન જાળવવા માટે. પણ મળેલા સત્કાર, સન્માનનો અમુક સ્વમાનને લગતા કારણને લઇ અનાદર કરવો તે એક અને મુળથીજ કદી સરકારદત્ત સન્માન લેવુંજ નહીં, એવું વ્રત ધરવું તે બીજી વાત. એમ કરવાથી પરિણામ આમ એટલુંજ થાય કે તમે એવાં સન્માનમાં, સરકારી પદવીઓમાં અને ખીતાબોમાં ખરેખર માલ સમજો છો અને તેથીજ તેનો ભોગ તરીકે બલિદાન રૂપે ત્યાગ કરો છો એમ મનાય લોકોમાં એથી ખોટી મૂલ્યશ્રેણી જન્મ પામે.

**અંબાલાલ**

[કંટાળીને ઉભો થાય છે.] આપ મહાશય સામે મારી રંક બુદ્ધિ શું કરી શકે ! પણ હું ઇચ્છું છું કે આપ જાતે મહાત્માજીને મળી આ વાદ ચલાવો. મારા જેવા લાખોને તેમાંથી જીવનસત્વ સાંપડે એવો સંભવ છે.

**મોહન**

મારે કોઇ જાતે વાંધો નથી. ફક્ત મહાત્માજીને આજે એક અવાજે હીંદ નાયક માની રહ્યું છે તેને ન્યાય દૃષ્ટિએ પણ આરંભેલો પ્રયોગ પૂર્ણ કરવા દેવાની ફરજ છે.

**માયાવતી**

છતાં પણ ખાનગી જાણ ખાતર—પામર પ્રાણીના બોધ ખાતર.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૫૧]

# ધુળ


લેખક

રા. પોપટલાલ ગોવિંદલાલ શાહ

એમ. એ. બી એસસી,

સભ્ય, સાહિત્યસંસદ


---

એવું નહીં જગતમા પુરુષાર્થ સાધ્યો,<br>
કર્મોચ્ચ જે પદ નહીં કદીયેજ પામ્યો,<br>
તે જન્મ વ્યર્થ ધરતો ! ધુળ તેથી સારી,<br>
વંટોળીએ ચઢી ઉડે ઘડી વ્યોમમાંહી

સ્નેહમુદ્રા.

પુરુષાર્થ વગરના મનુષ્ય કરતા ધુળને ઉંચુ સ્થાન આપવામા કવિએ ધુળને થતો ખોટો અન્યાય દૂર કર્યો છે સાધારણ મનુષ્ય તો એમજ ધારે છે કે ધુળ જેવી નકામી અને નુકશાનકારક વસ્તુ બીજી કોઇ નથી. કવિએ ધુળનો ક્ષણભર ઉંચે ચઢવાનો ગુણ પારખ્યો એમાં એમની મહત્તા, પરંતુ કવિને ધુળના સદુપયોગ અને પરાક્રમની પીછાન હોત, તેમને ખબર હોત કે વ્યોમમા ઉંચે ચઢવા પછી ધુળ સૃષ્ટિસૌંદર્ય નીપજાવવાના અને રોજના જીવનમાં અગત્યનુ કામ કરે છે તો આ પ્રસંગે એમણે ધુળની વધારે પ્રશંસા જરૂર કરી હોત.

સાધારણ મનુષ્ય ગણે છે તેમ ધુળ એ સૃષ્ટિમાં તદ્દન નકામી-ધુળ જેવી-વસ્તુ નથી. ધુળ રોગનું સ્થાન છે ક્ષય વગેરે દુષ્ટ રોગોના જંતુઓ ધુળ સાથે મળી જઇને પોતાની મૃત્યુ સાથેની મૈત્રી ચાલુ રાખી શકે છે આંખ, મો, કે નાકમા ધુળના ગોટા જવાથી જે ત્રાસ અને હાનિ થાય છે તેનો અનુભવ ગુજરાતના સપાટ પ્રદેશનાં ગામડાઓ અને શહેરોમા રોજ થાય છે. તે છતા ધુળનુ એક એવું સ્થાન છે કે જ્યાં પહોંચ્યા પછી તે પોતાના સદ્દગુણો પ્રકાશી શકે છે, પણ તે કવિ કહે છે તેમ "વ્યોમમા ઉંચે" ચઢવા પછીજ. પૃથ્વી ઉપરની હવામાં (ધુળના) રજકણોનુ અમુક પ્રમાણ ન હોત તો વાદળા બંધાવા મુશ્કેલ પડત, અને વાદળા વગર વર્ષાદ અને પાણીની ગતિ જુદાજ પ્રકારની થાત, અને મનુષ્યનું જીવનજ અશક્ય થઇ પડત. આકાશનો ખરો રંગ તો બીહામણો કાળો છે પરંતુ આ રજકણોને લીધે તેમજ હવાના અણુઓના કેટલાએક ગુણોને લીધે આકાશનો રંગ આપણને સૌમ્ય, નીલ—ઠંડા આરામની લાગે છે પ્રભાત અને સંધ્યાના સમયે દેખાતા આકાશના



સાધારણ હવામાં રજકણો.

સુંદર રંગોના કારણમાં પણ ધુળનો ભાગ નાનો નથી. આ પ્રમાણે મેઘ, વર્ષા, મેઘ-ધનુષ્ય, ઉષા, સંધ્યા વગેરે સૃષ્ટિની સુંદર ઘટનાઓ સાથે ધુળનો સંબંધ નિકટ છે—તે ઉપરાંત જીવનને આવશ્યક જલ અને પ્રકાશ પૃથ્વી ઉપર એક સરખી રીતે પ્રચારવાનુ એ સાધન છે.

## ધુળ અને આકાશનો રંગ.

આકાશનો રંગ આસમાની હોય એમાં પ્રાચીન સમયમાં કોઇને નવાઇ લાગતી નહીં. ઝાડનો રંગ લીલો તેમ આકાશનો રંગ લીલો. આસ્માનનો રંગ આસ્માની, વાદળનો રંગ વાદળી, એ સ્વતઃસિદ્ધ ગણાતું. પરંતુ ઝાડના પાંદડાનો લીલો રંગ જેટલો વાસ્તવિક છે તેટલો આકાશનો આસ્માની રંગ નથી. નીચાણુ પરનાં વાદળાંની ઉપર અને નીચેથી સૂર્યના પડતાં સૂર્યના કિરણોને લીધે સમીપના આકાશના રંગનો ફેરફાર થાય છે પણ વાદળાંની પાછળના આકાશનો રંગ આસ્માની—બ્લુ દેખાવાનું કારણ જુદુંજ છે. આકાશ એટલે કે જે અવકાશમાં સૂર્ય, ચંદ્ર, તારા, આકાશ-ગંગા વગેરે ખગોળ મંડળો સ્થિત છે તેનો ખરો રંગ તો કાળો—બીહામણો—શાહી જેવો છે.

આ કાળા રંગમાંથી વાદળી રંગ કેવી રીતે થાય તે સમજવા માટે પ્રો. ટીંડલે કેટલા-એક પ્રયોગ કર્યા હતા. એક કાચની લાંબી અને સ્હેજ પહોળી નળીમાંથી વીજળીક દીપકનાં કિરણો પસાર કરવામાં આવ્યાં. તેમાંથી હવા કાઢી અને બદલી શકાય એવી ગોઠવણ રાખવામાં આવી. તે નળીમાંથી જોતાં નીચે પ્રમાણેનાં નિરીક્ષણો સિદ્ધ થયાં:—

૧. સાધારણ હવા દાખલ કરવાથી આખી નળી પૂર્ણ રીતે પ્રકાશમય દેખાય છે.

૨. સાધારણ હવાને બદલે, ખુબ તપવીને અંદરના બધા રજકણોને બાળીને અને રૂમાંથી ગાળીને સ્વચ્છ હવા દાખલ કરવામાં આવે તો પ્રકાશ નળીની અંદર પડી શકતો નથી—નળીની અંદર બધું કાળું અંધારૂં દેખાય છે અને આકાશના ખરા કાળા રંગનું અનુકરણ જોઈ શકાય છે.

૩. હવે ધીમેધીમે થોડા રજકણોવાળી હવા દાખલ કરવામાં આવે તો આસમાની—બ્લુ રંગ દેખાય છે.

૪. પરંતુ રજકણોની સંખ્યા એકદમ વધી જાય તો આ આસમાની રંગને બદલે સફેદ પ્રકાશ દેખાય છે.

ઉપરની ઘટનાની સમજુતી સહેલી છે. સાધારણ હવામાં રજકણો એટલા બધા અને એટલા મોટા હોય છે કે તેમની ઉપરથી બધો પ્રકાશ પાછો આવી શકે છે—સફેદ પ્રકાશનું પૂર્ણ પરાવર્તન થાય છે. હવાને ખુબ તપવવાથી રજકણો બળી જાય છે—આ રજકણો ઘણું ખરું કોલસા, ધુમાડા, અને તેવી હલકી બળી શકે તેવી વસ્તુઓના બનેલા હોય છે

આમાં રહેલાં રજકણોની સંખ્યા નાની નથી:—

લંડનમાં ... ... ... ... ... ૧૫૦,૦૦૦
આટલાંટીક મહાસાગરની સપાટી ઉપર ... ૨૦૫૩
સમુદ્રથી ૬૭૦૦ ફીટ ઉંચે ... ... ... ૯૫૦
" ૧૦૬૬૫ " " ... ... ... ૪૦૬
" ૧૩૬૦૦ " " ... ... ... ૧૫૭

ઉપરના આંકડાઓ ઉપરથી દેખાશે કે ક્ષિતિજ ઉપર રજકણોની સંખ્યા ઉંચેના આકાશ કરતાં ૧૦૦૦ ગણી વધારે હોઇ શકે.

ઉંચે આકાશમાં રજકણોની સંખ્યા બહુ ઓછી હોવાથી કેટલાએક ભૌતિક શાસ્ત્રીઓ એવા નિર્ણય ઉપર આવ્યા છે ધુળ એકલીજ આકાશના વાદળી રંગનું કારણ હોઇ શકે નહીં. હવાના અણુંઓમાંજ એવો ગુણ છે કે જેથી પ્રકાશનું પરિવર્તન થઇને વાદળી રંગ ઉત્પન્ન થઇ શકે. તે છતાં એટલું તો કબુલ કરવું પડશે કે ધુળ પૃથ્વી ઉપર ઘણે ઠેકાણે ઘણી ઉંચાઇ સુધી મળી આવે છે અને તેટલા અંશે આકાશના રંગમાં ધુળનું સ્થાન અગત્યનું છે: ઉપર દર્શાવેલા પ્રો. ટીંડલના પ્રયોગો અને હવે પછી વર્ણવવામાં આવનારાં ધુળનાં બીજાં પરાક્રમો વાંચવાથી તમારી ખાત્રી થશે કે ધુળ એ કંઇ ફેંકજ નજીવી—ધુળ જેવી—વસ્તુ નથી.

### ધુળ અને ઉષા અને સંધ્યાના રંગો

આકાશનો સાધારણ આસમાની રંગ એ સૃષ્ટિ સૌંદર્યમાં અમૂલ્ય છે; પરંતુ તેનાં કરતાં વધારે સુંદર રંગોનું પ્રદર્શન પ્રાતઃકાળ અને સંધ્યા સમયે થાય છે, તેમાં ધુળનાં રજકણો કેટલેએક અંશે આવશ્યક હોય છે.

પ્રાચીન સમયથીજ ઉષાના રંગનું સૌંદર્ય મનુષ્યનું અને કવિઓનું ધ્યાન ખેંચી રહ્યું છે. ઋગ્વેદમાં ફકત બે દેવીઓનાં નામ આવે છે—સરસ્વતી અને ઉષસ્; એ બેમાંથી ઉષસ્-નાં સૂકતો ભવ્ય કવીતાથી પૂર્ણ છે. પ્રાચીન ગ્રીક અને રોમન પ્રજાઓમાં પણ ઉષસ્‌ના જેવી દેવીઓ પુજાતી—ગ્રીસમાં "ઇઓસ" અને રોમમાં "ઑરોરા" નાં નામે પ્રસિદ્ધ હતી. ઑરોરાને rosyfingered "ગુલાબી આંગળીઓવાળી" કલ્પવામાં આવી હતી, તેમાં પ્રભાતમાં વાદળાંમાંથી દેખાતાં સૂર્યનાં ગુલાબી કિરણોનું સૂચન છે.

ઋગ્વેદની ઉષસ્‌ની કલ્પના વધારે વાસ્તવિક અને વિવિધ છે. "ઉજ્જ્વળ પ્રભાત પોતાનાં રાતાં શરીરોથી આભના કાળા રંગને સંતાડે છે" એમ કહેતાં ઋષિએ આકાશનો મુળ કાળો રંગ સૂચવ્યો છેઃ—

> गृह्णन्ती: अभ्वं असितं रुशद्भिः
> शुक्रास्तनूभिः शुचयो रुचानाः [उषसः]।
> ઋગ્વેદ. ૪. ૫૧-૯.

ઉષાની સાથે જોડાયેલા લાલ ઘોડા अरुणेभिरश्वैः (ઋ. ૧.૧૧૩.૧૪) અને લાલ ગાયો (अरुणीर्गा ૧.૯૨.૨) ની કલ્પના પણ સુંદર છે. પ્રભાતના રાતા રંગને વીશે ભાઇ સૂર્ય—સૂર્યસિંહના વર્ણનમાં પણ રા. નરસિંહરાવે આ રાતા રંગની કલ્પનાનો સુંદર અને નવી રીતે ઉપયોગ કર્યો છે:—

> સ્હામેથી દૂર થકી નીરખી સૂર્યસિંહ,
> તેજસ્વી યાળ, ભરી ફાળ, કરાળ દેહ;
> આવંત અગ્નિ ભરિયાં ધરી નેન રાતાં,
> અભ્રો બધાં ઝગમગ્યાં રૂધિરેથી રાતાં.
> —કુસુમમાળા.

ઉષઃકાળના વિસ્મયકારક રંગનું એક અગત્યનું કારણ ક્ષુલ્લક ગણાતી ધુળ છે. ક્ષિતિજ ઉપર ધુળને લીધે હવા જાડી હોય છે અને તે જાડી હવાના થરમાં થઇને જતાં સૂર્યનાં શ્વેત કિરણોનું વિભાજન થાય છે.

[ વધુ માટે જુઓ પૃ ૧૫૫ ]

'તું નથી. મારી પત્નીઓ અને મિત્રો પણ મને પ્રસન્ન કરવાને અસમર્થ છે. મને ઉચ્ચતર જીવનની અભિલાષા છે. ભગવન્! મને આપના ચરણકમળમાં સ્વીકારો; મારા કરતાં કોઇ વધારે સારો શિષ્ય મળવો દોહ્યલો છે."

ભગવાન્ બુદ્ધની શાંત અને સૌમ્ય દૃષ્ટિ રાજકુમાર પર ઢળીજ રહી. તેઓ શબ્દ પણ બોલ્યા નહીં. રાજકુમાર દ્વિજેતાએ આગળ ચલાવ્યું: "ભગવન્! આપના શિષ્ય હોવાનાં મહદ્ સૌભાગ્યને માટે આપ મને અયોગ્ય સમજો છો? આપ તેથી કૈં બોલતા નથી? ઓ સાધુચરિત! મારા બચપણથીજ મારું જીવન પવિત્ર છે; મેં સદ્દગુણને આચારમાં ઉતાર્યા છે, શાસ્ત્રના નિયમો પાળ્યા છે, દેશના આચારવિચાર શિરસાવંદ્ય ગણ્યા છે, અને પવિત્ર આદેશમય જીવન જીવ્યો છું. આપના શિષ્ય થવાને......રે, આપનું ધ્યાન ખેંચવાને શું આ સર્વ વાત પુરતી નથી?"

"ના" માત્ર આટલોજ જવાબ વાળ્યો.

"ભગવન્! ત્યારે બોલો, આપની ઇચ્છાનુસાર હું મારું જીવન કેવી રીતે ઘડું? એ પરમ સૌભાગ્ય પ્રાપ્ત કરવાને શું શું કરું?"

"ખોજ × × × અને તે તેને જરુર સુજશે."

"શું સુજશે × × ×?" અંતર્વેદનાથી પીડાતા રાજકુમારે પુછ્યું.

તોપણ ગૌતમ બુદ્ધ કૈં બોલ્યા નહીં, એટલે રાજકુમારે કહ્યું: "ભલે, હું ખોજ કરીશ; કદાચ આ રીતે કસોટી કરવાની ભગવાનની ઇચ્છા હશે!"

"હોય."

"ત્યારે શ્રીચરણમાં ફરી નમવાની આજ્ઞા?"

"આ ચોમાસું જાય અને સાત માસ વીતે..."

મૌન દ્વિજેતાએ ફરી પ્રણામ કર્યાં, અને નમ્રભાવે ભગવાનના ચરણમાં કૈંક વખત લોટતો રહ્યો. પછી ઉભા થઇ ધીરેધીરે તેણે પોતાનો માર્ગ લીધો, રાત્રિના અંધકારમાં તે અને તેની મંડળી અંતર્ધ્યાન થયા, બધી હોહા શાંતિને ખોળે સુતી, અને પેલું હરણ ભગવાનના અંકમાં વિશ્વાસથી માથું મુકી પોતાનાં બચ્ચાંને ગોદમાં લઇ પૂર્વવત્ ફરી નિદ્રાધીન થયું.

ભગવાન્ બુદ્ધ ધ્યાનલીન રહ્યા.

* * *

વર્ષાઋતુ પુરી થઇ, સાત માસ વીત્યા. ભગવાન્ બુદ્ધ તેજ વડલા નીચે બેઠા હતા.

રુધિર રંગે સૂર્ય પશ્ચિમમાં આથમતો હતો, અને તોફાનનાં દૂત સમાં ઘોર વદળાં આકાશની છબીને આવરી લેતાં હતાં. ગરમી પુષ્કળ પડતી હતી.

જંગલમાં બધે અશાંતિનો દોર જામ્યો હતો. જંગલવાસી પ્રાણીઓ ભગવાનના શરણે આવ્યાં હતાં. કરુણ નાદ જગાવતાં પંખીઓનાં ટોળેટોળાં ભગવાન પર છત્રધરી વડલાની ડાળે ડાળે લપાયાં હતાં. મદોન્મત્ત ચિત્તો, કુદરતના કોપને તૃણવત્ ગણતો, ભગવાનના પદારવિંદમાં રમતો હતો.

જંગલ પર તોફાન તુટી પડયું. વરસાદ ધોધમાર વરસ્યો, અને તોફાનના સપાટા પડતાં વૃક્ષો ત્રાડી ઉઠયાં. શાંતિ માત્ર વડલાનેજ હતી. ફેરું સરખું એ ભગવાન બુદ્ધને ન નડયું.

તોફાનની ભયંકરતા વધતી ચાલી, પણ માનવીની પ્રબળ ઇચ્છા ખાળે કેમ? સંધ્યા

કરી. ઘણો વખત મૌન રહ્યો; પછી ધ્રુજતે અવાજે બોલ્યો: "ભગવન્, દાસ પ્રતિ બોલશો, અને આમ ના પાડવાનું કારણ જણાવવાની કૃપા કરશો ?"

પડખામાં રમતો ચિત્તો દ્વિજેતાના આગમનથી અસ્વસ્થ જણાતો; તેને ભગવાને હાથ કરી વાર્યો. મેઘગર્જના બંધ પડી હતી; ભગવાન્ બુદ્ધ બોલ્યા કે વાયુ પણ શાંત બની સાંભળવાને થંભ્યો.

"ઉદાર રાજકુમાર, માનવજગત્ જેમાં મહત્તા માને તેવી કસોટીઓ તારે માટે ન હોય; તારી પત્નીઓ અને તારા વૈભવને તજવા અને તારે તપસાધ્ય જીવન ગુજારવું એવી મારી ઇચ્છા નહોતી. તારી જાણ સીવાય—તારાં ગતકર્મને લીધે તારી આડે ધરવામાં આવેલી કસોટીઓ તારા પોતાનાજ ગુણસ્વભાવનાં પરિણામરૂપ હતી. આ કસોટીઓમાં તું હાર્યો છે. તારા મહેલે પાછો વળ, અને સદ્ગુણી મનુષ્ય તરીકે જીવન જીવી સંતોષ માનજે. શિષ્યજીવનને હજી તું લાયક નથી."

ભય અને શોકની મિશ્ર છાયા કુમારના ગાલે છવરાઇ. લાગણીથી રુંધાતા કંઠે રાજકુમારે વીનંતી કરી: "કયી કસોટીઓમાં હાર્યો ? ભગવન્, કૃપા કરી મને કહો ? ભલે હું બેઆબરુ થાઉં પણ મારે પ્રકાશ ઝીલવો છે."

"કહીશ," ભગવાન્ બુદ્ધ બોલ્યા. "તારી પહેલી કસોટી કલંકની કસોટી હતી. ઉદાર રાજકુમાર, તને ખબર છે કે તારા પોતાના મહેલમાં જે ગુન્હો તેં નહોતો કર્યો તે બદલ તારા પિતાની હજુર તારા પર આરોપ મુકાયો હતો ? મનુષ્યમન નિર્મલ બની સત્ય હકીકત જોઇ લે ત્યાંસુધી થોભી જવાને બદલે, અથવા પ્રારબ્ધનુ ઋણ ફેડવુંજ જોઇએ એમ માની બદનક્ષીને વહોરી લેવાને બદલે તેં શું કર્યું ? તું નિરપરાધ છે એવો દાવો તેં કર્યો, બચાવ શોધ્યો, અને ક્રોધાવિષ્ટ થઇ બળવો જગાવવાની હદે તું પહોંચ્યો. આ તારી પહેલી હાર હતી."

દ્વિજેતાનો ચહેરો ઝાંખો પડયો. તે બોલ્યો: "એ બધા આરોપને હું પાત્ર હોત તો તે માટે ચાહે તે શિક્ષા મેં ખમી લીધી હોત, પણ હું મને પોતાને નિરપરાધ માનતો હતો."

"કુમાર, પ્રમાણિક મનુષ્ય પોત નિર્દોષતા નિષ્કલંક ઠરાવવા મથે એ વ્યાજ છે, તેમ કરતાં તે પોતાનો બચાવ કરે તે યોગ્ય છે, પણ નિર્વાણના માર્ગમાં પ્ર કરનારે, મારા શિષ્યપદને લાયક થનારે ક અને અન્યાય મુગાં મુગાં સહી લેવાં જોઇ કીર્તિનો મુગટ પહેરતાં કે અપકીતિ ટોપલો ઉપાડતાં તેણે સમવૃત્તિ ધારણ ક શીખવું જોઇએ."

દ્વિજેતાએ પોતાનું શિર નમાવ્યું. ભગવાન્ બુદ્ધ આગળ બોલ્યા:

"બીજી કસોટીમાં તારા મમત્વને લ તારું પતન થયું છે. તને પ્રબળ પ્રેમરૂ મમત્વ હતો. તારી જાત પર તું જેટલો પ્ર રાખે તેટલોજ તારા મિત્ર યાચાસ પર તા પ્રેમ હતો; તમે એક બીજા સાથે દૃઢ પ્રે ગાંઠથી બંધાયા હતા... ... ... એક માણ તારા પિતાની કચેરીમાં આવ્યો, જેને એક બીજા કારણસર યાચાસની મૈત્રી જરુરની હત તેણે તેના હૃદયને જીત્યું, અને તારા મિત્ર પ્રેમ પોતાના પર ઢળે એવો પ્રયત્ન આદર્યો આમ થતાં તારા માર્ગ આડે તે આવ્યો તારે તે વખતે ઉદાસીન રહેવું જોઇતું હ તારા અંતરાત્મામાં આવેલી કડવાશ નિર્મૂ કરવી જોઇતી હતી. યાચાસની મૈત્રીથી ત જે હર્ષ થતો તેને માટે નહીં પણ યાચાસ

અને અભેદ્ય પ્રેમ કવચનો ભાર તું ઝીલી શક્યો નથી."

દ્વિજેતાએ શિર નમાવ્યું; ત્રીજી વાર તેનો આત્મા ખળભળી ઉઠયો. ફેર તેણે ભગવાન્ બુદ્ધ તરફ આતુરદષ્ટિ કરી.

"ભગવાન્, કહો કહો, વળી એક વાર વધારે મને નીચું જોવડાવો. આપણી આસપાસ જે અંધકાર જામી રહ્યો છે તે કરતાં પણ વધુ અંધકારવાળી રાત્રિ મારા આત્માને ગુંગળાવે છે."

ભગવાન્ બુદ્ધ બોલ્યા "કુમાર, દયાના અભાવે તું ત્રીજી વાર પણ ચુકયો છે. તારી પત્નીઓમાંની એક નંદાએ ભારે ગુન્હો કર્યો હતો. તેની કાચી બુદ્ધિ અને યુવાવસ્થાને નહીં ગણકારી તારી આજ્ઞાથી તેને તારા મહેલમાંથી કાઢી મુકવામાં આવી છે."

"તો બીજું શું કરું? ભગવાન્! મારી અને મારા રાજ્યની કીર્તિનું રક્ષણ ન કરતાં મારે એ અધમ અને કલંકિત સ્ત્રીને સંઘરવી? તેણે ગુન્હો કર્યો તે તરફ બેદરકાર રહી મારા રાજ્યનું નીતિધોરણ મારે પોતેજ તોડવું? તેમ કરતાં, પવિત્રતાનો મારો પોતાનો આદર્શ મેં ઉંધો વાળ્યો નહોત?"

"કુમાર, મારે ફરી કહેવું પડશે? સદ્‌ગુણી અને સંમાનિત પુરુષ પોતાના હક્કના વિચાર કરે, તે પ્રતિષ્ઠાને સંરક્ષવાના, ન્યાયને તોળવાના, શિક્ષા ફરમાવવાના કે બહિષ્કાર કરવાના પણ ખ્યાલ કરે, પણ સંતો ન્યાય તોળતા નથી × × તેઓ ન્યાય સમજે છે પણ દયા દર્શાવે છે. તેમની દૃષ્ટિ ભુલ શોધવા તરફ વળતી નથી, ભુલ બદલ ક્ષમા દર્શાવવા તરફ વળે છે; સાગર કરતાંએ અધિક કોમળતા અને દયા તેમના અંતરમાં ભરેલી હોય છે.

"પવિત્રતા એટલે પાપનો અભાવ. ડાહ્યા માણસ તેના પર ઝાઝી મદાર બાંધતા નથી. પ્રેમ અને દયા વિનાની, એકલી જીવનની પવિત્રતા અધોગામી છે, નિર્વાણના પંથમાં ભયરૂપ છે, તે અભિમાનને પ્રકટાવે છે, અને હૃદયને શુષ્ક વેરાન કરી મુકે છે × × × આમ થતાં પવિત્રતા માત્ર નામનીજ રહે છે × × × તે દયાભાવ યુકત ન હોય તો તેથી આત્મા ચીમળાઇ મરી જાય છે × × × પણ પ્રેમનાં કિરણથી રસાએલી પવિત્રતા ઉદાર જીવનની પોષક બને છે."

* * *

દ્વિજેતાએ અશ્રુભીની આંખે એક પણ ઉચ્ચાર ન કાઢતાં ભગવાનને સાષ્ટાંગ પ્રણામ કર્યા, અને ગળગળે સ્વરે બોલ્યોઃ "ભગવન્! એક કૃપા કરો. આપના ન્યાયાસન સમક્ષ હાજર થવાની એક વધુ તક મને મળે. આપ શું ઇચ્છો છો તે મને સમજાયું. મારી લાયકાત હું સિદ્ધ કરીશ."

"અસ્તુ!" ભગવાન્ બોલ્યા. તેમણે પ્રણિપત રાજકુમાર તરફ જોયું, તેમનાં નેત્રોના સૌમ્ય તેજથી, તેમના વદન પરના મધુર સ્મિતથી આખો વનપ્રદેશ ઝળઝળી ઉઠયો, અને અરુણોદય થયો માની પંખીઓએ પ્રભાતગીત લલકાર્યાં.

બળતી મસાલોને અજવાળે કુમાર ધીમે ધીમે પાછો ફર્યો; વનપ્રદેશ ઓળંગાયો ને ઉષાના અવ્યકત તેજમાં શાંત વનપ્રદેશમાં વડલા નીચે ભગવાન્ બુદ્ધ ધ્યાનલીન અવસ્થામાં ડુબ્યા.*

* ૧૯૨૨ ના બેબીઝ એન્યુઅલમાં આવેલી "The Test" નામની વાર્તાનો અનુવાદ.




[ અનુસંધાન પૃષ્ઠ ૭૮ આશ્વિન ૧૯૮૦ ]

તા૦ ૨૬-૫-૨૦

પહેલાં ગામમાં થઈને અહિંનો ચીરમેરો જોવા ગઈ. ત્યાં માછલીઓ પુષ્કળ પાળેલી છે અમે સાથે રસ્તામાંથી રોટલીઓ લઈ લીધી હતી તેના ટુકડા કરી તેમાં નાખવા માંડ્યા. એકએક ટુકડો પડતાં માછલીઓની પડાપડ થતી, અને તેને તે ખેંચી જતી. જીવનકલહ તે આનુંજ નામ. જીવનના અનેક પ્રયત્નોમાં કોઈ બળવાન અને અનુકૂળ સંયોગોમાં મુકાએલા જીતી જાય છે સંયોગ અનુકૂળ ન હોય તો એટલીજ યોગ્યતા છતાં જીવન મહત્ત્વ નથી બનતું

ત્યાંથી અમે નજીકની ડુંગરી ઉપર ચડ્યા. ચડતાં ચડતાં આખા ગામનો તથા દૂર દૂર સુધીનો દેખાવ દેખાતો હતો. છેક ઉપર પહોંચ્યા પછી ચારે બાજુનાં ઘરો, વિશાળ મેદાનો, ખેતરો, પાણી, વૃક્ષો વગેરે દેખાતું હતું. દૂરથી કેડીઓ જેવી લાગતી અનેક સ્થળે જવાની સડકો, રૂપેરી કેશવાળા જટવાળા પાસેના શિખરો અને એ શિખરો પર ટેકવી રહેલો મેઘ એ સૌ કંઈ અવનવો ભાવ પ્રેરતા

પણ અહીં બહુ ઊભા રહેવાય તેમ નહતું. પાછળથી શ્યામલ, ગર્જના કરતો મેઘ ધીરે ધીરે આગળ વધતો હતો અને એ ગર્જનાઓથી અમને પાછા ફરવાની સૂચના આપતો હતો.

થોડેક ઉતર્યાં નહીં હોઈએ એટલામાં ફોરાં પડવા માંડ્યાં. એટલે ખુબ સંભાળીને ઉતરવું પડ્યું છેક નીચે ઉતરતાં એક વેળા 'ધબાય નમ' પણ થયું, પણ તે ન ગણકારતાં એકદમ ઉઠીને ચાલવા માંડ્યું.

નીચે ઉતર્યાં પછી વરસાદ જરાક વધારે જોરથી પડવા માંડ્યો પણ કોટ અને છત્રી સાથે હોવાથી કંઈ ફીકર ન હતી, એટલે ધીરેધીરેજ ચાલવા માંડ્યું મેઘ વારંવાર ગંભીર ગર્જનાઓ કરતો હતો. વિદ્યુલ્લતા જરીક ચમકીને સંતાઈ જતી પછી તો વરસાદ પુષ્કળ જોરથી પડવા માંડ્યો

પ્રકૃતિના તોફાનમાં હું તણાતી હતી. જીવનની પ્રકૃતિના પુરમાંએ તણાવાનુંજ છે. જીવન એટલે શું? માછલીઓનો જીવનકલહ જોયો તેવો માનવીઓએ આદરવાનો અને નિર્બલ થતાં કે સંયોગ ન મળતાં તિમિરમાં અટવાવાનું? વિજેતાનેએ જીવનની સફલતા ક્યાં છે? ક્ષણભર ચઢેલો નીશો ક્ષણ જતાં ઉતરી જવાનો, અને ત્યારે વધુ શિથિલ બનાવવાનો. વિજેતાને ઉન્માદનો ભય, પરાજિતને હતાશ થવાનું. જીવનમાં ન્યાય છે? જીવન એ શ્રેય કે પ્રેય?

એટમાં આવી ત્યારે બરાબર ભીંજાઇ ગઇ હતી. વિચારમાળાના મણકા વેરાઇ ગયા અને તાત્કાલિક વ્યવહાર યોજ્યો.

તા. ૨૭-૫-૨૦

આખી રાત વરસાદ પડયો હતો. દિવસમાં પણ વારંવાર આવી જતો હતો. આકાશ ઘમઘોર હતું. હજી કે મેઘજી મહારાજની કૃપા થાય એમ લાગતું નથી.

બપોરના જરા વરસાદ રહ્યો તે વખતે સાડા બાર વાગે હું ફરવા બહાર નીકળી. માર્ગ શાંત પણ ગંભીર અને ઘેરાએલો હતો. પોણો કલાક ચાલ્યા પછી મેઘરાજાની ચેતવણીથી એકદમ પાછા ફરવું પડયું. આજે અચ્છબલ અને મટન જવા વિચાર હતો. પણ સડક કાચી અને કાલના વરસાદથી ખરાબ થએલી હોવાથી તેમજ આજે પણ આકાશ ઘેરાયલું હોવાથી વિચાર માંડી વાળ્યો. બનશે તો કાલે જવા વિચાર છે. અને પરમ દિવસે શ્રીનગર પાછાં જઇશું....

જે કુદરતને હું જોઉં છું તેના અંગ તરીકે હું હોઉં એમ મને લાગતું નથી. તેમજ તેનાથી કે જુદુંજ બલ, શકિત હોઉં, ભોકતા અને દ્રષ્ટાની સગર્વ દૃષ્ટિએ મારે નીહાળવાનુ હોય એમ પણ મને નથી લાગતું. અમે એક નથી તેમ જુદાં પણ નથી. ત્યારે હું શું છું? શું હું આ જડ દેખાતી કુદરત સમી છું? પણ જડ જણાતી કુદરતમાંએ ચેતન છે. અથવા હું એથી વિરોધી બલ છું? કુદરતને જોઇને હું એથી આનંદ કે શોક અનુભવી શકુ છું. મને જોવાથી એને કશોએ વિકાર થતો નથી. મારા અને એના વચ્ચે રહેલો મહાન્ ભેદ તે આ. ત્યારે શું હું કોઇ વિરોધી બલ છું. તો તો મારાથી, મારા સંભવમાત્રથીએ કુદરતમાં ઉત્પાત થવો જોઇએ. તેમ તો થતું નથી. ત્યારે હું શું છું?

સંયોગો ભાવિને ઘડે છે કે ભાવિ સંયોગોને ઘડે છે?

તા. ૨૮-૫-૨૦

આજે સવારે પગે ફરવા ગઇ અને દેટ પોણા બે વાગે અચ્છબલ ઘોડા પર જવા નીકળ્યાં. અહીંથી અચ્છબલ આઠ માઇલ છે. અચ્છબલ અમે ચાર જણ ગયાં હતાં. હું, બાળા કાx × ને ઇરલામો.

આજે દિવસ સ્વચ્છ હતો. રવિરાણીએ આજે બધા દિવસનું સાટું વાળવાનો નિશ્ચય કર્યો હોય તેમ વચ્ચે આવતી વાદળીઓને ન ગણકારતાં તે ખુબ તપતો હતો. પ્રકૃતિ પ્રસન્ન મુખે આજે ખીલી રહી હતી.

રસ્તામાં મુળ અચ્છબલથી આવતાં ઘણાં ઝરણાં આવે છે.

પર્વત પરનો બરફ સૂર્યપ્રકાશમાં ચળકતો. કેટલાક પર્વતો પર માત્ર બરફના ચીરા અને વચ્ચે વચ્ચે પર્વતની કાળી રેખાઓ કાળી ધોળી ભાત પાડતાં હતાં. સાદા ડુંગરાઓનીએ હારોને હારો હતી.

શાલીનાં અને તલનાં ક્ષેત્રો, આંદીમાંદી બીજાં અનાજ ઉગ્યા વિનાનાં ક્ષેત્રો, અખરોટ,

કાલ પહેલગામ ઘોડા પર નીકળવાનો વિચાર રસ્તામાં કર્યો, પણ પશ્ચિમાકાશમાં એક કાળી વાદળી આવતી હતી. છુટાંછવાયાં બીજાં વાદળ પણ એકઠા થતાં હતાં. વાદળમાંથી નોબતો ગગડતી હતી. એટલે વિચાર મુલતવી રાખ્યો.

તા. ૨૯-૫-૨૦

આજે સવારે ભુવન અને મટન જોવા નીકળ્યાં. કાલનો થાક હજુ સાલતો હતો એટલે ઘોડા ઉપર જવાનું મન ન થયું.

સવારના સાડા આઠે અમે ટાંગામાં નીકળ્યાં. રાત્રે વાદળ ઘેરાતું હતું અને ગર્જનાઓ થતી હતી એટલે આજ વરસાદ પડશે એવું લાગતું હતું. પણ તેને બદલે આજ દિવસ સ્વચ્છ હતો. થોડી રૂપેરી વાદળીઓ આમ તેમ ભટકતી અને ક્ષિતિજ પર તેનો જમાવ થએલો હતો, તે બરફનાં શુભ્ર શિખરો સાથે ભળી જતો. તેથી ઘણીખરી બરફની ટોચો વ્યોમને ચુંબતી હોય એવી લાગતી હતી અને આકાશ અને જમીનનો ભેદ લુપ્ત થતો.

આગળ સાદા ડુંગરાની હાર અને પાછળથી ડોકીયાં કરતાં બરફનાં શિખરોથી પર્વતની સામાન્તર હાર બની હતી. પ્રકાશમાં તપતો બરફ ઝબકારા મારતો હતો.

સડક વરસાદથી બહુ ખરાબ થએલી હતી. તેમા ચું ચું કરતો અમારો ફર્સ્ટ કલાસ ટાંગો, ઘોડા ઉપર અને છત્રી ઉપર અથડાતા ચાબુકના સરોસટ અવાજ, ને સાથે ઘોડાને સરસ્વતિ સંભળાવતો ઘોડાવાળોઃ એ બધાં વારંવાર વિચારમાંથી એકદમ ચમકાવતાં. તેમાં ઝરણાંનું મંજુલ સંગીત પણ ભળતું.

ઘણુંખરું આ બાજુ શાલીનાં અને એથી ઓછાં તલનાં ક્ષેત્રો છે. બીજું અનાજ બહુ જણાતું નથી. પર્વતમાળ અમને ચોગમ વીંટી વળી હતી. દૂર દૂર વૃક્ષોની વચ્ચે એકાદુ ઝુંપડુ ચિત્રવત્ જણાતું. વચ્ચે નાનાં ગામ પણ આવતાં પણ તે તો બધાં પ્રત્યક્ષ ગંદકીના નમુના હતાં. આ સુંદર ભૂમિમાં વસતા માનવીઓ એ સુંદરતાને પીછાનવાને શક્તિમાન્ નથી. અને જેટલા ગંદા રહેવાય એટલા રહે છે ને આ સુંદરતાને બગાડે છે.

અમે સાડા નવ વાગે ભુવન પહોંચ્યાં. ત્યાં પંડ્યાઓનું જોર બહુ છે. અમારી ગાડી જણાતાંજ પાછળ પાછળ દોડવા માંડ્યા. ગાડીમાંથી ઉતરતાં પહેલાં તો બધા વીંટળાઇ વળ્યા. મેં પ્રથમથી સંભળાવી દીધું કે અમારે કોઇ પંડયાની જરુર નથી. છતાં કોઇ ખસ્યા નહીં પણ વધ્યા. અને અમદાવાદના આખી ગએલાનાં ખરાંખોટાં નામ કહેવા મંડ્યા.

ભુવનમાં પણ પહાડમાંથી પાણી નીકળે છે અને ત્યાંના ચીસ્માામાં થઇને બહાર જાય છે. ચીસ્મામાં માછલીઓ પુષ્કળ હતી. એક પંડ્યાએ રોટલી પાણી પર ધરી રાખી તે પકડવા માછલીઓએ કુદાકુદ કરી મુકી. પાણી ઘણુંજ નિર્મલ હતાં અને સૂર્યકિરણ પડવાથી એમાંથી અનેક રંગ ઉઠતાં. મને ત્યાં ઉભા રહેવાનું બહુ મન થયું, પણ પંડ્યાઓની બીડથી અકળામણ થઇ એટલે ઉતાવળથીજ ત્યાંથી જોઇ લઇ આગળ ગુફા જોવા ગયાં. કેટલાક પંડ્યા ત્યાં પણ ગાડી પાછળ દોડ્યા અને એક તો છેક ઠેઠ સુધી આવ્યો.

આ ગુફા એક ટેકરા ઉપર ચઢતાં બનાવેલી છે. એક સાધારણ ઓરડા જેવડી મોટી છે. વચ્ચે સિંહાસન કરી કંઇક મૂર્તિ મંડી પધરાવેલી હતી. મુસલમાને બારણું હમાડી આપ્યું અને હીંદુ પંડ્યો ત્યાં આવ્યો હતો તે કહે, 'સ્થાન મારુ છે, માટે મને આપો.' ઇસ્લામો અને એ બધા માંહોમાંહે લડ્યા. કાસ્નેમ

કૈંક જુદાજ પ્રકારવાળી ટોચો જણાતી. નક્ષત્રમાળ સ્વસ્થાને શોભી રહી હતી. આસપાસની પ્રકૃતિ પણ ચાંદનીમાં ખીલી રહી હતી. સાડા દસ પછી બોટમાં પાછાં આવ્યાં. તે પછી બોટની છત પર કલાક એકલી ચાંદનીમાં બેઠી. થોડું ગાયું. હવે સુવાનું.

તા. ૩૦-૫-૨૦.

આજે સવારે અનંતનાગથી શ્રીનગર આવવા નીકળ્યાં. આજે પણ દિવસ ખુલ્લો હતો અને તડકો સારો નીકળ્યો હતો.

ચારે બાજુ બરફ ઝબકતો અને આંખ્ આંજી નાખતો. જેલમના ધીરા વિશાલ પટ પર બોટ ધીરેધીરે સરતી હતી.

'મીલ'ની 'લીબર્ટી'નું છેલ્લું પ્રકરણ પુરું કર્યું. દલીલો સંગીન છે છતાંએ શંકાઓ અને મતભેદને અવકાશ છે.

બેખડો પર ફરી આવી લગભગ પાંચે અવંતીપુર આવી પહોંચ્યાં.

× × અહીંનાં ખંડેર જતાં જોયાં ન હોવાથી બોટ થોભાવી. એ લોકો જોવા ઉતર્યા.

'મીલ'ના મત પ્રમાણે વ્યક્તિની સ્વતંત્રતા બીજા કોઇને બાધ કર્તા ન હોય તો કોઇથી વચ્ચે પડી શકાય નહી. માણસે સુખી થવું કે દુઃખી એ એની પોતાનીજ મુનસફી પર હોવું જોઇએ. વર્તન કે વિચાર જ્યાં સુધી વ્યક્તિને પોતાનેજ લાગતાવળગતા હોય ત્યાં સુધી એમાં માથું મારવાનો કોઇને હક નથી. આ સિદ્ધાંતને સ્ત્રીઓની (હીંદની) હાલની સ્થિતિ સાથે સરખાવી જોતાં મહાન્ વિરોધ જણાય છે. સ્ત્રીઓની જીંદગી એ ગુલામી કરતાં વધારે સારી નથી. ધણીને સહેજ પણ અગવડ ન પડે માટે સ્ત્રીઓએ પોતાનું સર્વ સુખ, આશા, ભાવિની યોજનાઓ, ઉન્નત જીવનનાં સ્વપ્નાં અને પોતાનાં અંતર પ્રમાણે જીવવાની વૃત્તિઃ એ સર્વને તિલાંજલી આપવી જોઇએ. આમાં કોઇ ન્યાય પુછતું નથી, માત્ર રૂઢીતીજ ગુલામી છે. આની સામે જરા પણ અવાજ કે કાર્ય સ્ત્રીઓ તરફથી થાય તો તેને દાબી દેવાના સર્વ પ્રયત્નો ઉપાયમાં યોજાય છે. આ બધાનું મુળ આર્થિક પરતંત્રતા છે. જ્યાં સુધી સ્ત્રીઓને પુરુષો જેટલાજ હક્ક અને રક્ષણ કાયદા તરફથી મળે નહીં, તેમજ સ્ત્રીઓને સ્વતંત્ર આર્થિક સાધનો ન હોય ત્યાં સુધી આ સ્થિતિ અનિવાર્ય છે.

ચાંદની રાતની ખરી સમૃદ્ધિ આજેજ પ્રત્યક્ષ થઇ. ચંદ્ર પર આછાં આછાં વાદળાં હતાં છતાંએ ચંદ્રમા પુર બહારમાં હતો. જેલમ દરીઆવના પાણીમાં ઇંદુ અનેક રૂપે સ્નાન કરતો. જગત્ બધું રૂપેરી રસે રસી દીધું હતું. બરફ પર ચાંદનીની છટા કૈં ઓરજ હતી. બરફના અને સાદા ડુંગરોનું જળમાં પડેલું પ્રતિબિંબ અતિમનોહર ભાસતું.

કીનારે કીનારે આવતાં ગામોમાંથી સ્ત્રી પુરુષોના ગાવાનો સામટો ધ્વનિ આવતો, અને રાત્રિની શાંતિમાં ઘણે દૂર સુધી સંભળાતો. ચંદ્રિકા અને જળ એક બીજામાં ઓતપ્રોત થયાં હતાં. છુટાંછવાયાં ઉડુગણ કહીં કહીં દર્શન દેતાં. કેટલાંક વાદળમાં સંતાયાં હતાં. બોટની છત પર બેસીને આ સર્વ જોવાનું ભાગ્ય મારે નિર્માણ હતું. મેં તેનો પુરેપુરો લાભ લીધો.

પવનની ધીમી લહેરી દૂરથી જરા આવી ને જતી. પણ પવન બહુજ ઓછો હતો. વૃક્ષો અને ક્ષેત્રો સર્વ સ્તબ્ધ હતાં, અને જળમાં પોતાનું સ્વરૂપ જોતી વનિતાસમાં કાંઠે ઉભાં હતાં.

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૫૮ ]



# સેક્સટન બ્લેક કે શેરલોક હોમ્સ?

લેખક
ના. દયાશંકર મ ભટ્ટ
ચિત્રકાર
શ્રી છોટાલાલ અંબાલાલ જોશી

"જો, રવિ, હવે આપણે શું કરીશું? મોહનદાસને ગાંડો બનાવ્યો. એને લખપુટ લક્ષ્મી અને વૈરી છોકરા હીન બનાવ્યો, તોપણ તે હીમત હારતો નથી. એકલે હાથે આ સંકટો વચ્ચે ઝઝુમે છે, અને પેલા દેવીદાસની બધી કુત્સિત પ્રવૃત્તિઓ જન્મતાંજ મરણને શરણ થાય છે. હવે આપણે કરવું શું? આનો અંત કેમ આવશે?" એક ૨૦, ૨૫ વર્ષના યુવકે પૂછ્યું.

સાંજનો પહોર હતો. ૭ વાગ્યા અને મોટેના ભૂંગળાના અવાજ સાથે ભૂતસમ બાસની નરનારીઓનાં ઝોલેઝોલાએ, ઘડીમાં સીટીઓ વગાડતાં તો ઘડીમાં ગાણાં ગાતાં, એકમેકના હાથમાં હાથ નાખી કે કોઇ છોકરાંને બન્ને કે કેડમાં બેસાડી અમર જાતીએ વળગાડી ભારતનું દારિદ્ર સહેજે દોડતું હોય તેમ ચોદિશ એક ઘડીપર રસ્તાઓમાં વટેમાર્ગુના અવરજવર વિના નિર્જન લાગતા રસ્તાઓને ઉભરાવી દીધા.

નોકરી ઉપરથી ફારગ થતા કારકુનો કામથી, સાહેબના ઉપરાઉપરી થતા હુકમોના હુમલાઓથી કંટાળી થાકીપાકી, સાહેબે રજા ન આપી તેથી પ્રભુનો પાડ માનતા, શુભ શુકન, શુભ દિવસના વિચાર કરતા, આયુષ્યમાંથી એક દિવસ ઓછો ગણતા ઘર તરફ વળતા હતા.

રવિ અને સુરેશ આજે ઘેર જવાની ઉતાવળમાં નહતા. તેમને ઘેર નહોતી કોઇ તેમની માર્ગપ્રતીક્ષા કરનાર પ્રમદા કે પતિનાં મુખદર્શન પછી પાણી પીવાનાં વ્રત આદરી બેઠેલી અર્ધાંગના. તેઓ ઓફીસમાંથી નીકળી વીક્ટોરીઆ ગાર્ડનની એક કુંજમાં આરામ આજુબાજુ જોઇ એક બાંકડા ઉપર બેઠેલા મનુષ્ય તરફ નજર નાખી ન નાખી કરી બન્નેએ જોડેના બાંકડા ઉપર બેઠક જમાવી.

પશ્ચિમમાં સૂર્ય ઢળતો હતો. ક્ષિતિજમાં નીચું ઝુકેલું આકાશ આછા અંધકારમાં ભળતું હતું. સાબરમતીના આછા આછાં, પાતળી વહેતી વહેનાં પાણી ઉપરથી મંદમંદ પવન

શીતળ પવન-લહરીઓ આવતી. લીમડાના મોરની મધુર મેહક મસમસી રહી હતી.

સુરેશના પ્રશ્નથી રવિ વિચારમાં પડયો. જમણી આંખે જમણા હાથની અનામિકા અરાડી ઓઠ ડાબી સામેની કોઇ વસ્તુ પર નજર ઠેરવી ઘડીભર વિચારમાં ડુબી ગયો.

ત્યારે જોડેનો માણસ આ નવા આવનાર મિત્રો તરફ સહેજ આશ્ચર્યમાં ઉંચું જોઇ એક આડી નજર નાખી જાણે કૈં સાંભળ્યું હોય તેમ લખવાના વ્યવસાયમાં પડયો.

"જો, ત્યારે, સુરેશ," રવિએ વિચારસૃષ્ટિમાંથી ચેતનસૃષ્ટિમાં આવતાં કહ્યું. "મોહનદાસ છે તો બહાદુર, વીર અને પરાક્રમી. એકલે હાથે પણ બધાને પાણી પાય છે. એનો અંત પણ એને શોભે તેવો જોઇએ. બહાદુરનાં મરણ પણ બહાદુરી ભર્યાં હોય, હોં. અને આજેજ વડોદરેથી—ભાઇનો પત્ર આવ્યો છે તે પણ મારા મતને સંમત થાય છે. એટલે—"

જોડેનો યુવાન પાછો ચમકયો. તેણે વળી એક વખત ચોરાતી આંખે તેમના તરફ દ્રષ્ટિ ફેંકી.

સુરેશ અને રવિ તેમના વિચારમાં મસ્ત હતા. આજુબાજુના વાતાવરણની કે વસ્તીની તેમને કૈં પરવા નહતી.

"એટલે," સુરેશે અધીરાઇથી કહ્યું. "એને આત્મહત્યા કરવાની તો ફરજ નજ પાડવી, એમને ?"

"હા, મને એમ લાગે છે ખરું" રવિએ ઉત્તર આપ્યો. "પણ અન્ય ઉપાય શો યોજવો ત્યારે ?"

"એને પર્વતોમાં ખેંચી જઇશું ? પેલાં ઝાડવાં ને ઝાંખરાંથી કંટાળી હાથે પગે ઉઝરડાતો, કૈં રાત્રિ અને દિવસોના ટાઢતડકા, ભુખ અને ઉંઘથી પીડાતો, મરણ અને જીવનના વચ્ચે ઝોલાં ખાતો કરી, કોઇ ઉંડી ખોમાં ફેંકી દઇશું ? અગર વાઘ વરુનો ભોગ બનાવીશું ? કે પેલા નળરાજાની જેમ દાવાગ્નિમાં બાળીશું અગર કર્કોટક જેવા મણિધરની વિષ જવાળાના વિષથી એનાં વરસો પુરાં કરીશું ?" સુરેશે કલ્પનાસૃષ્ટિમાં એક પછી એક ચીતરાતાં ચિત્રો ઉથલાવી ઉથલાવી વિવિધ રંગે રવિ આગળ રજુ કરવા માંડ્યાં.

શબ્દે શબ્દે જોડેના યુવકનું કતુહલ વધતું હતું. ઘડીએ ને પલકે તે નિશ્ચય ઉપર આવતો હોય તેમ જણાતો. પળમાં પેલા યુવાન યુગલ તરફ તો બીજી પળે પોતાની નોટ તરફ નજરની પટાબાજી ખેલતો તે અસ્વસ્થ થતો, હાથ આઘાપાછા થતા, પગ હાલી ઉઠતા અને મુઠીઓ વાળી એકમેકથી ઘસતો.

"સુરેશ, હાં, એમ કરીએ તો એક પંચાત ઉભી થાય. આ માલતીનું શું કરવું પછી ?"

"અરે—હા,. ....ઠીક...એક થઇ શકે, તેને પેલો નરોત્તમ ખબર આપે કે તારા પિતા તો જહાનમની જાત્રાએ પહોંચી પણ ગયા અને હવે તારે તાબે થવુંજ પડશે. તે વખતે તે મુર્છા ખાઇ ભોંય પર પડશે, પડતાં પડતાં નરોત્તમ તેને ઝીલી લેઇ બાથમાં ઘાલી ભચડશે, ચુબનો ઉપર ચુંબનો વરસાવશે અને આખરે તાબે કરશે અને નહીં થાય તો તેના પિતાને પગલે તેને પણ વળાવશી" સુરેશે આવેલી ગુંચ ઉકેલતાં જવાબ આપ્યો.

"તો પાછો પ્રશ્ન રહેશે પેલા દેવેન્દ્રનો. એ સાજો કમ્બખ્ત આગળનો આગળ આવીને ઉભો ન રહે તે જોવાનું. નહીં તો પાછો ક્યાંથી

ઉઠ્યો પણ પાછો બેઠો. પેલા થોડે [illegible]ટલે તેણે ધીમેધીમે તેઓ દેખાય પાછળ પાછળ ચાલવા માંડ્યું.

"ત્યારે આપણે પરમ દિવસે બપોરના મળીશું કેમ?" રવિએ પુછ્યું.

પેલો પાછળ ચાલનાર અસ્પષ્ટ શબ્દો સાંભળી સહેજ પાસે ગયો.

"હા, પરમ દિવસે બપોરે બે વાગે" સુશીલે જવાબ આપ્યો.

"અને ક્યાં મળીશું? તારે ઘેર કે ઓફીસમાં?"

"ના, ના, હાં ઠીક સંભાર્યું. જોને તે દિવસે તો પેલો રમણ પણ આવનાર છે એટલે આપણે વિનોદને ત્યાંજ મળવાનું રાખીએ."

"પણ વિનોદનું ઘર મેં નથી જોયું."

"એમાં શું આ—શેઠની પોળમાં ડાબે હાથે ત્રીજું ઘર અને બીજે માળે. લે હવે તો જડશે ને?"

"હા, હા, જરુર. જરુર આવીશ."

"ઠીક ત્યારે સાહેબજી" રવિએ કહ્યું ને તેઓ બંને છુટા પડી ચાલવા મંડ્યા.

પાછળ ચાલતા યુવકના મોં પર શરુઆતમાં જણાતી ગંભીર રેખાઓ નહતી; તેના મગજમાં વિચારમાળાના મણકા નહોતા મુકાતા; તેના હૃદયમાં આનંદની હેલી થઇ રહી હતી. તેનાં ઝડપથી મુકાતાં પગલાં કોઇ કોઇ વેળા તાલ [illegible] સાચવવા આડા અવળા અગર વહેલા [illegible] પરખાઇ આવતું કે તેને તાલ ને [illegible] મુકવાની ટેવ હશે. તેની ઝીણી [illegible] ઉપરથી જણાતું કે તે ચાર— [illegible]

## ૨

૧૯ × ×ના વર્ષમાં ગુજરાતમાં બહારવટીઆઓનો ત્રાસ વધી પડ્યો હતો. બોરસદના બાબરીઆએ છેક સુરતના છેડા સુધી બુમો પડાવી હતી. ભરુચમાં ડાહ્યાભાઇ ફોજદારની હાંક વાગતી. ખેડામાં દાભલાથી અને તેની સ્ત્રીથી મોટા તીસમારખાંને પણ ત્રાસ છુટતો અને અમદાવાદ ને કાઠીઆવાડમાં મીરખાન અને તેની ટોળીથી મોટા ચમ્મરબંધીનાએ ચમ્મર વછુટી જતા. સરકારી પોલીસલાવલશ્કર પણ તેમની પાછળ રાત ને દિવસો કરી ગામડેગામડે નિર્દોષ, ગરીબ ત્રાહિ માં ત્રાહિ મામ્ પોકારતી પ્રજાના રક્ષક મટી ભક્ષક બની તે સેતાનોનું સત્યાનાશ વાળવા આથડતી. પણ નતો એકે હજી હાથ આવ્યો કે નતો તેમની હીલચાલની ખબરો મળતી.

દત્તાત્રય કામદાર ચાર કાર્યમાં કુશળ હતો. તેણે અસાધારણ શક્તિ દાખવી કૈં કૈં પરાક્રમોથી પોતાની પાંચ વર્ષની કારકીર્દી ઉજ્વલ કીધી હતી. કોઇ શેરલોક હોમ્સ કે સેક્સ્ટન બ્લેક થવાની મહત્વાકાંક્ષા તેના મગજમાં નિરંતર ઉછળતી હતી. આ પ્રસંગે તેને સરકારે ખાસ વધારાની સત્તા સાથે આ તમામ કર્મચાંડાળોને જીવતા યા મુવા પકડવાની તાકીદ કીધી હતી. તેણે આજે ત્રણ ત્રણ માસ થયાં પ્રિયાની પથારી જોઇ નહતી, લાડકવાયાં બાલકોના કાલા ઘેલા બોલ સાંભળ્યા નહતા. જંગલ અને કોતરોમાં ભટકી ભટકી તે અડધો થઇ ગયો હતો. આ પ્રયત્નની સફલતામાં તેની આશા ઉચ્ચાભિલાષાઓ, મહત્વાકાંક્ષાઓ સિદ્ધ થવાની હતી. તેણે રચેલી સ્વપ્નસૃષ્ટિ સાચી નીવડવાની હતી. આ પ્રયત્નની નિષ્ફલતામાં તેનું પ્રમોશન જાય, ગ્રેડ જાય, ઉચ્ચા—



ઝુહરૂદીન પહેલવાન ઇન્સ્પેક્ટરને ઘેર્યા

ભિક્ષાપાત્રો આ મુસાફરી રહે અને સ્વપ્નસૃષ્ટિ સરી જાય. સરકારે તેને પુરા ૧૦૦ દિવસની મહેતલ આપી હતી. ૯૦ દિવસ પાણીની પેઠે વહી ગયા. બાકી માત્ર ૧૦ રહ્યા હતા.

આજે કે અમલના કામસર તે શહેરમાં આવ્યો હતો. ગામકુવાડની હવે સીમાથી પાછા જતાં સહેજ થી કેટેરી આ ગાડીની હવા ખાવાનો તેને શોખ થયો. એકાંત કુંજમાં તે પેઠો.

નિરાશ થઇ વિચારગ્રસ્ત બની પેલા બાંકડા ઉપર તે આવીને બેઠો. પોલીસ કમીશ્નરની આજની ચેતવણી સભા ઉપરની મળેલી સૂચના ઉપર વિચાર પરંપરા શરૂ કરી ન કરી ત્યાં તો પેલા રવિ અને સુશીલે તેની પરંપરા તોડી.

શરુઆતમાં સહેજ ચીઢાયો. તેના અધિકારનું અભિમાન તેની વહારે ધાયું. નાક ચઢાવી ઉંચું જોયું. તેણે કંઇક અસ્પષ્ટ સાંભળ્યું. તે ચમકી સ્વસ્થ થયો. થોડી વારે તેને લાગ્યું કે સોનાનો સૂરજ ઉગતો હતો.

બાલ્યદેશીની બે બચ્ચાનો શુદ્ધ અવાજ તેના કાનમાં રણકી ઉઠ્યો,—કોઇ પોલીસની ફાંસી ઉભેલી સુકુમાર બાળાને આ કારાગારમાંથી ઉતારવી જોઇ, તેના કાનમાં કંઇ અસ્પષ્ટ ગુંજ્યું "ઉતરી વિધાત્રી લેઇ કુંકુમ કંકાવટી, કુંકુમના લાખ્યા મંડ્યા લેખ –"

પાછું ચરણ તેને યાદ ન આવ્યું. યાદ આવ્યું તો તેને અસત્ય લાગ્યું. પ્રમોશન એક, કીર્તિ, શીરપાવના વિચારો ઉપર વિચારો ઉભરાવા લાગ્યા. કંઇ વર્ષો પર રચેલી સ્વપ્નસૃષ્ટિ નવીન રંગે રજુ થઇ. તેમાં તે વિહરવા લાગ્યો.

તેણે આખરે તેમને પારખ્યા. રવિને પેલા મીરખાનની ટોળીનો અને સુશીલને બાજરીઆની તેની સ્મરણશક્તિ વહારે દોડી. તેણે તેને મનાવ્યું કે આ બંનેને–આમના જેવા કોઇ બેને–તેણે આજથી પાંચ વર્ષ ઉપર પોતાના મેળામાં સાધારણ ચોરીમાં પકડાયા હતા.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૬૦]



# રાજાધિરાજ

'ગુજરાતનો નાથ'નું અનુસંધાન


લેખક:

રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,

બી એ, એલએલ બી, એડવોકેટ,

પ્રમુખ, સાહિત્યસંસદ


## નોંધ

જેણે મારી "પાટણની પ્રભુતા" કે "ગુજરાતનો નાથ" વાંચી હશે તેને આ વાર્તાનાં કેટલાંક પાત્રોની ઓળખાણ પડશે. જેણે એ વાર્તાઓ ન વાંચી હોય તેને માટે નીચે આપેલી ઓળખાણ બસ છે

જયસિંહદેવ સોલંકી .. અણહિલવાડ પાટણનો રાજા અને ગુજરાતનો નાથ
મીનળદેવી ... .. રાજમાતા
મુંજાલ .. ... મહા અમાત્ય
ઉદા મંત્રી અને ખંભાતનો સત્તાધીશ.
દાદાક ... .. મંત્રી * કર્ણાવતીનો સત્તાધીશ
શાંતૂ . ... મંત્રી
ત્રિભુવનપાલ .. .. રાજાનો ભત્રીજો ને લાટનો † દંડનાયક ‡
કાશ્મીરાદેવી ... ત્રિભુવનપાલની પત્ની ને મીનળદેવીની ભત્રીજી
કાક ... ત્રિભુવનપાલનો મિત્ર ને ભટરાજ
મંજરી .. તેની પત્ની
સજ્જન ... ... સોરઠનો દંડનાયક
પરશુરામ ... ... તેનો પુત્ર
રા'ખેંગાર ... ... જુનાગઢનો રાજા
રાણકદેવી .. ... તેની રાણી

* અમદાવાદ † સાબરમતીથી દમણ સુધીનો પ્રદેશ. ‡ સુબો.

નાનાં કરશે. મારી વારે ધાનારને મા કદી દુઃખી કરે નહીં. તું અહીંઆથી હવે જા."

"ના, બા!" કાકે માથું ધુણાવી કહ્યું, "પેલો મારો અન્નદાતા ઝેરી નાગ જેવો છે. મારી પુંઠ વળે તો કોણ જાણે શું એ કરે ? એ તો આમ આટલા દહાડા તો એ વધારે, રાણી આવશે એટલે હું તમને તેને સોંપીને પછી જઇશ. બા ! તમે હવે નીરાંતે બેસો. હું બહાર જઇ બધી તજવીજ કરી આવું. ને હૈં ખાવાપીવાનો બંદોબસ્ત કરું." કાક ત્યાંથી ઉઠયો અને બહાર નીકળ્યો.

પહેલાં બહારની એક ઓરડીમાં ઘાયલ ગઢવીને તેણે બાંધીને નાખ્યો હતો તેની ખબર લીધી.

"ગઢવીજી ! હવે તમે નિશ્ચિન્ત રહેજો. એતો હું શું કરું ? મહારાજના હુકમ પ્રમાણે મારે કરવું પડ્યું. બહુ વાગ્યુ તો નથીને ? હમણાં સારા થઇ જશો. મહારાજ કહે છે કે કોઇને એક અક્ષર ન કહેશો નહીં તો જીવ પર વાત આવશે."

ગઢવીએ કપાળ કુટયું. "મારો તે એવો શો ગુનો——"

"ગઢવીજી ! એ પુછવામાં સાર નથી. તમારું ઘર ક્યાં છે તે મને કહો તો હું માણસ લઇ આવું. તમે મને નહીં ઓળખ્યો ?"

"ના—"

"મારૂં નામ ભટરાજ કાક."

"ભૃગુકચ્છવાળા—"

"હા, હું જાતેજ. જુઓ ખેંગારની રાણીને સતી થવું છે તેથી મહારાજ અહીંઆં સાચા છે. પણ લોકોને જણાવવું નથી. એક બે દહાડામાં મીનળબા, મુંજાલમહેતા ને રાણીઓ આવશે એટલે રાણકદેવી સતી થશે. પણ ત્યાં સુધી બધું છુપું રાખવું છે."

"વારું."

"એટલે તમે ઘેર જાઓ ને મને ચાર પાંચ વિશ્વાસુ માણસ આપો."

"ભટરાજ ! આટલુંજ હતું તો પહેલેથી કહીએને નકામો મારો હાથ શા માટે કાપી નાંખ્યો ?" કચવાઇને ગઢવીએ કહ્યું.

"હરકત નહીં, કાલે સારો થશે."

ગઢવીએ કાકને પોતાના ઘરનો પત્તો આપ્યો એટલે તેણે ત્યાં જઇ માણસોને ખબર કરી. માણસો ગઢવીને ડોળીમાં ઘાલી ઘેર લઇ ગયા, અને ગઢવીએ થોડાંક માણસો કાકની તહેનાતમાં આપ્યાં.

કાકે પુજારીને બોલાવી રંધાવ્યું. પોતે ખાધું ને રાણકદેવીને ખવડાવ્યું. અને પછી રાજાને અને ભાવને ખાવાનું આપી આવ્યો. થોડી વાર પછી એકેક ગદેલાં લઇ જઇ તેણે મહારાજાને આપ્યાં અને નિશ્ચિન્ત છવે થાક ખાવાની તેમને સૂચના કરી.

કાકે બહાર આવી જુનાગઢ પડ્યું તેની વધામણીનો ઢંઢેરો પીટાવ્યો; અને સાથે સાથે વિજયી જયસિંહદેવ સાં આવવાના હતા એમ કહી તેમને આવકાર દેવા ઉત્સવ કરવાની આજ્ઞા કરી. થોડાક સૈનિકો તેણે મહારાજાને આવકાર આપવા સામે પણ મોકલ્યા.

આ બધું કર્યું ખરું પણ કાકનું સ્વાસ્થ્ય હતુ તેવું રહ્યું નહોતું. એના મગજ પર જ્વર ઘણો હતો એ એની આંખો કહી આપતી. હમેશાં જે શાંત રહેતો તે અત્યારે દગાખોરી લાગણીના જોરથી અસ્પષ્ટ રીતે અશાંત દેખાતો હતો. સાંજે એના હૃદયની વ્યથા વધી પડી. ગઢ પર ચઢી તે ભૃગુકચ્છની દિશામાં ક્યાં સુધી જોઇ રહ્યો. શાંત સંધ્યામાં જાણે આનં દિ-



 'મારા રા'' શીવાય બીજો શબ્દ ઉચ્ચારતી નહીં 

—રાજાધિરાજ —પૃષ્ઠ ૧૬૪

તમાનું આક્રંદ સંભળાતું હોય એમ તેને લાગ્યું. સમયને સ્થળનું અંતર વીસરી તેના દેહને છોડી મંજરી પાસે જવાને ઉત્સુક એવા તેના હૃદયે પ્રયાણ આરંભ્યું.

પહેલાં અનેક વાર તે મંજરીને છોડી રણે ચડ્યો હતો પણ કોઈ પણ વખત આવી બીક તેને લાગી ન હતી. આ વખતે કેમ લાગી તે તેને સમજાયું નહીં. આવી અપરિચિત બીક જાણે ભયંકર પરિણામની આગાહી આપતી હોય એમ તેને લાગ્યું.

સાંજનો મંદ પવન તેના શરીર પર વાવા માંડ્યો. તે પવન જાણે મંજરીના હસ્તસ્પર્શની મૃદુતા, તેના મુખની ઉચ્છ્વાસગંધ લઈ આવ્યો હોય, તેનાં ચુંબનોનો સ્પર્શ જાણે ગઈ પળોએ થયો હોય એવો ભાસ થયો.

અત્યાર સુધી યુદ્ધના ચાલુ વ્યવસાયમાં ને નિરંતર રાજખટપટમાં સૂક્ષ્મ ભાવો અનુભવવાનો કે તેનું પૃથક્કરણ કરવાનો તેને વખત ન હતો. પણ અત્યારે આખી જિંદગીમાં સંચય કરી રાખેલા સંસ્કારોએ અપરંપાર પ્રગટાવી મંજરીનું અત્યારે તેના અંતરમાં શું સ્થાન હતું તેનું તેને સ્પષ્ટ ભાન થયું. તે જુદા દેહવાળી સ્ત્રી તેની ભાર્યા કે તેના છોકરાની મા નહોતી. તે તેની પ્રાણની ખુમારી તરીકે નીતિના સિંહાસન પર પણ બીરાજતી નહોતી, તે તો તેની પ્રાણ હતી—તેના જીવનનો પણ જીવ હતી. એ હતો માત્ર તેનેજ આધારે. અને જેમ જીવ જવાની તૈયારી કરે ત્યારે આખો દેહ તેની પાછળ જવા તૈયાર થાય તેમ મંજરી પર દુઃખ પડતાં પોતે તેની પાસે દોડી જવા તૈયાર પળભર થઈ રહ્યો. તેનું મગજ એકજ ચિંતન કરતું—મંજરીને મળવાનું. તેની રગે એકજ કાર્ય માટે તલસતી—મંજરીને જઈ મળવા માટે. ભીમે ફાડેલાં જરાસંધના અર્ધાંઓ જેમ ભેગા મળવા આકર્ષાતાં તેમ કાક મંજરી ભેગો થવા અધીરો બન્યો.

તેને ઘણી વખત એમ થયું કે રાણકને હવે અહીંઆ મુકીને જવામાં કંઈ ભય ન હતો પણ સતીને આમ છોડી જવામાં તેને જોખમ જણાયું. તેની કર્તવ્યપરાયણતા ને તેની મિત્રભક્તિ એ જોખમ તેને ખેડવા દે એમ નહોતી.

બીજો દિવસ પણ એમજ ગયો. ત્રીજે દિવસ એની અધીરાઈનો પાર રહ્યો નહીં. એણે થાકીને સામે જવાનો નિશ્ચય કર્યો. આખરે ત્રીજે દિવસે સાંજના એક ઘોડેસ્વાર મીનળબા વગેરેના આવ્યાની ખબર લાવ્યો. કાક ઘોડે બેસી સામે લેવા ગયો.

વઢવાણથી પાંચેક કોશ પર મીનળબા, લીલાબા ને મુંજાલમહેતા રસાલા સાથે આવી લાગ્યા છે એ બધા ઉતારામાં બેઠા હતા ને દોડતે ઘોડે કાક આવી પહોંચ્યો.

બધાએ કાકને જોયો ને જરાક ચમક્યા. તેનું મોઢું દૃઢતાથી બીડાએલું હતું. તેની આંખો ફાટેલી હતી, અને તેમાં ભાવરહિત ભરી નિસ્તેજ સ્થિરતા હતી.

મુંજાલમહેતા ઊઠીને આગળ આવ્યા. "કેમ શું છે? કાક!" મહાઅમાત્યે ઉમ્મર વધતાં વાત્સલ્યભાવ અજબ રીતે કેળવ્યો હતો.

"બધાં સારાં વાનાં છે," તેણે ખોખરે સાદે કહ્યું ને ચારે તરફ જોયું અને બન્ને રાણીઓને નમસ્કાર કર્યો. મુંજાલે આંખ ફેરવી એટલે અનુચરો દૂર જઈ ઊભા.

"બા—મહેતાજી! આ વખત મેં પાટણ-

એવી રીતે ઘડયું હતું કે ઉચ્ચ-નીચ સર્વને સ્થાન મળી શકે. કન્યકાવસ્થામાં વ્યાસ ને કર્ણ જેવા કાનીન પુત્રો ઉત્પન્ન થયાં છતાં મત્સ્યગંધા અને કુંતી જેવી સ્ત્રીઓનો સમાજે તિરસ્કાર નહોતો કર્યો. ઉલટું આવા પુત્રને કુટુંબમાં સ્થાન આપ્યું હતું. કર્ણને સમજાવતાં શ્રીકૃષ્ણે તેને પાંડવોના મોટાભાઈ તરીકે રાજ્યાભિષેક કરાવી આપવાની લાલચ આપી હતી. મનુષ્ય-જીવનમાં કેટલીક વાર શિથિલતાના પ્રસંગો આવી જાય છે, એવી ગણત્રીથી સમાજના નેતાઓએ સજ્જડ બંધનોથી સમાજને જકડી ન લેતાં ડહાપણ વાપરી પ્રતિકૂળ પ્રસંગોને અનુકૂળ બનાવી લીધા હતા.

વિષયાંતરનો દોષ સ્વીકારી લઈને પણ આ સ્થળે એક વાત સ્પષ્ટ થવાની આવશ્યકતા હું જોઉં છું. પાપ બે પ્રકારનાં સંભવી શકે છેઃ નૈતિક અથવા આધ્યાત્મિક અને બીજું સામાજિક નૈતિક અથવા આધ્યાત્મિક પાપ એને કહી શકાય કે, જે સર્વ કાળમાં અને સર્વ સ્થળે એકરૂપ હોઈ શકે છે. ચોરી કરવી, અસત્ય વદવું, ઇશ્વર ઉપર અનાસ્થા રાખવી, વિશ્વાસઘાત, અને કૃતઘ્નતા એવાં એવાં પાપો જ્યારથી સમાજની વ્યવસ્થા થઈ ત્યારથી તે અત્યાર સુધી અને ભવિષ્યમાં પણ તેમજ પૃથિવીના ગમે તે પ્રદેશમાં તિરસ્કારપાત્ર થવાનાંજ. જે સામાજિક પાપો છે, તે અમુક સમયને માટેજ, અમુક પ્રદેશને માટે કે અમુક જાતિને માટેજ પાપ તરીકે મનાય છે. અનેક પત્ની રાખવાનો રીવાજ ઠેઠ મહાભારતના સમય સુધી ત્રણે વર્ણ માટે, અને ક્ષત્રિયોને માટે હજુ પણ પાપ ગણાતું નહોતું. હિંદુઓની અમુક જ્ઞાતિઓમાં સંતાનાર્થે એક ઉપર બીજી સ્ત્રી કરવાનો રીવાજ હજુ પણ જોવામાં આવે. જે જ્ઞાતિઓમાં આ રીવાજ નથી, ત્યાં કુળ નિર્વંશ જતાંએ એક ઉપર બીજી સ્ત્રી લાવવાનું પાપ થાય, અને તે સામાજિક પાપ છે. લગ્ન-વ્યવસ્થાનું પણ તેમજ છે. ગાંધર્વ વિવાહ પ્રાચીન સમયમાં નિંદ્ય નહોતો ગણાયો, અત્યારે ગાંધર્વ-વિવાહનો અખતરો વ્યભિચારમાંજ ગણાઈ જાય, એટલે અત્યારના સમય પુરતું તે સામાજિક પાપ ગણાય. આવા અર્થમાં વ્યભિચાર સામાજિક પાપ હતું. નૈતિક પાપ નહોતું ગણાતું. પાંડુ રાજા પુત્રોત્પત્તિને માટે કુંતીને નિયોગ પદ્ધતિથી પુત્ર ઉત્પન્ન કરવાનું સૂચન કરતાં કહે છે કેઃ-'પૂર્વે સ્ત્રીઓ કોઈપણ જાતના બંધન વિનાની હતી. સ્ત્રીઓને પરપુરુષ ગમનની છુટ હતી, આ સંપ્રદાય ઉત્તર કુરુ ખંડમાં હજુ પણ ચાલે છે. શ્વેતકેતુ નામના મુનિએ, પોતાની માતું બળાત્કારે હરણ થતું જોઇ વ્યભિચાર સામે પ્રતિબંધ રચ્યો. તેમણે એવી મર્યાદા સ્થાપન કરી કે આજથી વ્યભિચાર કરનાર ગર્ભહત્યાનું પાપ વહોરી લેશે.' આ દૃષ્ટિબિંદુ સમાજ આગળ મુકવાનો હેતુ સમાજને ઉંધે માર્ગે દોરવાનો નથી, પણ વ્યભિચાર સામાજિક પાપ હતું, તેટલુંજ બતાવવાનો આ દૃષ્ટાંતનો ઉદ્દેશ છે. જે સમયે સમાજ સશક્ત અને વૈભવશાળી હતો, જે સમયે પ્રજોત્પત્તિ આર્ય પ્રજાના અસ્તિત્વ માટે ઘણી આવશ્યક હતી, તેવા સમયમાં અનેક પત્ની કરવાનો રીવાજ પાપ નહીં પણ ધર્મ્ય કાર્ય ગણાતું. અત્યારના નિર્વીર્ય, નિર્ધન, અને ખીચોખીચ વસ્તીથી ભરેલા પ્રદેશોવાળા હીંદુસ્થાનમાં અનેક પત્ની કરવાનો રીવાજ પાપ ગણાય એટલુંજ નહીં, પણ એને દેશદ્રોહ કહી શકાય.

નિયોગ પદ્ધતિ આ દૃષ્ટિએ જો કે અત્યારે સામાજિક પાપ ગણાઈ શકે, પણ પ્રાચીન

[વધુ માટે જુઓ ૧૭૧



# આનાતોલ ફ્રાંસ


લેખક:

સૌ. બહેન લીલાવતી

સભ્ય,

સાહિત્યસંસદ.


મલય પર્વતનો વાયુ ચંદન પુષ્પની સુગંધ લઈ આવે, જેનો ન દેખાય છતાં ચિત્ત પ્રસન્ન થાય ને મેઘ વરસાદ તેમ ફ્રાંસની ફૂલની ભૂમિમાંથી આવતી એક અપૂર્વ ફોરમથી સાહિત્યવનના સહેલાણીઓનાં ચિત્ત એકદમ ચમક્યાં. આ સુવાસ આવી કીમતી અને અણમોલ છે એવું ભાન ત્યારે એના ઉપભોગીઓને ન થયું; પણ એ ગંધ કે ખુશબોજ છે એવું લાગ્યા વિના તો તેમને ન રહ્યું

પછી એક દિવસ ખબર આવી કે એ ગંધનો પ્રસારવનાર 'નોબલ પ્રાઇઝ' જીતી ગયો છે એટલે તેમણે આનંદથી શીશ ધુણાવ્યાં. આપણા કવિવર ઠાકોરે એ ઇનામ જીતી ભારતવાસીઓને મહાન્ સાહિત્યનું એક પ્રકારનું પીયૂષ પાઈ દીધું છે. એ ઇનામ જીતે તેના સાહિત્યપણામાં શી ખામી હોય!

વર્તમાન ફ્રેંચ લેખકોમાંથી આપણે જે બે જણને ઓળખીએ છીએ—ગાંધીજીના પ્રશંસક રોમે રોલાં ને 'નોબલ પ્રાઇઝ'ના જીતનાર આનાતોલ ફ્રાંસ તે એજ. હીંદુસ્તાનમાં ત્યારથી તો આનાતોલ ફ્રાંસના પુસ્તકો વધારે વંચાવા લાગ્યાં.

શેક્સપીઅરની માફક ઉત્તરોત્તર અભિવૃદ્ધિ પામતી કલા, તેનાં વિજય અને પ્રસિદ્ધિઓની કથામાળ આ મહાન્ સાહિત્યકનો જીવનઇતિહાસ રચાયો છે. કવિઓ અને લેખકો—જેમણે કલ્પનામય સૃષ્ટિ રચી હોય એવા લેખકો—નાં જીવન વિવિધ વાર્તાઓ અને અદ્ભુતતાથી ભરેલાં હોય એવી જનસમૂહની માન્યતા એમના જીવનમાં સાચી નથી પડી. પણ બહારથી નિયમિત દેખાતી પ્રકૃતિનાં અદ્ભુત વિકાસ અને પરિવર્તનો જેવા ઝબકાટ અને

...નો એમના અંતરમાંએ થયાં છે ને ...ામે એમણે એક નવીજ સૃષ્ટિ ...ાની છે.

આનાતોલ ફ્રાંસ ૧૬ મી એપ્રીલ ૧૮૪૪ ને દિને જનમ્યા. તેમના પિતા પુસ્તક વેચનાર હતા. અને તેમની દુકાનમાં જાણીતા વિદ્વાનો ને ઉછરતા સાહિત્યકોની ચર્ચા સદા ચાલ્યા કરતી. સાહિત્યના સંસ્કારથી રસબસ થઇ રહેલું ઘર છોડી ફ્રાંસ નીશાળે ગયા અને ત્યાં થોડીઘણી કેળવણી લઇ, જુવાનીમાં સાહિત્યની સૃષ્ટિમાં સ્થાન મેળવવા પ્રયાસ કરવા લાગ્યા.

તેમનું બાળપણ સ્વપ્નઘેલું હતું, ને તેમને નીશાળે જઇ પાઠ કરવા કરતાં સ્વપ્નાં જોવાનો વધારે શોખ હતો. સારા 'માર્ક' કે સારી 'રીમાર્ક' એમની નીશાળની પોથીમાં ભાગ્યેજ લખાતી. એમના પિતાને આવા બાળક માટે બહુ ઉંચો મત નહોય એ સ્વાભાવિક છે.

ફ્રાંસનો સ્વભાવ આ વખતમાં અતડો અને એકાંતપ્રિય હતો. દરેક વાતમાં એને ખચકાટ લાગતો. એમનાથી નીશાળમાં બાળકો સાથે બહુ ભળાતું નહીં ને રમતો એમને બહુ ગમતી નહીં. બધા ગમે તેમ આનંદ કરતા હોય ત્યારે આ સ્વપ્નાં જોનારો છોકરો 'સોફોકલીસ' અને 'યુરીપીડીસ,' 'આસ્કીલસ' અને 'એન્ટીગોન' વાંચતો અને એ વાંચતાં વાંચતાં એ દિવ્ય સુંદરતાનાં સ્વપ્નાં જોતો.

બાળક ફ્રાંસ પર પિતા કરતાં માતાની અસર વધારે થઇ હતી. એમના પિતા ફ્રાંકોઇઝ નોએલ થીબોલ્ટ–રોમન કેથોલીક સંપ્રદાયના અને બહુ આસ્તિક હતા. પણ એમને બહુ વ્યવહારિક ન કહી શકાય. પોતાની પુસ્તક વેચવાની દુકાનમાં બેસીને સારો નફો કરવા કરતાં સામા પક્ષ પર વાદવિવાદમાં સરસાઇ મેળવવામાં એમને વધારે આનંદ આવતો. પણ એમની વ્યવહારુ બુદ્ધિની ખોટ માદામ થીબોલ્ટ પુરી પાડતાં. એમનામાં ઝીણી વ્યવહારબુદ્ધિ અને ધાર્મિકતા હતી. એ ઘરરખુ ગૃહિણી અને માયાળુ સંબંધી થઇ શકે તેવાં હતાં. સુંદર થવાનું–દેખાવાનું એમને ગમતું. બાળક ફ્રાંસને એ ખુબ વાર્તાઓ કહેતાં. એમને પોતાના પુત્ર પર અજબ શ્રદ્ધા હતી. આનાતોલ ફ્રાંસને લેખક થવાની પ્રેરણા કરનાર એજ હતાં.


બાલ આનાતોલ

બાળવયમાં પડેલી નાનામાં નાની છાપો મહાન ફ્રાંસે અખંડિત જાળવી રાખી હતી. અને નર્સથી માંડીને દૂરનાં સંબંધીઓનાં રેખાચિત્રો અને પોતાની બાલ્યાવસ્થાની ઝીણી ઝીણી વાર્તાઓ એમણે પોતાનાં પુસ્તકોમાં ઘણા સરસ રંગો પુરીને અમર કર્યાં છે.

તેમની જુવાની શિક્ષકોની ચેષ્ટા કરવામાં અને શુષ્ક પદ્ધતિ પર અપાતી કેળવણી તરફ

તિરસ્કાર કેળવવામાં ગયું. પણ એમની ખરી કેળવણી અને ખરા વિકાસનું મુખ્ય સાધન તો પેરીસ શહેર હતું. ફ્રાન્સ ફ્રેંચમેન હતા અને ફ્રેંચમેનની પેરીસભક્તિ તેમનામાં હતી.

પેરીસ શહેર ફ્રાન્સ દેશમાં જે સ્થાન ભોગવે છે તે કોઇ દેશમાં કોઇ પાટનગર ભોગવતું નથી. પેરીસ ફ્રાન્સનું હૃદય છે. ફ્રેંચમેનના જીવનનું કેન્દ્રસ્થાન જ. 'પેરીસની બહાર કંઈ શીખવાનું હોતુંજ નથી' એ ફ્રેંચોનું પરાપૂર્વથી ચાલ્યું આવતું વહિનિદુ છે. સામાન્ય માણસ પોતાના પૂર્વજોના રહેઠાણ તરફ જે માન ને ભક્તિથી જુએ છે તેવાજ માનથી ફ્રેંચો તેમના પાટનગર તરફ જુએ છે.

ત્યાં અર્વાચીન વિજ્ઞાનના વિજયસ્તંભો છે. ત્યાં જ્ઞાનના ઝરા સ્થળે સ્થળે તેમને ઝીલનારની વાટ જોતા પડ્યા છે. ત્યાં અનેક રૂપમાં અનેક વિધના આનંદો ઉભરે છે. ત્યાં સંસ્કારના એકેએક અમર દર્શન થાય છે. ત્યાં ડગલે ડગલે સદીઓની ઐતિહાસિક મહત્તાનાં ચિન્હો અર્વાચીન જીવનને પ્રાચીન ગૌરવથી દીપાવી રહે છે. શાર્લમેનથી માર્શલ ફોશ સુધી બધા ફ્રેંચમેનો જાણે અમર હોય એમ ફ્રેંચોને પ્રેરે છે અને જોન ઓફ આર્ક ને નેપોલીઅન—ફ્રેંચોના આદર્શ સ્ત્રી ને પુરુષ—ફ્રેંચ પ્રજાને પ્રોત્સાહન આપે છે ને તેમનું જીવન ઘડે છે.

આ રસસમૃદ્ધિ અને સંસ્કારી શહેરમાં રમે તે કથનકારની વૃત્તિઓ સતેજ થાય ને ફળવાન એમાં કંઈ નવાઇ નથી. અને જો તે કથનકાર ફ્રેંચ હોય તો તે શહેર કરતાં તેને બીજી કઇ પ્રોત્સાહક પરિસ્થિતિ જોઇએ? તેને તો તેના પથ્થરે પથ્થરમાં સર્જનની કહાણી નજરે પડે, અને મોં. ફ્રાંસને પણ તેમજ થયું.

આ શહેરમાં તેમણે જીવનના વિવિધ ક્ષેત્રોના, માણસની નિર્મળતાનાં, દુઃખના, વિયોગનાં, સુખની ચંચળતાના દર્શન કર્યાં. માણસમાં રહેલા સનાતન બાળકનો સ્થાયી અને અસ્થાયી રૂપે ત્યાં તેમણે સાક્ષાત્કાર કર્યો, અને ત્યાંજ તેમણે અનન્ય સૌંદર્ય જોયું. તેમના લખાણોમાં તે મજાક કરે છે, કટાક્ષ કરે છે, તિરસ્કાર પ્રદર્શિત કરે છે પણ ત્યાં તેમાં મતભેદ, દુઃખ, સ્ખલન ને નિરાધારી તરફ તેમના ઔદાર્ય અને અનુકંપા દેખાયા વિના રહેતા નથી.

નીશાળ છોડ્યા પછી ક્યાં સુધી તો કોઇ વ્યવસાય સ્વીકારવો એ આનાતોલ ફ્રાંસને સુઝ્યુંજ નહીં. પિતાને આ બાળક માટે કંઇ બહુ આશા નહોતી. માતાને મન તો એનો પુત્ર સર્વમાં પ્રકાશવાને સર્જાયો હતો. પિતાના અવ્યવહારુ સ્વભાવને પુત્રને એકદમ ઠેકાણે પાડવાની બહુ ઉતાવળ ન આવી. માતાએ ઘણા મોટા કામોને માટે સર્જાએલા પુત્રને એકદમ ઝપલાવવાનું કંઈ કર્યું નહીં. પરિણામે અભ્યાસ પુરો કર્યો પછી કંઈ પણ વ્યવસાય વગર ક્યાં સુધી ફ્રાંસ ફરતાજ રહ્યા.

પણ આ વર્ષો કંઇ એમણે નકામાં નહોતાં ગાળ્યા. સાહિત્યરસિકોની મંડળીઓમાં એ ફરતા અને ઘણા ઉગતા સાહિત્યકોના એ સમાગમમાં આવતા. એમના એ વખતના ઘણા મિત્રો તે પછીના અગ્રગણ્ય સાહિત્યકોમાં ગણાયા છે. એમને પણ સાહિત્ય સેવાની ધુન ત્યારથી લાગી. એમણે કવિ આલફ્રેડ દ. વી. ના જીવનનું પહેલું પુસ્તક ૧૮૬૮ માં લખ્યું. ફ્રાંસની શક્તિ આ વખતે બહુ ખીલેલી નહોતી. એમણે ચોપાનીઆઓમાં પણ પોતાના લેખો આપવા માંડ્યા. બી. માર નામના પ્રકા-

કને માટે કેટલાક જુના પુસ્તકોની ભુમિકા-
પણ એ લખતા પણ આટલાથી નિર્વાહ
કરવુ કમાવું અશક્ય હતું.

પણ એટલામાં સન ૧૮૭૦ માં લડાઇનાં મંગળાચરણ થયાં અને ફ્રાંસે કલમને બદલે તલવાર પકડી. પણ ગોળાઓના વરસાદ નીચે પણ એ એમનો ગાનીતો વર્જીલ વાંચવાનું ચુકતા નહીં. એ વખતમાં શાંતિના ઉપાસક આ નરે યુદ્ધના બચાવમાં એક પુસ્તક પણ લખ્યું છે.

ત્યાંથી પાછા આવતાં ફ્રાંસ સાહિત્યના ક્ષેત્રમાં પાછા આવ્યા. પણ એમને જે કામ ગમતું તે એમની જરૂરીઆતને પુરતું નહતું. તેથી એમણે ૧૮૭૪ માં લગઝમ્બર્ગની લાયબ્રેરીમાં લાયબ્રેરીઅનની જગા સ્વીકારી. એજ લાયબ્રેરીમાં પ્રથમથી કામ કરતા ત્રણ સાથીઓ હતા. એમના વખાણમાં માત્ર એટલુંજ કહી શકાય કે પોતાને માટે ઘણો ઉંચો મત ધરવનારા એ લેખકો હતા. પણ પરસ્પરને માટેનો તિરસ્કાર તેથીએ વધારે ઉંડો હતો પણ એ ત્રણ એક બાબતમાં એક મત હતા. પોતે કંઈ કામ ન કરતા આનાતોલ ફ્રાંસ પાસે બધું કામ કરાવવામાં છેવટે પરસ્પર વૈમનસ્ય અતિશય વધતું ગયું અને આનાતોલ ફ્રાંસે એ સ્થળેથી રાજીનામું આપ્યું.

મોં. આનાતોલ ફ્રાંસ આ વખતે વિદ્વાન, વિનોદી, ચતુર, સારા સ્વભાવવાળા અને સરસ વાતચીત કરનારા લેખાતા. આ બધા ગુણો, વિદ્વત્તા, સંસ્કારિતા અને સુંદરતા પરખવાની શક્તિ એ જીવનમાં ઘણા કીંમતી સદ્ગુણો છે. મગજના શણગાર તરીકે તે સુંદર પણ લાગે છે. પણ પૈસા કમાવાને તો કામજ કરવું જોઇએ. મોં. ફ્રાંસે આવક વધારવાનું એક બીજું સાધન લારુ શેના શબ્દકોષ માટે કામ કરવાનું શોધી કાઢ્યું. પણ એમાંથી દર વખત પૈસા નહીં મળતા ને તેથી ભવિષ્યના આ મહાન્ લેખકને પાકસત્રની ચોપડીમાં લેખ લખી પૈસા મેળવવા પડતા.

મોં. આનાતોલ ફ્રાંસે ગદ્યરચના સાથે સાથે પદ્યરચના પણ કરી છે. એનાં કાવ્યોમાં સુરુચિ છે, કવિતા છે, કલ્પના છે અનેભાવો પણ છે. પણ એમનું મહાન્ સાહિત્યકનું પદ તો એમના ગદ્ય લેખોએજ એમને અપાવ્યું છે.

ફ્રાંસનું પ્રથમ લગ્ન જીન ગેરીનની ભત્રીજી સાથે થયું હતું. આ લગ્નથી એમને એક પુત્રી થઇ. શરુઆતમાં આ લગ્ન સુખી હતું પણ એમનું જોડાણ બહુ વખત ટક્યું નહીં. 'માઇ ફ્રેંડસ બુક'માં આ ગૃહ જીવનનું એક સુંદર ચિત્ર ફ્રાંસની કલમે દોરેલું છે. પણ આ જીવનની થોડીજ સુંદરતાઓ જે પછી એ અનુભવી હોય તે પણ જતાં એનું એજ આકર્ષણ ધારીને રહે છે.

આ બધાં વર્ષોમાં ફ્રાંસે એક પછી એક પુસ્તકો પ્રકટાવાનું કાર્ય પણ ચાલુજ રાખ્યું હતું. એક પણ એવું વર્ષ ખાલી નહીં ગયુ હોય કે તેમાં તેણે એક પુસ્તક બહાર પાડયું ન હોય. અત્યાર સુધીમાં એ પુરતા વિખ્યાત થઇ ચુક્યા હતા. મોં. ફ્રાંસ સન ૧૮૯૬ના ડીસેંબરની ૨૪ મીએ ફ્રાંસની એકેડેમીના સભ્ય ચુંટાયા.

મોં. ફ્રાંસે મુસાફરી ખુબ કરી છે. સ્પેન ને ઇટલીથી તો એ પોતાના દેશ જેટલાજ પરિચિત છે. અમેરીકા અને ઇંગ્લંડમાં પણ એ જઇ આવ્યા છે. ઇંગ્લાંડની એમની મુલાકાત દરમીઆન એમને પુષ્કળ માન મળ્યું હતું. એમને માન આપવાની સભામાં મી. બર્નાડ શૉ પ્રમુખ હતા. એ વખતે બનેલા

અસર ભાગ્યેજ થઇ.

મોં. આનાતોલ ફ્રાંસ યુદ્ધની વિરૂદ્ધ છે અને ઉહ્લા મહાયુદ્ધ વખતે એમના વિચારો કેટલાકને વિચિત્ર લાગતા. એમણે એમનાં પુસ્તકોમાં જેટલું પોતાનું વ્યક્તિત્ત્વ ઉતાર્યું છે તેટલું કોઇ પણ મહાન લેખકે નથી ઉતાર્યું અને એમાં એમણે ધાતુના કીર્તિસ્તંભોથીએ વધારે ટકે તેવા સ્મરણ-સ્તંભો પોતાને માટે રચ્યા છે.

આનાતોલ ફ્રાંસનું પહેલું વાર્તાનું પુસ્તક સને ૧૮૭૯ માં બહાર પડ્યું, પણ તેણે બહુ ધ્યાન ખેંચ્યું નહોતું. લોકોએ તો એમના ૧૮૮૧ માં લખેલા 'ક્રાઇમ ઓફ સીલ્વેસ્ટર બોનાર્ડ' નામના પુસ્તકથીજ એમને ઓળખ્યા. આ વખતે આનાતોલ ફ્રાંસની ઉમ્મર ૩૭ વર્ષની હતી. એમનાં બીજાં પુસ્તકો 'માઇ ફ્રેંડસ બુક' 'પીએર નોઝીએર' 'લીટલ પીએરે' 'ધી બ્લુમ ઓફ લાઇફ' ઘણું ખરું એમની પોતાનીજ જીંદગી પરથી લખાએલાં છે. "થાઇસ" એમણે ૧૮૯૦માં લખી. બીજું કોઇ પણ પુસ્તક ન રચ્યું હોત તોપણ આ પુસ્તકથીજ એમને જગતના સાહિત્યકોમાં અગ્રસ્થાન મળત.

'રેડ લીલી' એ પણ એમનું અતિશય આકર્ષક સ્તક છે. એમાં એ મહાન કલાકારનો શબ્દો અને ભાવો પરનો કાબુ અદ્ભુત રીતે જણાઇ આવે છે. આનાતોલ ફ્રાંસે બીજાં પણ ઘણાં પુસ્તકો લખ્યાં છે. આ નાના લેખમાં એ સર્વનો તો માત્ર નામનિર્દેશજ થઇ શકે. એમાંનાં ઘણાંખરાનાં અંગ્રેજી ભાષામાં ભાષાંતર થઇ ગયાં છે.

ઉપર લખ્યાં તે શીવાયનાં એમનાં વધારે સુપ્રસિદ્ધ પુસ્તકો નીચેનાં ગણી શકાય. 'મધર ઓફ પર્લ' 'એટ ધી સાઇન ઓફ રેન પેડોક' 'ધી ઓપીનીઅન્સ ઓફ જેરોમ કોનાર્ડ' 'ધી એમેથીસ્ટ રીંગ' 'પેન્ગવીન આઇલેંડ' 'ગોડ્સ આર એથર્સ્ટ' 'રીવોલ્ટ ઓફ એન્જલસ' 'ક્રેકનબીલ' વગેરે વગેરે આ શીવાય પણ એમનાં બીજાં ઘણાં પુસ્તકો છે. સાહિત્ય અને સાહિત્યકોની સમાલોચના કરતા એમના 'ઓન લાઇફ એન્ડ લેટર્સ'ના ચાર વિભાગ ભૂતકાળના સાહિત્યકોમાં એમને અનેરું સ્થાન અપાવે છે.

મોં. આનાતોલ ફ્રાંસની શૈલી વિવિધ અને કલામય છે. પણ એમનાં ઘણાં પુસ્તકોમાં એક આખી વાર્તા કરતાં જુદા જુદા બનાવોની હાર જેવી–છુટાં છુટાં ફુલોની ગુંથેલી આખી પુષ્પમાળ જેવી–વસ્તુરચના વધારે પ્રધાનપદે હોય છે, ને ઘણી વાર તો એક વિભાગ કાઢી લઇએ તો બીજા વિભાગને હાની ન પહોચે તેવા છુટા સંબંધ વગરના વિભાગો પણ હેય છે. જાણે એક એક પ્રકરણ એક એક જુદીજ વાર્તા હોય એવું લાગે છે. એમનાં 'રેડ લીલી' કે 'થાઇસ' જેવાં પુસ્તકો આ પ્રકારનાં ન ગણી શકાય. એમાંથી તો એક પણ વસ્તુ કાઢી લઇએ તો આખી રચનાજ બગડી જાય. પણ આવી છુટી કે એકત્ર ગમે તેવી રચનામાં એ પરિસ્થિતિનાં વર્ણન અને મનુષ્ય સ્વભાવનાં દર્શન અદ્ભુત રીતે કરાવે છે. ઝીણામાં ઝીણી બીના કે આછામાં આછો રંગ એ ખુબીદાર રીતે પુરે છે. માનવસ્વભાવની એ બધી નબળાઇઓ જાણે છે પણ બાળકોની ભુલો તરફ મોટાં હસે તેમ અડધી રમુજી, અડધી સહાનુભૂતિ ભરી રીતે ચીડાયા વિના સહી લઇને એ નીરખે છે. બહારથી એ વક્રભાષી (cynical) દેખાય છે પણ એની પાછળ હૃદયનો ધબકાર

અસર ભાગ્યેજ થઇ.

મોં. આનાતોલ ફ્રાંસ યુદ્ધની વિરુદ્ધ છે અને છેલ્લાં મહાયુદ્ધ વખતે એમના વિચારો કેટલાકને વિચિત્ર લાગતા. એમણે એમનાં પુસ્તકોમાં જેટલું પોતાનું વ્યક્તિત્વ ઉતાર્યું છે તેટલું કોઇ પણ મહાન્ લેખકે નથી ઉતાર્યું અને એમાં એમણે ધાતુના કીર્તિસ્તંભોથીએ વધારે ટકે તેવા સ્મરણ-સ્તંભો પોતાને માટે રચ્યા છે.

આનાતોલ ફ્રાંસનું પહેલું વાર્તાનું પુસ્તક સને ૧૮૭૯ માં બહાર પડ્યું, પણ તેણે બહુ ધ્યાન ખેંચ્યું નહોતું. લોકોએ તો એમના ૧૮૮૧ માં લખેલા 'ક્રાઇમ ઑફ સીલ્વેસ્ટર બોનાર્ડ' નામના પુસ્તકથીજ એમને ઓળખ્યા. આ વખતે આનાતોલ ફ્રાંસની ઉમ્મર ૩૭ વર્ષની હતી. એમનાં બીજાં પુસ્તકો 'માઇ ફ્રેંડસ બુક' 'પીએર નોઝીએર' 'લીટલ પીએરે' 'ધી બ્લુમ ઑફ લાઇફ' ઘણું ખરું એમની પોતાનીજ જીંદગી પરથી લખાએલાં છે. "થાઇસ" એમણે ૧૮૯૦માં લખી. બીજું કોઇ પણ પુસ્તક ન રચ્યું હોત તોપણ આ પુસ્તકથીજ એમને જગતના સાહિત્યકોમાં અગ્રસ્થાન મળત.

'રેડ લીલી' એ પણ એમનું અતિશય આકર્ષક પુસ્તક છે. એમાં એ મહાન્ કલાકારનો શબ્દો અને ભાવો પરનો કાબુ અદ્ભુત રીતે જણાઇ આવે છે. આનાતોલ ફ્રાંસે બીજાં પણ ઘણાં પુસ્તકો લખ્યાં છે. આ નાના લેખમાં એ સર્વનો તો માત્ર નામનિર્દેશજ થઇ શકે. એમાંનાં ઘણાંખરાનાં અંગ્રેજી ભાષામાં ભાષાંતર થઇ ગયાં છે.

ઉપર લખ્યાં તે શીવાયનાં એમનાં વધારે સુપ્રસિદ્ધ પુસ્તકો નીચેનાં ગણી શકાય. 'મધર ઑફ પર્લ' 'એટ ધી સાઇન ઑફ રેન પેદોક' 'ધી ઓપીનીઅન્સ ઑફ જેરોમ કોઇનાર્ડ' 'ધી એમેથીસ્ટ રીંગ' 'પેન્ગવીન આઇલેંડ' 'ગોડ્સ આર એથર્સ્ટ' 'રીવોલ્ટ ઑફ એન્જલસ' 'ક્રેકનબીલ' વગેરે વગેરે આ શીવાય પણ એમનાં બીજાં ઘણાં પુસ્તકો છે. સાહિત્ય અને સાહિત્યકોની સમાલોચના કરતા એમના 'ઓન લાઇફ એન્ડ લેટર્સ'ના ચાર વિભાગ ભૂતકાળના સાહિત્યકોમાં એમને અનેરું સ્થાન અપાવે છે.

મોં. આનાતોલ ફ્રાંસની શૈલી વિવિધ અને કલાત્મક છે. પણ એમનાં ઘણાં પુસ્તકોમાં એક આખી વાર્તા કરતાં જુદા જુદા બનાવોની હાર જેવી-છુટાં છુટાં ફુલોની ગુંથેલી આખી પુષ્પમાળ જેવી-વસ્તુરચના વધારે પ્રધાનપદે હોય છે, ને ઘણી વાર તો એક વિભાગ કાઢી લઇએ તો બીજા વિભાગને હાની ન પહોંચે તેવા છુટા સંબંધ વગરના વિભાગો પણ હોય છે. જાણે એક એક પ્રકરણ એક એક જુદીજ વાર્તા હોય એવું લાગે છે. એમનાં 'રેડ લીલી' કે 'થાઇસ' જેવાં પુસ્તકો આ પ્રકારનાં ન ગણી શકાય. એમાંથી તો એક પણ વસ્તુ કાઢી લઇએ તો આખી રચનાજ બગડી જાય. પણ આવી છુટી કે એકત્ર ગમે તેવી રચનામાં એ પરિસ્થિતિનાં વર્ણન અને મનુષ્ય સ્વભાવનાં દર્શન અદ્ભુત રીતે કરાવે છે. ઝીણામાં ઝીણી બીના કે આછામાં આછો રંગ એ ખુબીદાર રીતે પુરે છે. માનવસ્વભાવની એ બધી નબળાઇએ જાણે છે પણ બાળકોની ભુલો તરફ મોટાં હસે તેમ આડંબર રમુજ, ગાઢી સહાનુભૂતિ ભરી રીતે ચીડાયા વિના મહી લઇને એ નીરખે છે. બહારથી એ વક્રમાર્ગી (cynical) દેખાય છે પણ એની પાછળ હૃદયનો પ્રકાશ

ચતુર જોનારને તરત દેખાઈ આવે એવો છે.

એમનો વિનોદ સૂક્ષ્મ, સચોટ અને અભેદ્ય છે પણ એ પોતે ગંભીર દેખાઈને મશ્કરી કરનારની માફક પોતાની ગંભીરતાનો ડોળ કદી છોડતા નથી. દરેક વસ્તુનો—પવિત્ર અને પૂજ્ય ગણાએલી વસ્તુઓથી માંડીને જીવનની સામાન્ય બીનાઓ સુદ્ધાંતનો—એ ઉપહાસ કરે છે, ઘણીવાર આકરું લાગે તેવી રીતે પણ. ભવ્યતા અને સરસતાને માટે એમના હૃદયમાં જે ભાવ છે તે હોવાનો બહુ થોડાજ કલાકારો દાવો કરી શકે. એમનો પરિહાસ જેટલો આકરો છે તેટલો મધુરો પણ છે. પણ તે મિત્રભાવે કર્યો હોય તો શત્રુભાવે કરેલા એમના કટાક્ષમાં તે કરતાંએ વધારે તીક્ષ્ણતા હોય છે.

તાદૃશતાના આલેખનની એમની શક્તિ અપૂર્વ કહી શકાય. છેક બાળકથી માંડીને વૃદ્ધના સ્વભાવનાં એકેએક છાયાભેદથી એ પરિચિત છે. સ્ત્રીઓનો તો એમણે ખાસ અભ્યાસ કર્યો હોય એમ લાગે છે—પણ જરા દયાહીન રીતે. દરેક દરજ્જાની અને દરેક અવસ્થાની સ્ત્રીઓ એમની જિજ્ઞાસાનો વિષય છે અને એઓનો એમને ઘણો પરિચય હોય એમ પણ લાગે છે.

માણસના સ્વભાવમાં રહેલા મનોભાવ ને કરતા, પણ દરેક ઝીણા ભેદને પણ એ પકડે છે ને ઉચ્ચારે છે. ઇંદ્રિયવૃત્તિઓને એ ઘણી વાર પ્રધાનપદ—અચંબો પમાડે તેવી રીતે—પણ આપે છે, અને આ બધામાં કોઈ કોઈ વાર એ નિર્દય હોય એવું લાગ્યા વિના નથી રહેતું. બુદ્ધિના આડંબરવાળા (pedantic) સ્વભાવને માટે એમને જરાએ દયા આવતી દેખાતી નથી. ને તોપણ ઘણી વાર સરસતાને કેટલીક વાર ભવ્યતાને શિખરે એ પહોંચે છે. ચિત્રકારની માફક નવાનવા ચિત્રરૂપકો આશ્ચર્ય પમાડે તેવી રીતે એ આપણી દૃષ્ટિ સમક્ષ ખુલ્લાં મુકતાજ જાય છે. ઘણી વાર વધારે પડતું બોલી એ ગભરાવે છે ખરા. પણ તેથી એમની મહત્તાના શિખર પરથી ગબડાવી પાડવાની તો કોઈની તાકાત નથી.

આનાતોલ ફ્રાંસને મત સૌથી ન માફ કરી શકાય એવો ગુન્હો સરસતાનો દ્રોહ છે ને એ એકજ દેવીની ઉપાસનામાં એમણે આખું જીવન વ્યતીત કર્યું છે. એમની કલાપરિક્ષા અને રસવૃત્તિ માટે તો બે મત હોઈજ ન શકે.

માણસ તરીકે જરાક આત્માભિમાની કદાચ અહંકારી, ભારે સ્વભાવના, ઘણાજ આકર્ષક વ્યક્તિત્વવાળા એવા કંઈક આપણે એમને વગર જોયે કલ્પી શકીએ.

આવા સમર્થ સાહિત્યકાર આપણા ગુજ-

સ્નેહસંબંધ જોડી દીધા છે. ઉચ્ચ કોટિની વિદ્વત્તા એમના સતત અભ્યાસમાં પરિશીલનોથી આકર્ષાઈ એમની યાદ મૈત્રી સાંધી રહી છે. એમના જેવા સાહિત્યકારને હાથે ગુજરાતી ભાષા અને સાહિત્યને સદા શોભાવી રહે એવી સ્વતંત્ર રસિક કૃતિઓની રચના કરી એ જરાએ મુશ્કેલ નહોતું. પણ સ્વતંત્ર કૃતિઓ કરતાંએ કંઈ કંઈ ગણી એમની ભાષાંતરકૃતિઓ કે અનુવાદકૃતિઓએ બતાવી આપ્યું નથી ? જગતમાં સાહિત્યોની અનુપમ સૃષ્ટિઓમાં વાસ્તવિક કે યથાર્થ રીતે કહ્યું નવું છે ! જુનામાંથી નવેસરથી નવીન ઘડી ને પોતાના સ્વતંત્ર વ્યક્તિત્વની છાપ સાથે નવીન કૃતિઓ અર્પનાર સ્વતંત્ર સાહિત્યકારોની ઉદાર પ્રકારની નમ્રતા—એમની નવીનતાઓના મૂળના સૂચન કરતી ઉદાર નમ્રતા—આવા સાહિત્યવિધાયકો ખુંદા દીવથી દર્શાવ્યા વગર ગયા નથી એ આપણે સુપરિચિત છે. વાલ્મીકિઓ અને વ્યાસોના ધડા કાલિદાસની વિનમ્રતા આપણી અજાણી નથી. કેશવલાલભાઈના એ આવી કોઈ નમ્રતાએ એમને બહુધા સંસ્કૃત સાહિત્યના રત્નો [illegible] છે. આપણા વ્યક્તિત્વને યથાર્થ રીતે પ્રતિબિંબિત રાખતાં સંસ્કૃત સાહિત્યની અમર કૃતિઓ નવીન ગુજરાતી કૃતિઓ આગળથી દૂર રહી વિસ્મૃતિવશ ન રહે એ એમનો હેતુ હોય, સંસ્કૃતનાં પોષક અને નિયામક તત્ત્વો ગુજરાતી સાહિત્યની ઉત્ક્રાન્તિની દશામાં અજ્ઞાત ન રહે એ એમનો હેતુ હોય એ હેતુઓ ગમે તે હો, પરંતુ કેશવલાલભાઈની એક પછી એક સરસ ભાષાંતર કૃતિ કે અનુવાદ કૃતિએ જે અનુપમ સેવા આપણા સાહિત્યની કરી છે તે આપણા સાહિત્યનો ઇતિહાસકાર સદા યાદ રાખ્યા વગર રહેશે નહીં જ.

કેશવલાલભાઈનું સાહિત્યકાર તરીકેનું સ્થાન આપણા સાહિત્યમાં ઘણું ઉંચું છે. નર્મદયુગથી માંડીને અત્યાર સુધીમાં થેડા જે કોઈ ભાષાંતરકારો કે અનુવાદકોએ આપણા સાહિત્યને યથાર્થ રીતે સમૃદ્ધ કર્યું છે તેમાં એમને અગ્રપદ આપી શકે એવી એમની કૃતિઓ છે. ભાષાન્તર કૃતિનો મોટામાં મોટો ગુણ 'સ્વાભાવિક અંગ જેવી સરલતા' એ એમની કૃતિઓમાં જ્યાં ત્યાં દર્શન દે છે. મૂળ કૃતિઓના મર્મનો સાક્ષાત્કાર કરાવવામાંજ એમનાં ભાષાન્તરો ને અનુવાદોનો હમેશ ઝોક હોય છે અને તેમજ એમની કૃતિઓએ બહોળો પ્રચાર અને કીર્તિ સંપાદન કર્યાં છે

ગુજરાતી નાના સ્વતંત્ર કાવ્યના કે નાટકના સાહિત્યમાં નર્મદયુગથી માંડી અત્યાર સુધીમાં જે ગણતર સંખ્યાની સમર્થ કૃતિઓ પ્રસિદ્ધ પામી છે તેમની સાથેસાથેજ અંગે અંગ અને રગે રગે રસિક ગુજરાતી થઈ ગયેલી કેશવલાલભાઈની કૃતિઓ એક પછી એક પોતાનાં વ્યક્તિત્વ સિદ્ધ કરી રહી છે. ગીતગોવિંદથી માંડી કેવળ શૃંગાર રસને દૂર રાખી પ્રસિદ્ધ થએલા આ છેલ્લા લઘુ ગીતગોવિંદની પ્રસિદ્ધિના ગાળામાં આપણે ગુજરાતી ગીત-ગોવિંદ, અમરુશતક અને છાયાઘટકર્પરની રસે રેલતી કૃતિઓ સાથે સુપરિચિત થયા. આ સાથે જયદેવ અને અમરુ જેવા રસસિદ્ધ કવિઓની જીવનકથા અને કૃતિઓના સંબંધમાં જાણવું અને જોવું બીજા સાહિત્યમાં જાણ્યું નથી તેવું આપણે કેશવલાલભાઈની મારફત જાણ્યું

સંસ્કૃત નાટકપોથીએ જગતભરના સાહિત્યમાં સુવિખ્યાત વિશાખદત્તના મુદ્રારાક્ષસ, કાલિદાસના વિક્રમોર્વશીય, શ્રીહર્ષની પ્રિય-દર્શના એ કૃતિઓ ભેગની મુદ્રિકા, પરાક્રમની

સાદી અને વિંધ્યવર્તની કન્યકા એ નવીન ગો ધારણ કરી આપણને એમની રસસમૃદ્ધિ ખરતી થઈ. કેશવલાલભાઈની પુરાતત્ત્વો માટે અમુક ચોકસાઈ અને આવૃત્તિ આવૃત્તિએ એમના તરફથી એમાં ઉમેરાતા સુધારાવધારા વિશાખદત્ત, કાલિદાસ અને હર્ષદેવના સમયનાં સંપૂર્ણ ચિત્રો આપણી સમક્ષ ઉભાં કરે છે. એમની વિવેચન કરવાની દક્ષતા કર્ત્તા અને કૃતિના અંગેઅંગનું આપણને સ્પષ્ટ દર્શન કરાવવા યુક્તિ અને ગુણદોષોની આકરી કસોટી કરનારા ચોકસીની પેરે એ પુરેપુરું કસી બતાવે છે. પુરાતત્ત્વ સાહિત્ય અને વિવેચન સાહિત્યના નામાંકિત નમુનાઓ તરીકે રા. કેશવલાલભાઈના આ જુદા જુદા નિબંધો આપણા સાહિત્યમાં આભૂષણરૂપ રહે એવા છે.

આ પછી કાલિદાસના પૂર્વગામી ભાસકવિની ત્રણ નાટકકૃતિઓ–મધ્યમ, પ્રધાનની પ્રતિજ્ઞા અને સ્વપ્નની સુંદરી–રા. કેશવલાલભાઈ આપણને આપે છે. કવિના સમયના ઐતિહાસિક દર્શન ઉપરાંત એ આપણને રંગભૂમિ અને અક્ષુણ્ણ નાટ્ય સાહિત્યના વિકાસક્રમની ચર્ચા ઉપાડે છે. પ્રધાનની પ્રતિજ્ઞાના વીસમી સદીમાં પ્રથમ જન્મકાળે 'વનવેલી'ની નવીન પદ્યરચનાનો પ્રકાર એ આપણી સાહિત્યભૂમિમાં રોપે છે. આ નવીન પ્રકાર હજી ચર્ચાથી ચર્ચાય છે.

પણ ભાષાંતર કે અનુવાદકૃતિઓ ઉપરજ વારી જઈ કેશવલાલભાઈ અટક્યા નથી. આપણા પ્રાચીન ગુજરાતી સાહિત્યના ઐતિહાસિક અભ્યાસનાં એમણે આપેલાં પરિણામો માર્ગદર્શક અને સંગીન છે. ભાલણની કાદંબરીનું સંશોધન એમની સતત સાહિત્યસેવાનું સબળ અને નિર્મળ પ્રતિબિંબ છે. પદ્યબંધના પ્રકારો, વાગ્વ્યાપારના અને પ્રેમાનંદ વગેરે એમના નિબંધો આપણા ઉંચી પ્રતિના ભાષા અને સાહિત્યના નિબંધો કહેવાય.

આટલી બધી રસિકતા અને વિદ્વત્તા ધરાવનાર આ સાહિત્યકારની સ્વતંત્ર કૃતિઓ કેવી સમર્થ નીવડે એ પ્રશ્ન વિચારવા જેવો છે. "શું એજ ભરતભૂમિ આ એ!" એ અને "પોલકા પચીશી" જેવી કે કે નાની છતાં નિર્મલ રસભરી સાહિત્યસેરો જ્યારે એમની રસિકતાના ફુવારામાંથી આપણે સ્વતંત્રતાથી ફુટતી જોઈએ છીએ ત્યારે ગુજરાતી સાહિત્યની આ પેઢીભરથી ચાલુ સેવા કરનાર સાહિત્યકાર માટેનું આપણું માન દ્વિગુણિત થયા વગર નથી રહેતું.

રા. કેશવલાલભાઈનું સ્થાન આમ ભાષાંતરકાર તરીકેનું જ્યાં પહેલાં વર્ગના સ્વતંત્ર સાહિત્યકાર જેવું અમે માનીએ છીએ અને ગુજરાતી સાહિત્યના ઇતિહાસકારને એ અને એમના જેવા અન્ય ભાષાંતરકારોના સ્થાનનિર્ણય કરવાનું અમે કહીએ છીએ.

આપણા સાહિત્યમાં હાલ ભાષાંતરગ્રંથો ચોકબંધ ઉમેરાય છે. તેમાં કેટલાક તો ભાષાંતરનાં ભાષાંતર થઈ મુળ કૃતિનાં રચના, વસ્તુ સંકલના અને પાત્રનિરૂપણથી આપણને દૂર દૂર શુષ્કતા કે શૂન્યતામાં ઘસડી જાય છે. વિવિધતાનું જરાએ નામ કે ચિન્હ ન જણાતી શકે એવી એક કૃતિનાં ત્રણ ચાર ભાષાંતરો થઈ આપણી સાહિત્ય ઉત્પન્ન કરવાની શક્તિને નાહકબોજારૂપ થઈ પડે છે. રા. કેશવલાલભાઈના ભાષાંતર ગ્રંથો જોતાં આ દિશામાં સાહિત્યસેવા કરવાના ઉત્સુકોને પસંદગી અને આદર્શ ભાષાંતરકૃતિનું પ્રેરક અને શિષ્ટ ધોરણ મળી આવશે. એમના કવિત પાઠો જે આપણ

[ વધુ માટ જુઓ પૃષ્ઠ ૧૭૮ ]




નનીતિ પ્રવેશ—લેખક અને પ્રકાશક રા. માવજી દામજી શાહ, મુંબાઈ મૂલ્ય રૂ. ૦—૪—૦.

જ્ઞાન પંચમી અને તેનું ઉદ્યાપન—લેખક પ્રકાશક મૂલ્ય ઉપર મુજબ

કુમારિકાધર્મ ઉપર મુજબ

જૈન સમુદાયના બાળક અને બાળકોની ઉપયોગી નાનકડા પુસ્તકોથી લેખકે ઉચિત સેવા કરી છે

ઉપનિષદોની વાતો—લેખક રા. પાંડુરંગ વિઠ્ઠલ વળામે, પ્રકાશક ગુજરાત સાહિત્યમંદિર, અમદાવાદ, મૂલ્ય રૂ ૦—૧—૦

રા. વળામેએ ઉપનિષદોના ઊંડા રસને આ વાતોમાં ઉતારી ગુજરાતને ઉપકૃત કર્યું છે

મારા ધર્મ વિચાર—ભાગ ૧ લો, લેખક રા. રમનાથ શંભુનાથ ધારેખાન, અમદાવાદ, પ્રકાશક રા. માણેકલાલ અંબારામ ડાકટર, વડોદરા, મૂલ્ય રૂ ૧—૮—૦

આપણા ધાર્મિક જીવનના આ સંક્રાન્તિકાળમાં ધર્મને વડીલોને લેખકની પોતાની દૃષ્ટિએ લખાએલા આ પુસ્તકના કેટલાક વિચારો અવશ્ય મનન કરવા જેવા છે

વ્યાપારી ભૂગોળ—ભાગ ૧ લો—લેખક રા. ચંદુલાલ ભગુભાઈ દલાલ, પ્રકાશક રા. કિશોરલાલ ઘ મશરૂવાળા, ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, મૂલ્ય રૂ ૨—૮—૦

નવીન ગુજરાતના વિદ્યામંદિરને શોભાવે ગુજરાત વિદ્યાપીઠ તરફથી પ્રસિદ્ધ થતા અનેક ઉપયોગી પુસ્તકોમાંનું આ સત્તાવીસમું પુસ્તક છે. રા. દલાલ એમના આ પ્રિય વિષયના ઊંડા અભ્યાસક છે અને એમણે આદીવ દૃષ્ટિને એની બહુરંગા વસ્તુ ધરાવી ઉંડા અને અખૂટ ખાણો બતાવી વ્યાપારી ગુજરાતને જોઈતી ભૂગોળવિદ્યાની એક સફળ કૃતિ પુરી પાડી છે પુસ્તકના હવે પછીના ભાગોની અમે ઉત્સુકતાથી વાટ જોઈશું કારણ કે આવી પ્રતિનું પુસ્તક આપણી ભાષામાં આ પહેલું છે

કન્યાસદ્બોધમાળા—લેખક અને પ્રકાશક રા. કુલચંદ હરિચંદ દોશી, મેહસાણા, આગ્રા

જૈન કન્યાઓ માટે લેખક આ ટીકાઓ બોધક શિક્ષા યોગ્ય છે.

રસિકા ઉર્ફે આદર્શ આર્યબાળા (સચિત્ર) ભાગ ૧ લો, લેખક રા. ગીરજાશંકર મીઠાભાઈ દેસાઈ, મુંબાઈ પ્રકાશક રા. પટેલ અને દેસાઈ, ખેતવાડી મુંબાઈ. મૂલ્ય રૂ ૨—૦—૦

રા. દેસાઈ વાર્તા લખવાની સારી શક્તિ ધરાવે છે વિભાગમાં એ વિશેષ સફળતા સાધી શકશે એવી આશા આવે છે વાર્તાને નિરર્થક ભાર કરતી કેટલીક પ્રતિબિંબ વિસ્તારમય વિગતોમાં એમના પાત્રો ગુમ થઈ જાય છે જુની અતિશયોના આ ઝાંખરો દૂર કરી બીજા ભાગમાં રસિકા વિશેષ રસિક થશેજ એવી આશા અમે રાખીશું

ગુજરાતનો રૂપી ભાગ. લેખક અને પ્રકાશક રા. મગનલાલ ગુલાબભાઈ દેસાઈ,

વડગામ, (પાલણપુર) મૂલ્યઃ રૂ. ૧—૮—૦.

કૃષિ વિજ્ઞાનમાં પદ્ધતિસર ઉચ્ચ જ્ઞાન મેળવેલ અને સાત વર્ષના સતત અનુભવથી પ્રસ્તુત પુસ્તક લખાએલું હોવ ગુજરાતમાં કૃષિ શાસ્ત્રનાં આંગળીને વેઢે ગણાય તેટલાં પુસ્તકોમાં આ અણમોલ ઉમેરો છે. ગુજરાતમાં બાગાયત ખેતીમાં થતી ઓછના સમયમાં રા. દેસાઇને ફલ ફળાદિ—નારંગી, દ્રાક્ષ, વગેરે કેમ ઉગાડવાં અને ઉછેરવાં વગેરે ઉપર યોગ્ય સૂચનાઓ આપવા માટે ધન્યવાદ ઘટે છે.

હાસ્યકથા મંજરી : ભાગ ૨. (અસાધારણ અનુભવ અને બીજી નાની વાતો): લેખકઃ રા. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા, સાંતાક્રુઝ. પ્રકાશકઃ રા. જીવનલાલ અમરશી મહેતા. સંપાદક 'જ્ઞાનવર્ધક પુસ્તકમાળા'—અમદાવાદ, મૂલ્યઃ રૂ. ૨—૮—૦.

હાસ્ય રસિક રા. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતાની જુદી જુદી વાર્તાઓનો સંગ્રહ કરી જ્ઞાનવર્ધક પુસ્તકમાળાએ પ્રસ્તુત પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે. કેટલીક નવી વાર્તાઓ હોઇ વાંચકોને રસભર્યું વાચન આપ્યું છે.

શ્રી વલ્લભ ચરિત્રઃ લેખકઃ રા. રવ. લલ્લુભાઇ પ્રાણવલ્લભદાસ પારેખ. પ્રકાશકઃ રા. મગનલાલ લલ્લુભાઇ પારેખ, બારીઆ સ્ટેટ. મૂલ્યઃ રૂ. ૨—૦—૦.

શ્રીમદ્ વલ્લભાચાર્યજીનું જુદાં જુદાં પુસ્તકો ઉપરથી સંશોધિત અને વૈષ્ણવ સંપ્રદાયીઓને અનુસરણીય જીવન ચરિત્ર છે.

શ્રીમદ્ ભાગવત દશમસ્કંધનું આધ્યાત્મિક રહસ્ય યાને કાળા કૃષ્ણની ધોળી બાજુઃ ભાગ ૧ લો. લેખક તથા પ્રકાશકઃ રા. ભગવતરાય રઘુનાથજી દેસાઇ, વડોદરા, મૂલ્યઃ રૂ. ૩—૦—૦

પુરાણો દંતકથા નથી પરંતુ ઉપનિષદ અને વેદોના દોહનરૂપે ઓછા જ્ઞાન વાળાઓને માટે રચેલાં આધ્યાત્મિક જ્ઞાન પુસ્તકો છે એમ પ્રસ્તુત પુસ્તકના લેખકની માન્યતા છે અને તે પુરવાર કરવા પ્રસ્તુત પુસ્તકમાં લેખકે પ્રયત્નો કર્યો છે.

હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ (પૂર્વાર્ધ): લેખકઃ રા. નર્મદાશંકર દેવશંકર મહેતા, બી. એ. પ્રકાશકઃ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી. મૂલ્યઃ રૂ. ૧—૦—૦

પ્રસ્તુત પુસ્તકમાં લેખકે પૂર્વ અને પશ્ચિમના દર્શન શાસ્ત્રોનાં તટસ્થ દૃષ્ટિએ ક્યાં ક્યાં સામ્ય અને વૈધર્મ્ય આવે છે તે બતાવવા પ્રશંસનીય પ્રયત્નો કર્યા છે. આથી લેખકે દર્શન શાસ્ત્રોના અભ્યાસીઓને અતિ ઉપયોગી સેવાઓ અર્પણ કરી છે.

સચિત્ર શારીર વિદ્યાઃ લેખકઃ રા. ગંગાશંકર મણિશંકર વૈષ્ણવ, પ્રકાશકઃ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ. મૂલ્ય રૂ. ૧—૦—૦.

પાશ્ચાત્ય વૈદક શાસ્ત્રના 'એનેટૉમી' જેવા ગૂઢ પુસ્તકને સરળ સ્વરૂપે આપણા સાહિત્યમાં અને તે પણ સામાન્ય જનસમૂહને ઉપયોગી થઈ પડે તેવી રીતે યોજવા માટે લેખક અને પ્રકાશક બન્ને ધન્યવાદ ઘટે છે.

સખીને પત્રોઃ લેખકઃ મણિલાલ નથુભાઇ દોશી. અમદાવાદ, પ્રકાશકઃ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી અમદાવાદ મૂલ્યઃ રૂ. ૦—૪—૦.

બૌદ્ધ, જૈન, ગ્રીક, આસીરીયન, વૈદિક અને ક્રિશ્ચન સાહિત્ય ભંડારમાંથી ડગલે ને પગલે અવતરણોથી ખીચોખીચ ભરેલા પત્રોની એ લીટી વાંચી 'સખીઓ' નિદ્રાયોગ ન સાધવા માટે અગર થોડું વાંચ્યું તે ઘણું વાંચ્યું માની ન લેતો લેખકને તેમના અથાગ શ્રમ માટે અમે અભિનંદન જરૂર આપીએ.

ઉત્ક્રાંતિ વિચાર (પૂર્વાર્ધ): લેખકઃ રા. જયસુખલાલ વિ. પુરુષોત્તમરાય જોષીપુરા, વડોદરા, પ્રકાશકઃ એમ. સી. કોઠારી વડોદરા મૂલ્યઃ રૂ. ૧—૧૦—૦.

મી. એલ હોબહાઉસકૃત 'ડીમોક્રસી એંડ રીએકશન' નામક અંગ્રેજી પુસ્તકના અનુવાદરૂપે આ પુસ્તક શ્રી સયાજી સાહિત્યમાળાએ ૬૦ મા પુષ્પ તરીકે

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૮૦]

જેવીજ છે. જે હોસ્પીટલો ચાલે છે તે કાંતો સરકારની અથવા તો મ્યુનીસીપાલીટીની મદદથી ચાલે છે. જ્યારે ઇંગ્લાંડમાં હોસ્પીટલોનો નીભાવ ખાનગી સખાવતોથીજ થાય છે.

મુંબાઇમાં ખાનગી સખાવતોથી સ્થાપિત થએલી અને નીભાવવામાં આવતી હોસ્પીટલોમાં જમનજી દીનશા હોસ્પીટલનું નામ મશહુર છે.

ઉપરોકત હોસ્પીટલથી જોકે આર્થિક સ્થિતિએ જોતાં નાની પરંતુ ઉપયોગિતા અને અનુકૂલતાની દૃષ્ટિએ જોતાં ભવિષ્યમાં એનાથી વધી જવાની આશા આપતી, દરેક રીતે લોકપ્રિય નીવડવાની આશા આપતી, ૧૯૨૫ ના જાન્યુઆરી માસમાં ખુલ્લી મુકવામાં આવનાર સર હરકીસનદાસ નરોત્તમદાસ હોસ્પીટલ છે. ઉચ્ચ વર્ગના ગુજરાતીઓ માટે એ અણમોલું સાધન છે.

## સર હરકીશનદાસ

આરોગ્ય વર્ધક સંસ્થાઓના સ્થાપક તરીકે મુંબાઇના કપોળ ધનાઢ્ય સર હરકીશનદાસનું સ્થાન ઘણું મોટું છે; રોગીની સેવાએ એમનો મોટો સિદ્ધાંત હતો. તેમના મિત્ર શેઠ સોરાબજી શાપુરજી બંગાળી અને મી૦ કીરરીજની સહાયથી સર હરકીશનદાસે હીંદી સ્ત્રીઓને વૈદકીય મદદ મળે તે માટે એક ફંડ ખોલ્યું હતું. પાછળથી આ ફંડ કાઉન્ટેસ ડફીન ફંડ નામથી પ્રખ્યાત થયું. તેમણે લેડી ડફીન ફંડની મુંબાઇની શાખાનું માનદ મંત્રીપદ સ્વીકાર્યું. અને ઘણાં વર્ષો સુધી માટુંગામાં આવેલા લેપર એસાઇલમના માનદ મંત્રી તરીકે પણ તેમણે કામ કર્યું. આ અરસામાં આ સંસ્થાની આર્થિક સ્થિતિ સુધારવા યત્નો કરતા મી. એકવર્થને તેમણે બહુ કીમતી મદદ કરી. આ માટુંગા લેપરએસાઇલમ હાલ એકવર્થ લેપરએસાઇલમના નામથી પ્રખ્યાત છે.

પણ આથી શેઠને તૃપ્તિ ન થઇ. તેમના અભિલાષ બહુ ઉચ્ચા હતા. નવાપાડામાં આવેલું શેઠ નરોત્તમદાસ માધવદાસ લ્યુનેટીક એસાઇલમ બંધાવવા તેમના ભાઇ સ્વ. શેઠ ભગવાનદાસ નરોત્તમદાસ અને તેમનાં માતુશ્રી સ્વ. શેઠાણી પુતળીબાઇને પણ તેમણે પોતાના કાર્યમાં રસ લેતાં કર્યાં અને એ ત્રણે ઉદાર વ્યક્તિઓએ સરકારને એક લાખ રૂપીયાની રકમ રોગીઓ પાછળ ખર્ચવા આપી. અને આ રકમમાંથી નાગપાડામાં આવેલું શેઠ નરોત્તમદાસ માધવદાસ લ્યુનેટીક એસાઇલમ બંધાવ્યું.

મરણ પાછળ કરવામાં આવતાં ધર્મ કાર્યોની દિશા તેમણે બદલી અને આ ઔષધશાળાઓમાં તે ધર્મ ભાગ વાપરવા, તેમણે મનસુબો કર્યો. સ્વર્ગસ્થે પોતાનાં પુત્રી જીવકોરબાઇ સેનેટેરીઅમ બંધાવ્યું. અને મુંબાઇ યુનીવર્સીટીમાં, સૌથી પહેલે નંબરે ડાકટરી પરીક્ષા પાસ કરતી સ્ત્રી વિદ્યાર્થીની ને લેડી રે સ્કોલરશીપ અને લેડી રે ગોલ્ડ મેડલ આપવાનું નક્કી કર્યું.

## હીંદુ હોસ્પીટલની યોજના

શેઠ હરકીશનદાસનો સ્વર્ગવાસ સન ૧૯૦૮ માં થયો. મૃત્યુના આંગણે ઉભેલ તે દીલાવર આદમીએ પોતાના વસીઅતનામામાં ફરમાવ્યું કે પેડર રોડ ઉપર આવેલો તેમનો ભવ્ય બંગલો દરદીઓના નિવાસસ્થાન—હોસ્પીટલ તરીકે વપરાય.

[ વધુ માટે જુઓ પૃ૦ ૧૭૮ ]

# રામદાસ શેઠ.

[ અનુસંધાન પૃષ્ઠ ૯૦ થી ]

મારો એક નિયમ છે કે જ્યારે લોઢું બરોબર તપેલું હોય ત્યારેજ તેને ટીપવું, અને આ બરોબર વખત આવ્યો છે એમ મેં જોયુ જેથી આ તક નહીં જવા દેવાનો મે નિશ્ચય કર્યો.

"શેઠ! તમે જાણો છો? આમા જો હુ તમને મદદ કરું તો હુ પણ કાયદાની જાળમા સપડાઇ જાઉં તેમ છે. તમે કરેલા આવા ગંભીર ગુન્હામાં જો હું તમને મદદ કરુ તો તે કલમમા દર્શાવ્યા પ્રમાણે મને પણ શિક્ષા થાય અને 'વેલ' (ઠીક), પછી તો આ મારી ઉગતી કારકીર્દિનો આરંભેથીજ અંત આવે-સમજ્યા?" મે ન્યાયશાસ્ત્રી શેઠને સમજાવવા માંડયુ

"બાપ નટવરલાલ! તમે કહો છો તે બધું ખરુ, પણ તમારે કે રસ્તો કાઢવો જોઇએ તમે નથી જાણતા હું કેટલો મુઝાઉં છુ? માટે મારી ખાતર પણ કોઇ રીતે આમાથી મને મુક્ત કરો. તમને હુ વચન આપુ છું અને પ્રતિજ્ઞા કરીને કહું છુ કે તમે જે માગશો તે હુ તમને આપીશ, પછી કંઇ? પણ મને કોઇ રીતે બચાવી લો" શેઠે અત્યંત દુખી સ્વરે કહ્યુ.

વાંચક! મારા હૃદયમાં દયાનો ઝરો અત્યંત વહાણ કરે છે, તો આ શેઠના આવા હૃદયદ્રાવક વચનો સાંભળીને મારુ હૃદય કેમ નહી દ્રવે? મેં કહ્યું, "શેઠ સાહેબ! હવે ફીકર ન કરો, ચાલો હું રસ્તો કાઢું છું પણ મારી 'ફી'નું શુ?"

તરતજ શેઠ બોલી ઉઠયા: "અરે તમે કહો તે માગો તે, બોલો."

"શેઠ સાહેબ' મારે પૈસા નથી જોઇતા પણ...પણ" જરા મેં શરમમા નીચું જોઇ કહ્યુ

શેઠ કાચા નહોતા, જમાનાના ખાધેલ હતા એક પળમા 'સીચ્યુએશન' સમજી ગયા અને બોલ્યા. "હુ સમજ્યો, નટવરલાલ! તમારી મરજી મારી મરઘાને પરણવાની છે એજને? ભલે જાવ, સરલા મેં તમને આપી બસ ખુશી થયા?"

"હા શેઠ, હવે ચાલો જોઉં મારી સાથે બતાવો કયા છે તે મોટર" મે લજ્જાની ઝુબે જવાબ દીધો. હુ અને શેઠ નીચે ગયા શેઠે મને મોટર બતાવી મેં તો કંઇ હતો ને 'હેન્ડલ' માર્યો કે તે 'સ્ટાર્ટ' થઇ અને અંદર બેસી 'બેક' મારી તે કંપાઉંડની બહાર કાઢ્યો અને શેઠને કહ્યુ "હવે ચાલો શેઠ! આવી જાઓ મારી બાજુમા"

શેઠ બોલ્યા "પણ મારુ શુ કામ છે? તમે લઇ જાઓને."

મેં કહ્યું: "અરે વાહરે શેઠ! ગુન્હો તમે કર્યો અને લઇ જાઉં હુ? રસ્તામાં સપડાઇ જાઉં તો? માટે ચાલો મારી સાથે." અને કસાઇ બેકુ દોરે તેમ શેઠ ખેંચાઇ આવ્યા અને ધબકતે હૃદયે મારી જોડે મોટરમા બેઠા, અને મેં મોટર હંકારી મુકી-લગભગ અડધા કલાક શેઠને 'આણી મમસે પૈથી ગમ' ફેરવીને મોટરને મારા બંગલાની બહાર લાવીને ઉભી રાખી અને શેઠને કહ્યુ "ચાલો શેઠ ઉતરી જાઓ અને આવો મારી સાથે બંગલામા"

"અરે પણ આનુ શું કરશો? તમે તો પીધ વધારી આને અહીં બહાર રાખી જશુ? કોઇએ જોઇ-ઓળખી-તો ઉલટ આપણે સપડાશુ" શેઠ ગભરાતા બોલ્યા.

"હવે એનું તમારે કે કામ છે? તમે બધું મારી ઉપર છોડયું છે, પછી શા માટે આટલા ગભરાઓ છો? ચાલો ઉપર"—મેં ધીરજથી સમજાવવા માંડ્યું.

શેઠ બીચારા મારા ઉપકાર નીચે દબાતા જતા હતા એટલે મારી સાથે બંગલામાં આવવા નીચે ઉતર્યા, પણ આગળ ચાલતા જાય ને પાછળ બીકમાંને બીકમાં જોતા જાય કે રખે મોટરનો ધણી પાછળથી આવીને ગળું ન પકડે. એમ કરતાં કરતાં ઉપર આવ્યા ત્યાં મારો મિત્ર મધુસુદન બેઠેલોજ હતો તે બોલી ઉઠ્યોઃ "ઓહો, કેમ રામદાસ શેઠ કેમ છો? મોટર કેમ લાગી? 'સ્પીડ' ઘણી છે હોં. અને ઓછું 'પેટ્રોલ કમ્પેરેટીવલી' બળે છે."

શેઠ તો મારી સામે જુએ ને તેની સામે જુએ. પણ કૈં સમજ પડે નહીં. તે તો આખા શરીરે તથા મોઢે પસીને રેબ રેબ થઇ ગયા પણ હું તેમની વ્હારે ધાયો. મેં કહ્યુંઃ "શેઠ આ મોટર તો આ મારા મિત્ર મધુસુદનની છે. ફીકર કરશો નહીં. તે રાત્રે મધુસુદન તમારી સામેના શેઠ કસ્તુરચંદના બંગલામાં ગાણું સાંભળવા આવેલો તે તમારા કમ્પાઉન્ડ પાસે મોટર મુકી હતી. પછી તમે તમારા તબેલામાં મોટર મુકી તે પણ તેણે બારીમાંથી જોયું હતું. બીજે દિવસે તો તે ઉજાગરાને લીધે આખો દિવસ ઘરમાંજ હતો. આજે સવારે આવીને તેણે મને બધી વાત કહી. મેં તો સલાહ આપી કે 'ફરીયાદ કર' પણ ત્યાં તો તમારો ટેલીફોન આવ્યો, એટલે તેને અહીં બેસાડી હું તમારી પાસે આવ્યો. પછીનું તો તમે બધું જાણો છોજને?

"અરે ભલા માણસ! પણ જરા મને ઘેર આ વાત કરીએને? હું આટલો ગભરાત તો નહીં. મારી માન્યતા ખોટી નથી. તમો વકીલોથી તો દસ ગાઉ દૂરજ સારા" શેઠ પ્રથમ વારજ હસતા હસતા બોલ્યા.

"શેઠ, એનાં બે કારણો છે. પહેલું તો એકે તમે મને બોલાવ્યો તે પહેલાં આ મધુસુદને મને "પ્રોફેશનલી" આજ બાબત 'કન્સલ્ટ' કીધો હતો એટલે તમે જાણો છો ને કે અમારા 'ક્લાયન્ટ'ની કોઇ પણ બાબત સામા પક્ષને "રીવીલ' કરાયજ" નહીં અને બીજી વાત તો તમે જાણો છોજને? મારી 'ફી'... ..."

વાંચનાર બંધુ! હવે કૈં લાંબુ પીંજણ ડોળવાનું નથી ગમતું. એટલુંજ કે વૈશાખ સુદ સાતમને મંગળવારે મારા અને સરલાનાં ધામધુમથી લગ્ન થયાં અને પહેરામણીમાં શેઠે અમને એક નવી 'ડેમલર' મોટર આપી—આથી તારે વધુ શું જાણવું છે? વળી કૈં હશે તો બીજી વખત વાત. હાલ તો વંદેમાતરમ્ ... ... ... ...

* અંગ્રેજી ઉપરથી સહેજ ફેરફાર સાથે.



## ૧મોહન—માયા



[ અનુસંધાન પૃષ્ઠ ૧૦૯ થી ]

અંબાલાલ

આપને વાંધો ન હોય તો મહાત્માજીને હું અહીં કાલે આમંત્રું

મોહન

[ આ અણધાર્યો પ્રહાર પડવાથી નરોત્તમ સામે નજર ફેરે છે તે તેને આશ્વાસન દે છે—આંખ વડેજ ] મહાત્માજીને અડચણ ન હોય તો......

અંબાલાલ

[ નરોત્તમને ] તમે જાતે જઈ તપાસ કરી જોશો કે મહાત્માજી અહીં કાલે પધારી શકશે ?

નરોત્તમ

જરૂર તેમ કરીશ.

અંબાલાલ

વારુ ત્યારે, કવિરાજ, મને દરરોજ વાળુ પછી ઘડી વાર બાગમાં ફરવાની ટેવ છે રજા આપશો ?

મોહન

હા, ખુશીથી.

[ અંબાલાલ નમન કરતો બાગમાં જાય છે ]

પુષ્પા

[ અત્યાર સુધી કંઈ બોલી નથી મધુરીને ] મધુબહેન કે મારોને, આપણને તો આ વાદવિવાદમાં કંઈ ગમત પડતી નથી.

નરોત્તમ

[ જરા ચીડમાં ] પુષ્પા ! તને સમાજ સુધારવાનો બહુ મોહ નથી, ખરું ?

પુષ્પા

હું મારી શક્તિ સારી રીતે સમજું છું. વિધાતાએ મને નિર્મેલું કર્તવ્ય પણ સાંગોપાંગ પાર ઉતારું એટલે બસ.

મધુરી

नायमात्मा बलहीनेन लभ्य ઉપનિષદ કહે છે.

નરોત્તમ

અને આત્મા હોય કે ?

પુષ્પા

[ હસે છે ] બહેને કહેલા ઉપનિષદ પ્રમાણે તો આત્મા નહેને મુળથી સહજ હોતોજ નથી એ મેળવવાનો છે અને તે બળહીનને મળી શકતો નથી—પુરુષ હોય કે સ્ત્રી હોય.

નરોત્તમ

[ એનું કટાક્ષ વાક્ય સમજ્યો ] તું તારું બળ ગાવામાં પ્રસિદ્ધ કરવા ચાહે છે, નહીં કે ?

પુષ્પા

નારી જાતિનું અબળા નામ ખોટું કરવું તો તમે વધારે મધુર વાણી બજાવો છો અને સાથે ગાઓ છો પણ ખરા

માયાવતી

[ આ મોડ વળી ક્યાં વળાવ્યું ? ] મે તો કદી નરોત્તમદાસને ગાતા સાંભળ્યા નથી.

મોહન

[ એને તો બાલ પરિચય છે. હોસ્ટેલના સહવાસથી નરોત્તમની શક્તિથી વાકેફ છે ] ત્યારે અત્યારે સાંભળો, અનુભવ કરો; [ નરોત્તમ પર દૃષ્ટિપાત ] એટલો અનુગ્રહ કરવાની નરોત્તમભાઇ ના નહીં પાડે.

નરોત્તમ

[ મધુરી પ્રસન્ન નહીં થાય, એ ભીતિ છે. ] ક્ષમા કરો, કવિરાજ હું ગાવા સજ્જ નથી. મારી પાસે મુરલી પણ નથી. અને...

પુષ્પા

તમે ગાતા હો, નરોત્તમભાઇ, તો મુરલી હું આણી આપું [ એની કે કોઇની રજા માગ્યા વિના વાદિત્ર લેવા જાય છે. ]

મધુરી

[ નરોત્તમના ગાવાને વિઘ્નસમ ધારે છે; પણ કવિરાજે ઇચ્છા જણાવી તેનો અનાદર થાય ? ] એમના ગાવા બજાવવાનો તો અમને રોજ લાભ મળે પણ, કવિરાજ, આપ કે...

નરોત્તમ

[ હવે એનો વારો આવ્યો. ] હાજી, કવિરાજ, અમે તો સૌ ઘરકા આદમી [ મોહન હસે છે; મધુરી શરમીંદી થાય છે. ] પણ આપની કૃતિ સાંભળવાનો મારા જેવાને કયારે લહાવો મળે ? [ મોહન તીક્ષ્ણ નજર ફેંકે છે. તેને ગણકારતો નથી ] અમે ગાઇએ બજાવીએ તો આપ પણ કૈં સંભળાવો.

મોહન

[ અકળાએલો ] મને ગાવાનો મહાવરો...

મધુરી

[ સ્મિત હાસ્યથી ] આખું જગત જાણે છે–રવિબાબુનો સ્વર અને રવિબાબુની ગાયક કળા.

નરોત્તમ

[ મોહન મુંઝાશે તો ખરો પણ એની યુક્તિમાં આ નવો દાવ પણ ઠીક કામ લાગશે-અને ટાગોરની કહેવાતી શક્તિ સૌ તેના મોહિત વૃંદની અતિશયોક્તિને આધારે છે એમ બતાવવું પણ ઠીક પડશે. ] મેં તો આપને એકજ વાર મુંબઇમાં એમ્પાયર થીયેટરમાં ગાતાં અને ગવરાવતાં સાંભળ્યા હતા. ભારતનું જય હય ગીત; અને તેથીજ આ ઉત્કંઠા થઇ છે. [ પુષ્પા નરોત્તમની મુરલી, લઇ આવે છે. સાથે નોકર એક સિતાર અને તાઉસ આણે છે. ]

મોહન

[ ફસાયો હવે પાર પાડે છુટકો ] વારુ, આપ સૌની એવી ઇચ્છા છે તો હું ગાઉં– અથવા તો કૈંક સંભળાવું પણ તે એવી સરતે કે પહેલાં તમે સૌ ગાઓ તો.

માયાવંતી

સરત કબુલ પણ શરુઆત કોણ કરે ?

નરોત્તમ

seniors first-ગુરુજન મોખરે.

પુષ્પા

[ ફોઇબાને આ કટાક્ષબાણ ગમતું નથી. એ સમજી તેની વહાર કરે છે. ] ના, એ તો, નરોત્તમભાઇ, હવે ફસાયા તે નીકળાશે નહીં. શરુઆત તો તમારેજ કરવી પડશે; કેમ કવિરાજ ?

# ધૂળ

—o—

[અનુસંધાન પૃષ્ઠ ૧૧૦ થી]

ટુંકા તરંગોવાળાં વાદળી રંગના કિરણો આકાશ તરફ જાય છે અને લાંબા તરંગોવાળા લાલ અને પીળા રંગના કિરણો આપણી તરફ આવે છે.

સંધ્યા સમયના આકાશના અદ્ભુત રંગો પણ આવીજ રીતે ઉત્પન્ન થાય છે, ક્ષિતિજની સમીપના પ્રદેશમાં હવાના થર જાડા પાતળા હોવાને લીધે, અને વાદળીઓના જુદાજુદા આકારને લીધે, સૂર્યના કિરણોનું પરિવર્તન અને વક્રીભવન એવી અજબ રીતે થાય છે કે એવા રંગદર્શન ચીતરવા લગભગ અશક્ય થઇ પડે છે. વળી હવાના આંતર પ્રવાહોને લીધે રજકણો અને વાદળાંઓનું સ્થાન અગમ્ય રીતે બદલાતું જાય છે, તેની સાથેજ સૂર્યની ગતિને લીધે સૂર્યનાં કિરણોનો દૃષ્ટિકોણ પણ બદલાતો જાય છે, અને તેમાંથી ઉત્પન્ન થતા રંગોની વિવિધતા દરેક ક્ષણે બદલાતી જાય છે. આ વિવિધતા રા. નરસિંહરાવે સુંદર શબ્દોમાં વર્ણવી છે —

પેલી જો' પશ્ચિમ આભના સગડી જ્વાળા રે
દીસાઈ છે શું ધાતુ દ્યુતિની અગાર '
અંગ અંગ ઝળહળતા સર્વદીસે રંગ રાતા રે,
ઠામ ઠામે દાડિમ કુસુમ સરીખા સુહાતા રે,
આવી સંધ્યા દેવી આમ રંગે રમતી રે,
ધારી સાચું કંકુંવર્ણ અંગ, મુજ મન ગમતી રે
જોતાં જોતાં તો દેખું તખ્ત ધર્યું આ ભીનું રે,
રંગ તારથી લીધું કુંકુમ, નિરખી હું રીઝું રે.
નથી કાંઈ સૌંદર્યવાન એ લીલાનું રે,
તે ફલકમાં થયું પળ અન્ય આજે પીળાનું રે —
પળપળ બદલે આકાશ મનોરમણ નિજ વેષ
નવનવ ધનિકાની સુંદરી કે કો નટનારી શું વેષ

—કુસુમમાળા, પૃ ૫૮

સંધ્યા અને ઉષાના અજબ રંગોમાં ધૂળનું કાર્ય શું છે એ ઇ. સ. ૧૮૮૩ માં અચાનક રીતે પણ સ્પષ્ટ રીતે સિદ્ધ થયું હતું. તે વર્ષમાં જાવા પાસે ક્રેકાટોઆ નામના જ્વાળામુખી પર્વતમાંથી ભયંકર ધડાકા સાથે લાવા અને ધૂળના ગોટા નીકળ્યા હતા. આ ધડાકાઓનો અવાજ સીલોન અને ઑસ્ટ્રેલીઆ સુધી સંભળાયો હતો, અને તે વખતે બહાર નીકળેલા પદાર્થોમાંથી પાસેના દરીયાઇ હજારો માઇલ સુધી બે ત્રણ ફીટ જાડા થર બંધાઇ ગયા હતા. તે ઉપરાંત બારીક રજકણોનો ભાગ હવામાં અદ્ધર રહ્યો હતો. ઉપરનો બનાવ બન્યા પછી થોડાજ સમયમાં અજબ પ્રકારના સંધ્યાના રંગનું દર્શન થવા માંડ્યું. તે સમયે આ રાતો રંગ આકાશના પશ્ચિમ ભાગ ઉપરજ નહીં, પરંતુ છેક મધ્ય અને પૂર્વ ભાગ સુધી દેખાતો. આ અદ્ભુત રંગ સમશીતોષ્ણ કટિબંધના મધ્યના પ્રદેશોમાં લગભગ ત્રણ વર્ષ સુધી રોજ દેખાયો. ધીમે ધીમે રજકણો નીચે બેસતા ગયા તેમ આ રંગ પણ ઝાંખો થતો ગયો. એમ ગણત્રી કરવામાં આવી હતી કે આ રજકણોએ, પૃથ્વીપર પાછા બેસી જતા પહેલાં હવાના પ્રવાહોની સાથે, પૃથ્વીની ઓછામાં ઓછી ત્રણ વાર પરિક્રમા કરી હશે!

## ધૂળ અને વરસાદ

પરંતુ ધૂળ એ ફક્ત દૃષ્ટિ સૌંદર્યનું એક નિમિત્ત માત્ર હોત તો સૌંદર્યના ઉપાસકો સીવાય બીજાઓને તેની કીંમત ભાગ્યેજ સુજત અને ધૂળના બીજા દુર્ગુણોને લીધે વખતે આ સૌંદર્યનો લાભ છોડી દેવાને પણ તત્પર મનુષ્યો મળી આવત. પણ ધૂળની બીજી એક ખુબી એવી છે કે તેના વિના વાદળાં, વરસાદ અને પૃથ્વી ઉપરના પાણીના

# કાશ્મીરની મારી નોંધપોથી



[ અનુસંધાન પૃષ્ઠ ૧૨૨ થી ]

દૂરથી કદી શ્વાનવર્ગની જાગૃતિ કર્ણદ્વારા પ્રત્યક્ષ થતી. બોટ ચલાવના વાંસડાનો અવાજ કે અનેરો લાગતો.

ચંદ્ર કિરણમાં હલેસાંથી હાલતું જળ અને હલેસુ બંને ચમકતાં. બોટનો દીપક ગુંચળાં વળી વળી પાણીમાં ઉંડે લપાતો. સારુંએ વિશ્વ સુધામય અને શશીમય થઇ ગયું હતું.

જીવે છે તો બધાંએ, પણ જીવન અનુભવવાની પળો તો વિરલજ હોય છે.

તા૦ ૩૧-૫-૨૦

સવારે ઉઠી ત્યારે પાંપોર આગળ બોટ નાંગરેલી હતી. આકાશ ઘેરાએલું હતું. પાંપોરમાં કેસરનાં ક્ષેત્રો જોવા ગયાં.

કેસર ઉગવાને હજુ અઢી ત્રણ મહીનાની વાર છે. હાલ વાવેતર થએલું છે. કેસરનાં થોડાંક બી ખોદાવીને લીધાં. કહે છે કે કેસરના છોડ ઉગે છે અને જ્યારે એના પર લાલ ફૂલો આવે છે ત્યારે દેખાવ ઘણોજ સરસ થાય છે. દૂર દૂરથી લોકો જોવા આવે છે.

બોટ ધીરે ધીરે પાણી પર ચાલતી હતી, ને હું ખેંચડની નાની પગથી પર ચાલતી હતી. આસપાસ જોયું અને ખેચડને કીનારે નાની પગથી પર ચાલવું એ જરા વીકટ હતું.

બપોરના અઢી વાગે અમે શ્રીનગર આવી પહોંચ્યાં. × × સવા પાંચે ફરવા નીકળી.

લગભગ બાર દિવસમાં શ્રીનગરમાં અદ્ભુત ફેરફાર થએલો લાગ્યો. વસંત સર્વાંગ સોળે કળાએ ખીલવા માંડી હતી. અનેકવિધ રંગોનાં અનેક પ્રકારનાં પુષ્પો ડાળીએ ડાળીએ સેંકડોની સંખ્યામાં ઝુલી રહ્યાં હતાં. કળીઓનાં ઝુમખાં શાખાએ શાખાએ લટકી રહ્યાં હતાં. વસંતની આવી સમૃદ્ધિનો સાક્ષાત્કાર મેં કદીએ કર્યો નહતો.

આજે હાઉસ બોટો પણ વધેલી લાગી. એથી રહેનારા પણ વધ્યા હશે એમ લાગ્યું. ઘણાખરા સરસ બગીચા યુરોપીયનોનાજ હતા.

અહીં બહાર ગામથી આવેલાંમાં અંગ્રેજોજ દેખાય છે. એમની સ્વતંત્ર જીવન ગાળવાની રીત, અને સુખ ભોગવવાની, સગવડ મેળવવાની અને આનંદ કરવાની રીત જોતાં આપણા હીંદી ભાઇઓ એ બધામાં કેટલા પછાત છે એનું સ્મરણ થયું.

આવા સ્વર્ગમાં હમેશાં મારાથી વસાય તેમ નથી......

બની શકે તો આવી વસંતમાં દરેક વખતે હું આવું. આ વખતે, વચ્ચે મને, ભાવિ જીવનનું એક ચિત્ર ખડું થયું. અમુક સમય આવાં સ્થળોમાં ગાળ્યો હોય, અમુક સમય માત્ર મુસાફરીજ કરી હોય, તો

અનુભવાય કોઈ કોઈ વખત પ્રોત્સાહન મેળવવા કોઈ કોઈ મિત્રોને આમંત્ર્યા હોય, તો આખાએ જગત્ સાથે ભળવાની જરૂર જરાએ નથી.

તે પછી કેમ રહેવું, કેવી રીતે સગવડો મેળવવી, ક્યાં ક્યાં સ્થળોએ ફરવું વગેરે વગેરે અનેક વિચારો આવ્યા. મનોરાજ્ય પણ મહાલવા જેવું તો છેજ.

હું જેવા માર્ગોએ જાઉં છું તેવે સ્થળે કોઈ પણ શોખીન ફરનારા નજરે પડતા નથી આડા અવળા માર્ગ તો મારે જ માટે છે.

હવે મોટા નવા સાહસની જરૂર લાગે છે.

અજવાળી રાત છે, પણ વરસાદ ખુબ પડી ગયો, વાદળોથી અંધારું થોડું છે

[ આ મનોહર પ્રવાસવર્ણનનો વિશેષ ભાગ આવતા અંકમાં



"નામદાર! અત્યાર સુધી અમે આખુંએ નાટક નહોતા સમજતા; હવે સમજ્યા છીએ. એ પોટલાં કાઢી બાપ અંદરના પત્રો વાંચશો!"

પ્રેક્ષકોને લાગ્યું કે આખરે સપડાયા. દત્તાત્રેયની આંખો તેજમાં ચમકી; વકીલે હર્ષભેર પોટલું છોડી પહેલો પત્ર શરુ કર્યો:—

વડોદરા.

તા.......

પ્રિયભાઈ સુશીલ,

પત્ર મળ્યો છે. આખીએ કથા વાંચી ગયો છું. માનવ સ્વભાવનું દર્શન બહુ સચોટ કરાવ્યું છે. કૃતિ ઉત્તમ થશે.

પણ એક સૂચના: મોહનદાસ જેવા બહાદુર વીરમર્દને આમ રખડતો રઝળતો કરી કમોતે મારો તે યોગ્ય નથી; તેને બહાદુરને છાજતું મરણ આપજો.

લી.

.........ના

યથાયોગ્ય.

કોર્ટમાં કૈં આશ્ચર્ય પુર જોસમાં વહી રહ્યું. બીજું પગલું શું ભરાય છે તે જોવા સૌ એક પગે થઈ રહ્યાં.

કોર્ટે પુછ્યું: "કેમ આ શું કહે છે? શો ખુલાસો આપો છો?"

સરકારી વકીલ વાંચતાં તો વાંચી ગયો. પણ સહેજ વહેમાયો. ફરીથી તેણે વાંચ્યું અને કૈં બોલવા જતો જણાયો.

"સાહેબ," સુશીલે અટ્ટહાસ્ય રોકતાં શરુ કર્યું. "આ તો હું ને મારો મિત્ર એક નવલકથા રચીએ છીએ. તે લગભગ પુરી થવા આવી હતી.

મેં મારા એક વિદ્વાન્ મિત્ર કે જેણે તે લખવા મને પ્રેર્યો હતો તેને બતાવવા એ મોકલી હતી. તેનો એ જવાબ છે. આ તો વાઘનો કાગ થયો જણાય છે."

કોઇથી હવે શાંત ન રહેવાયું. બધાજ હસી પડયા. 'શાબાશ! ઇન્સ્પેક્ટર સાહેબ! શાબાશ! ધાડ મારી તો ખરી!' ના પોકારો પડવા લાગ્યા.

સરકારી વકીલે ટુંકાણમાં આખીએ વાત ન્યાયમૂર્તિને સમજાવી. ન્યાયમૂર્તિ પણ હસી પડયા અને હસતાં હસતાં તેમને નિર્દોષ ઠરાવી છોડી મુકયા.



## રાજાધિરાજ

[ અનુસંધાન પૃષ્ઠ ૧૩૪ થી ]

"ને આ બધું માટે માટે કર્યું તેનો કેમ જડ્યો વારું?"

કાકે ઉંચું જોયું "મા ! મને કંઈ સમજાતું નથી. મને કંઈ થાય તો રાકા લાટ સામે જો જો હવે કોઈ રહ્યું નથી."

"કાક એવું અપશકુનીયા શું બોલે છે, તને શું થવાનું છે?"

"મને કંઈ સમજાતું નથી" કાકે ડોકું ધુણાવ્યું. કાકને આમ અસ્થિર, નિરાશ રાણીએ કદી પણ જોયો નહોતો. તેના હૃદયમાં પણ ન સમજાય એવી બીક પેઠી

કાકે થોડી વારે માથું ઉંચું કર્યું "મહેતાજી આજ્ઞાપત્ર લખ્યું?"

"આ રહ્યું" કહી મુંજાલમહેતાએ ને કાકને આપ્યું.

"ભોંયરું અંદરના ખંડમાં-રાણકના છે ત્યાંથી બીજા ખંડમાં છે. ઉપર પત્થર છે રાણકબાને મેં બતાવ્યું છે"

"વારુ, તું ચિંતા નહીં કર, જા."

કાક એક અક્ષર બોલ્યો નહીં. તે બહાર જઈ સાંઢણી પર બેઠો. મુંજાલમહેતા ને મીનળદેવી જોઈ રહ્યાં ને અંત કૌમુદીના-કૂર પ્રકાશમાં દૂરને દૂર જતી કાકની સાંઢણી વિલુપ્ત થઈ ગઈ.

---

## પ્રકરણ ૩૨ મું

### ભોગવાને તીરે

**મો**ડી રાતે મીનળબાની સ્વારી વઢવાણ પહોંચી અને વાઘેલાજને રાજગઢમાં પેઠી. સાંઢણી પરથી ઉતરી મીનળબા રાણકદેવી પાસે ગયાં. મીનળબાને રાં'ખેંગાર પર ભલે તેટલું વેર હોય, અને પોતાના પુત્રને છોડી રાં'ને પરણવા માટે રાણક પર ભલે તેટલો દ્વેષ હોય પણ અત્યારે પડેલા વેરીની વિધવાને યોગ્ય માન આપવા તે તૈયાર થયાં. તે પોતાના પુત્રની ઓછીવછાને સારી રીતે પીછાણતી હતી, અને તેને તેની ગેરવર્તણુક માટે પશ્ચાત્તાપ થતો હતો.

તે અને રાણી બે રાણકદેવી પાસે ગયાં અને "જય અંબે!" ગણગણતી સતીને પગે લાગ્યાં. રાણકની આંખમાં દૈવી તટસ્થતા આવી ગઈ હતી.

"અખંડ ભવાની તમારું ભલું કરે!" સતીએ દુશ્મનની મા અને સ્ત્રીને આશીર્વાદ આપ્યો. 'મીનળદેવી ! મારા રાં'ને લાવ્યા છો?" તેની આંખ સુકાઈ ગઈ હતી.

"હા, માથું આવ્યું છે."

રાણકે નીસાસો મુક્યો.

"કાલે સવારે મારે સતી થવું છે"

"જેવી સતીની આજ્ઞા"

"મારા રાં'ને અહીંયા મોકલાવો."

"માતા! લાવતો." મીનળદેવીએ અનુચર ને આજ્ઞા કરી.

અનુચર થાળમા વીંટેલું રાં'નું માથું લઈ આવ્યો. રાણકના મોઢા પરથી પત્ર ચાર ચીકારા જતી રહી. તે એકદમ ઉભી થઈ ગઈ ને આગળ આવી અનુચર પાસેથી માથું લઈ લીધું.

રાણકે માથું પોતાના હાથમાં-જાણે કપડામાં વીંટાએલું નાનકડું બાળક હોય તેમ રાખ્યું ને ધીમેથી, અનિર્વાચ્ય મૃદુતાથી ઉપરનો છેડો ખસેડ્યો—

"મારા રા'—" રાણકનો અશ્રુપૂર્ણ અવાજ આવ્યો. પણ તેની આંખમાં આંસુ નહોતાં.

તે થોડી વાર ઘવાએલા રા'ના મુખ તરફ જોઈ રહી; ને ઘણાજ હેતથી લોહીથી ખરડાએલાં કપાળ પર આવેલાં જુલ્ફાં ઉંચાં કર્યાં.

ધીમેથી તે હસી–મ્લાન વદને "મારા રા'! મારા સોરઠના ધણી! હું આવી" કહી તેણે પતિનું મસ્તક છાતી સાથે ચાંપ્યું.

મીનળદેવી ને લીલાદેવીની આંખો ભીની થઈ ગઈ.

રાણકે રા'નું માથું પાટલા પર મુકયું. "મને ઘીનો દીવો કરવો છે."

"હા હમણાં મોકલાવું" કહી મીનળબા ઉઠયાં. અને બંને પટ્ટણી રાણીઓ ત્યાંથી ચાલી ગઈ.

થોડા વારે એ ઘીના દીવા રા'ના માથા આગળ મુકી રાણક તેની સામે બેઠી ને તેની સામે એકચિત્ત જોઈ રહી. તેની આંખોમા કૈં કૈં ભાવ આવ્યા ને ગયા.

તે થોડી થોડી વારે 'મારા રા'' શીવાય બીજો શબ્દ ઉચ્ચારતી નહીં.

રાત ધીમેધીમે જવા માંડી.

પરો ફાટયો તોપણ રાણક ત્યાંની ત્યાંજ બેઠી રહી હતી.

* * *

મુંજાલ મહેતા આવ્યા. એક બે વિશ્વાસુ માણસને લઈ બારોબાર અંદરના ખંડમાં ગયા; અને બોંયરાં ખોલી કાઢી, પોતે ઉઘાડ્યું ને અંદર ઉતર્યાં. બે ગદેલાં પર જયસિંહદેવ, સુકા થઈ ગએલા ને નિસ્તેજ, પડ્યા હતા.

"કેમ આવ્યો..?" જયસિંહદેવે નિર્બલ અવાજે પુછ્યું.

"એ તો હું છું મહારાજ!" મુંજાલે કહ્યું.

રાજા જેમ તેમ કરતા હાથ ટેકી બેઠા થયા.

"કોણ મહેતાજી! તમે આવ્યા? કયાં ગયો પેલો બામટો? એને પકડો નાસી ના જાય."

"ગભરાઓ નહીં. બધું બરોબર કર્યું છે ચાલો."

રાજા મુગે મોઢે ઉઠયા ને મુંજાલની પાસે આવ્યા. "તમારી સાથે બ્રાહ્મણ હતો તે કયાં છે?"

"આ રહ્યો" ભાવ ખુણામાંથી આગળ આવ્યો.

"જો છોકરા!" મુંજાલે સખત અવાજે કહ્યું, "મુગા રહેતાં આવડે છે?'

"અરે તેમાં મને કહેવું નહીં પડે" ભાવે જરાક હસીને કહ્યું.

"મને પછી મળજે."

"હાજી જરૂર" ભાવે કહ્યું.

મુંજાલ મહેતા મહારાજને ઉપર લઈ ગયા. મહારાજના દીલ પર ધુળ હતી ને તેમના પગ લથડતા હતા.

"મહારાજ!" બારોબાર રણવાસમાં જાઓ ને નાહી ધોઈ જમી લો.

"બીજું કોણ આવ્યું છે?"

"મીનળબા ને લાડીરાણી."

"બધા ગામનેજ તેડવા આવવું હતુંને" રાજાએ કટાક્ષને કહ્યું. "પેલો કાક કયાં ગયો?"

"કયાંએ ગયો નથી, તમે હમણાં સ્વસ્થ તો થાઓ."

મહાશ્વેતા અને વોસરી બંને છોકરાંના અજ્ઞાન મગજ પર પણ વાદળ છવાયું હતું. બંધાં તેમને લડાવતાં પણ તેમને ચેન પડતું નહીં. ગંભીર બની રહેલો મણિભદ્ર રાંધતો ને છોકરાં રાખતો. તેની સ્ત્રી ગંગલી ધાંચણ બધું કામ કરતી. દેવો કોટની ચોકી કરતો. અને નેરો કામમાં હોવાનું ડોળ કરતો.

એક દહાડો સવારે દેવો આંબડ મહેતાને કોટ પર બોલાવી લઇ ગયો. નીચે એક સૈનિક દશબાર બીજા સૈનિકોને ગઢમાંથી ઉતરવાના રસ્તા દેખાડતો હતો. આ જોઇ આંબડને ચિંતા થઇ.

"એ શું ચોકી મુકે છે?"

"એમજ લાગે છે" દેવાએ કહ્યું.

"કેમ રેવાપાલને હમણાં ફુરસદ મળી?"

"છતી પરવાર્યા હશે" દેવાએ કચવાઇને કહ્યું, "બા કયાં છે?"

"પૂજા કરવા ગયાં છે, કેમ?"

"અન્નદાતા!" દેવાએ ધીમે અવાજે કહ્યું. "બાને, કીકાભાઇ ને કીકી બહેનને અહીંઆંથી મોકલી દેવાં જોઇએ."

આમ્રભટ ચકિત થયો. "કેમ?"

"દશ અગીઆર દહાડા થયા પણ કંઇ ખબર નથી આવી, ભાઇ—" દેવાનો અવાજ તુટયો, "નહી આવવાના" તેણે ડોકું ધુણાવ્યું. "એ ગયા ત્યારે મારી છાપરી પર ઘુવડ બોલતું હતું." જાણે બધી બીક ને પુષ્ટી આ અપશુકનથી મળતી હોય તેમ રોસાએ ઉમેર્યું.

"પણ આપણે અહીંઆં હજુ દાણો પુષ્કળ છે."

"આઠ દહાડા પણ નહીં ચાલે.

આંબડે આંખ ફાડી, "હેં!"

"હા, આજથી અમે એક વખત ખાવાના છીએ.

થોડીક વાર આંબડ મહેતા ધ્યાનથી જોઇ રહ્યા. સ્થિતિ ગંભીર થતી લાગી.

"ને આ જોયું—" દેવાએ ફરીથી નીચે ઉભેલા માણસોની હીલચાલ તરફ આમ્રભટનું ધ્યાન ખેંચ્યું.

આમ્રભટે મુગે મોઢે જોયા કર્યું.

"બહાર નીકળવાનો રસ્તો બંધ થઇ જવાનો."

"ત્યારે?"

"બા ને છોકરાંઓને ગામમાં જઇ સંતાડી દો. આપણે ગઢ ટકાવી રાખીશું.'

આંબડે થોડી વખત વિચાર કર્યો ને ડોકું ધુણાવ્યું. દેવો કહેતો હતો તે વાત વ્યાજબી લાગી. "ઠીક! હું બાને કહી જોઇશ."

તે ગયો. દેવો થોડી વાર જોઇ રહ્યો. ને બબડયો: "નહીં તો મારી છાપરી પર ઘુવડ બોલે કેમ?"

આંબડ ત્યાંથી મહાદેવના મંદિર તરફ વળ્યો. આ વખતે હંમેશાં મંજરી પૂજા કરવા જતી હતી. આંબડે ત્યાં જઇ દેવને નમસ્કાર કર્યા ને મંદિરને ઓટલે બેઠો.

મંજરી પૂજા કરીને બહાર આવી. તે પહેલાં શ્વેત હતી, પણ અત્યારે તે ફીક્કી લાગતી હતી. તેના મુખ પર ચિંતા હતી.

"બા!"

"કેમ ભાઇ?" તેના જવાબમાં મૃદુતા હતી.

"આપણું ખાવાનું ખુટવા માંડયું લાગે છે" આંબડે કહ્યું.

"મને મણિભદ્રે વાત કરી" મંજરીએ જવાબ દીધો. "શું હજી વંથળી ખબર નહીં પહોંચી હોય?"

"બા! આ તો અશાંતિના દિવસો છે.

मुक्तपूर्वां स्त्रियं ये च विन्दतामधर्वासिनाम् ।
द्रोणपर्व. २७-७२ ॥ )

ક્ષતયોનિ સ્ત્રીને મેળવનાર દુષ્ટ પુરુષની જે ગતિ થાય, તે મારી થજો.

આવાં અને બીજાં દૃષ્ટાંતોથી એટલું ચોક્કસ સમજાય છે કે વેદના સમયમાં વિધવા-વિવાહને માટે પ્રતિબંધ નહોતો. મહાભારતના અને મનુના સમયના અંતમાં વિધવા-વિવાહ તરફ અણગમો ઉત્પન્ન થયો હતો, અને વળી પરાશરના સમયમાં વિધવા-વિવાહની હીમાયત કરવામાં આવી હતી. ત્યાર પછી મુસલમાનો આવ્યા. એટલે સમાજમાં પ્રતિબંધો વધ્યા, અને પછી તો વિધવા-વિવાહ સદને માટે બંધ થઇ ગયો. હલકી જાતમાં હજુ વિધવા-વિવાહ ચાલુ છે, જેને માટે 'નાતરું કરવું' એ એ શબ્દ વપરાય છે. પણ જ્યાં તેવો પ્રચાર છે ત્યાં પણ આ વ્યવહાર નિષેધ ગણાયો છે.

વિધવા-વિવાહનું આટલું લાંબું વિવેચન કરવાની જરૂર એટલાજ માટે હતી કે નિયોગ પદ્ધતિ વિધવા-વિવાહ કરતાં જુદા સ્વરૂપમાં હોય, તેનો ઉદ્દેશ પવિત્ર, અને ધાર્મિક છે.

ઉપરછલ્લી દૃષ્ટિએ નિયોગના પ્રશ્નનો વિચાર કરનારને વ્યભિચાર અને નિયોગમાં ભેદ નહીં જણાય. આ બંને વચ્ચે ભાવમાં તેમજ વ્યવહારમાં ઘણો ફેર છે. વ્યભિચારમાં સ્ત્રીપુરુષનો ઉદ્દેશ કામ સંતોષ છે, પણ નિયોગમાં સંતાન પ્રાપ્તિ એજ મુખ્ય ઉદ્દેશ છે. આ ઉદ્દેશ સાધ્ય કરવા જતાં જાણે કે અજાણે કામસંતોષનો હેતુ સિદ્ધ થતો હશે, પણ તે ગૌણ તો છેજ. વ્યભિચારમાં સ્ત્રી જેને તે પુરુષને પોતાનો કાંત ગણી શકે છે, પણ નિયોગમાં કાંત ગણવાનો પ્રશ્નજ રહેતો નથી; એમાં તો પતિના કુળમાંથી કોઇ પણ યોગ્ય પુરુષનું સેવન કરવાનું સૂચવવામાં આવેલું છે, જો કે પાંડુ રાજાએ કુંતીને કહ્યું હતું કે ઉત્તમ પુત્ર મેળવવાને પતિકુળમાંથી કોઇ પણ યોગ્ય ન મળે તો ઉત્તમ જાતિના પુરુષથી પુત્ર મેળવવો. વ્યભિચારમાં પતિનો તેમજ પતિ પક્ષનાં મનુષ્યોનો–અરે આખા સમાજનો–વિશ્વાસઘાત થાય છે. જ્યારે નિયોગમાં પતિ કે પતિપક્ષની આજ્ઞા પ્રમાણે વર્તવામાં આવે છે. વિચિત્રવીર્યના મરણ પછી તેની માની આજ્ઞાથીજ અંબિકા તેમજ અંબાલિકાએ વ્યાસ પાસેથી નિયોગ પદ્ધતિથી પુત્રો મેળવ્યા હતા. પાંડુની આજ્ઞાનુસાર કુંતીએ નિયોગ આદર્યો હતો. વ્યભિચારમાં સમય કે સ્થિતિની મર્યાદા હોતી નથી, પણ નિયોગમાં વધારેમાં વધારે દસ સંતાન સુધીનીજ મર્યાદા હોય છે. વ્યભિચાર પ્રચ્છન્ન રીતે થતો હોવાથી વિધવાઓના પ્રસંગોમાં ગર્ભહત્યા થવાનો પ્રસંગ વારંવાર પ્રાપ્ત થાય છે; નિયોગમાં સંતાન પ્રાપ્ત એ ઉદ્દેશ હોવાથી આવી ગર્ભહત્યા થવાનો લેશ પણ સંભવ હોતો નથી. નિયોગ વ્યભિચાર નથી, પણ વ્યભિચાર કરતાં પવિત્રતર હેતુ અને ઉચ્ચતર ઉદ્દેશથીજ નિયોગની યોજના કરવામાં આવી હતી.

હાલના સમયમાં વિધવાઓનાં પુનર્લગ્નનો પ્રશ્ન સમાજ સમક્ષ ઉપસ્થિત થયો છે તેથી હાલની સમાજને પુનર્લગ્ન કે નિયોગ એ બેમાંથી કયું વધારે અનુકુળ પડે, તે વિચારવાની ખાસ આવશ્યકતા છે. પ્રથમ તો પુનર્લગ્ન અને નિયોગ એ બેના મુખ્ય સિદ્ધાંતો વિચારીએ:-

પતિના મરણ પછીથીજ પુનર્લગ્નનો પ્રશ્ન ઉદ્ભવે છે, અને કદાચ સંતાનપ્રાપ્તિ એજ ઉદ્દેશ મુખ્ય રહેતો નથી, પણ વાસનાતૃપ્તિ એ ઉદ્દેશ મુખ્ય જણાય છે. જો તેમ ન હોય, તો છોકરાને ઘેર છોકરાં થાય તેવી સ્થિતિ હોવા છતાં ચાલીસ પચાસ વર્ષે પુરુષો પુનર્લગ્ન

થઇ શકતો નથી. સાહિત્યકારના ઉત્કૃષ્ટ આદર્શોને હૃદયના વિશેષ અને સાચા રણકાથી પુજનાર અને મુશીઓ જ્યાં એકલ વીરની અડગતાથી તેમને ગુજરાતી સાહિત્યમાં ઉત્કૃષ્ટ ધોરણે સત્કાર કરનાર નર્મદની કૃતિઓ કરતાં દલપતરામની સાદી અને પ્રાકૃત ધોરણની સાહિત્યકૃતિઓ કેટલી બધી ઉતરતી છે એ પુરું બતાવવુંજ જોઇતું હતું.

આગળ જતાં રા. કૃષ્ણલાલભાઇ કલાપીના કવિજીવનનો રસપરિચય યથાર્થતાથી નથી કરાવી શક્યા. સબલ વ્યક્તિત્વે સાથે કાવ્યાત્માની એકતાનતાને રસરૂપ કરનાર એ કવિની કવિતા આપણા સાહિત્યમાં એક ઉન્નત આત્મવાળા કવિજીવનનું-વહેતાવાઇ રહેલી ઉંડી ઉંડી લાગણીઓનું-એવું તો સરસ અને ચિરંજીવી ચિત્ર ઉભું કરે છે કે આપણા સાહિત્યફલક ઉપરથી એ કદી વિલુપ્ત થાય એવું લાગતું નથી. અકાળે વૃદ્ધ અને વ્યવહારકુશલના વારી નાંખતા અનુભવોથી ખદખદ ઉકળી રહેલી એ અનુપમ કાવ્યમૂર્તિને ગુજરાતના હૃદય અને વિકાસના એક કાલના આલંબનરૂપ વ્યક્તિવિકાસ સિદ્ધ કરનાર એ કવિને ઘણે સ્થલે રુઢિઓના જેવા નગરોળ અને નિષ્ઠુર થઇ ગએલા આપણા વ્યવહાર અને તેના અનુભવોના પ્રદેશોમાંથી બહિષ્કૃત કરવાની બેદરકારી ગુજરાતના સાહિત્યનો ઇતિહાસકાર એની વ્યવહાર કુશલતામાંથી તો નહીં જન્માવે. વ્યવહાર અને અનુભવને નામે અજ્ઞાન માનેલી દુનીઆને અંધારી બધાવવાના મિથ્યાચારના અસંખ્ય સંયોજિત ઢાંકપીછોડાઓ કરતાં ગંગાના નિર્મલ નીરની પારદર્શકતા દર્શાવનારું હૃદય આપણા કહેવાતા વ્યવહારને કેટલી ઉચ્ચ કોટિએ મુકવા વિશેષ સામર્થ્ય ધરાવી શકે છે એ કલાપીના કવિજીવનના શાંત અભ્યાસ થવાથી પુરવાર થશે. કલાપી વસંત માસિકમાં એક વખતે પ્રસિદ્ધ થએલી પંક્તિઓની * કલ્પનાનુસાર એક ઉચ્ચ કોટિના કવિહૃદયના ધારક અને દાતા હતા. એમની કવિતા દલપતશાહી શાળાની વ્યવહારિતાની ડાહી સફાઇ વગરની નર્મદના વર્ણરંભની પહેલી રેલનાં ડહોળાં પાણીની અવ્યવસ્થતા વગરની કે સંસ્કૃત અંગ્રેજીની મિશ્ર છાયાઓનાં પ્રતિબિંબ ઝીલનાર ગોવર્ધનયુગના આપણા બીજા કવિવરોની નિર્મલ સરિતા જેવી કવિતાથી ભિન્ન હોઇ સ્વતંત્ર અને સમર્થ રીતે એનું વ્યક્તિત્વ વ્યક્ત કરી ચિરંજીવી બની ગઇ છે.

આજ ગોવર્ધનયુગના એક બીજા લેખક-એ યુગની ત્રિમૂર્તિમાંના એક-મણિલાલ દ્વિવેદીના એક સાહિત્યકાર તરીકેના જે અભિપ્રાયો આ પુસ્તકમાં આપવામાં આવ્યા છે-એમના તત્ત્વજ્ઞાન વીશેના અને એકંદરે એક સાહિત્યકાર વીશેના-તેમની સાથે પણ વધુ મનો ભળવા નહીજ તૈયાર થાય. આચાર્ય આનંદશંકરભાઇએ સમર્થ લેખક વીશે એક તત્ત્વજ્ઞાની તરીકે, તેમ નરસિંહરાવભાઇએ કે બીજાઓએ એક સાહિત્યકાર તરીકે દર્શાવેલા વજનદાર અભિપ્રાયો રા. કૃષ્ણલાલભાઇની આ કૃતિને અસર નથી કરી શકતા એ જરા વિસ્મયકારક ખરું. રા. કૃષ્ણલાલભાઇનામાં પૂર્વેથી એક જાતનું એકધારું દૃષ્ટિબિંદુ ઘર થઇ ગયું લાગે છે. એને લીધે એ જ્યારે જ્યારે દયારામ, નર્મદ, મણિલાલ કે કલાપીને અવલોકે છે ત્યારે એમાં ઇચ્છીએ એટલું ઔદાર્ય જાણે અજાણે એ અધુરું દર્શાવે છે.

* "કહું કે ના કહું? તોએ કહું છું;
[illegible] હૃદય ના કલાપી!"

માં આવી છે. નર્મદના વખતથી ડહોળાતા અને વિચિત્ર અરાજકતાનું ચિત્ર ખડું કરતા આપણી ભાષા અને સાહિત્યના આ મહત્ત્વના અંગને વિરૂપ કરતા આ પ્રશ્નનો ઉકેલ સત્વર થવોજ જોઈએ એમ અમારું માનવું છે; અને તેથીજ સંસદે બે વર્ષ પર સરળતાના ધોરણથીજ તેનો ઉકેલ સાધવાનો પ્રયત્ન કર્યો હતો. સરળતા સીવાય બીજું ધોરણ અમે સામાન્ય માનીએ છીએ. ઉચ્ચાર શુદ્ધિને અનુરૂપજ જોડણી નક્કી કરવામાં આપણને વર્ષોના નિષ્ફલ અનુભવોનો સાક્ષાત્કાર પુરેપુરો થયો છે. ગુજરાતના વિવિધ ભૌગોલિક વિભાગોમાં વસતા શિષ્ટ ગુજરાતીઓમાં કોના ઉચ્ચાર શુદ્ધ અને કોના અશુદ્ધ એનો નિર્ણય કરતાં હમણાં નજીકના ભવિષ્યમાં તો તેજ પ્રમાણે શબ્દોનાં મૂલ શોધી તેના પર જોડણી રચવાનો પાર આવે એમ દીસતું નથી. પ્રયત્ન જેટલો કઠણ છે તેટલોજ અશક્ય છે. આશા છે કે અમદાવાદમાં જોડણી સરળ કરવાનો પ્રયત્ન કરનારાઓ સરળતાનું ધોરણ વીસરી ઉચ્ચાર શુદ્ધિ કે શાસ્ત્રીયતાના ગુંચવાડામાં માત્ર એક નવી ને અઘરી પદ્ધતિ સર્જવામાંજ સફલતા ન માને. પાઠ્ય પુસ્તકો, પત્રો, વ્યવહારુ જીવન અને વિદ્વત્તા—એ બધાને રુચિકર ને સરલ પડે એવી પદ્ધતિ શોધવી ; કદાચ કામમાં ઘણા જુના સિદ્ધાંતોનો ભોગ ભલે આપવો પડે. પણ અત્યારે તો હોય પાઠ્ય પુસ્તકોએ સહેલી ગણેલી જોડણીથી પણ સરળ જોડણી નક્કી કરવી જોઈએ. સંસદનો પ્રયત્ન એજ દિશામાં હતો; અને અમને તો આશા છે કે આ પ્રશ્નનું નિરાકરણ જો યોગ્ય દૃષ્ટિબિંદુથી થાય તો એથી પણ સરળ પદ્ધતિ પ્રચલિત કરી શકાય.

## સ્વીકાર

[ અનુસંધાન પૃષ્ઠ ૧૪૯ થી ]

ગુજરાતી વાઙ્મયને ચરણે ધર્યું છે. પ્રસ્તુત પુસ્તકમાં સામાન્ય રીતે સમાજશાસ્ત્રને લગતી ચર્ચા છે પરંતુ તે ચર્ચા રાષ્ટ્રદૃષ્ટિએ ઘણીજ ઉપકારક અને ગૌરવ યુક્ત છે. ઇતિહાસની દૃષ્ટિએ તેની પર્યેષણા આપણને આપણાથી હાલમાં થતી ભુલોની પરંપરામાંથી અનેક રીતે બચાવે તેમ પણ છે.

પ્રાચીન હીંદુસ્થાનમાં સ્થાનિક સ્વરાજ્યઃ અનુવાદકઃ ચંપકલાલ લાલભાઈ મહેતા, પ્રકાશકઃ એમ. સી. કોઠારી, વડોદરા. મૂલ્યઃ રૂ. ૧-૨-૦.

શ્રી સયાજી સાહિત્યમાલાના ૬૧ મા પુષ્પ તરીકે પ્રસિદ્ધિ પામતું મુળ ડૉ. મુકરજીનું પ્રસ્તુત પુસ્તક પુનઃ સ્વરાજ્ય પ્રાપ્ત કરવાના આ યુગમાં આપણા પ્રાચીન સાહિત્યમાંથી ઇચ્છિત અવતરણો સહિત પુરાતત્ત્વ અને રાજનીતિના વિદ્યાર્થીઓને ઘણા આકર્ષણ જગાવ્યા વિના નહીં રહે.

બંસરી ( ત્રૈમાસિક ) પુસ્તક બીજું અંક પહેલો. તંત્રીઓઃ રા. બાપુલાલ ગાંધી અને રા. આપાભાઇ પટેલ. પ્રકાશકઃ મુલાભાઇ પુન્જાભાઇ, બોડ, વાર્ષિક લવાજમઃ રૂ. ૧-૪-૦

સાયક્લોસ્ટાઇલથી નીકળતા આ ત્રૈમાસિકનો સુરેખ અને સરસ દીપોત્સવી અંક જોઇ અમે તંત્રીઓને તેમની નિઃસ્વાર્થ સેવા વૃત્તિ માટે અભિનંદન આપીએ છીએ, લેખન કલાની દૃષ્ટિએ આવાં સફલ માસિકોને અમે ઉત્સાહપૂર્વક વધાવી લઇએ છીએ અને આવાં માસિકોની વંશવેલીઓ વધે, ફાલે અને ફુલે એમ અમે ઇચ્છીએ છીએ.

[ વધુ આવતા અંકમાં.





દેવા વલોવવાની તૈયારી કરતી હતી.



—પૃ ૧૯૨

—એ ખેતર!

## આગલા પ્રવેશોનો ટૂંક સાર

ગાંધીભક્ત શેઠ અંબાલાલના બંગલામાં અનુભોમીઓ પ્રેક્ષકોને ગાંધીજી, ટાગોર અને કવિ નાનાલાલની પ્રતિમાઓ સંબંધે વિગત જણાવી રહ્યા છે. તેટલામાં શેઠનો પુત્ર સારાભાઈ જે પરીસમાં ઝવેરીની પેઢીમાં મેનેજર તરીકે કામ કરે છે તે આવી પહોંચે છે. અને પોતાની નાની બહેન પુષ્પા સાથે વાતો કરી પિતાની પોતાના તરફ કેવી વૃત્તિ છે તે જાણવા પ્રયાસ કરે છે, અને મધુરી અને નરોત્તમના જીવનકલહની વાતચીત કરી પછી પોતાની મહત્તાનાં બણગાં ફુંગી, ગુપ્ત રહેવા ત્યાંથી ચાલ્યો જાય છે. અંબાલાલ પુષ્પા સાથે પ્રેક્ષકોના પોતાના તરફના સારા નરસા વિચારો માટે વાતચિત કરે છે ત્યાં પ્રેક્ષકોથી કંટાળેલી માયાવતી ખીજવાએલી આવે છે. વચમાં પ્રેક્ષકો આવતાં પુષ્પા ગભરાઈને ચાલી જાય છે, અને પાછળથી નરોત્તમ પણ હરકરાઈને આવે છે અને માયાવતી અને નરોત્તમ બંને અંબાલાલ સાથે પ્રદર્શનથી થતા પ્રેક્ષકોના કંટાળા બાબત રસભરી ચર્ચા કરે છે; છતાં અંબાલાલ પોતાની ઉદારતાનો ડોળ છોડતો નથી, એટલામાં જીવરાજ વૈદ્ય આવે છે. જીવરાજની રૂબરૂમાં નરોત્તમ અંબાલાલ તથા માયાવતીની પ્રણાલિઓને પ્રબળ રીતે દાંભિક ઠેરવે છે અને જીવરાજ સહિત ચાલ્યો જાય છે. એટલામાં ગાંધીજી તથા રવિબાબુનો વિરોધી હીરાસિંહ આવતાં તેમની વચ્ચે કેટલોક વાદવિવાદ થતાં અંતે તે ખીજાઈને ચાલ્યો જાય છે. પુષ્પા ને મધુરી હાસ્ય-વિનોદ કરતાં હોય છે ત્યાં નરોત્તમ આવે છે. પુષ્પા જાય છે અને નરોત્તમ મધુરીને પરસ્પરની પ્રણયગ્રંથિ દૃઢ કરવા સમજાવે છે, પણ વિચારની વિરુદ્ધતા પડતાં મધુરી નરોત્તમને તિરસ્કારી પુષ્પા સાથે ફરવા ચાલી જાય છે, એટલામાં નરોત્તમનો જુનો મિત્ર મોહન વિદેશની યાત્રા કરતો આવતો તેને મળે છે અને વાતચીતમાં નરોત્તમ તેને પોતાના જીવનની વાત કહેવા માંડે છે. તેમાં મધુરી તથા ટાગોર સંબંધી કેટલીક વાતચિત ચાલે છે એટલામાં ટાગોરનો પત્ર તથ ફોટો આવતાં નરોત્તમ ખીજાય છે. છેવટે મોહનની ખુબીથી બંને મધુરીને વશ કરવાની માર્મિક પેરવી રચે છે. અંબાલાલ સહકુટુંબ બહારથી ફરીને આવે છે. અને ઢોંગ કરી સુઈ ગએલો નરોત્તમ આળસ મરડી બેઠો થાય છે. તે અરસામાં ટાગોરરૂપે મોહનની અચાનક પધરામણી થાય છે. ટાગોર-મોહન—ની આર્ય અને આંગ્લમિશ્રિત પદ્ધતિએ આગતાસ્વાગતા શરૂ થાય છે. નરોત્તમ પણ તેમાં ભાગ લે છે. જમણ પહેલાં નરોત્તમ અને ટાગોર-મોહન-પોતાના કિસ્સાને કેમ પાર પાડવો તે સંબંધે ચર્ચા કરે છે ત્યાં પુષ્પા આવી નરોત્તમને આરોગ્ય ભુવનમાં કંઈ રહી જતી ખામીઓ શોધવાનું કહે છે. નરોત્તમ તે જોવા જાય છે. પુષ્પા અને ટાગોર-મોહન—એકલાં પડતાં સૌંદર્ય કોને કહેવું, કેમ પારખવું વગેરે વાતચીત ચાલે છે. તેવામાં પુષ્પાનાં ફોઈ-માયાવતી આવે છે અને પુષ્પા ભોજનખંડમાં જાય છે. ટાગોર—મોહન—, માયાવતી અને નરોત્તમ વગેરે વચ્ચે સૌંદર્ય વિશે વધુ ચર્ચા ચાલે છે. થોડીવારમાં સર્વે ભોજનગૃહમાં જમવા બેસે છે. જમતાં જમતાં લલિત કળા ઉપર ચર્ચા ચાલે છે. જમણ પુરું કરી સર્વે આરામગૃહમાં મુખવાસ લેવા બેસે છે. અહીં અસહકાર, રાષ્ટ્રીય શિક્ષણ અને પંચવિધ બહિષ્કારને લગતી સામાન્ય ચર્ચા ચાલે છે. અંબાલાલ શેઠ વાદવિવાદ-માં નહીં પહોંચી શકવાથી કંટાળી બાગમાં ફરવા જાય છે. થોડી વારે સંગીતનો જલસો શરૂ થાય છે.

(હવે આગળ વાંચો)

માયાવતી

[મુંઝારો કરતું મૌન તોડવા પ્રયત્ન કરે છે] આ ગીત તો આજે સાંભળ્યું, છતાં અપરિચિત નથી લાગતું. કોનું છે, નરોત્તમભાઇ?

મોહન

નરોત્તમભાઇનું પોતાનું! શીઘ્ર કાવ્ય.

નરોત્તમ

નાજી, એ જગત્ આખાનું હૃદયમાન છે.

ભર્તૃહરિના કાળથી અદ્યાપિ ઠેરઠેર મનોવ્યથા જાગ્રત રહી છે, અને તેને બળે ઠેરઠેર સંભળાય છે કે या चिन्तयामि सतत मयि सा विरक्ता। [ નિઃશ્વાસ નાખે છે ]

મોહન

વિશ્વમાં જો સર્વ જે જોઈએ તે તેને તત્પર તેજ ક્ષણે મળે તો પછી જીવનમાં કંઈ નવીનતા ન રહે, અભિલાષ ન રહે

માયાવતી

પણ મને તો એમાં કંઈ કાવ્યમાધુર્ય લાગ્યું નહીં—જોકે નરોત્તમભાઈએ ગાયું એટલું સહુ કહેશે કે તે વેળા તો બહુજ મધુર લાગતું હતું.

નરોત્તમ

સુખી જનોને દુઃખી જનોના દુઃખમાં માધુર્ય કેમ લાગે? એમને તો આવાં તો અણખામણાંજ લાગે. Laugh and the world will laugh with you, weep and you weep alone.

પુષ્પા

[ આ આંસુધારી વિડંબના નીકળી નરોત્તમ પર ખરે દયા બહુજ આવે છે, પણ આ પ્રસંગે એ વાત વધારવામાં શો સાર ] એ ગીતમાં કાવ્યમાધુર્ય ન જણાયું, તો ક્યાંથી! તમે કંઈ નમુનો બતાવોને નરોત્તમભાઈએ તો પોતાનું દારિદ્ર્ય છુપાવવા અપરિચિત હીંદુસ્તાનીમાં કવિતા કરી પણ તમે તો કંઈ ગુર્જર ગિરાનું ગૌરવ કવિરાજને બતાવો.

માયાવતી

[ હૃદય સંતુષ્ટ ] હું કંઈ નરોત્તમભાઈ જેવી શીઘ્ર કવિ નથી મને તો તમે સૌ ફરજીઆત કરો તો આપણા ગુર્જર કવિવરનું કંઈ કહું

કોઈએ ફરજીઆત કર્યા વિના, માયાવતી સિતાર લઈ તે પર હાથ ફેરવે, ને બજાવવાનો ડોળ કરે છે આખરે ગાય છે

"હું તો જોગણ બની છું મારા વાલમની,
વાલમની, પ્રેમ આલમની" ઇત્યાદિ

પહેલીજ લીટીનો ઝંકાર થતાં નરોત્તમ ખીસ્સામાંથી બીડીની પેટી કાઢે છે અને એક બીડી કાઢી સળગાવવા લાગે છે અને પાછો જાણે તેને સમે સભ્યતાનું સૂત્ર યાદ આવ્યું હોય કે સ્ત્રીઓની હાજરીમાં ધુમ્રપાન કરવું અઘટિત ગણાય તેમ બીડી પીવા માંડેલ જતો હોય તેમ બાજમાં જાય છે માયાવતી ગાય છે

મોહન

એ કોનું?

માયાવતી

એ અમારા ગુર્જર કવીશ્વર નાનાલાલના કાવ્યમાંથી છે

મોહન

નિઃશંક, એમાં કલ્પનાચિત્ર ખૂબ ભર્યું છે

માયાવતી

એની શોભા શબ્દરચના એકલીજ નથી કરતી

મોહન

ભાવ સમજવા માટે બીજીવાર સાંભળવું પડશે

મધુરી

[ મોહનને આ વાક્ય માત્ર સમજતાં અંતર કર્યું તેનો લાભ લઈ કોઈના પુન ગાવા મંડી જાય નહીં, એટલે વચમાં બોલે છે ]; હમણાં જ આપણે કાવ્યમાધુર્યની વાત કરતાં હતાં, તે પરથી મને પુછવાનું મન થાય છે. કવિરાજ! તે શું કવિઓના સિદ્ધાંત મુજબ

કાવ્યમહત્તા વાચક કે અભ્યાસકને મુંઝાવવા-
જ સમજાતી હશે ?

મોહન

[ સ્મિત હાસ્યથી ] એ શંકા કરવાનું
કારણ ?

મધુરી

[ તેવાજ માર્મિક હાસ્યથી ] આ અમારા
ગુર્જર કવિવરના ઘણાએ ઉદ્‌ગારોનું રહસ્ય
તને તો બરાબર સમજાવું નથી. દાખલા
તરીકે:–

"તરુ તરુને પાને, પ્રિયતમ, નામ જો તારું છે:
રેખા રેખામાં, પ્રિયતમ, ભાગ્ય જો મારું છે."

મોહન

[ એક પલ વીમાસણ કરી ] એમાં
અલંકાર તો અદ્વિતીય છે.

મધુરી

હા, પણ અર્થ ? વળી કહું ?

"વન વનના મહેલ, પ્રિયતમ, તારા વીણ સુના છે;
તીરથના ઘાટ, પ્રિયતમ, જોગીઓથી જુના છે'

એટલે શું ? હું તો સમજતી નથી.

માયાવતી

એની સમજુતી તો શબ્દોમા ન આપી
શકાય! અનુભવ થયેજ સમજાય.

મધુરી

[ એજ હાસ્યથી ] એટલેજ મને શંકા
થઇ કે કવિનું કવિત્વમહાત્મ્ય હું વાંચનાર
મુંઝાય તેથી વધતું હશે ?

મોહન

કવિની કૃતિમાં અર્થ અનેક લાગે એ
કંઈ અસ્વાભાવિક નથી.

પુષ્પા

નાનાલાલભાઇ તો અર્થ સમજાવવાની
કડાકુટમાં પડતાજ નથી.

મોહન

છતાંએ કવિને કંઈ જમાનાને સંદેશો
કહેવો હોય તો તો બહેતર છે કે સમજાય
તેવી સરલ ભાષામાં લખવું. બેશક સૌ કંઈ
સમાન રીતે સમજી શકે નહીં; અને સમજે
તેને પણ સમજફેર થાય એ પણ અશક્ય
નથી.

[ નરોત્તમ બાગમાંથી આવે છે. બીડી પી આવ્યો
કે માયાવતીનું ગીત ચુકી આવ્યો ? ]

મધુરી

મારે કબુલ કરવું જોઇએ કે રવિબાબુની
કૃતિમાં ગૂઢાર્થ બહુએ છે, અને તે વિચાર-
શાળી, બુદ્ધિમાન્ વાંચનારને મળે ખરો.

નરોત્તમ

અને ના મળે તોપણ અત્યારે આપણાથી
બીજું કહેવાય ?

પુષ્પા

[ આ વરવહુ રખે વળી વઢી પડે. ] મધુ
બહેન. હવે તમારો વારો ગાવાનો. લો, આ
તાઉસ, કવિરાજ અને નરોત્તમભાઇ તલસી
રહ્યા છે.

નરોત્તમ કવિ પાસે બેસે છે–તેના સ્ત્રીની
બરાબર સામે. મધુરી ગાય છે તે દરમ્યાન મેખાન-
મેખ તેને જોઈ રહે છે. મધુ આંખ ઢાંકી ગાય છે–
પણ જરા જરા વારે મોહન સામે તીરછી નજર
ફેંકે છે.

મધુરી

મને તું યાદ કરાવીશ ? [ તાઉસને સૂર
ચઢાવે છે. ]

પુષ્પા

હું શું કરાવું ?

મધુરી

[ ટાગોરકૃત એક ગીત ગાય છે. ]

" અયિ ભુવન–મનો–મોહિની
અયિ નિર્મલ–સૂર્ય–કરોજ્જ્વલ–ધારિણી
જનક–જનની–જનની.

નીલ સિંધુ જલ–ધૌત ચરણ તલ
અનિલ વિકમ્પિત શ્યામલ–અંચલ
અંબર ચુમ્બિત–ભાલ હિમાચલ
શુભ્ર તુષાર કિરીટિની–અયિ ભુવન.

પ્રથમ પ્રમોદ ઉદય મમ હૃદયે
પ્રથમ સુનાયો સ્વર સુજ શ્રવને
પ્રથમ પ્રકાશ કીયો મુજ ભવને
પ્રેમ–રાગ તુજ મોહિની–અયિ ભુવન મનો.

અતીત પ્રભાત વહી તુમે ધન્ય
દેશ વિદેશે ખ્યાતિ અખંડ
જાહ્નવી જમુના–વિગલિત કરુણા
પુણ્ય–પીયુષ સ્તન્ય વાહિની–અયિ ભુવન.

એકે ચાર છ લીટી પોતાની ધુસાડી તે નરોત્તમ જાણી લે છે. પુષ્પાને પણ કૈંક ફેર થયો હોય એમ લાગે છે, પણ બોલતી નથી.

### નરોત્તમ

[મોહનને] માતાને–સ્વભૂમિને–આ તમામ ઉદ્દેશણા ખર્ચ્યા છે કે?

### મોહન

[નાટક તળે બીજું નાટક થાય છે તે જાણતો નથી, એટલે ભાવ સમજ્યા વિના ઉત્તર દે છે.] એમાં અધર્મ શું? સ્વદેશ પ્રેમમાં માતૃભક્તિ ભાવ ઉપરાંત પણ વધારે જુસ્સાની–વધારે બલવાન રાગની અગત્ય નથી શું?

### મધુરી

પ્રેમ, ખરો વિશુદ્ધ પ્રેમ, ઉત્પાદક તેમ જ ઉચ્છેદક શક્તિ છે નહીં કે ફક્ત સ્થિર, નિષ્ક્રિય ભાવ. A dynamic force, not a static condition only.

### નરોત્તમ

[કટાક્ષમાં] શુદ્ધ પ્રેમની આ નવી વ્યાખ્યા માટે આપ શું કહો છો, કવિરાજ?

### મોહન

[પોતાને ભજવવાનો ભાગ વીસરી જાય છે.] એ મને તો અતિ વિચારણીય લાગે છે. અનેક દેશમાં અનેક કવિઓએ પ્રેમને પ્રેરક સત્ત્વ તો માનેલું જ છે. મધુરી બહેન એને હવે પ્રેરક ઉપરાંત ઉત્પાદક અને ઉચ્છેદક શક્તિ ધારે છે. [એક પલ વિચારીને] એમાં અણઘટતું કશું નથી.

### મધુરી

અને તેથી જ હું તો માનું છું કે શુદ્ધ પ્રેમે પ્રેરેલા, બંધાએલા સંબંધમાં અધુરાશ ન રહેવી જોઈએ. કહ્યું છે કે:–

રતિ વધારે–દુનીયા હુવ
અણું'એ છે તો વિપ્લવ પુર.

### માલાવતી

એ કોની કહેવત, મધુરી?

### મધુરી

[અત્યાર સુધી આવેશમાં વાતનો બહુ ખ્યાલ નહોતો હવે ખ્યાલ થાય છે. એટલે કૈંક શરમાય છે. છેલ્લું વાક્ય કૈંક અસંબદ્ધ લાગે છે, અને તે પર નરોત્તમની તીક્ષ્ણ નજર પહોંચી એમ લાગવાથી ઉદ્વેગ થાય છે. ફરસદ તેથી ટુંકમાં જ ઉત્તર આપે છે]. આઉનીંગ.

### નરોત્તમ

આઉનીંગનું નામ દેતામાં હું તો ગભરાય જાઉં છું. એમાં આપણી અક્કલ ચાલે જ નહીં, એટલે પુછવાની પણ હીંમત નથી.

[વધુ માટે જુઓ પૃ ૨૫૧]

# એ ખેતર!

લેખક :

શ્રી. અંબુ ક. વશી.

ચિત્રકાર :

શ્રી. રવિશંકર પંડિત.

—⚘⚘⚘⚘⚘⚘—

તે પુરાણા સમડીના ઝુંપલા પાસે ભાણા પટેલ આજ ઉભા હતા. એમના હૃદયમાં આજે કૈં ઉંડું કોતરાતું હતું ને એમની નસેનસમાં આજે તનમનાટ થતો હતો. જોનારને જરા વારમાં વિશ્વાસ ઉત્પન્ન કરે એવી એમની માયાળુ આંખોની પાંપણો આજે ભીની થઇ હતી. માલીક તરીકે એ ખેતર પર આજે એમને છેલ્લી નજર કરવાની હતી. એમના ભુરીયા બળદની જોડ સાથી વિના પણ એ ખેતરે સીધી ચાલી આવતી ને પોંકની મોસમમાં નીશાળ છુટે મકન ભાણીને લઇ સોબતીઓ સાથે દોડયો આવતો. એ વખતનો આનંદ પટેલથી વીસરાય એમ નહોતો, પેલો બાવળ, પેલું માળા બાંધવાના કામમાં આવતુ ગુંદીનું ઝાડ, પેલો નીશાનીનો પથ્થર, અને પેલું એ ચાર પથ્થર ભેગા કરી ભાણીએ બનાવેલું દહેરું કાલથી એનાં નહીં; પટેલથી આ સહન નો'તું થતું.

પટેલ એ જમીનને ચહાતાં શીખ્યા હતા, એટલે આજે જોતાં ધરાતા નો'તા. જવા મન કરતા પણ સમડીના ઝુપલાએ ધોતીયું તાણ્યું હોય એમ એ ઉભા રહેતા. "બાપુ પોંક ક્યાં ખાશું?" એમ બોલતાં હોય તેમ મકન ને ભાણી યાદ આવ્યાં. અને એ વિચારમાંજ એનું હૃદય ચીરાવા લાગ્યું. દુઃખની પરંપરાએ ન રડનાર પટેલ આજ રડયા.

પટેલ હજી રડત, રોવાની અનેરી મઝા માણત, ખેતર આગળ હૈયું ઠાલવત, અને પરાણે એને વેચવું પડે છે એમ એ એને બતાવત. પણ એવામાં સાદ આવ્યો; "અલ્યા ભાણા! અહીં શું કરે છે? એ ખેતર તો હીરાશાને વેચ્યું ના?"

રામા પટેલ રોજની વાત કરવાની ઢબે વાત કરતા હતા, પણ એમને ખબર નો'તી કે ખેતર વેચવાનો વિચાર કરતાં એ ભાણા પટેલની નસેનસ આજે ખેંચાતી હતી.

ત્યાં સુધી આ સ્થિતિ બદલાવાની આશા રાખવી એ પથ્થરને દોહી દુધ મેળવવાના યત્ન કર્યા જેવું જ છે.

રસ્તે ચાલતાં ગમા પટેલે, હીરા પટેલે ઉંચા કુળમાં કન્યા આપવા માટે એકનું એક ખેતર વેચેલું; મકા પટેલે એ માટે પત્નીનાં ઘરેણાં વેચેલાં; ત્રણ દિવસ છુટું ઘી વાપરવા માટે કશન પટેલે સાત વીઘાં જમીન ને પાણીદાર ઘોડી વેચેલી; વગેરે જુની વાતો રસમય રીતે કહી. આ સાભળતાં પટેલ ખેતર વેચવાથી થતું દુઃખ ભુલ્યા. 'ગમે તેમ થશે પણ દેવી ઉંચા કુળમાં પરણશે. ગામમા કેટલુ સારું ગણાશે,' એ વિચારો પટેલને આવવા લાગ્યા અને ગામ આવતાં તો એ વાતે પટેલના મગજના એકાદ ખુણે જઇ પડવા પ્રયત્ન કર્યો.

નીશાળના શિક્ષકનો છોકરો પાઠશાળાઓમા રજા હોવાથી ત્યા આવ્યો હતો. ફક્ત ઉચ્ચ કુળની લાલસા માટે પટેલે જમીન વેચી એ એને ઠીક ન લાગ્યું. વળી દેવીના ભાવિ પતિને એ ઓળખતો હતો. એટલે એણે પટેલને સમજાવવા વિચાર કર્યો, ને પોતાના પિતાને એ વાત કહી. માસ્તરને આવા ઘણા અનુભવો ઘણી વાર થયા હતા. એટલે એણે પુત્રને સમજાવ્યું કે એ બધું પથ્થર પર પાણી, પણ યુવાનીનુ ઉષ્ણ લોહી એ યુવાનની નસોમાં ઉછળતું હતું. નિરાશા હજી અનુભવી નો'તી એટલે જવા વિચાર કર્યો.

ચાંદનીમાં ભાણા પટેલ ચોકમાં ખાટલો નાખી નીરાંતે હુક્કો તાણતા હતા. પટલણ ઢોરને કડબના બેચાર પુળા છોડી નાખવા નાની ભાણીને ફાનસ સાથે લઇ કોઢારામાં ગયાં હતાં. મકન એક બાજુએ પડ્યો પડ્યો 'માધવ તેનો દીકરો, સેવા કરે અમાપ', ગાતો હતો ને દેવી સવારના વલોવવાનું હોવાથી તેની તૈયારી કરતી હતી.

એવામાં ફળીઆનું કુતરું ભસ્યુ ને દેવીએ ફાનસ ઉચું કર્યું.

"એ કોણ?" પટેલે પુછ્યું.

"એ તો માસ્તરકાકાના ઇંદુભાઇ," દેવીએ જવાબ વાળ્યો. શબ્દમાં મધુરતા હતી, અને તેના કરતાંએ વધુ નિખાલસતા હતી.

"અહો, ઇંદુભાઇ! આવો, આવો," કહેતાં પટેલ ઉઠ્યા ને દેવી પાસે ગોદડું ખાટલા પર નખાવ્યું. "એ મકન, આ માસ્તરકાકાના ભાઇને ઓળખે કે? જા તમાકુ પાનરાંનો દાબડો લઇ આવ; નહીં તો રહેવા દે. એ ભણેલાઓ તો બીડી નહીં પીએ. દેવી! શેરેક દુધ ઉનુ કરી લાવ. એલચી નાખજે હં." આ બધો વખત ઇંદુ ના કહે જતો હતો પણ પટેલોની સ્વાગત કરવાની રીત તો સર્જન જુની જાણીતી છે.

દેવી દુધ ઉનુ કરી લાવી, ને ઇંદુ પીવા મંડયો. એને કૈં અનેરો આનદ થતો હતો. એવામાં પટલણ ને દેવી રુ પીંખવા પડોશે કાશી પટલણને ત્યાં ગયાં એટલે ઇંદુએ વાત ઉપાડી.

"પટેલ કાકા! તમારે જમીન તો પચાસેક વીઘાં હશે, નહી વારું? આવક કેટલીક આવતી હશે?"

પટેલને ગઇ ગાથા પાછી યાદ આવી, અને મુખ પર છાયા પથરાઇ. એવામાં દેવી હવે સારે ઘર પરણશેના વિષય પર પટલણને રસભેર વાત કરતાં સાંભળી, એટલે વળી એમને આનદ થયો પણ એ છાયા તરત તો ન પલટાઇ.

"ભાઇ, પહેલાં તો સો વીઘાં ઉપર જમીન હતી. પણ જાગ રહ્યા, એટલે એમાંથી



# કાશ્મીરની મારી નોંધપોથી

લેખક:
સૌ. બહેન લીલાવતી
સભ્ય, સાહિત્યસંસદ્.

ગતાંક પૃષ્ઠ ૧૫૯ થી અનુસંધાન ]

તા. ૧–૬–૨૦.

દિવસ વાદળાંવાળો હતો, છતાં બપોરના થોડોક ઉઘાડ નીકળ્યો હતો. સાંજે બદામના વનની વચ્ચે થઇને ફરી આવી. વચ્ચે એક પુરાતન પથ્થરનું ખંડીએર જોયું.

આવી, જમી અને બાળાને લઇને થોડે ફરી આવી. પછી બોટની છત પર જઇ બેઠી.

આજ પૂર્ણિમાનો દિવસ હતો. પૂર્વાકાશમાં થાળ જેવો ચદ્રમા ઝાડોમાં સંતાતો નીકળતો. કદી વાદળોમાં પણ સંતાઇ જતો. પૂર્ણિમાની રાત્રિ હતી એટલે શીકારામાં ફરવા જવાનું મન થયું. નવેક વાગે નીકળ્યાં.

થોડેક દૂર ગયા પછી ચંદ્રમા વાદળોમાં છુપાઇ ગયો. એટલે ફરવાની બહુ મઝા ન આવી. પણ અત્યારની શાંત પ્રકૃતિએ આકર્ષક હતી.

આવતી વખતે મેં બોટ ચલાવવાનો પહેલો પાઠ શીખવા માંડયો. ઇસ્લામાની સૂચનાનુસાર બોટ ચલાવી એકલાં છ માણસથી ભરેલો શીકારો બોટ સુધી ચલાવ્યો. શીકારો વારંવાર આડો અવળો થઇ જતો તેને સીધો કરવો પડતો. શરુઆતના પ્રમાણમાં છેક ઉતરતું કામ નથી કર્યું. ત્યાંસાં બધાંને ઘસડી આણ્યાં.

ફરી આવતી વખતે વળી પાછી માનવજીવનના હેતુ વીશે ઘડભાંગ ચાલી. જીંદગી બહુ મોંઘી અને અનુપમ વસ્તુ હોય અને તેમાં કૈં મહાન્ હેતુ સમાએલા હોય તો જીવન આવા પ્રકારનું ન જોઇએ. ઘણુંખરું માણસો શું કરે છે? ખાય છે, પીએ છે અને ઉંઘે છે. જન્મે છે, મોટાં થાય છે અને મરી જાય છે. જન્મવું અને મરવું એટલાજ હેતુ જીવનના હોય તો એને મહાન્ ન કહી શકાય. ફુલોએ ખીલે છે ને કરમાય છે. એ સુગંધી આપે કે ન આપે તેથી એનું જીવન મહાન્ નથી બનતું. ખીલવું અને કરમાવું એજ પ્રકૃતિનો નિયમ હોય તો ખીલવામાંએ શી મહત્તા છે?

જીવન આવી નજીવી આવશ્યકતાઓનું કેમ બનેલું હશે? આનંદમાંએ ક્ષુદ્રતા નથી! આવા નજીવા જીવનોનાં સુખદુઃખને આટલું મહત્ત્વ આપવાનું શું કારણ? પુષ્પો ઉગે છે તે કોઈ પગ તળે કચરાઇને

છાપરાને ઠેકાણે કાચ અને પતરાં હતાં. અહીંઆં મજુરોની શારીરિક આવશ્યકતાઓને માટે પણ સારી ગોઠવણ હતી. સ્વચ્છતા બધે સારી છે. મજુરોને માટે આજ રીતનાં કારખાનાં હોય તો ઘણુંજ સગવડભર્યું થઇ પડે. કંપાઉંડ ઘણુંજ વિશાલ હતું, અને એક મકાનથી બીજાનુ અંતર સારા પ્રમાણમાં રાખવામા આવ્યું હતું.

× બહેન ઇસ્લામાને લઇને ફરવા નીકળ્યાં.

શ્રીનગરમાં રાતે તો આજેજ ફરવા નીકળ્યાં. રસ્તાઓ ઉપર વીજળીના દીવા છે. પહેલાં પાણીના કીનારે કીનારે ચાલ્યાં. જેલમનાં શાંત જળમાં બોટોના દીવા ગુંચળાં વળી વળી પાણીમાં ઉંડા ઉતરતા લાગતા હતા. ઉપર સ્વચ્છ આકાશમાં ઉડુગણ કૈં છાનીછાની વાતો કરતા હતા. ત્યાંથી નીચેના રસ્તે વળ્યાં,



ગુલબર્ગનું પ્રભાત.

બપોરનો આખો વખત કાપડ લેવામાં ગયો, સાંજે છાપાં વાંચ્યાં બાળા પાસે બેઠી, વગેરે.

આજે દિવસ ખુલ્લો હતો. વદ બીજનો દિવસ હતો એટલે ચંદ્રમા જરા મોડો ઉગવાનો હતો. સાડાઆઠ પછી હું અને × ×

અને શહેરના અને શહેર બહારના આડાઅવળા રસ્તે રસ્તે ભમ્યાં. દીવા ન હોય ત્યાં એકલા તારાનો પ્રકાશ વૃક્ષોમાં ચળાઇને કદાચ આવતો. કોઇ રઝળુ માનવી કે ગાડીનો અવાજ આવતો, રસ્તામાં મળતા રસ્તે અથવા શહેર-

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૫૫ ]

આ પ્રતાપી લેખકે ઘણું લખ્યું છે. ઘણું લખ્યું છે અને ઘણુંજ સરસ લખ્યું છે. અંગ્રેજો કહે છે કે શેકસ્પીઅર જેવું ઉત્તમ, ભાવનાશીલ, હૃદયહારી લખાણ કોઇનુંજ નથી. હા, જો શેકસ્પીઅર પછી કોઇનેએ સ્થાન હોય તો તે હ્યુગોને છે. પરંતુ ફ્રેંચો હ્યુગો વિના અન્યને ઓળખતા નથી. તે તેમની સાહિત્ય સામ્રાજ્ઞીનો કોડીલો કંથ છે.

ભાષા અને ભાવના તેની કલમને ઈશારે નાચે છે. કઠિનમાં કઠિન ભાવને સરલમાં સરલ રીતે પ્રકટ કરવો; ઉંચામાં ઉંચા વિચારને સાવ સાધારણ શક્તિના માણસને ભોજ્ય બનાવવા; સૂક્ષ્મમાં સૂક્ષ્મ ભાવનાઓ અને તેના સંગ્રામોને આંખોની સામે મૂર્તિમંત કરવાં; સંસારના સકલ પ્રશ્નો પર; કઠણમાં કઠણ સમસ્યાઓ પર; હલકામાં હલકા વિષય પર; ગરીબમાંએ ગરીબ મનુષ્ય પ્રતિ હરરોજ અને હરેક સ્થિતિમાં, વધારેમાં વધારે સદાશયતા, સહૃદયતા અને સહાનુભૂતિ રાખવાં; પ્રેમ દૃષ્ટિએ જોવું અને વિચારવું એ વીકટર હ્યુગોની વિશિષ્ટતાઓ છે. તેનાં કાવ્યો બહુ ઉચ્ચ કોટિનાં છે. તેનાં નાટકો ઉદાત્ત કલ્પનાઓ, ગગનવિહારો અને કલ્પનાવિલાસોથી એટલાં સુગ્રથિત છે કે તે વાંચનારને સાથે સાથેજ ઉડ્ડયનો કરાવે છે.

તેની નવલકથાઓમાં લા મીઝેરાબ્લનું સ્થાન અદ્વિતીય છે. પ્રસિદ્ધ કવિ સ્વીનબર્ગ તો કહે છે કે મીઝેરાબ્લ જેવી નવલકથા અદ્યાપિ પર્યંત અદ્વિતીય છે. લા મીઝેરાબ્લ એટલી તો સુંદર છે કે વાચક શરુઆતમાં અનુભવે કે તે પૃથિવી ઉપર ચાલી રહ્યો છે; અંતમાં અનુભવે કે તે આકાશમાં ઉડી રહ્યો છે; સકલ સંસાર તેના હૃદયની વિશાલ છાયાથી આચ્છાદિત છે અને ગરીબમાં ગરીબ પ્રાણીને આલિંગવા આત્મા તલસી રહ્યો છે.

આ સુપ્રસિદ્ધ રસિક કવિએ પંદર વર્ષની વયે 'ધી સબ્લાઇમ ચાઇલ્ડ' નામક કાવ્ય લખી ફ્રેંચ એકેડેમી ઉપર મોકલ્યું. અને આ રસથી દ્રવતા કાવ્ય માટે તેને સુંદર પારિતોષક મળ્યું.

કવિત દેવીનો કૃપાપાત્ર વીકટર હ્યુગો ગોતીઅર, બાલ્ઝાક અને ડુમાની 'ભક્તિમૂર્તિ' હતો. તે ફ્રાંસનો પરમ હિતૈષી હતો. તે મહાન્ દેશભક્ત હતો. ઇ. સ. ૧૮૪૧ માં તે ફ્રેંચ એકેડેમીના સભ્ય તરીકે ચુંટાયો. ઈ. સ. ૧૮૪૫ માં તે ફ્રાંસનો પીઅર બન્યો અને ઈ. સ. ૧૮૫૪ માં તેને રાષ્ટ્રભક્તિના ગંભીર ગુનાહ માટે દેશપાર કરવામાં આવ્યો.

હ્યુગોની પડોશમાં મી. ફોશર કરીને એક સદ્‌ગૃહસ્થ રહેતા હતા. હ્યુગોના પિતા અને મી. ફોશરને ગાઢ મૈત્રી હતી. મી. ફોશરને એદલ નામની એક રૂપથી નિર્ઝરતી કન્યા હતી. હ્યુગો તેને નાનપણથીજ ચહાતો હતો. તેના વિના અન્યનો તેણે સ્વપ્નેએ ખ્યાલ કર્યો નહતો. તે તેની ભક્તિમૂર્તિ હતી, તેની દેવી હતી, તેની હૃદયાધિષ્ઠાત્રી હતી. તેણે એદલ આગળ પોતાનું હૃદય ઠાલવ્યું છે. નિર્દોષ હૃદયની, શુદ્ધ સ્નેહની, નીખાલસ વાતો એદલને તેણે કહી છે. તે આપણે નીચેના પત્રો ઉપરથી જોઇ શકીશું.

મંગળવાર, ૧૮ મી એપ્રીલ ૧૮૨૦.

પ્રિય એદલ !

તારી માંદગીના સમાચારે મને અસ્વસ્થ બનાવ્યો છે. જો મારા માટે અભિપ્રાય બાંધવાને કરવા પડેલા વિચારોનું એ પરિણામ હોય તો ખરેખર ! તને કેવી રીતે સત્ય પ્રતીત કરાવું તે નથી સમજાતું. મારે માટે તને ખરાબ અભિપ્રાય આપનાર નિંદકો

શકું—કેવી રીતે તારી સેવા ઉઠાવી શકું, તે બાબત હરેક વખતે તું મને બતાવી શકે. હા, મારી એડલ, હું જોઇ શકું છું કે થોડાજ વખતમાં તને મળવું સર્વથા બંધ કરવું પડશે. મને જરા હીંમત તો આપ.

આખોએ વખત ગહન વિચારોમાં ગોથાં ખાઉં છું. જ્યારથી તેં મને ચાહ્યો ત્યારથી તારી જાતને તું ઓછી માનનીય હોય એમ ગણતાં શીખી છે. (તારા પોતાના શબ્દોમાં) અને હું જ્યારથી તને ચહું છું ત્યારથી મારી જાતમાં સુધારો થતો જોઉં છું.

પ્રિય એડલ, એનું કારણ માત્ર તને આભારી છે. તારા યોગ્ય થવાની અભિલાષજ મારા દોષો વીશે મને સાવચેત રાખે છે. આ બનાવનું મુળ તું છે, મને એ ફરીફરીને કહેવાનું ગમે છે. મારી ઉમ્મરના જુવાનીઆઓ સાધારણ રીતે જે દુર્ગુણોના ભોગ થઇ પડે છે તેમાંથી મારી જાતને બચાવી શક્યો છું તેનું કારણ મને આડે માર્ગે જવાની કે તકો નહોતી એવી નેમ નથી, પણ માત્ર તારા વીશેના વિચારોએજ મને બચાવ્યો છે. તનેજ અહીં રાકાવ એવી આ વસ્તુઓ-પવિત્ર દેહ અને હૃદયની શુદ્ધ-નિષ્કલંક રાખેલી તે તનેજ લીધે. કદાચ આ બધું મારે ન કહેવું જોઇએ પણ તું મારી અર્ધાંગના છે ને હું તારાથી કશું એ છુપાવતો નથી તે આ ઉપરથી જણાશે; અને તું તારા પતિ ઉપર કેટલી જબરી અસર કરે છે અને હંમેશ કરશે તે જણાશે.

વી. એમ. હુગો.

રવિવાર, ૨૫ મી માર્ચ.

પ્રિય એડલ,

મેં આશા રાખી હતી તે પ્રમાણે ગઇ કાલે સવારે તારી મુલાકાત ન થઇ તેથી હું અતિ દુઃખી થયો. મારા છેલ્લા પત્રના બદલામાં એક પણ આશ્વાસનનો શબ્દ તેં ન મોકલ્યો હોત તો આપણે એક બીજાને ફરી કદી પણ ન મળત પણ તેં એજ ક્ષણે તારા સ્નેહનો પુરાવો આપ્યો ને તેણે મારા હૃદય ઉપર સચોટ અસર કરી. અને તેં પહેલાં પ્રમાણે મને પત્ર લખવાની પણ હા પાડી છે.

પેલો કાગળ મારે પાછો જોઇતો હતો, કારણ કે એ નિરાશા અને ક્રોધની ક્ષણોમાં લખાએલો હતો પણ તે એ પત્ર મને પાછો ન આપ્યો. અને અત્યારે જે વસ્તુઓ તું ભુલી જાય એમ હું ઇચ્છું છું તે તેં વાંચી. તે દુઃખદાયક પત્રની અસરો ભુસી નાખવા આ શનિવારે તને મળવું અતિ જરુરી છે. મેં ક્યારનું એ તને થોડુંઘણું તો લખ્યું હતું અને તે આ સાથે બીડું છું.

એક નજીવી સંજોગને લીધે તને આપતાં તે રહી ગયો તેથી મારા છેલ્લા પત્ર માટે. મેં જેમ તારા પત્રે ઉપજાવેલી શંકાઓને માટે મારી આપી છે તેમ તું આપ. તું મને ફરીથી લખવા તત્પર છે પણ મારે તારી ઉદારતાનો બહુ છુટે હાથે ઉપયોગ ન કરવો જોઇએ. તું કહે છે કે મારી સાથે ફરતાં લોકોની નજરે ચઢે તેનાં તું જોખમ ખેડે છે. આજુબાજુ રહેતી ટચગોલાંની ફરકી ન ખોવી તું ડરે છે. અને હું તને મળવાના મારા સુખમાં કૈં બાધ ન આવે તેનો ઉપાય શોધી રહ્યો છું. કારણકે તને મળવાનું ઉપજતું સુખ તો મારાથી નજ છોડાય. આપણે શું કરવું તે તુંજ કહે. જો તું ખરેખર ઇચ્છતી હોય કે આપણે અઠવાડીએ, પખવાડીએ કે મહીને માત્ર એક વખત મળવું તો હું તેમ કરીશ, અને આ ભયાનક આજ્ઞાનું પાલન તારા તરફના અનહદ

ગયું નહતું. વળી મી. ફોશરને વાચનનો ખુબ શોખ હતો અને વીકટરની બુદ્ધિમત્તાની તેને પીછાન હતી. તે પોતે તેના 'ઉજળા ભવિષ્યની આછી આછી ઝાંખી દૂર દૂર ક્ષિતિજમાં કરી શકતો. શાટોબ્રાયન્ડ તેને વીશે શું કહેતો અને આ યુવાન કવિને ફ્રેંચ સાહિત્ય માટેની ઉચ્ચ અભિલાષાઓ ધરાવવા માટે અભિનંદન આપતાં અલેકઝાંડર સોમેટ શું લખ્યું હતું તે પણ તે જાણતો હતો. તેણે ધાર્યું હતું કે મેડમ હ્યુગો ઘણેભાગે તો આ થનારા સંબંધ સામે વિરોધ નહીં કરે. પણ બધું યોગ્ય રીતેજ થવું જોઇએ એટલે તેણે મેડમ હ્યુગોને જણાવવા અને વાત કરવા જવાનો નિશ્ચય કર્યો.

વીકટર તેની માને ઓળખતો હતો અને આ મુલાકાતથી થરથરતો હતો. મેડમ હ્યુગો તેનાં ત્રણે સંતાનની વહાલી માતા હતી; તે ત્રણેને ખુબ ચહાતી, પરંતુ તેમના વર્તન ઉપર કડક નજર રાખતી.

જનરલ હ્યુગો કેટલાંએ વર્ષથી જુદું ઘર માંડી રહેતો હતો, અને તેમને માત્ર એક નજીવી રકમ પોષણ માટે આપતો. એટલે મેડમ હ્યુગોને આ ત્રણેની દરકાર લેવાનું કામ માથે આવી પડ્યું હતું. ને તેમનાં બુદ્ધિ અને જ્ઞાનના વિકાસ માટે પુરતી સ્વતંત્રતા આપતી. પરંતુ તેમના ચારિત્ર્ય સંબંધે તેને સખત આજ્ઞાપાલક થવું પડતું. જ્યારે એદલનાં માબાપ તેને આ અણધારી ખબરથી વિચિત્રતા ઉપજાવે ત્યારે તેના છોકરાની શી વલે થાય? આ માટે શી સજા ફરમાવવામાં આવશે તેની માહીની વીકટરને બરોબર હતી.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૬૩]

મેં કોઇ દિવસ પગરખાંજ પહેરેલાં નહીં. એટલે મારા સહાધ્યાયીઓ મને 'ઉઘાડપગો' કહીનેજ બોલાવતા. ત્યારે મને સમજાતું કે અમદાવાદમાં ઘણા ખરા માણસો પગરખાં વગર ચલાવે છે અને તેથીજ તેઓ ઉઘાડ પગનાં નામથી પંકાય છે. કોલેજ છોડયા પછી બે ત્રણ વર્ષે હજુ તો હું કયાંય ઠેકાણે પણ પડયો નહીં ત્યાં તો મારાં માતાપિતા કોણ જાણે સંપ કરી પ્લેગનું કારણ શોધી, સંતાનકલત્રાદિનો ભાર મારે માથે મુકી પ્રભુધામ પહોંચી ગયાં. હું ઘરનો મોટો માણસ થયો એટલે પહેરવેષ મને ક્રમને પણ બદલવો પડયો. અને પગરખાં પહેરવાનું મંગળાચરણ પણ ત્યારેજ કર્યું. પરંતુ ત્યારે તો લોકલાજે સ્લીપર પહેરતો.

મને ઘણીએ વખત એમ થઇ આવતું કે ઉઘાડપગા કહેવડાવવામાંજ સાર છે. ચોમાસામાં ગારામાં રગદોળાઇ સ્લીપર ચુંથાઇ જાય એ વાત તો એક બાજુ રહી પણ અતો એક વર્ષમાં પાંચ જોડ ગેબ! મારી પુત્રીનાં લગ્ન પ્રસંગે એક વખત મારા વેવાઇને ત્યાં ગએલો. કોઇએ મશ્કરીમાં મારાં સ્લીપરજ સંતાડી દીધાં. જોડા જેવી ચીજ માટે બોલીએ તો હલકા ગણાઇએ એમ ધારી મુંગે મોઢે હું ઘેર આવ્યો. માસના માસ રાહ જોઇ થાકયો પણ વેવાઇને ઘેરથી સ્લીપરજ કોઇએ પાછાં મોકલાવ્યાં નહીં. એક વખત મારા ઘરવાળાં ભૂતનાથના મંદિરે કથા સાંભળવા ગએલાં, પાછળથી બચુ જાગ્યો. હીંચકો નાખી નાખીને થાકયો પણ મારો બેટો છાનોજ ના રહે. એટલે તેને કાંખમાં લઇ મંદિરે ગયો. મારી સ્ત્રીને આંખળીવતી ઇસારો કરી બોલાવી. "પેટનું છોકરું એ સાચવી શકતા નથી. લાવ્યા તે ઉભા રહો ધવરાવી લઉ પુરી કથાએ કયાં સાંભળવા દો એવા છો !" જન્મ બહેરાં પણ સાંભળે એવી રીતે બરાડી છણકો કરતા ગૃહદેવી મારી પાસે આવ્યાં. આ મારી સત્ય વાત સાંભળીને હસે, એ પ્રભુ કરેને એવી આફતમાં ફસે! તો તેમને વસ્તુસ્થિતિ બરાબર સમજાય. થોડા વખત પછી બચુને ઘેર લઇ જવાની આજ્ઞા થતાં સ્લીપર શોધવા લાગ્યો. પરંતુ હજારો જોડમાથી બાજા કોઇનાં નહિ ને મારાંજ સ્લીપર કોઇ 'ગરછંતી' કરી ગયું હતું! એક દિવસ કાળીજનનો જલસો એટલે સાકરચંદ શેઠને ત્યાં સબંધ સાચવવા ગએલો ત્યાં પણ એની એ મોકાણ. તેજ વર્ષમાં એવી રીતે બીજા બે પ્રસંગોમાં પણ સ્લીપરને છેહ આવેલો. આખરે કંટાળી ઉપર્યુક્ત ઓખાઇ ખાસડાનું શરણ લીધેલું. પરંતુ એ ઉપાનહે તો મારા પર એવી વીતાડી છે કે માત્ર એક હું અને બીજો ઉપરવાળો જાણે છે.

અમારા 'બાપુ'ના રાજ્યાભિષેકનો માંગલિક પ્રસંગ હોવાથી રાજા રજવાડા, અમીર સરો, પ્રતિષ્ઠિત ગૃહસ્થો ઇત્યાદિ હજારો નાના મોટાં માણસોથી રાજમહેલ ઉભરાઇ ગયો હતો. બધી વિધિ સમાપ્ત થયા પછી 'સભા બરખાસ્ત'નો પોકાર થતાં સૌ ઘેર જવાની તૈયારી કરવા લાગ્યા. પરંતુ નવાઇ જેવું તે એ હતું કે રાજા રજવાડા તથા ઓફીસરો નીચે ઉતરી ગયા છતાં બીજા માણસો તો કોઇ ઉતરેજ નહીં. છેવટ ધીરજ ન રહેવાથી તેનું કારણ જાણવા બારીમાંથી મેં નીચે નજર ફેંકી તો યા ખુદા! કેટલાએ પટાવાળા હાથમાં મસાલ લઇને ઉભા હતા. અને પરાજિત થએલા લશ્કરમાં ભંગાણ પડવાથી સૈનિકો જાણે પાછળ પડી રહેલ માલ લુંટતા ન હોય તેમ હજુરીઆ તેમજ ઓફીસરો બધા એક સરખી ચપળતાથી ઉપાનના એક મંજાવર:

પહોંચી, ત્યારે માત્ર એકજ ઓખાઇ ખાસડાં સાથે કમને હું ઘેર ગયો. મારે માટે એ ઘા અસહ્ય હતો. મને જોકે યાદ નથી, પરંતુ મારી સ્ત્રી તેમજ બીજાં સગાવહાલાં વાત કરે છે કે આ બનાવ પછી બરાબર ત્રણ દિવસ સુધી મને ઘેલછા રહેલી, અને "બેટ-મજી! હજુ તો તારો જીવ લઇશ. ડોસાનો પૈસો મેળવવા જોડા મારી મારીને કમોતે મારી નાખ્યો તેનો બદલો તો હું પુરેપુરો લઇશ ત્યારેજ ગયા ભવનું વેર વળશે," એમ હું લવ્યા કરતો. તબીયત બરાબર ઠેકાણે આવ્યા પછી બીજું ઉપાન મેળવવા અતુલ પ્રયાસ આદર્યો, પરંતુ પરિણામ સંતોષકારક ન આવ્યું. "સાથે દર્શાવેલા નમુનાનો બીજા પગનો જોડો શોધી લાવનારને મોં માગ્યું ઇનામ" એવી સચિત્ર જાહેર ખબર પણ દરેક વર્તમાનપત્રો તેમજ માસિકોમાં આપી. પરતુ કોઇ ઓખાઇ જોડાના વેપારીની જાહેર ખબર હશે એમ ચિત્ર ઉપરથી માની લઇ કોઇએ વાંચવાનીજ તસ્દી લીધી નહીં હોય, એમ લાગે છે. અંતે એ ઉપાન મળે તો ભલે નહીં તો જીવનભર ઉઘાડે પગેજ ફરવું એવી ભીષણ પ્રતિજ્ઞા લઇ વાત વીસારે પાડવા પ્રયત્ન કરવા લાગ્યો.

એક દિવસ લંડનથી ચોપડીઓનું (બુક-પોસ્ટ) આવ્યું. ઉપર વીંટાળેલા પસ્તીના કાગળો ફેંકી દેવાની તૈયારીમાં હતો, તેવામાં એક ચિત્ર તરફ ધ્યાન ગયું. કેટલીએ વાર સુધી તો હું તેની તરફ જોઇ રહ્યો. મારી સગી આંખે હું તે ચિત્ર જોતો હતો છતાં મને ભ્રમ થયો હોય એમ લાગ્યું. અદ્દલોઅદ્દલ મારા ઓખાઇ ઉપાનનોજ નમુનો! સાથે એક મોટો લેખ પણ હોય એમ જણાયું. લેખ પુરો ન હતો. તેમજ અનુસંધાનનું બીજું પૃષ્ઠ પણ હાથ ન લાગ્યું. પરંતુ જેટલું લખાણ હાથ આવ્યું તેટલું મારા હૃદય સાગરને ડહોળી નાખવા બસ હતું. તેમાં નીચે પ્રમાણે લખ્યું હતું.

"પુરાણ વસ્તુ શાસ્ત્રમાં એક પગલું આગળ."

"પુરાણ વસ્તુકોવિદા લેડી—નાં નામથી કોણ અજાણ્યું છે? જુદા જુદા દેશનાં પ્રાચીન ઇતિહાસ અને સાહિત્યને લગતી અસંખ્ય ઝીણી ઝીણી વિગતો તેમણે પ્રસિદ્ધ કરી છે. માત્ર પોતાના દેશતરફજ પક્ષપાત નહીં રાખતાં તેઓ આ કાર્ય માટે થોડા સમય પહેલાં ખાસ હીંદુસ્થાન ગયાં હતાં. અને તેણે આ પત્ર ભાગમાં આલેખેલા અસલી જોડાની શોધ પરથી તે દેશના પ્રાચીન ઇતિહાસ ઉપર નવુંજ અજવાળું પાડયું છે અને બતાવી આપ્યું છે કે જે કાર્ય હીંદુસ્થાનના વતનીઓજ ન કરી શકયા એવું દુર્ઘટ કાર્ય પાર પાડવા એક પાશ્ચાત્ય દેશની બાનુ સમર્થ થએલી છે. તેઓ—નગરમાં જે રાજમહેલમાં ઉતર્યાં હતાં તેમાં તે વખતે બગીચા માટે ખોદકામ ચાલતું હતું. એક દિવસ ખોદતાં ખોદતાં લગભગ એક હાથ ખોદાયું ત્યારે આ જોડો તેમની નજરે પડયો હતો. તેની લંબાઇ દસ ઇંચ અને એક તસુ તથા પહોળાઇ છ ઇંચ અને બે તસુની છે. વધારે આશ્ચર્યકારક વાત તો એ છે કે એ જોડાની સગતળીમાંથી એક કાગળનો ટુકડો મળી આવ્યો છે અને તેમાં લખ્યું છે કે "—આ જોડા મારા લગ્ન પ્રસંગ માટે ખાસ તૈયાર કરાવેલા, પરંતુ લગ્નના બે દિવસ પહેલાંજ કન્યાગુજરી જવાથી મારા હૃદયમાં સખત આઘાત થયો છે અને તેથી તેનાં સ્મરણાર્થે આ જોડા ચિરકાલ સાચવી રાખવા, તેમજ મારા કોઇ

તો મને લાગે છે કે હીંદુસ્થાનમાં પગ મુકવા હજુ સુધી પણ ભાગ્યશાળી ન થયો હોત. ઉપાન સંબંધી પુરતી માહીતી મળી જવાથી તે ફરી પ્રાપ્ત કરવા શાં પગલાં લેવાં તે બાબતના વિચાર દેશમાં ગયા પછી થઇ રહેશે એમ ધારી જે પહેલી સ્ટીમર મળી તેમાંજ હું દેશમાં આવવા રવાના થયો. પોતાના દેશ તરફ જતાં માણસને સ્વાભાવિક રીતે જેટલો આનંદ થાય તેથી વધારે આનંદ મેં અનુભવ્યો પરંતુ તે આનંદ માતૃભૂમિ પ્રત્યેની લાગણી કરતાં પણ ઉપાનનો પત્તો લાગ્યો તેને વધારે આભારી હતો. ઘેર આવ્યો ત્યારે પુત્રકલત્રાદિનો ભાવ પુછ્યા વગર સીધો પટારા પાસેજ ગયો. પટારો ઉઘાડીને જોઉં છું તો મોકાણના સમાચાર! અકર્મીના પડીઆ કાણા તે આનું નામ. પૈસાનો વ્યય કરી શરીર બગાડી મહા-મુસીબતે પરદેશમાંથી એક ઉપાનનો પત્તો મેળવ્યો તો ઘરના પટારામાં સંતાડેલ બીજા ઉપાનની પેટીજ ગેબ! મારી સ્ત્રીને બહુએ ધમકાવી પરંતુ તે પેટી કોણ ઉપાડી ગયું તે વીશે બીલકુલ માહીતી ન મળી. દાગીનાની પેટી અસલ સ્થિતિમાંજ પડેલી હતી. એટલે તેજ ઘડી હું તો ભૂત પિશાચની વાતમાં માનતા લાગ્યો. અને તેજ ઘડીએ ગિરનાર પર બીરાજેલા સમસ્ત દેવમંડળની માનતા લઇ બેઠો.

સમયનો પ્રવાહ ધીમે પણ અટક્યા વગર-જ આગળ વધે જતો હતો. લગભગ બે વર્ષ વીત્યાં. એક દિવસ હું 'માયાનગર' નું નાટક જોવા ગયો. પરોઢચ્છે [illegible] માયાવી બજારનું દૃશ્ય ભજવાતું હતું. ફેરવો જુનાં કપડાંનાં આપી બદલામાં નવો માલ ખરી-દતા હતા. વેચવાની ચીજોમાં એક ઉપાનની પણ લટકાવેલી દૃષ્ટિગોચર થતી હતી. મનમાં તો જાણે એમ થાય કે કયારે નાટક પુરું થાય અને કયાર મેનેજરને મળું? જો કે મારું એક ઉપાન તો લંડનમાં લેડી—ના સંગ્રહસ્થાનમાં હતું છતાં એ રંગભૂમિ પર દેખાતી ઉપાનની જોડમાં મારા ઉપાન સાથે એટલું બધું સામ્ય હતું કે એ ઉપાન વીશે કેટલીક હકીકત તો મેનેજરને પુછવી એવું મને થઇ આવ્યું. પરંતુ નશીબ બે ડગલાં આગળજ હતું. ખેલ પુરો થવાની તૈયારી હતી તેવામાં એકદમ આગ દેખા દીધી. પડદા, વીગ વગેરે સર્વ ચીજો સટસ-ડાટ સળગવા લાગી. થીએટરમાં ચોતરફ દોડધામ અને કોલાહલ થઇ રહ્યાં. થોડા દિવસ પછી એની વાત બહાર આવી કે તે કંપનીના માલેક સાથે કોઇ બીજી કંપનીવાળાને અદા-વત હોવાથી એકટરોની અંદર ફુટફાટ કરાવી તે બીચારને પાયમાલ કરવા આ પગલું ભર્યું હતું. કીંમતી સામાન ભરેલી પેટીઓ તેમજ બીજો કેટલોક પરચુરણ સરસામાન આ ગોટાળામાં ઉપડી ગયો હતો.

વીલાયતથી આવ્યા પછી દુનીઆની નજરમાં તો હું ગાંડોજ લેખાતો. ઉપાન પાછળ તો મેં ભેખ લીધેલ હોવાથી દુનીઆની મને જરાપણ પરવા ન હતી. પરંતુ બધી રીતે પાસા અવળાજ પડવાથી આખરે હું કંટાળ્યો, અને હવે તો અવશેષ જીવન પ્રભુભક્તિમાં ગાળવું એવો વિચાર કરી ફળ મળે કે ન મળે પરંતુ લીધેલી બાધા તો પુરી કરવીજ જોઇએ, નહીં તો પાપ બેસે એવું મારા મગજમાં ઇતર જનોએ ઠસાવી દીધેલ હોવાથી ગિરિનારની જાત્રાએ ઉપડી ગયો.

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૯૯ ]

ઉંચા છે, ને તેથીજ 'કાઠીઆવાડ' નામ આપ્યું હશે. પરંતુ સૌરાષ્ટ્રના અભ્યાસીઓ જાણતા હશે કે કાઠીઓ કરતાં રજપુતો કંઈ અંશેએ ઉતરતા નથી. પરંતુ તેઓ કરતાં ઘણાજ ઉંચા દરજ્જાના છે. સંખ્યા પ્રમાણે જોતાં જ્યારે કાઠીની સંખ્યા ૨૬,૭૦૦ છે ત્યારે રજપુતોની સંખ્યા ૧૧૩,૦૦૦ છે. આ ઉપરથી જણાય છે કે રજપુતોનું કાઠીઓ કરતાં પ્રમાણ વધારે છે, ને સમજી શકાય છે કે મરાઠાઓએ 'કાઠીઆવાડ' નામ સૌરાષ્ટ્રને કાઠીઓની 'લુટારાની ટોળી' તરીકેની પ્રખ્યાતિ માટેજ આપવામાં આવેલ છે. કશાકમાં વાંચવામાં આવ્યું છે કે અત્યારે પણ 'સૌરાષ્ટ્ર' નામજ 'કાઠીઆવાડ'ને બદલે ચાલુ કરવું જોઇએ. આવાં તથા અન્ય કારણો—જે આપણે પછી જોઈશું—ને લીધે આજે ગેરસમજણ ભરેલા 'કાઠીઆવાડ'ને બદલે આપણે આપણું જગજાનું 'સૌરાષ્ટ્ર'જ રાખીશું. સૌરાષ્ટ્ર જગજાનું શા માટે એ પાશ્ચાત્ય જગત પર દૃષ્ટિ નાખી નીહાળીએ.

'સૌરાષ્ટ્ર' એટલે 'સુ' નામની પ્રજાનો પ્રદેશ. કેટલાક પાશ્ચાત્ય ઇતિહાસકારો સૌરાષ્ટ્ર—સૂર્યપૂજક દેશ માને છે, ને આમ વ્યુત્પત્તિ, અર્થ કરે છે; પરંતુ એમ માનવામાં એઓ ભુલને પાત્ર છે. એમ ભાસે છે કે સોમનાથ તથા અન્ય સ્થલે સૌરાષ્ટ્રમાં સૂર્યનાં મંદિર હોવાથી 'સૂર્યપૂજક' દેશ એવો અર્થ કર્યો હશે, પરંતુ આ વીશેનું પૂર્ણ વિવરણ આપણે 'સોરઠી સોમનાથ'—એ લેખમાં કરીશું. હવે, સુરાષ્ટ્ર એટલે સારો (સુ) ને દેશ (રાષ્ટ્ર) એવો અર્થ નીકળે છે, ને સૌરાષ્ટ્ર કરવામાં વ્યાકરણાદિ નિયમ પ્રમાણે તદ્ધિતપ્રત્યય 'અ' મુકવાથી સુરાષ્ટ્રનું "સૌરાષ્ટ્ર' થશે. હવે આ સારો દેશ તેની પરિણામે ફલદ્રુપતાને કહેવાતો, કે તેની પવિત્રતાને પરિણામે કહેવાતો, કે શૌર્યને પરિણામે કહેવાતો—આ સર્વ વિષય વિવાદગ્રસ્ત છે; પરંતુ એટલું તો કબુલ કરવુંજ પડશે કે પ્રાચીન કાળમાં ધર્મની લાગણી આજના કરતાં કંઈક વધારે અંશે પ્રદીપ્ત હતી. ઘણાએ દાખલા છે કે ધર્મના ઝનુનથી ઘણાએ સૌરાષ્ટ્ર વાસીઓને શૌર્ય પેદા થયાં છે, ને આમ સ્વનામ પૃથ્વીને પાટલે પ્રસિદ્ધ કરી ગયા છે. કોઇપણ દેશનું નામ તેની ફલદ્રુપતાને લીધે હોય એવું જાણમાં નથી. આથી તેની પવિત્રતાને લીધે સૌરાષ્ટ્ર—સારો દેશ કહેવાયો હોય એમ ભાસે છે. મુસ્લીમ બીરાદરો 'સૌરાષ્ટ્ર' શબ્દનો અપભ્રંશ 'સોરઠ' કહે છે ને આમ નામ ઇ. સ. ૮૦૦ પછી અપાયું હોય એમ જણાય છે. કારણ કે આરબોનો, પ્રથમ પ્રવેશ ઇ. સ. ૮૫૧ માં થએલ વળી કેટલાક 'સોરઠ'નો અપભ્રંશ 'સરઠ' કહે છે, પરંતુ તે હાલ માત્ર જુનાગઢ સંસ્થાનના કુતીયાણા મહાલનાં કડવી, તરખાઇ, મૈયારી, ફલેર, કવલકું, બોગસર વગેર ભાગને કહે છે.

ગ્રીક અને રોમન લોકોનો પ્રથમ પ્રવેશ ભારતમાં ઇ. સ. પૂર્વે ૫૦૦–૪૦૦ થયો, કારણ કે Herodotos અને Hekataios હીંદુસ્થાન વીશે પોતાના પુસ્તકમાં પ્રથમ ઉલ્લેખ કરે છે. પરંતુ પશ્ચિમ હીંદ માટે કેએ ઉલ્લેખ કરતા નથી. Ktesias ને (ઇ. સ. પૂર્વે ૪૦૦) સ્વાનમાં જાણ થઇ કે હીંદુસ્થાનમાં 'પીગ્મીઝ' (Pygmies) નામની જાતિ છે. આ જાતિનું વર્ણન બરાબર આપણા બીજા લોકોને મળતું આવે છે. તેમણે 'Mount Sardons' જે કહ્યો છે

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૩૧]



# મધુર મીલન


| લેખક: | ચિત્રકાર |
| --- | --- |
| રા. ભટ્ટ | રા. ર[illegible] |


કુંજ નિકુંજે મધુકર ગુંજે
ચંદ્ર રમે તારલીઆ સંગે
પ્રકૃતિ સુંદરતા મન રંજે
ત્યાં તુજ દર્શન થાય
સખીરી! તે દિન કેમ ભુલાય!—૧

કૃષ્ણ બંસીના સુર અનુસરતો
ગાન ઉંડાં કૈં સમીર ગજવતો
પ્રેમ તણા પુર ફર ઉર ભરતો
મીલન મધુરાં થાય
સખીરી! તે દિન કેમ ભુલાય!—૨

પચરંગી પુષ્પો વીણી લીધાં
લટકંતી લટમાં ગુંથી દીધાં
નયન પીયુષ સાથે રંગી પીધાં
અણુમમતું સમજાય
સખીરી! તે દિન કેમ ભુલાય!—૩

નેનનમાં રસ તેજ ચમકીયાં
ઉર ઉર સાથ બાહ વીંટીઆં
આત્મ યોગ ગ્રહી ફરી ફરી નમીઆં

પ્રેમ યોગ સુહાય

સખીરી! તે દિન કેમ ભુલાય!—૪

સ્નેહ મંત્ર તેં શીખવ્યા દેવી!
રહેજો પ્રીત તેવી ને તેવી
બાંય ગ્રહી છોડી નવ દેવી

સ્નેહનું પર નિદાન

દેવી! તુજ સ્મરણોનાં રટુંગાન

વિરલ એ સ્મરણાં કેં વીસરાય?

"પ્રિયે! તે દિન કેમ ભુલાય"*—૫

* સ્વ. મણિલાલ નભુભાઇના ઉત્તર રામચરિતમાં-ની પ્રખ્યાત લાવણી ઉપરથી સૂચિત.



# રાજાધિરાજ

## ‘ગુજરાતનો નાથ’નું અનુસંધાન


લેખક.

રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,

બી. એ., એલએલ. બી., એડવોકેટ,

પ્રમુખ, સાહિત્યસંસદ


## નોંધ

જેણે મારી “પાટણની પ્રભુતા” કે “ગુજરાતનો નાથ” વાંચી હશે તેને આ વાર્તાનાં કેટલાંક પાત્રોની ઓળખાણ પડશે. જેણે એ વાર્તાઓ ન વાંચી હોય તેને માટે નીચે આપેલી ઓળખાણ બસ છે

| | |
|---|---|
| જયસિંહદેવ સોલંકી .. | અણહીલવાડ પાટણનો રાજા અને ગુજરાતનો નાથ |
| મીનળદેવી ... | ... રાજમાતા. |
| મુંજાલ .. | ... મહા અમાત્ય |
| ઉદા ... | ... મંત્રી અને ખંભાતનો સત્તાધીશ. |
| દાદાક ... | ... મંત્રી. * કર્ણાવતીનો સત્તાધીશ. |
| શોભ .. | . મંત્રી. |
| ત્રિભુવનપાલ ... | રાજાનો ભત્રીજો ને લાટનો † દંડનાયક. ‡ |
| કાશ્મીરાદેવી .. | ત્રિભુવનપાલની પત્ની ને મીનળદેવીની ભત્રીજી. |
| કાક ... | .. ત્રિભુવનપાલનો મિત્ર ને ભટરાજ. |
| મંજરી ... | .. તેની પત્ની. |
| સજ્જન ... | ... સોરઠનો દંડનાયક |
| પરશુરામ ... | ... તેનો પુત્ર. |
| રા'ખેંગાર ... | ... જુનાગઢનો રાજા. |
| રાણકદેવી ... | ... તેની રાણી. |

* અમદાવાદ. † સાબરમતીથી દમણ સુધીનો પ્રદેશ. ‡ સુબો.

# આગલાં પ્રકરણોનો સાર

## વિભાગ પહેલો

**જયસિંહદેવે** મોકલેલા ફરમાન મુજબ કાક ઉદાના દીકરા આમ્રભટને ભૃગુકચ્છનું દુર્ગપાલત્વ સોંપી પાટણ તરફ જવા નીકળે છે. રાણી લીલાદેવીએ તેમજ રાણકદેવીએ પણ તેને તેડાવેલો છે. જતાં-જતાં તેને જૈન સાધુ હેમચંદ્રસૂરિનો પરિચય થાય છે, અને પોતે તેની પાછળ એક ગુપ્તચર યોજે છે. અહીં આમ્રભટ મંજરી ઉપર મુગ્ધ થઈને તેની ભાળ કાઢવાની ઘેલછામાં પોતાના ભવિષ્યના સાળા અને પાટણે લાટ લેવાથી બળીઝળી રહેલા રેવાપાલને કાકની ચેતવણી છતાં છંછેડે છે. કાકની ગેરહાજરીમાં બળવો ઉઠાવવાની રેવાપાલ પેરવી રચતો હોય છે એટલામાં કાક જાતે આવી કેટલીક રકઝક પછી પોતાનું કુટુંબ તેના રક્ષણમાં સોંપી જાય છે. મંજરીના મોહમાં પડેલા આમ્રભટથી અવગણના પામીને તેમજ મંજરીના પ્રભાવથી અંજાયા પછી હેમચંદ્રસૂરિ ખંભાત જાય છે. આ બાજુ રેવાપાલ ગઢના કોઠારના વૃદ્ધ નાયક અને કાકભક્ત દેવાને ભોળવી કોઠાર ખાલી કરી આપવાનું તેની પાસે કબુલાવે છે—એવી શરતે કે કાક પાછો આવે તો રેવાપાલ અનાજ ભરી આપે.

## વિભાગ બીજો

ભૃગુકચ્છથી પાટણ જતાં કાક લાટી આગળ ઉતરી પડે છે અને પોતાનો વેષ ખેમાને પહેરાવે છે. ખેમો વહાણને પ્રભાસ આગળ ડુબાડી દે છે. કીનારે ઉભેલો વાગ્ભટ તેને કાક સમજી બચાવી વંથળી લઈ જાય છે. આ બાજુ કાક જુનાગઢ જાય છે અને સાંધેલું જોડું કદી નહીં તુટવા દેવાની પ્રતિજ્ઞા લઇ પાછો ફરે છે. રસ્તામાં તે બાબરાભૂતને વશ કરી લે છે. પછી તે રાજગઢમાં રાણી લીલાદેવીને મળે છે અને જયસિંહનું મન દેવડી તરફ ન ખેંચાવાનું વચન આપે છે. પછી ત્યાંથી જયદેવ આગળ જઇ તેને જુનાગઢ લેવાનું વચન આપી જગદેવ આવતાં સંતાઈ જાય છે. પછી ઉદો ત્યાં આવી જુનાગઢ જોડે સાંધિની પેરવી બતાવે છે ત્યાં કાકને બદલે ખેમાને લઇ વાગ્ભટ આવે છે, પણ કાક આવી ભેદ ફોડી નાંખે છે. ઉદો, જયદેવ તથા કાકને વિષ્ટિ માટે જવાનું ઠરે છે કાકને રક્ષવાનું વચન મુંજાલ લીલાદેવીને આપે છે. વાગ્ભટને બનાવાથી સમર્થ કાક પર દ્વેષે ભરાય છે. આજ્ઞાભંગ માટે પરમાર એક નોકરને કેદ કરી પોતે ધારેલી જગામાં ઉતરવાની ફરજ પાડવા કાકને મળવા જાય છે. ત્યાં તેને કાક સાથે ચકમક ઝરે છે, પણ સમાધાન થાય છે. નોકરને છોડી દેવા મુંજાલ પરમારને કહે છે ને તેમ કરવા જયસિંહદેવ તેને સમજાવે છે. પ્રેમકુંવર ને સમર્થ લીલાદેવીનો ખંડ શણગારે છે ત્યાં કાક રાણીને મળવા આવે છે અને રાજાને વશ કરવાની યુક્તિ સુઝાડે છે. બીજે દિવસે પોતાની આજ્ઞાનો ભંગ કરનાર સૈનિકને કાક ઘાયલ કરે છે એટલે જયસિંહદેવ તેને કેદ કરાવી, સાથે લઈ ચોકીઓ તપાસવા નીકળે છે. ત્યાંથી કાક રાજાને વેષે બીજી ચોકીઓ તરફ જાય છે અને આ બાજુ રાજાની ટોળી, ભેભલનાયક અને તેના સૈનિકો વચ્ચે જબરું યુદ્ધ થાય છે. રાજા, પરમાર ને ભેભલ સખત ઘાયલ થાય છે. ત્યાં રાણી વગેરે આવે છે અને બેભાન રાજાને લઇ જાય છે. કાક લડતાં પડયાનો વહેમ લોકોને પડે છે.

## વિભાગ ત્રીજો

ભૃગુકચ્છમાં રેવાપાલ સ્વાતંત્ર્યનો ઝુંડો ઉઠાવે છે. મંજરી આંબડ વગેરે નવા ગઢમાં ભરાઇ જાય છે અને ચોકીદારો પાસેથી થોડુંક અન્ન ઝુંટવી લાવી ચલાવે છે. જયસિંહદેવ જુનાગઢ સાથે યુદ્ધમાં ઉતરે છે; સમર્થ દ્વારા કાક જીવતો છે એમ ખબર પડતાં મહારાજા વાહડને જુનાગઢથી કાકને લઇ આવવા મોકલે છે. કેટલાંક કારણસર રા' દેશળદેવને હદપાર કરે છે. રાણક રા'ને યુદ્ધ માટે ઉત્સાહિત કરે છે તેવામાં ત્રસાલના મરણ સમાચાર આવે છે. રાણક પોતાના પ્રભાવથી તેને સજીવન કરે છે; યુદ્ધમાં જતાં જતાં રા' રાણક ને તેનાં છોકરાં કાકને સોંપતો જાય છે. મહારાજાને લાટના બંડના સમાચાર મળે છે પરંતુ તે

તેને તુચ્છકારી કાઢી કંઈ મદદ કરતા નથી પરંતુ શીવાદેવીના કહેવાથી મુંજાલ મહેતા કુમક લશ્કર સાથમાં મોકલે છે ફુટેલા દેશળદેવની મદદથી જયસિંહદેવ ગઢમાં જાય છે અને દરવાજા ઉઘાડી લશ્કર દાખલ થાય છે. બન્ને લશ્કર સામસામા બાઝે છે, ઘણાં મરાય છે મહારાજ ઘણાં પરાજિત થતાંજ તેના રણવાસ તરફ જાય છે. રાણક ઉપર તેમની સાથે લગ્ન કરવા બળાત્કાર કરે છે, પણ રાણક ના પાડે છે એટલે તેના બે પુત્રોને મહારાજ કતલ કરે છે અને રાણકને ઉપાડી વઢવાણ તરફ દોરી જાય છે કાકને કંઈ કોલાહલ સંભળાતા બહાર જાય છે અને ત્યાં પકડાઈ જાય છે પણ ઓળખાઈ આવતા છુટા થઈ તે રાણકની રક્ષા કરવા મહેલમાં પાછો ફરે છે ત્યાં તેને નહીં જોતા મહારાજાની ખબર કાઢી તેમની પાછળ તે સાંઢણી મારી મુકે છે. યુદ્ધ શાંત થતાં મહારાજ અને કાકનો પત્તો મળતો નથી ત્યાં મહારાજાના વઢવાણ જવાની ખબર થતાં મીનળબા, રાણી અને મુંજાલ મહેતા વઢવાણ તરફ ઉપડી જાય છે મહારાજ બળાત્કારે રાણક સાથે એક બ્રાહ્મણ પાસે લગ્ન કરાવવાની તૈયારી કરે છે ત્યાં કાક આવી લાગે છે અને મહારાજાને પકડી ઓરડામાં પુરે છે અને રાણકના રક્ષકને બચાવે છે આજ પછી મહારાજ કાકને મંજરી અને તેના છોકરા સાથમાં ખંડ થવાથી નવા ગઢમાં પુરી મરે છે તેની ખબર આપે છે મુંજાલ મહેતા મીનળબા વગેરે વઢવાણ આવી પહોંચે છે અને મહારાજાને ઓરડામાંથી છુટા કરે છે કાક મુંજાલની રજા લઈ તેની પ્રિય તમાને મળવા સાંઢણી હાંકી નીકળે છે અને રાણક ભોગાવાને તીરે સતી થાય છે

## વિભાગ ૪ થો

જુનાગઢના ગઢમાં મંજરી, આનક, દેશળ વગેરે ગઢના રક્ષણ માટે પ્રયત્નો કરે છે અને કાકને રોજે કાકની પાછા આવવાની વાટ જુએ છે આખરે ગઢમાં ખાવાનું ખુટે છે અને એકાએક મરવાનો સમય આવે છે. આનક વગેરે મંજરીને આ ગઢમાંથી નીકળી દેવાપાળના રક્ષણ નીચે ગામમાં જવા આગ્રહ કરે છે તે તેની-તેના પતિની આબરૂ ખાતર તેમ કરવા ના પાડે છે

(હવે આગળ વાંચો)

# પ્રકરણ ૨ જું

## નેરા ઓખડાનું છેલ્લું પરાક્રમ

તેજ દહાડે દેશળ, મણિભદ્ર અને મંજરીએ ધાનના ભાગ પાડ્યા અને મંજરી, છોકરા ને આનક મહેતા શીવાય બીજા બધાએ એકજ વખત ખાવું એવો નિશ્ચય કર્યો.

આગલા દહાડામાં ખરેખર દુઃખ નેરા આગને પડ્યું હતું જ્યાંઉં દેરું. દહાડામાં ચાર કે છ વખત પેટ ભરી આરોગવું, બપોરે ચાર છ ઘડી આરામ લેવો, અને સેંકડો પાપડ અને ત્યાં સુધી ભાગવો નહીં એ તેના જીવનના અચળ સિદ્ધાંતો હતા; અને તે તેણે ધાર્મિક શ્રદ્ધાથી આટલા વર્ષ શુભ રીતે પાળ્યા હતા. તેથી એક જ ગામમાં ભરાઈ રહેવું અને દેશળની તાબેદારી કરવી, દહાડામાં એ વખત ખાવું અને બપોરે ઉંઘવું નહીં—આવી ભયંકર આપત્તિ પરંપરાની અસર તેના પર થવા માંડી હતી. તેની આંખમાં ભરાય દુઃખ દેખાવા કરતું. તેની ગણુ હડપચીઓ ખાલી થતી કોથળીની તરાહ લટકી પડી હતી તેની વિશાળ ફાંદ લચી પડવા લાગી અને તેના પાતળા પગ વધારે બમર થઈ ગયા હતા. ઘણો વખત તો તે ઓશ ઉથી કંસાઇને પડી રહેતો ને કોઈને પણ જતાં જુએ તો મરવા સુતેલા

કુતરાની દયામણી નજરે જોઇ રહેતો.

આટલા આટલા દુઃખના ડુંગરો પછી એને આબંડ મહેતાનો ધાક નહોતો રહ્યો; મંજરીને માટે માન નહોતું રહ્યું; છોકરાંને માટે લાગણી નહોતી રહી,—એને બધાં દુશ્મન દેખાતાં. તે બધાં નહોતાં તેને પેટપુરતું ખાવા આપતાં, નહોતાં તેને જંપીને ઉંઘવા દેતાં; ને નહોતાં તેને ગામમાં નાસી જવા દેતાં. તેમાં એની ધાંચણથી તો તે તોબા થઇ ગયો હતો. તેની ભયંકર જીભ દેવાના ડંડાથી પણ જબરી હતી; અને ભુખ ને દુઃખ છતાં જે કૈં જીવ તેમાં રહેતો તે બધો ગંગલી કાઢ્યા વિના રહેતી નહીં. જ્યારે તે બોલવા માંડતી ત્યારે બીચારા નેરાને પ્રેતલોક પણ આવકાર દાયક લાગતો. જેમ ભેંસાસુરને મન કાલિકા હતી તેમ તેને મન તેની ધર્મપત્ની હતી. તેનાથી તે ત્રાસતો; અને તેના ધાકના સકંજામાં તરફડતાં ચીફલાંની મનોદશાનો સચોટ અનુભવ કરતો.

તે એક ભીતની ઓથે પડ્યો પડ્યો, વલ્લું મોં કરી, પેટમાં લાગેલી ભુખ હવા ખાઇ સંતોષવાનો નિષ્ફલ પ્રયત્ન કરતો હતો. આ સુખ વધુ પડતું હોય તેમ ત્યાં તેની ધર્મપત્નીએ શાસન બહાર પાડ્યું કે આજથી એકજ વખત ખાવાનું છે. પહેલાં તો નેરાએ સાંભળ્યું ન સાંભળ્યું કર્યું.

"બહેરો થયો છે?" ગંગલીએ કહ્યું, "હવેથી એકજ વખત ખાવાનું છે. ધાન ખુટ્યું છે—ધાન" જેમ તેમ કરી નેરો બેઠો થયો. ધાન ખુટવાનો અકસ્માત કેમ થયો તે તેને સમજાયું નહીં.

"ક–ક–ક–કેમ કરતાં ખ–ખુટ્યું ?"

સામે પોકાર કરવાની પણ તેની છાતી રહી નહીં. અત્યાર સુધી બે વખત ખાવાનું મળતું હતું તે તો તેને માત્ર પાણી પી અપવાસ કર્યા બરોબર લાગતું હતું.

"હા. એક વાર——".

"ચ–ચ–ચાલની અહીંઆં–થી જ–જ–જતાં રહીએ" તેણે ગંગલીને આજીજી કરી. તેની અડધી સુજેલી આંખમાંથી આંસુ પડવા લાગ્યાં. ભુખને દુઃખે તેની જીભ પણ લંબડી ઉઠી હતી.

"કૈં શરમ આવે છે, નફ્ટ ?" ધાંચણે ડોળા કાઢ્યા, "બા–ને ફીકાભાઇને બધાંને છોડીને જતાં રહીએ ?. જ–મીને જોભર્યા શીવાય કૈં બીજું જાણ્યું છે ? તને તે પાટણનો ભટ કયા દોશી વાણીયાએ બનાવ્યો ? તારી માને પેટે પથ્થર પડ્યો હોત તોએ સારું કે લુગડાં ધોવા તો ખપ લાગત," ગંગલીએ પોતાનું માન પ્રદર્શિત કર્યું. "બોલ અત્યારે ખાવું છે કે બપોર પછી?"

નેરાએ નિરાશામાં ડોકું નાખી દીધું. એને મરવા શીવાય બીજો આરો દેખાયો નહીં. "અત્યારે !" ફીણવાળા મોઢામાંથી શબ્દ નીકળ્યો. ગઇ કાલે રાતે ખાધા પછી બીજી ઘડીથી તેને કકડીને ભુખ લાગી હતી.

"પછી કાલ બપોર સુધી રહેવાશે કેમ ?"

"ર–ર–રહેવાશે !" કહી નેરાએ પથ્થર ફાટે એવો નીસાસો નાખ્યો. પણ તેની સ્ત્રીના હૈયામાં કૈં તડ સરખી પણ પડી હોય એમ દેખાતું નહોતું. તે જઇ, ખાવાનું લઇ આવી, અને પત્નીધર્મથી પ્રેરાઇ થોડું પોતાના ભાગ-

આવ્યું; તેના મોઢા પર ફીક્કાનું કડચું હાસ્ય પ્રસરી રહ્યું, તેના ગળામાંથી હર્ષનો ઘરઘરાટ થયો. તે કાચો પોચો થઈ ગયો.

ગંગવી તેની સામે તિરસ્કારથી જોઈ રહી

"ચાવો, જોભરો. આ રહ્યું પાણી હાથ નો ધુવો."

પણ તે બોલી રહે તે પહેલાં તો નેરાએ ખાવા માંડ્યું હતું રોટલો, બે કાચી ભાજી દાળ, કાંદો ને મીઠું — જોતજોતામાં હતાં



ગંગવીએ કહ્યું હવેથી એકજ વખત ખાવાનું છે

નહતા થઈ ગયા. ખાઈ રહી વધારેની આશાથી નેરાએ ગંગવી સામે જોયું. "બ–બીજું––"

"બીજું શું કપાળ તારું ! આનો એક રોટલો તારો હતો, ને આપ્યા બે મારા આપેલ. હવે કંઈ નથી."

"પણ કાલે તો બે હતા," નેરાએ પોતાનો વાંધો દર્શાવ્યો.

"આજથી એકેજ મળશે," ગંગવીએ ગુસ્સામાં કહ્યું.

"ક–ક–કાલ સુધી કંઈ નહીં ?" નેરાએ વિસ્મય પામી પૂછ્યું

"વધારેમાં જોઈએ તો કામ," કહી થાળી લઈ ગંગવી ચાલી ગઈ

ક્યાં સુધી નિરાધાર બની નેરાએ જોયા કર્યું. પછી દૂરથી ગિરિગહ્વરધ્વજ સંભળાય એવો એક મહા નિઃશ્વાસ નાખ્યો મોઢું ધોયું ને પાણી પીધું

કટકાએ દહાડા થયા તેની ક્ષુધા સંતોષાઈ નહોતી, આજે તો સાંજ ને ઉઠકાળજ. ને તેના પર એક આખો દિવસ નિરાહાર રહેવાની વિપત્તિ ! શા માટે આ મુરખ લોકો અહીંયાં પડી રહેતા હશે ? શા સારુ એને અહીંથી જવા નહીં દેતા હોય ? તે એનજો ખબર ગયો હતો કે વધારે વિચાર કર્યા વિના મોઢાં ખાવા બેઠો.

તેને ઉપમા હલવાની દુકાનો, લાડુ દૂધ-

પાકની ન્યાતો. માલપુઆને જલેબીની ગંભારો-નાં સ્વપ્નાં પર સ્વપ્નાંજ આવ્યાં કર્યાં. હંમેશા મેં અગાડી ભર્યું ભાણું દેખાતું ને પાપી ગંગલી તે ખુંચવી લઇ જતી—અને પોતે તેવોને તેવોજ ભુખ્યો રહેતો, પેટમાં જાણે સતત હોળી સળગી રહી હોય એવું કૈં થયાજ કરતું.

ને થોડી વારે જાગ્યો. દુઃખમય સ્વપ્નું જતું રહ્યું કે નહીં તે જોવા તે ઉંચો થયો, અને તેને પરિસ્થિતિનું ભાન આવ્યું. સુખ તો માત્ર સ્વપ્નામાં હતું કે લાડુ ને માલપુઆ જોઇ મોંમા પાણી આવતાં; જાગતાં તો માત્ર નિર્જન ગઢ ને અનંતકાળ સુધી નિરાહાર એજ હતાં. પીડાઓની પરંપરાથી ક્યરાઇ રહ્યો હોય તેમ તેને ધ્રુસકું આવ્યું. દોઢ રોટલો તેણે બપોર પહેલા ખાધો હતો કે નહીં તે પણ યાદ રહ્યું નહોતું. તેના પેટમાં તો દિવસો થયાં અન્નનો દાણો પણ ન ગયો હોય એવી દશા હતી.

થોડીક વાર તેણે ટોક ચાટયા ને સુજેલી આંખે આકાશ સામે જોયા કર્યું. તેના મુખની રેખાપરથી તે નિરાહારી જેવી વેદના સમજાવવા માટે સરજનહાર સામે પોકાર કરી રહ્યો હોય એમ દેખાયું; પેટ કાપ્યું તો પેટભર ખાવાનું કેમ નથી દેતો? થોડી વારે તેણે દેવા નાયકને ત્યાંથી જતો દીઠો એટલે બુમ મારી: "ન–ન–નાયક!"

"કેમ?" દેવાએ આ આળસુ તરફ સખતાઇથી જોતાં પુછ્યું.

"આજે બ–બીજી વાર ખ–ખ–ખાવાનું નહીં?"

"ના—" દેવાએ કહ્યું.

જાણે માથા પર હડસેલો ફટકો પડ્યો હોય તેમ નેરાએ માથું ભોંય પર નાખી દીધું આ આળસુને ભુખાવળા તરફ દેવાને એટલો તિરસ્કાર હતો કે એક શબ્દ પણ બોલ્યા વિના તે ત્યાંથી ચાલતો થયો. એનું ચાલત તો તે નીચે જઇ રેવાપાલને આ પદ્દણી સૈનિક એનાયત કરી આવત.

થોડી વાર નેરો પડી રહ્યો. તેને એમ લાગ્યું કે આ બધા તેને જાણી જોઇને ભુખે મારતાં હતાં. તેને તેની સ્ત્રી પર કાળ ચઢ્યો. "શં—" કહી તે કાળ કાઢવા જતો હતો, પણ તેને ઘણીજ નિર્ગતિ લાગી એટલે મુંગો મુગો પડી રહ્યો.

એનું મોઢું સુકાઇ ગયું; ને એની જીભ તાળવે ચોંટી ગઇ હતી. તે કેમે કર્યો બેઠો થયો ને ઘસડાતો કુવાની પાસે આવ્યો. ત્યાં એક ઘડો અડધો ભરેલો પડેલો, હતો તે મોઢે માંડી અર્ધું પાણી તે પી ગયો.

તેને જરાક ઠીક લાગ્યું. જરાક પગમાં જોર આવ્યું હોય એમ લાગ્યું. તે ઉભો થવા ગયો, પણ આથડીયું આવ્યું. મહામહેનતે ઘુંટણને ટેકા દઇ આખરે તે ઉભો થયો. સૂર્ય આથમવા લાગ્યો હતો. સંધ્યાકાળ થવા આવશે એટલે ખાવાની વખત થશે એમ તેને લાગ્યું. પણ એટલામાં તેની સ્ત્રીના શબ્દો યાદ આવ્યા: "એકજ વખત ખાવાનું!" પણ એક વખતે તેણે ક્યાં ખાધું હતું? તે જેમ તેમ કરતાં રસોડા તરફ ગયો. ત્યાં બધે શાંત હતું. રસોડે સાંકળ વાસી મણિભદ્ર ચાલી ગયો હતો. રસોડામાં કેઇપણ હોવું જોઇએ એમ માની તે અંધારાની વાટ જોવા માથે હાથ મુકીને ભીંતે અઢેલી બેસી રહ્યો: રખેને ગંગલી એને જોઇ જાય એવી બીકે તે ખુણામાં લપાઇને બેઠો.

કેમે કર્યો વખત જતો નહોતો; ને તેના પેટમાં આગ વધતી જતી હતી. તેના

મુકી છોડી દીધી ને તે બીજી માટલીને વળગ્યો. જોયે નજોયે તેણે માટલી ઠાલવી ને ચોખા વેર્યા. તરત ત્રીજી માટલી ઠાલવી ને તેણે દળેલો લોટ વેરી કાઢ્યો. અત્યારે તેને ગાંડપણ આવ્યું હતું. અવિચારી વિનાશક વૃત્તિજ તેને પ્રેરી રહી હતી. તેણે ચોથું માટલું ઠાલવ્યું. તેમાંથી પણ લોટ નીકળ્યો. તેણે અનાજ ને લોટનો ઢગ માર્યો. ક્ષુધાર્તર નેરાંની કલ્પનાશક્તિને બધા અનાજના ઢગ વાળવામાં કલાકારને સર્જનાત્મક આલ્હાદ થાય એવો કૈંક આલ્હાદ થયો.

ગાંડાની માફક તે હસ્યો અને આ ઢગમાં હાથ ઘાલી તેને લાડથી વેરી રહ્યો. એટલામાં બહાર કોઇનો પગરવ સંભળાયો. તે ચોંક્યો. તે કાંપી ઉઠ્યો. કોઇ બીલાડી દોડી ગઇ હોય એમ લાગ્યું. વધારે વાર અહીંઆં નહીં થોભવું એવો કૈંક ખ્યાલ આવ્યો.

તેને ભુખનું અકળામણ વધ્યું. રાંધવું ? કેમ રંધાય ? કાચું ખવાય ? એવા કૈંક પ્રશ્નો મગજમાં ઉદ્ભવ્યા. એકદમ તેનું મગજ ફટકી ગયું. જાણે એક કોઇક તાર તુટી ગયો એમ લાગ્યું. જાનવરી લોલુપતાથી તેણે બે મુઠા ભરી ત્યાં પડેલા ઢગમાંથી ખાવા માંડ્યું. તે ખડખડ હસ્યો–ને ખાધેજ ગયો. કાચો લોટ, ચોખાને દાળ ઝપાટાબંધ અદષ્ટ થવા લાગ્યાં.

આખરે તે થાક્યો, અને તેના ગળામાં કૈં ગુંગળામણ થવા માંડ્યું. એક વખત ઉધરસ આવવાથી મોમાંનો લોટ બધો વેરાઇ ગયો. તેણે ખાવા માંડ્યું. પણ ગભરામણ થયું ને ગળે કૈં ઉતર્યું નહીં. તેના પેટમાં વીણુંચુંટાં થવા લાગ્યાં. ઉઠવાની તેને હામ રહી નહીં અને ત્યાં ને ત્યાં તે અનાજ પર પડ્યો. થોડી વાર થઇ અને કાચા દાણાએ પરચો બતાવવા માંડ્યો. તેના પેટમાં, ગળામાં તેમણે તાંડવનૃત્ય કરવા માંડ્યું. તેના ડોળા બાવરા થઇ ગયા. તે ઉઠવા જતાં પડ્યો–પડતાં ઉલટી થઇ. અનેક વર્ષ થયાં મુંગે મોઢે ગુલામગીરી સહેલા શરીરે આખરે બળવો શરુ કર્યો. બળવાએ તરત મહાવિપ્લવનું સ્વરૂપ પકડ્યું.

મણિભદ્ર પાછલે ઓટલે સુતો હતો તે એકદમ જાગ્યો. કોઠારની ઓરડીમાં કોઇ માંદું પડ્યું હોય તેવો અવાજ આવતો તેને સંભળાયો. તે ઉઠ્યો, ને દોડતો આવ્યો કોઠારમાં કોઇ ગભરાઇ મરતું હતું. તેણે કાકડો ચેતાવ્યો ને તે કોઠારમાં ગયો.

અનાજના ને લોટના ઢગને રૂંદતો, જાણે નવો તારો સમુદ્રના તરંગોમાં તરફડતો હોય એમ, અકળાતો, ગભરાતો નેરો તરફડતો હતો... કોઠાર કોડ સરખો થઇ ગયો હતો. બધું અનાજ અભક્ષ્ય થઇ ગયું હતું. મણિભદ્રના હાથમાંથી કાકડો પડી ગયો ને તે દેવાને ઉઠાડવા દોડ્યો.



## પ્રકરણ ૩ જું

### માતા કે અર્ધાંગના ?

**મંજરી** અસ્વસ્થ ઉંઘમાંથી જાગી. બહાર કોલાહલ થતો હોય એમ લાગતું હતું. તેનું હૈયું ધબકી ઉઠ્યું. તેણે પણ આજે એક વખત ખાધું હતું એટલે તેનું માથું તો દુઃખતુંજ હતું.

તેણે છોકરાંઓ તરફ નજર કરી. મહાશ્વેતાને વૈસરી ફુલની કળીના જેવાં એક બીજાને ભેટી સુતાં હતાં. પલ વાર માનું હૈયું હેતથી ઉભરાઇ ગયું.



ગુજરાત ] [ પોષ ૧૯૮૧

તે બહાદુર છોકરીએ એક શબ્દ બોલ્યા વગર માની રજા માગી

—રાજાધિરાજ —પૃષ્ઠ ૨૮૦

ડીંમનથી ઉઠીને તેણે દીવો ચમકાવ્યો. "મંગળી!" તેણે બુમ પાડી.

મંગળી એકદમ ચોંકીને ઉઠી. "કેમ બા!"

"કંઈ ગરબડ સંભળાય છે?"

મંગળી એકદમ હોડની ઉપર આવી ને બારીએથી નીચી વળી જોયું. "કંઈ રમોડા આગળ ગરબડ છે. ઉભા રહો હું તપાસ કરી આવું."

"ના" મંજરીએ હુકમ કર્યો "તું અહીંઆ છોકરાં પાસે બેસ. હું જઇ આવું-છું." કહી ખભે એક ઝુલ્લુ નાખી ઉતાવળે પગે તે રસોડા તરફ ગઇ.

ત્યાં મણિભદ્ર ને દેવો તરફડતા નેરાને ઓસરવાની નીચે સુવાડતા હતા.

"મણિભદ્ર! શું છે?"

"અરે બા! તમે ક્યાંથી? પાછાં જાઓ અહીંઆં આવવા જેવું નથી."

"કેમ છે શું?"

"કંઇ નહીં," દેવાએ કહ્યું. "આ હરામખોર કોઠારમાં પેસી ગયો હતો."

મંજરીએ તરફડતા નેરા તરફ જોયું તે અરધા ભાનમાં હતો, અને આખે શરીરે તેને સોટ વળગ્યો હતો. કોઠારમાંથી દુર્ગંધ આવતી હતી. મંજરી કંઈ સમજી ને ઓટલા પર ચઢી કોઠારમાં જોયું. ત્યાંનો દેખાવ ચીતરી ચઢે એવો હતો. મંજરીને સુગ આવી ને તે એકદમ પાછી હઠી ગઇ. તેને તમ્મર આવવા લાગ્યાં.

"બા! અહીંઆ તમારું કામ નથી તમે જાઓ," મણિભદ્રે કરગરીને કહ્યું.

"કેટલુંક અનાજ બગડ્યું?" મંજરીએ પૂછી લીધું.

"જે રહે તે ખરું," મણિભદ્રે ખેદથી કહ્યું. તેના અવાજમાં નિરાશા હતી.

મંજરી સમજી ગઇ ને ત્યાંથી ચાલી ગઇ. તેને લાગ્યું કે વિધિએ છેલ્લો ફટકો માર્યો હતો. તે કંઈ વિચાર કરી ન શકી.

પોતાને વાસે જઇ તેણે મંગળીને મોકલી "જો, તારો નેરો ત્યાં તરફડે છે એ જઇને બહાર ભગાડી આવ્યો છે."

"મેર———" કહી ભૂખકચ્છના વાઘીવાળાના શબ્દભાવિન્યનું પ્રદર્શન કરતી મંગળી ઉઠીને ગઇ.

હતાશ મંજરી બેસી ગઇ. ખાવાની ફીકર ટાળીને પંદર દિવસ સુધી ઘર ટકાવી ગાબડાની તેની યોજના પડી ભાગી. નેરાએ કરેલો વિનાશ તેણે થોડો જોયો હતો, ને બાકીનો કલ્પી લીધો હતો. પંદર દિવસને બદલે પાંચ દિવસ પણ ટકાશે કે કેમ એ સવાલ હતો. 'દેવ! તેં શું ધાર્યું છે?' તેણે પૂછ્યું ને માથે હાથ દીધા. દુઃખ ને નિરાશાથી તેનું માથું ફાટતું હતું. "નાથ! પધારશો નહીં વળી?" તેણે કરગરીને આકાશ તરફ જોઇ પૂછ્યું.

તેણે છોકરાઓ સામે જોયું. કેવાં લાડકવાયાં, રૂપાળાં છોકરાં! અત્યારે કેવા સુંદર સ્વપ્ન જોતાં હશે? તેમના નાનકડા હૈયામાં મા ને બાપમાં શ્રદ્ધા હતી. પ્રતાપી બાપ જરૂર આવી પહોંચશે એવી તેમને તો ખાત્રી હતી. અત્યારે એ શ્રદ્ધા ને ખાત્રી કેવાં ખોટાં હતાં?

તેના નિર્દોષ છોકરા, તેનો વીરધર્મ, તેની ભાવના, તેનો પ્રેમ—અત્યારે બધાનું આવી બન્યું હતું. છોકરાં ટળવળતાં હતાં; પતિ, જીવતા છે ને કેમ સાજો હશે કે દુઃખ પડ્યો હશે. તેની ભાવના, તેનો પ્રેમ, તેના બધા સ્વપ્નાં એક મૂર્ખ સૈનિકે અત્યારે ધૂળમાં

મેળવ્યાં હતાં. તેની આંખમાંથી આંસુની ધારા વહેવા માંડી.

શું બધું ખાવાનું ખુટી જશે? શું તે બધાં ભુખે મરી જશે? શું તેનો પતિ વારે નહીંજ ધાય? બધાંનો આ અંત? તેણે કપાળ કુટ્યું, ને કયાં સુધી રડી. મહાશ્વેતાના મુખ પર હાસ્ય છવાઇ રહ્યું હતું. નીચા વળી અદ્ધરથીજ તેણે ચુંબન કર્યું. તે ધ્રુજી ઉઠી. કૈં અકસ્માત્ બચાવે તોજ તે બચે નહીં તો—'નાથ! નાથ! તને જોવા પણ નહીં પામીશ," તેના હૈયામાંથી હાય ઉઠી.

અત્યારે કસોટીનો ખરો વખત હતો. અત્યારે નમતું કેમ અપાય? જો તે છોકરાંઓ લઇ એનાં પાસે જાય તો જરુર પોતે ને છોકરાં બચી જાય. તેનું નાક ગર્વથી ફુલી ઉઠ્યું. તેનાં લાડકવાયાં છોકરાં દુશ્મનને ત્યાં બાપડાં બીચારાં થઇ રહે? ને તે–કાકની પત્ની–સંરક્ષણ માટે યાચના કરે? તેની મોટી આંખો ગર્વથી દીપી રહી.

પોતે તો કદી પણ ગઢ નહીં છોડે. તેના હોઠ ગર્વમાં બીડાયા. આ ગઢ કાકની દુર્ધર્ષતાનો પ્રતિનિધિ હતો. એ જ્યાં સુધી ઉભો હતો ત્યાં સુધી કાક દુર્જય હતો. પોતે–કાકની દુર્જયતાની ધણી અત્યારે એનું શરણ છોડી ચાલી જાય? ના. કાકની નિષ્કલંક કીર્તિના અવતાર સમી તે, જીવતાં, આ ગઢમાંજ રહેશે.

પણ આ છોકરાંઓને તો અહીંઆંથી લઇ જવાંજ જોઇએ. આંબડ ગઢ છોડીને ભાગ્યેજ જશે. ભૃગુકચ્છમાં દેવો કે મણિભદ્ર છુપાઇ શકે એમ નહોતાં. તો શું આ બાલકોને ધાંધણુને ભરોંસે સોંપવાં? તેનુ કાળજું કંપી ઉઠ્યું. તેનાં લાડકવાયાં છોકરાં આ અસંસ્કારી ધાંધણુને શરણે?

તેણે અનેક વિચારો કર્યા, પણ આ શીવાય બીજો રસ્તો નહોતો. તેનું હૈયું ચીરાઇ જવા લાગ્યું. તેને ધ્રુસ્કાં પર ધ્રુસ્કાં આવ્યાં. આ સુકોમલ બાલકોને ત્યાગવાં પડશે? શું ફરી તેમનાં મીઠાં મનોહર મુખડાં તે નહીંજ જુવે? જવાબ મળે તે પહેલાં તે રડી પડી.

તે છાની રહી. તે તેના પતિની અર્ધાંગના હતી. તેની કીર્તિને માટે મરવું એ પોતાની ફરજ હતી. પણ આ બાલકોને શા માટે ન બચાવવાં?

"પતિદેવ! ભુલ થતી હોય તો માફ કરજો," તે રડી. "માફ માગવા હું ભાગ્યેજ રહેવાની છું."

છોકરાને તો મોકલી આપવાંજ જોઇએ એમ તેણે નિશ્ચય કર્યો. તેણે ક્યાં સુધી તેમની સામે જોયાં કર્યું. આટલા વર્ષો સુધી તેમના મુખમાં ન જોએલી રેખાઓ એકચિત્તે તેણે હૃદયમાં ઉતારી. "હું કેવી માતા છું? આ બાલુડાંને મારા ગર્વને માટે રખડતાં કરું છું. એમનું શું થશે?" ફરીથી તેની આંખમાંથી દડદડ આંસુ વહ્યાં. તેને પ્રશ્ન થયો: "હું કોની? મારા દુર્ગપાળની કે જન્મ આપ્યો તે છોકરાંની?" ક્યાં સુધી તે મુગી બેઠી. "જનેતા તમારું રક્ષણ નહીં કરે તો કોણ કરશે? ના–ના–ના. હું તમારી નથી, એની છું. એ વહાલા છે, તેથી તમે વહાલાં છો. તમારા વિના ચાલશે એના વિના નહીં ચાલે...મારા નાથે મને બંને સોંપ્યાં–તેની કીર્તિ ને તેનાં છોકરાં. છોકરાં જવા દેવાય? કીર્તિ! કીર્તિ! લોકો આજે યાદ કરશે ને કાલે વીસરશે–છોકરાં પણ આજે છે કાલે નથી. હાય! હાય!" તેણે આક્રંદ કર્યું. "હું મા નથી–ડાકણ છું."

"હું કમાવિત્ર છું? મને છોકરાં અદકાં લાગે છે કારણ કે હું મા છું. મને કીર્તિ

પ્યારી લાગે છે કારણ કે "હું અર્ધાંગના છું. એ—એ—એ. મા થાઉં કે અર્ધાંગના? કોના? મા!' તેણે ફરીથી રટી લીધું "કે તો રસ્તો સુઝાડો."

"મા—મા—મા—આ માટે આ થયું? મારા બાળપણથી મેં કાલ્પનિક પતિનાં સ્વપ્ન સેવ્યાં મારા મનથી હું જન્મી ત્યારથી મારા વીરની અર્ધાંગના છું. મારો વીર—મારો વીર આખરે આવ્યો, મને હરી ને પ્રાણથી પણ પ્રિય ગણી. આજ જીવનનું મહત્વ થયું મારાં સ્વપ્ન સિદ્ધ થયાં વીર આવ્યો! હું અર્ધાંગના થઈ. હું એની અર્ધાંગના છું—બીજું કશું થવા માગતી નથી બાપુ! વહાલાં! તમારી મા પત્ની—મારા વીરની અર્ધાંગના પહેલાં. હું—મંજરી—કાકની પત્ની—બીજું કંઈ નહીં." તેણે આંસુ લુછ્યાં. "મારા નાથ! આ ભવે ને ભવોભવ—બીજું કંઈ નહીં હા મારા નાથની વીરાંગના.' ને ઉભી થઈ ગઈ.

પૂર્વ દિશામાં ઉષાનો પ્રકાશ રાજપીપળાના ડુંગરો પર પ્રસરી રહ્યો હતો.



## પ્રકરણ ૪ થું

### માનું હૃદય

મંજરી ઉઠી, અને નાહી ધોઈને મંદિરમાં જઈ બેઠી. તેના અસ્વસ્થ ચિત્તને સ્વસ્થતાની ઘણી જરૂર હતી.

ત્યાં સુધી તેણે ઉમાપતિની આરાધના કરી, અને સ્તવનથી, પુષ્પથી, આજીજીથી મહાદેવની સહાય માગી. ધીમેધીમે તેના અંતરમાં શાંતિ વળવા લાગી રાતે જે ભય નિઃસીમ લાગતો હતો તે અત્યારે શાંત મંદિરમાં નજીવો લાગ્યો. જે થાય તે—તેણે તેનું, તેનાં છોકરાંનું, ને તેના પતિનું ભાવિ ભોળાનાથના હાથમાં મૂક્યું.

તે મંદિરની બહાર આવી ત્યારે આનક મહેતા તેની વાટ જોતા હતા તેનો ચહેરો નિસ્તેજ ને તેની આંખ ચિંતાગ્રસ્ત હતી.

"બા! મૂંઝાયું?" તેણે ખિન્ન અવાજે પૂછ્યું

"હા બાપુ! મેં તો જાણ્યું હું રાતે ઉઠી જોઈ આવી. આપણું નસીબ વાંકું લાગે છે."

"હવે શું કરીએ?" આનકે પૂછ્યું

"કંઈ ખાવાનું બન્યું છે?"

"મહામહેનતે ગગલી ને મણિભદ્રે પોષ માસને થોડા ઘણા દાળ ચોખા જુદા કાઢ્યા છે તેને મુકાવી નાખ્યા છે.'

'હા તેને મોકલશું તો ચાલશે,' શોકની પરમ પૂજારિણીએ હિંમતથી કહ્યું

"ચાલો જોઈ આવીએ"

તે બન્ને જણ ધીમેધીમે ને મ્લાન વદને રસોડામાં ગયાં ત્યાં આખી રાત મહેનત કરીને ગંગલીએ ચૂલો પેટાવીને સીધો નાખ્યું હતું. અને ઓટલા પર થોડાક દાળ ને ચોખા મુકાવી નાખ્યા હતા

"મણિભદ્ર!" આનકે કહ્યું, "આ રાંધ્યું છે?"

"હા બા" નીસાસો નાખી મણિભદ્ર રસોડામાંથી બહાર આવ્યો.

ગગલી બહાર છોકરાંને સારુ પાણી ગરમ કરવા ચૂલો સળગાવતી હતી તે આવી દૂર ઊભેલો દેવો બધાંને ભેગા મળેલા જોઈ આવી પહોંચ્યો બધાંના મોઢા પર નિરાશા હતી હવે શું થશે તેની ચિંતા બધાંના મોઢા પર, આંખમાં, અવાજમાં સ્પષ્ટ દેખાતી હતી જીવ સટોસટનો પ્રસંગ આવ્યો હતો એમ વગર બોલે બધાં સમજી ગયાં હતાં.

"બધાં એક વાર ખાય, તોપણ આ બે દહાડાથી વધારે ચાલે એમ નથી," મંજરીએ આખરે ગળું ખંખારી કહ્યું.

...ભયંકર શાંતિ પ્રસરી રહી. એ શાંતિની ગુંગળામણ દૂર કરવા મણિભદ્રે થોડી વારે નીસાસો નાંખી કહ્યું: "બહુ થાય તો ત્રણ દિવસ હર ભોળાનાથ!"

"નેરાને કેમ છે?" મંજરીએ પુછ્યું.

"પેલી છાપરીમાં નાખ્યો છે. એનો જીવ ઠેકાણે નથી," ધાંચણે જવાબ આપ્યો.

"હવે શું કરીશું?" આંબડ મહેતાએ પ્રશ્ન પુછ્યો. બધાંના મગજમાં એજ પ્રશ્ન હતો, પણ કોઇ પુછી શકયું નહોતું.

"ભાઇ! તમે મને ગામમાં જઇ સંતાવાની સલાહ આપો હતીને?" મંજરીએ પુછ્યું.

"હા." મંજરી જીદ છોડી બચી જાય એવી આશાએ આંબડનું હૃદય હરખાયું. મનુષ્ય હૃદય વિચિત્ર છે. તેજ પલે મંજરી જાણે કૈંક ગૌરવભ્રષ્ટ થઇ હોય એમ તેને લાગ્યું. "તમને——"

"ના," મંજરીએ વચ્ચમાં બોલતાં કહ્યું. "છોકરાંને આ ગંગલી ગામમાં જઇ સતાડે તો?"

"—ને તમે?" મણિભદ્રે કહ્યું.

"ભાઇ! મારી ચિંતા કરવી નકામી છે," મંજરીએ ગર્વથી કહ્યું. "હું તો અહીંઆંજ. તારા ભાઇના દુર્ગમાં." દેવાની આંખે અંધારાં આવ્યાં. નાના છોકરાની માફક તેણે હાથ વતી આંસું લુછયાં.

"આંબડ મહેતા! શું ધારો છો?"

"બા—બા!" આંબડના હૃદયમાં માનના તરંગો ઉછળી રહ્યા, "તમે માણસ છો કે દેવ તે મને સમજાતું નથી. નાહક શું કામ જીદ કરો છો? છોકરાંને વીખુટાં કરો છો, ને જીવ જોખમમાં નાખો છો."

"ભાઇ!" મૃદુતાથી મંજરીએ કહ્યું, "મેં આખી રાત વિચાર કર્યો છે. ગંગલી અહીંઆં આવી છે તે કોઇ જાણતું નથી. ને ધાંચીવાડામાં મારાં છોકરાં શોધવા કોઇ જવાનું નથી. એટલે બધાં નિર્ભય થઇ રહેશે. બાકીનાં આપણે કયાંઇ ઢાંકયાં રહીએ?" કહી તેણે ગર્વથી પોતાના તેજસ્વી દેહ તરફ નજર નાખી. "આપણે જઇશું તો ઉલટાં છોકરાં પણ પકડાઇ જશે."

"મારે તો જવુંજ નથી. જ્યાં સુધી પાટણની ધજા અહીંઆં ફરકે છે ત્યાં સુધી પાટણનો સત્તાધીશ હું—અહીંઆંથી ખસવાનો નથી."

"ત્યારે ભાઇ!" મંજરીએ ઊર્મિથી કાંપતા અવાજે કહ્યું, "તમારે તો પારકાનો ટેક જાળવવો છે. મારે તો મારો પોતાનો જાળવવાનો છે. હું કેમ જાઉં?"

"પણ ત્યારે થશે શું?" મણિભદ્રે પુછ્યું.

"શું થવાનું છે? થોડે દહાડે આંબડ મહેતા આ કુકુટધ્વજનું ધ્યાન કરતાં દેહ છોડશે—ને હું દરીઆથી આવતી હોડી—" મંજરીના ગળામાં અવાજ ગુંગળાઇ ગયો, તેણે ગળું ખંખાર્યું,—"હોડીની વાટ જોતી દેહ છોડીશ." મંજરીના ફીકકા મુખ પર દઢતા હતી. દુઃખમાં, ખેદમાં, નિર્બલતામાં પણ તે તેવીને તેવીજ લક્ષ્મી સમી તેજસ્વી હતી.

"બા, જ્યાં તમે ત્યાં હું હર ભોળાનાથ! હું તમારા પગની રજ માથે ચઢાવી મરી જઇશ," મણિભદ્રે ખોખરું હસતાં કહ્યું.

આંબડ મહેતાથી કૈં બોલાયું નહીં, તેની નજર આગળ આખી દુનીઆ તરવા લાગી.

"ગંગલી! તારાથી થશે કે?"

ગંગલી આ તેજસ્વી સ્ત્રી તરફ જોઈ રહી. તેનું અપકારી હૃદય માન ને સેવાના ભાવથી ઉભરાઈ રહ્યું.

"મા! જરા ગભરાશો નહીં. હું શ્રીકાબાઈને અને શ્રીકાંતબહેનને મારા જીવમાં જીવ છે ત્યાં સુધી સાચવીશ. પણ ગામમાં જવાશે કેમ?"

"થોડી વટાવવી અઘરું કામ છે," રેવાએ કહ્યું.

"ત્યારે કંઈ હરકત નહીં. રાતના ગામમાં જવું પણ સહેલી વાત છે," ગંગલીએ કહ્યું.

"ને એટલામાં દુશ્મન આવી પહોંચે તો તો 'કંઈ નહીં—' " અમર આશાને વ્યક્ત કરતાં મંજરીનું મો મલક્યું. "ગંગલી! પણ પેલા નેસડાનું શું!"

"મા જરા ફીકર કરશો નહીં," ગંગલીએ હસીને કહ્યું. "એને કંઈ થવાનું નથી ને થશે તો નાયક બધું બરોબર કરશે." મંજરી આ ભીલીની સેવાવૃત્તિ ને કઠોર હૃદય બેની તુલના કરી શકી નહીં.

"ચાલો, હું છોકરાને ઉઠાડું," કહી મંજરી ત્યાંથી ઊઠી. મુખે મોટે આનંદ તેની સાથે ચાલ્યો. "બાઈ!" થોડી વારે મંજરીએ મ્લાન વદને હસીને કહ્યું, "ચિંતા શું કામ કરો છો? રેવામાએ 'જે થાશે' હશે તે થશે"

"મા! પણ તમને કંઈ—"

"મને કંઈ થવાનું નથી. તમે 'બાળકો' મારે, હું મારા પતિ માટે મરતા સુધી આ મહેલમાં. જાઓ.' હવે નાઓ ધુઓ. આમ નિરાશ શું થઈ ગયાં છો?' કહી મંજરી તેના વાસમાં ગઈ.

આભિડ જોઈ રહ્યો. "શાં રૂપ ને ગુણ!" તેના મુખ પર ભક્તિભાવ છવાઈ રહ્યો. "ખરેખર રેવામાનો અવતાર છે," તેણે નર્મદા પર નજર નાખીને ત્યાંથી ચાલવા માંડ્યું.

મંજરી ઉપર ગઈ ને ઉંઘતા છોકરા તરફ થોડી વાર જોઈ રહી. તેના અંતરમાંથી વાત્સલ્યની સરિતા પુર જોસમાં વહી રહી હતી.

તે બે છોકરાં વચ્ચે સૂઈ ગઈ અને ધીમેથી બેના માથા વચ્ચે પોતાનું માથું સેરવ્યું, ને બન્ને પર એકેકો હાથ મુકયો. બન્ને છોકરાએ આંખો ઉઘાડી ને માનું મોઢું જોઈ હસી પડયા. મંજરીએ પડયા પડયા બંનેના માથાં બે હાથમાં લઈ છાતી સરસા ચાંપ્યા.

"ચાલો સૂઈ રહ્યા છો?" તેણે હસતા હસતા કહ્યું. તેનું હાસ્ય પ્રયત્નશીલ હતું, પણ તે છોકરાં પારખી શકયા નહીં. તેના આલિંગનમાં માતૃહૃદયની ઉછળતી ઊર્મિઓ હતી.

આજે આ છોકરાને છેલ્લી વાર ભેગા લેવાનું હતું. આજથી તે તો દયાહીન પરાયાને ઘરશે જવાનાં, ને માતાની ભાવભીની નજર તેમના પર કદી નહીં પડવાની. અંતરની વેદના અનુભવતી તે બેઠી થઈને બન્નેને ફરીથી ભેટી.

છોકરાને દાતણ કરાવી તે તેમને કુવા પર નાવા લઈ ગઈ. ગંગલીએ ગરમ પાણી કાઢી આપ્યું કરી ફરીથી તેણે તેમને જોયા, લોટયા, નવાડયા. નાહીધોઈ સ્વચ્છ ને તેજસ્વી થએલા છોકરાને તે અનિમેષ જોઈ રહી. ફરીથી તેમને નવાડવાનો લહાવો તેને નહીં મળવાનો એ વિચાર આવતાં તેનું અંતર ચીરાઈ ગયું. છોકરાં ન દેખે એમ માથું નીચું રાખી તેણે પોતાનાં આંસુ લુછ્યા ને તેમને ચુંબન કર્યું.

તેમને તે મહાદેવના મંદિરમાં લઇ ગઇ ને સ્તવનો ગવડાવ્યાં.

"મહાશ્વેતા દીકરા!" તેણે છોકરીને કહ્યું, "તારે ને ફીકાભાઇને આજે ગંગલી જોડે ગામમાં જવાનું છે."

"ને તમે?" મહાશ્વેતાએ દયામણું મોં મા તરફ ફેરવ્યું. વૌસરી પુરું સમજ્યો નહીં પણ આંખો ફાડી જિજ્ઞાસા બતાવી રહ્યો.

"હું અહીંઆં રહેવાની," મંજરીએ કહ્યું ને ગળામાં ડુમો આવ્યો હતો તે કેમે કરી દબાવ્યો, "ને તારા બાપા આવશે ત્યારે આવીશ હોં."

"બાપા કયારે આવશે?" વૌસરીએ કાલીકાલી બોલીમાં પુછ્યું. મંજરીએ તેને છાતીએ દાબ્યો.

"ભાઇ, કાલે આવશે," મંજરીએ તેના માથા પર હાથ ફેરવ્યો.

"ત્યારે અમે કાલે જઇએ તો?"

"ના બા! આજેજ જવાનું. તું તો ડાહી છે ને? એ તો લડાઇની વાત. ગંગલી તને સાચવીને રાખશે."

"આપણે ઘેર?—" વૌસરીએ પુછ્યું.

"ના. ગંગલીને ઘેર. એનું ઘર એવુ સરસ છે. ચાલો," મંજરી વધારે વખત સ્વાસ્થ્ય રાખી શકી નહીં. તેણે કેમે કર્યાં આંસુ રોકયાં ને છોકરાંને લઇ પોતાને વાસે આવી. મહાશ્વેતા માધુર્યનો અવતાર હતી. શું બોલવું તે તેને સુઝયું નહીં, પણ અશ્રુપાતે સુજેલી માની આંખો જોઇ તેનો નાનકડો જીવ ધવાયો. ચોટલો હોળાવતાં હોળાવતાં તેના મગજમાં કંઈ કંઈ વિચાર થયા.

"બા!" તેણે હીંમતથી ડોકું ઉચું કરી પુછ્યું, "બાપા નહીં આવે તો?—"

મંજરીનું મોં પડી ગયું. તેણે હોઠ કરડયા, "નહીં કેમ આવે?" તેણે હીંમત બતાવી. "જો બ્હેન! તું મોટી છે, ભાઇનું બધું કરજે હોં. ને એને દુઃખ નહીં દેતી."

"બા! હું નહીં જાઉં," વૌસરીએ કહ્યું.

"અરે કેં ગાંડો થયો? જો બા કહે તેમ કરવાનું ને?"

"નહીં, હું નહીં જાઉં," છોકરાએ કહ્યું.

મંજરીથી નહીં રહેવાયું. તેને ધ્રુસકું આવ્યુ.

"બા! તું કેમ રડે છે?" વૌસરીએ એકદમ પુછ્યું.

"જોની ભાઇ! તું નથી માનતો તેમાં," મંજરીથી રડી દેવાયું.

"બા! માનીશ—બા! માનીશ હું જઇશ," વૌસરીએ મંજરીની હડપચી પકડી તેનું ડોકું હલાવ્યું. તે હસતો હતો. એને મન જવાનું એટલે કંઈ ગમ્મત લાગી.—મા રીઝાય ને ગમ્મત મળે એ બે વાત તેને કંઈ છેક ખોટી લાગી નહીં.

"બહુ ડાહ્યો મારો ભાઇ! ચાલો, આપણે કોટ પર ફરવા જઇએ."

મંજરી છોકરાંને લઇ ફરવા ગઇ. તેણે છોકરાંને દોડાવ્યાં, ખેલાવ્યાં, હસાવ્યાં. દરેક પળે તેને લાગતું હતું કે આજે માતૃપદનો છેલ્લો દહાડો હતો. છોકરાં થાકયાં ને ને તેમને ઉતારે લઇ આવી.

મણિભદ્ર મામા છોકરાંને માટે ખાવાનું લઇ આવ્યા તે તેમણે ખાધું; ને કેમે કરી તેમને મંજરીએ ઉધાડયાં. બને છોકરાંના જીવ અસ્વસ્થ હતા તેથી તે થોડીથોડી વારે જાગતાં, ને ઉંઘમાં પણ નીસાસા મુકતાં.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૭૯]

કીંમત આંકી શકી છે.

બીજી રીતે જોતાં રા. નરસિંહરાવ માત્ર વિવેચક નથી. તેઓ વિવેચન કરતી વખતે પોતાનું કવિપદ દૂર ને અદૃષ્ટ રાખે છે છતાં અવારનવાર તેમની સર્જકશક્તિ ડોકીયાં કરતી દેખાય છે. એ ઉપરાંત તે માત્ર રસિકતાના ભક્ત નથી. તે વ્યાકરણ ને ભાષાશાસ્ત્રના અઠંગ અભ્યાસી છે, પિંગલના વેત્તા છે. સંસ્કૃત ને અંગ્રેજી સાહિત્યના શોખી છે. અને અંગ્રેજી વિવેચનકલાના સતત અભ્યાસથી ઉંચાં ધોરણો એમને સહેલાઇથી પ્રાપ્ત થઇ શકે છે. અને ગુજરાતી ભાષાનાં વ્યુત્પત્તિને વિકાસને અટપટે રસ્તે વાચકને ગમે ત્યાં લઇ જવાની અજબ શક્તિ તે ધરાવે છે.

એમના હાથમાં વિવેચન માત્ર વિવેચન નથી રહેતું પણ dissection—તંતુ એ તંતુ છુટા પાડવાની ક્રિયાનું સ્વરૂપ લેછે.

કઠોર વિજ્ઞાનશાસ્ત્રીની નિડર દયાહીનતાથી તે સાહિત્યની પરીક્ષા કરે છે. તેમનામાં નવલરામની ઉદારતા નથી; રમણભાઇની મીઠાશ નથી. ને સર્વગ્રાહી સિદ્ધાંતો વગર વિચારે આગળ ધરતા નથી. તે માત્ર ચમકથી અંજાતા નથી. તે વૈજ્ઞાનિક ચોકસાઇથી સહૃદયતા છોડી દઇ, પૃથક્કરણનું તીક્ષ્ણ શસ્ત્ર હાથમાં ધરી સાહિત્યની કૃતિને છુટી પાડે છે, અને તેનાં રૂપગુણને યોગ્ય ભાગમાં છતાં કરે છે.

એમની પૃથક્કરણશક્તિ કૃતિની નસેનસ છુટી પાડી શકે છે અને ઝીણામાં ઝીણા અંગની વ્યુત્પત્તિના, છંદના, ભાષાશાસ્ત્રના તેમજ સુરુચિના રચના ને શિષ્ટતાના સખતમાં સખત ધોરણની કીમત આંકે છે. એકે અંગ તેમની નજર બહાર કે શસ્ત્રપ્રહારની શક્તિની બહાર જતું નથી; ને એકેએક ધોરણ તેમનાં જ્ઞાન ને રસિકતાને સુલભ બને છે.

તે એકપક્ષી વકીલાત કરી શકતા નથી. કોઇક વખત તે એકપક્ષી થતા હોય એમ દેખાય છે, પણ ખરું જોતાં એમના સ્વમાનનો સવાલ જ્યાં ન હોય ત્યાં તો માત્ર તટસ્થ વૈજ્ઞાનિકજ હોય છે. 'જોડણી,'નો નિબંધ 'પ્રેમાનંદનાં નાટકો'ની ચર્ચા, આ પુસ્તકમાં પ્રગટ થએલી 'વિલાસિકા' અને 'વસંતોત્સવ'ની ચર્ચા વાંચનારને એમનું આ દૃષ્ટિબિંદુ જણાયા વિના નહીં રહે.

તે ઢાંકપીછોડો કરી શકતા નથી. એમની રસિકતા રસઘેલી નથી, પણ સત્યપ્રિય છે. સ્વદેશી ને પરદેશી સાહિત્યથી સમૃદ્ધ થએલી એ રસિકતા વાચકને સાહિત્યની કૃતિઓમાં થઇ લઇ જાય છે અને જ્યાં જ્યાં સરસતા જણાય ત્યાં ત્યાં તેને સ્પષ્ટ રીતે દેખાડે છે; પણ સરસતાની મોજ માણવા તે થોભતી નથી. તે તલ્લીન થવાની વૃત્તિને નિર્બલતા લેખી દબાવી દે છે અને આપણે એ વૃત્તિ જોઇ શકતા નથી. તે સદાએ સ્વસ્થ છે. જરા પણ ક્ષતિ દેખાતાં તે સખત રૂપ ધારણ કરી દૂષણને યોગ્ય સ્થાને બેસાડે છે. આ ગ્રંથમાં આવેલું ઉત્તરરામચરિતનું અવલોકન ભવભૂતિના નાટકની ખરી ખુબીઓનું ભાન કરાવે છે, તેમજ તેના તરજુમામાં રહેલાં દૂષણો છતાં કરે છે.

આ સ્વસ્થતા રા. નરસિંહરાવની રસિકતાની સ્થૂલતા કે ઉણપથી ઉદ્ભવતી નથી. પણ વૈજ્ઞાનિક તટસ્થતાના એમના આદર્શથી ઉદ્ભવે છે. 'અમલ ભાતારીપણું' પરનો લેખ એમની રસિકતાનો વિકાસ દેખાડે છે, 'દૂરની ગીતધ્વનિ' અને 'એક ચિત્ર જોઇ સુઝેલા વિચાર' નામના લેખો એમની રસિકતાની

સૂક્ષ્મતા દેખાડે છે 'નવલરામ' પરનો લેખ એમની રસિકતાનું સમતોલપણું બતાવે છે. અને આ પૂર્વ ને પશ્ચિમના સાહિત્યનો વિશ્વસી કવિતા અને રસિકતાનો ભક્ત, ભાષાશાસ્ત્રના અભ્યાસમાં કેળવાએલી ચકુર ને તીક્ષ્ણ દૃષ્ટિ અને વ્યુત્પત્તિના અભ્યાસમાં વીકસેલી સત્યશોધકની કઠોર વૃત્તિને લીધે પક્ષકારે રસેરો થઇ શક્યો નથી ને કરી શક્યો નથી. આ ગુણદોષના વિવેચનમાં જે ચોકસાઇ, મત ને ન્યાયબુદ્ધિ દેખાય છે તે કાવ્યોમાં રસિકતા નથી, પણ વૈજ્ઞાનિકના છે. સાહિત્ય વિજ્ઞાનનો આ અભ્યાસક ગુણદોષોના વિવેચનને એક કળાવિધાયક ને છાજે એવું વ્યક્તિત્વવાળું અને સરસ સ્વરૂપ આપે છે પણ રસિકતાના દોષમાં ભાનહીન કરી શકતા નથી 'કુસુમમાળા' 'હૃદયવીણા' ને 'સ્મરણ સંહિતા'ના કર્તાની વિવેચનમાં તટસ્થતા સાચવવાની અસાધારણ શક્તિ જોઇ ઘણી વખત નરસિંહરાવ સાચા આ કે તે એવો પ્રશંસાજન્ય સંશય ઉપજ્યા વિના રહેતો નથી.

વ્યક્તિઓ ઉપરના લેખોમાં પણ આજ વૈજ્ઞાનિકની નિર્દંભ સચોટતા દેખાય છે તે 'નાનાલાલ હેમચંદ'ના ગુણદોષનું પૃથક્કરણ કરે છે તેમ પોતાનું પણ કરી શકે છે. "માગમાં એવા પ્રસંગમાં અશિષ્ટ સમારંભની ખામી હોવાથી—" એ "કુમાર મનુષ્ય હૃદયના વિજ્ઞાનશાસ્ત્રીનો નિષ્પક્ષપાત બતાવે છે.

આ ક ખુશી રા નરસિંહરાવના વિવેચનો દરેક દૃષ્ટિબિંદુને તેના યોગ્ય પ્રમાણમાં ભાર આપી શકે છે. તેમાં અધીરાઇ કે અપૂર્ણતા દેખાતાં નથી. દરેક વિવેચન સાંગ સંપૂર્ણ ને સમતોલ છે. તેમાં તત્ત્વજ્ઞાનીનું સં આપ્ત છે, કવિની, કળાવિધાયકની લાક્ષણિક એકદેશીયતા નથી. આ વિવેચનકળાનો આરંભ વધારે ઔદાર્યથી પણ ઓછા જ્ઞાન ને શક્તિથી અને વૈજ્ઞાનિક દૃષ્ટિ વિના નવલરામે કરેલો. પણ એ કળાનો ખરો પરિપાક રા. નરસિંહરાવના વિવેચનોમાં દેખાય છે. વીક્ટોરીઅન યુગમાં ઇંગ્લાંડમાં પ્રચલિત વિવેચનકળાના ગુજરાતના અવતારને જર્મન શાસ્ત્રીય પદ્ધતિથી સંપૂર્ણ બનાવી રા. નરસિંહરાવ આ પ્રકારની વિવેચનકળાને ઉચ્ચ શ્રેણીએ અને ગુજરાતી સાહિત્યની દશા જોતાં થોડાં વર્ષો સુધી દુર્ગમ્ય એવી શ્રેણીએ ચઢાવે છે.

આ પ્રકારની કળા ઉગતા સાહિત્યના વિકાસ માટે ઘણી જ જરૂરની છે. ઉગતા સાહિત્યનું નિર્દંભ પૃથક્કરણ અને શિષ્ટ ધોરણોનું નિષ્પક્ષપાત પ્રતિપાદન એ સાહિત્ય-વિકાસને સ્થૈર્ય ને પ્રાણ સર્વમાં ઉપયોગી છે. રા નરસિંહરાવની ચાળીસ વર્ષ સુધી વિસ્તાર પામેલી વિવેચનપ્રવૃત્તિ કેટલે અંશે ઉપયોગી નીવડે છે તે તો ભવિષ્યના ઇતિહાસકારો નોંધી શકશે.

રા. નરસિંહરાવના લેખસંગ્રહનો આ માત્ર એક જ ગ્રંથ છે, અને જ્યાં સુધી બધા લેખો પ્રગટ ન થાય ત્યાં સુધી તેમની વિવેચન કળાના ધોરણોનું સમગ્ર અવલોકન થઇ શકે નહીં પણ આ પુસ્તક પરથી એમનું કંઇક દૃષ્ટિબિંદુ જોવાનો પ્રયત્ન થઇ શકે.

ગુણો, કાર્લાઈલ કે નીત્શે જેવા કવિ વિવેચકોની માફક એમની વિવેચનકળામાં મર્મજ્ઞતા ને પ્રેરણા નથી; સેંટ બવની માફક લેખકના વ્યક્તિત્વની રચના શોધી તેમાંનાં કયાં અંગો કૃતિમાં આવે છે તેનો નિર્ણય તે કરતા નથી. ટેઇનની માફક સાહિત્યની ઉત્પત્તિની દિશા નક્કી કરી તેમાં એ કૃતિનું શું સ્થાન છે

તે પણ નક્કી કરતા નથી; અને ફ્રાંસ જેવા અર્વાચીન વિવેચકની માફક માત્ર પોતાના પર પડેલી છાપનેજ સજીવરુપે બહાર પાડતા નથી. એમની કલા વિવેચનાત્મક છે–સર્જનાત્મક નથી; એ શિષ્ટ સાહિત્યનો ઉંડો અભ્યાસ કરી ધોરણો નક્કી કરે છે; અને છુટાં પાડેલાં અંગોને લગાડે છે. થોડાંક અવતરણોથી રા. નરસિંહરાવનાં લાક્ષણિક દૃષ્ટિબિંદુઓ સમજી શકાશે.

કરુણપરિણામક કૃતિ વીશે લખતાં તે કહે છેઃ–

બીજું વળી;–આ વાર્તા કરુણપરિણામક છે છતાં ખરા નાટકત્વની ખામીવાળાં કરુણવાર્તાનાટકોમાં જે દોષ હોય છે તે આમાં નથી. માત્ર અશ્રુપાતનું વર્ષણ કરાવવાના ઉદ્દેશથીજ–કોઇ પણ તત્વની સેવા ન બજાવતાં–દુઃખધારા વહેવડાવવી એવું કરનારા અનેક છે. પરંતુ વાર્તાનાટકાદિનો મુખ્ય ઉદ્દેશ આનંદ આપવાનોજ છે, અને તદંતર્ગત મહાન્ સાંસારિક અને આધ્યાત્મિક તત્ત્વોનું જ્ઞાન કરાવવાનો પણ મહાન્ ઉદ્દેશ નાટકકારો રાખે છે. દુઃખના વર્ણનમાંથી વાચકની પરિણામે વૃત્તિ આનંદપ્રધાન રહે ત્યારેજ વાર્તા અથવા નાટક યોગ્ય કહેવાય. બાકી જે પુસ્તક વાંચી વાચકનું હૃદય પણ અશ્રુપૂર્ણ થઇ દુઃખના બોજા નીચે દબાઇ જાય તે વાર્તા અથવા નાટક ગ્રંથ નહીં, પણ નિરર્થક વજ્રઘાત કરનાર સંસારના બનાવનો 'ફોટોગ્રાફ.' આ પરીક્ષાની કસોટીએ તપાસતાં આપણી પ્રસ્તુત વાર્તા ઉત્તમ ગ્રંથમાંજ આવશે. શોકજનક પરિણામથી વાચકનું હૃદય, શોકભારમાં દબાઈ ન જતાં, એક અપૂર્વ ભાવમાં મગ્ન થાયછે; કે શોક, કે આનંદ, કે ગંભીર વિચાર, ઇત્યાદિમાં હૃદય લીન થઇ જાય છે. અને પરિણામે ગંભીર આનંદનો ધ્વનિ ઉંડા હૃદયમાં વાગ્યા કરી "મનુષ્ય જીવનનું શાંત શોકનાદી ગાન"[૧] સંભળાય છે.

વળી વર્ણનનો ભાર લાદતી આપણી પ્રણાલિકા સામે તે લખે છેઃ

પરંતુ શબ્દોનાં, વર્ણનોનાં, વર્ણનનાં વર્ણન કરી પાનાં ભર્યાથી જે ના થાય તે માત્ર એકાદ બે ચતુર, વિચારગર્ભ, લેખનીસ્પર્શથી આ વાર્તાકાર કરી શક્યો છે. પાત્રોની પાત્રતા થોડાંકજ વચનોમાં ઉપજાવી કાઢીછે, અને તે પણ બહુ અંશે પાત્રોનાં પોતાનાંજ વચનોમાંથી. ગ્રંથકારનાં પોતાનાં લાંબાં લાંબાં વર્ણનોથી પાત્રતામાં, પાત્રના ભાવમાં, રંગ પુર્યા વિનાજ, આપણી આગળ જીવંત સ્ત્રીપુરુષોની સૃષ્ટિ ઉભી કરીછે. ઉપર વિવેચનક્રિયાથી ચર્ચેલી બધી ચરિત્રરેખાઓનું આલેખન વાર્તાકારે પોતે વિવેચકનું કામ વહોરી લઈને ન કરતાં, પાત્રનાં વચનકૃત્યાદિકમાંથીજ ઉદ્‌ભાવિત થવાનું રહેવા દઈ ઘણી ચતુરાઇ વાપરી છે.

અને તેજ પ્રમાણે જુસ્સાથી પ્રગટતી માત્ર સચોટતાને પણ રા. નરસિંહરાવ કવિત્વ નથી લેખતાઃ

કવિત્વને સંબંધે નવલરામનો આ પ્રસંગે મત કૈંક એકપક્ષીજ જણાય છે. "જુસ્સો, સાચો અંતઃકરણનો જુસ્સો, ઉભરાતો ઉછળતો જુસ્સો × × × સ્વયંપ્રકાશક સાચા દીલનો જુસ્સો, એ કવિતાનો અને તેમાં વિશેષ કરીને સંગીતકવિતાનો તો અવશ્ય આત્માજ છે.[૨]" એ એમનું સૂત્ર હતું.–આ સૂત્રમાં સત્ય રહેલુંછે; પરંતુ[૩] "રસ એટલે સાચો જુસ્સો"—એમ લક્ષણ કરવામાં અવ્યાપ્તિ દોષ આવે છે, તેમજ જુસ્સો હોય તો પછી ગમે તેવા ને ગમે તેટલા દોષ હોય તોપણ કવિત્વ–મનોહર કવિત્વ–અવશ્યેજ રહે છે, એ મતમાં પણ જરાક અત્યુક્તિ જણાયછે.

સજીવતા, અને આનંદની પ્રાપ્તિ એટલે સચોટતા અને સરસતા એ બંને કલાત્મક

---

૧ "The still sad music of humanity." Wordsworth

૨ નવલગ્રંથાવલી ભાગ–૨, પૃ. ૨૩૨.

૩ નવલગ્રંથાવલી, ભાગ–૨, પૃ. ૨૩૧.

અશક્તિ સર્વ ચિંતકોએ સ્વીકારીછે તેજ અશક્તિનું પ્રતિબિંબ આ છંદના બંધનની અશક્તિમાં પડેછે. ભાષાની અશક્તિ તો છેજ અને તેમાં વળી છંદજનિત અશક્તિ ઉમેરવી એ બેવડી ક્ષતિ છે એમ શંકા આણવી અયોગ્ય છે; કેમકે એ બંને અશક્તિઓ પૃથક્ પૃથક્ રહીને સુંદર કલાનિર્માણનું જ કારણ બનેછે તેથી એ બે એકઠી થવાથી એ કલાનિર્માણમાં ઉલટું વિશેષ સૌંદર્ય પુરાયછે. ભાષાની અશક્તિને જીતવાનો વૃથા પ્રયત્ન અથવા અતિ પ્રયત્ન કરીને છંદબંધનથી છુટેલી ગદ્યરચના અનેકવાર અરસિક બનેછે.

વધારે ઉતારાની અમને જરુર લાગતી નથી. પણ આટલેથી એ તો સ્પષ્ટજ થશે કે ઉંડો અભ્યાસ ને અમુક રસિકતાએ હીંદી ને યુરોપીય સાહિત્યના સતત સાહચર્યથી આ ધોરણો ઉપજાવ્યાં છે; અને સ્વસાહિત્યની શ્લાઘાને પરસાહિત્યના અજ્ઞાન પર વિવેચનો રચવાના શોખીનોને આ ધોરણો—સાહિત્યના ભીષ્મપિતામહની ચેતવણી તરીકે—મનનીય થઇ પડવાની.

આ ધોરણોમાં એકતા નથી. તેની પ.છળ એકતાનતા કે એક વ્યાપક ભાવના જણાતી નથી. છુટે છુટે સમયે જુદે જુદે ઠેકાણેથી લખાએલા આ લેખો છે તેથી પણ એમ માલુમ પડતું હોય અને જે વૈજ્ઞાનિક શક્તિ એ સને ૧૮૮૩ થી ૧૯૨૫ સુધીનું સાહિત્ય વાંચ્યુ છે ને અવલોક્યું છે તે શક્તિ એ બધા સમયના સમગ્ર વિકાસમાં રહેલાં અમરતત્ત્વો, તેનાં ગતિ અને દિશા અને આ બધાંના મનનથી ઉદ્ભવેલી વિવેચનભાવનાને પ્રગટ કરી ગુર્જર સાહિત્યને સમૃદ્ધ કરશે.

૨

## રા. નરસિંહરાવનું આપણા સાહિત્યકારોમાં સ્થાન

લેખકઃ

રા. શંકરપ્રસાદ છગનલાલ રાવળ,

સભ્ય, સાહિત્યસંસદ્.

આપણાં જીવન અને સાહિત્યના વિકાસને ક્યારનોએ પશ્ચિમનો પટ બેસી ગયો હતો. આપણા પ્રાચીન પદ્ય સાહિત્યની શૈલી ઉપર નવીન યુગે ક્યારનોએ પડદો નાંખી દીધો હતો. આપણા ગદ્યસાહિત્યને સમૃદ્ધ કરવા શૈલીઓના વિવિધ પ્રકારો ઘડાઇ રહ્યા હતા. સંક્ષોભ પામેલાં આપણાં હૃદય, બુદ્ધિ, સાહિત્ય, કલા અને સમાજ નવજીવનો ધારણ કરવા ઉત્સાહે ચઢી ગયાં હતાં. નર્મદ, દલપત અને નવલાદિ સાહિત્યકારો આપણા સાહિત્યના જુદાં જુદાં અંગોને પણ આપી રહ્યા હતા. સાહિત્યની ભૂમિને કેટલીક નિર્મલ સેરોએ રસાળ કરી મુકી હતી. એજ ભૂમિને નવીન રેલનાં ડોળાં જલોએ રેલી પણ નાંખી હતી. આપણા સાહિત્યનો આ નર્મદયુગ.

આ પછી ગોવર્ધનયુગ આરંભાય છે. આ યુગના પ્રતિષ્ઠિત સાહિત્યકારોમાં ગોવર્ધનભાઇ, મણિલાલ અને નરસિંહરાવભાઇનો અમે આ માસિકમાં અગાઉ એક સ્થલે ત્રિમૂર્તિ તરીકે ઉલ્લેખ કર્યો છે. ત્રણેએ આપણી સાહિત્યની સૃષ્ટિના વિકાસક્રમને આગળ ધપાવવા સાચા સાહિત્યકારને છાજતા ઔચિત્યથી સર્જન, રક્ષણ અને સંહારનું

ધ્રુવે મણિલાલનાં કાવ્યો ઉપર વિવેચન કરતાં આપણા આ બન્ને કવિવરોનાં કાવ્યવિષયક યથાર્થ દૃષ્ટિબિંદુઓને સ્પષ્ટ કર્યાં છે. એ કહે છેઃ "મણિલાલના તત્ત્વજ્ઞાનમાં બાહ્યસૃષ્ટિ કરતાં આંતર અનુભવ ઉપર વિશેષ ઝોક હતો એ સુવિદિત છે, અને એ તત્ત્વજ્ઞાનની છાપ એમના કવિત્વ ઉપર અને સહૃદયતા ઉપર પણ પડેલી જણાય છે. કવિઓના બે પ્રકાર હોય છે. કેટલાકને બાહ્યસૃષ્ટિમાં રમવાનું અને એમાંથી બોધ પ્રાપ્ત કરવાનું પ્રિય લાગે છે, અને કેટલાકને મનુજહૃદયના ભાવમાં વિશેષ અર્થ પ્રતીત થાય છે. મણિલાલ આ બીજા પ્રકારના કવિ હતા."*

સ્વર્ગસ્થ તનસુખરામભાઇએ "નવીન કાવ્યની લઘુ પરીક્ષા" મા ક્ષેમેંદ્રની ઔચિત્ય ચર્ચાની દૃષ્ટિએ આ કવિતામાં દોષ જોયા છે. એ પણ ઉપર્યુક્ત એકજ–પૂર્વની–દૃષ્ટિએ જોવાનું પરિણામ છે. સ્વર્ગસ્થ રણછોડરામે આ કવિતામાં દેશભક્તિની ન્યૂનતા બતાવી છે. પણ સ્વદેશના શબ્દબ્રહ્મની સેવામાં એ વિવેચકે દેશભક્તિની ન્યૂનતા કેમ અને ક્યાંથી જોઇ નાંખી એનું સમાધાન અમારાથી થઇ શકતું નથી. આ પછી રા. હારાલાલ શ્રોફ પુછે છેઃ "ચંદ્ર" ને સ્ત્રીરૂપ માની સેન "ગોળ કુમારિકા" રુપે વર્ણવવાની પ્રથા આ દેશમાં નથી તેથી એવી રચનાવાળી કવિતાઓને "મીઆંમહાદેવના અપૂર્વ યોગવાળી અને વક્રપ્રતિકૃતિરુપ" કહેવામાં આવે તો શું ખોટું?" આપણા આચારવિચારો કે પ્રથાને નામે પશ્ચિમની કવિતાના+ આ પ્રતિબિંબને દુષ્ટ કહેવાનું જોખમ ખેડવા જેવું નથી. અંતઃ પ્રેરણા પામનાર કવિજનનેજ આ અને આવા પ્રશ્નોના પ્રત્યુત્તર દેવાનું સોંપવું વધુ સહીસલામત છે. આમજ અને આવીજ પ્રેરણા લાવો એમ કહી કવિના શિક્ષાગુરુ થવામાં અનૌચિત્ય સ્પષ્ટ છે. અને અહીં નરસિંહરાવભાઇ તો ભાષાંતરકાર છે.

આ નવીન કવિતામાં જુદી જુદી દૃષ્ટિઓએ આમ ગુણદોષ જોયા છે. પણ જે નવજીવન ધારણ કરવા આપણે આતુર છીએ તેમાં સાહાય્ય કરવા આ નવીન કવિતા વિશેષ ઉપકારક થઇ શકે એવી છે. એમાં ઉદ્ધારક શક્તિ છે. મનુજહૃદયનો એમાં આંતર પ્રેમ છે. બાહ્ય પ્રકૃતિનું સૌંદર્ય એમાં પ્રતિબિંબિત છે. જુની કવિતાના વેદાંતની શુષ્કતાઓ એમાંથી ગરી પડી છે. વૃથા વિરાગનો નિર્વીર્ય કરતો ઉપદેશ એમાંથી ઉડવા માંડયો છે. દેહલાલસાનાં જોડકણાં એને નિઃસત્ત્વ કરી એના ઉપરછલ્લા ભોગીઓને શકિતહીન નથી કરતાં. શાક્તોના રૌદ્રરસની ભયંકરતા છાંડી એણે શાંતિનું બલ આપવા માંડયુ છે. સંહારશકિતઓનાં પરિણામરુપ શત્રુત્વને વીસરાવી એણે પ્રેમ આપવા માંડયો છે. બાહ્યભકિતના આડંબરો છંડાવી નિર્મલ નિર્ગુણ માનસ ભકિત એણે શીખવવા માંડી છે. સ્નેહ અને સંપનાં સૂત્રો એણે આપ્યાં છે. જ્ઞાનનાં, ક્ષાત્રોદ્રેકનાં, પ્રેમશૌર્યનાં, સાહસનાં, પરાક્રમનાં, અને કર્મપૂજનનાં નવીન સ્તોત્રો એણે ગાવા માંડયાં છે. નવીન કવિતા આમ નવજીવનની સંદેશવાહિની છે અને રા. નરસિંહરાવે એનો મંગલ આરંભ આપણા પૂર્વપશ્ચિમના પ્રયાગઘાટે આપણને ગાઇ સંભળાવ્યો છે.

* આચાર્ય ધ્રુવના ''સુદર્શન 'ના આદ્યદ્રષ્ટા અને પ્રવર્તક રા. રા. મણિલાલ નભુભાઇ' એ લેખમાંથી.
† શાલોપયોગી નવલગ્રંથાવલિ ભાગ બીજાની પ્રસ્તાવના.

## ભાષાશાસ્ત્રી તરીકે

પોતાના કવિજીવન સાથે સાથેજ નરસિંહરાવભાઈએ ૧૮૮૭ માં જોડણીનો નિબંધ લખવાનું શરૂ કર્યું. નર્મદ કવિએ આપણી ભાષાના આ અરાજકતાભર્યા પ્રશ્નને પહેલ વહેલો છેડ્યો. તે પછી નવલરામભાઈએ. ત્યાર પછીના અત્યાર સુધીના લાંબા ગાળામાં આપણા સાહિત્યકારોમાંથી આ [illegible] કરી રહેલા પ્રશ્ન પરત્વે નરસિંહરાવભાઈ જેટલો અન્ય કોઈએ સંગીન અને સતત પ્રયાસ કર્યો જણાતો નથી. વ્યુત્પત્તિ અને ઉચ્ચારાનુસાર જોડણીના એમના મતાગ્રહ પાસે હજી પણ એ આયુધો ઉતરાવે એમ દીસતું નથી. કારણ કે એને એમને એમની પ્રિય ભાષા અને એના ઐતિહાસિક વિકાસને અવિશુદ્ધ નિર્વિઘ્ન રાખી એના સાહિત્યને ખીલવવું છે. આ અતીવ ચર્ચાગ્રસ્ત અને આજ લગીની સુધી કેટલાકને નીરસ કરી મૂકનાર પ્રશ્ને એમને આપણા ઘણાએક લેખકો સાથે દ્વંદ્વયુદ્ધમાં ઉતાર્યા છે. આપણી ભાષાના બંધારણના સંરક્ષક વીરોએ વર્ષોથી ઝુઝી રહેલા આ યોદ્ધાની એકલવીરતાની કીર્તિવેલડીને જેટલી મુશ્કેલીથી તોડવાની છે તેટલીજ મુશ્કેલીથી એને દૃઢ કરી સંરક્ષવાની છે. વ્યવહારિકતા અને સરળતાના માર્ગને એમણે આમ વિકટ કરી મૂક્યો છે. એમના ભાષાશાસ્ત્ર પરના નિબંધો આ વિષયમાં એમના પ્રથમ સ્થાનને લાંબા કાળ સુધી સાચવી રાખશે.

## મનોમુકુર

મનોમુકુર ગ્રંથ પહેલાની માફક નરસિંહરાવ આપણી આગળ વિવેચક તરીકે આવે છે. એમના ગદ્યલેખોના સુરેખ દર્શન આ મુકુર આપણને કરાવે છે. લગભગ ૫૭૫ પૃષ્ઠોનું આ પુસ્તક છે. નરસિંહરાવભાઈ આવાં બીજાં બે વધુ પુસ્તકો આપણને અર્પવાની ઇચ્છા જણાવે છે. ગુજરાતના સાહિત્યરસિકો આનંદપૂર્વક આપણા આ વિવેચકની સુંદર કૃતિઓના સંગ્રહનું સ્વાગત કર્યા વગર રહેશે નહીં. બીજા બે ગ્રંથોની પણ એ આતુરતાથી વાટ જોશે.

કહેવાય છે કે ગુજરાતી સાહિત્યમાં નવલરામભાઈની ગાદી ખાલી પડી રહી છે. અમે આ કથનની સત્યતા સમજી શકતા નથી. નવલરામના વિવેચનો પછી જુદા જુદા દૃષ્ટિકોણના છતાં સતત ચાલુ રહેલા મણિલાલ કે રમણભાઈના કે આ પુસ્તકમાં હાલ મુદ્રિત થયેલાં વિવેચનોની અવગણના કરવાની સહૃદયતા આ કથનોમાં કયી રીતે પ્રકટ થાય છે એ જરાક જોઈ લઈએ.

આપણા પ્રાચીન કાવ્યસાહિત્યમાંના વિવેચન સંબંધે રમણભાઈએ એક લેખમાં * દર્શાવ્યા છે. એ સાહિત્યના કવિઓ અને તેમની કૃતિઓની છાપ નર્મદે એના આગમઅધ્યયનોમાં નર્મગદ્યમાં રજુ કરી. દલપતરામ એમાં 'બુદ્ધિપ્રકાશ'દ્વારા સામા પડ્યા. તરતજ આ પછી એ ક્રમને નાકે એમનું વિવેચન મંદિર રચવા માંડ્યું 'ગુજરાત શાળા પત્ર'ના (ઈ. સ. ૧૮૭૦ થી ૧૮૮૮) સં ૧૯૨૬ થી ૧૯૪૪ સુધીના પુસ્તકો એ નવલરામભાઈનાથી રચાયેલું આપણું વિવેચનસાહિત્ય.

નવલરામભાઈની વિવેચકશક્તિઓની સમર્થતા વિશે મતભેદ નથી પડ્યા. છતાં ત્યાર પછીના જે જે વિવેચકોએ એ કાર્યને આગળ વધેલું રાખ્યું તેમનામાં રહેલી આપણા અને પશ્ચિમના વિસ્તૃત સાહિત્યસંસ્કારોની અને સાધનોની વિપુલતાની કોઈનાથી ના કહેવાશે

* સાતમી સાહિત્ય પરિષદ, ભાવનગર

નહીં. ગોવર્ધનયુગના આ ત્રણે વિવેચકોને પૂર્વ પશ્ચિમની સાહિત્યસંપત્તિ વિશેષ સુજ્ઞાત થઇ: નવલરામે વિવેચનનાં ધોરણ રજુ કર્યાં, ધોરણની કસોટી ઉપર રમણભાઇએ નવલરામના પ્રવાહપટને વીસ્તાર્યો. શિષ્ટ અથવા આદર્શ ધોરણ એ આમ નવલરામની, રમણભાઇની અને નરસિંહરાવભાઇની વિવેચનશૈલીનો પ્રકાર બની રહ્યું.

આપણા વિવેચનસાહિત્યને હજી વિશેષ વિકાસ અને શૈલીપ્રકારો અપેક્ષિત છે. વિશિષ્ટ દષ્ટિબિંદુ, ઐતિહાસિક દષ્ટિબિંદુ. શિષ્ટ અથવા આદર્શ દષ્ટિબિંદુ અને અંગત દષ્ટિબિંદુઓથી આપણા શૈલીપ્રકારોને હજી વિશેષ ખીલવાનું છે. મણિલાલે અંગત દષ્ટિબિંદુથી લેખક અને તેની કૃતિની છાપ આલેખી આપણા આ સાહિત્યને ખીલવ્યું છે. નરસિંહરાવે આપણી સાહિત્યકૃતિઓની એજ પ્રકારની શિષ્ટકૃતિના ધોરણે તુલના કરી છે. કૈંક વિશેષ પણ કર્યું છે—એમની વિવેચનની ચોકસાઇને વિજ્ઞાનની દષ્ટિથી વધારે સ્પષ્ટ અને સચોટ બનાવી છે. કૃતિનું અંગેઅંગ લઇ એને માટે પૂર્ણતાથી કહેવા જેટલું એ કહી નાંખી કૈં બાકી રાખતા નથી.

મનોમુકુરમાં ઉપલા દષ્ટિબિંદુએ નરસિંહરાવભાઇનાં વિવેચનો–ગ્રંથાવલોકન, રસકલા તત્ત્વાન્વેષણ અને જીવનદર્શન એમના પેટાભેદો સહિત–રસિક વાચક ઉત્કૃષ્ટ અને સરસ સાહિત્યવાચનથી થતા આનંદમિશ્રિત રસથી પોતાની મેળે અનુભવી લેશે. આપણા આ વિવેચકની સાહિત્યકૃતિઓની બુદ્ધિથી પ્રકાશી રહેલી રસિકતાની મનોહર મૂર્તિઓને અખંડ રસપ્રવાહમાં ખેંચતો અને નીહાળતો એ રસનિમગ્ન થઇ રહેશે.

આપણને નરસિંહરાવભાઇએ આપેલું આ નિબિડ વિવેચનસાહિત્ય સંવત ૧૯૩૯-૪૦ થી ૧૯૬૯–૭૦ ના ત્રીશ વર્ષના આપણી સાહિત્યવાડી ઉપર પ્રતાપવંતો પ્રકાશ નાંખી રહે છે. એ પ્રકાશદ્વાર નરસિંહરાવભાઇની ઓજસ્ભરી, સમૃદ્ધિવતી અને પ્રતાપવતી શૈલીમાં આપણી આ યુગોની વિવિધરંગી કૃતિઓ એમના ગુણદોષોના–કદીક સૂક્ષ્મ છતાં કદીક સમભાવી પરંતુ ઇચ્છીએ તેવા–સ્નેહસ્પર્શો કે પ્રહારોથી કસોટાતી આપણે જોઇએ છીએ. નરસિંહરાવભાઇનો આ શૈલી રજુ કરતો પ્રદેશ તમને સંકુચિત જરાએ નહીંજ લાગે. તમારું પ્રાચીનતમ ગુજરાતી સાહિત્ય કે ગઇ કાલ સુધીનું તમારું નવીનમાં નવીન સાહિત્ય તમને ત્યાં દર્શન દેશેજ. કવિ તરીકે જેવા એ બ્રહ્માંડવિહારી છે તેવાજ બુદ્ધિવ્યાપારોમાં પણ વિદગ્ધ વિહરતા એ સંસ્કૃતના સાહિત્યસ્વામીઓ સંગે, જુદી જુદી ભાષા ભગિનીઓના સાહિત્યકારોની સંગે કે પશ્ચિમના રસમીમાંસકોની સંગે અખંડ જ્ઞાનરસ લુંટતાજ હશે, ઉંચી પ્રતિની સાહિત્યપ્રતિમા ઘડી આપવાનું એમનું ધર્મ્ય અભિમાન તમને જ્યાં ત્યાં નજરે પડશે. ઔચિત્યપુરઃસર સ્થાન હશે તો એમની લાક્ષણિક સ્વભાવવૃત્તિ અનુસાર એ ઉપહાસના ફટકા લગાવ્યા વગર નહીં રહે. જગન્નાથ પંડિતજી જેવાનાએ કાન પકડાવશે. દેરાસરીનેએ સુધારશે. એકેએક સાક્ષર સાથે સકારણ યુદ્ધરંગ જમાવશે. કોઇને 'મૈનાક' ભજાવશે. 'વસંત'માં કોઇ 'સત્યદર્શી'ને ક્રોધાવિષ્ટ કરી મુકી નમતું નહીંજ આપશે. એમની સાચી સ્પષ્ટતાએ ને સાચું કહી દેવાની સ્પષ્ટતાએ 'શુવર'ના કાંટા વેર્યા છે. અન્ય કવિવરોને દુર્વાસાઓ બનાવી 'વિવેચકો' બનાવ્યા છે.

નારાયણના બંગાળી 'સન્યાસી'ના ભાષાં-

તરનું કે મણિલાલના સંસ્કૃત ઉત્તરરામચરિતના ભાષાંતરનું વિવેચન કરતાં એમની કલમમાંથી આંખો મીંચીને ઉપાડી લાવવાની ખૂંદ કીમતનું કે બીજાનાં અતિરેકમાં પાત્રતાને આદર્શરૂપ કરનારાં ગંભીર સ્વપ્નોનું સ્પષ્ટ ગંભીર અને વાસ્તવિક ચિત્ર રજુ કરતાં 'દયાના સાગર' તરીકે ઓળખાયેલા સંબોધાયેલા એ કવિમાં ક્યાંએ દેખાતી નથી. 'વિચારસિંગ'કાર કવિને એમની અપૂર્વતાઓ માટે સપ્રેમ માન આપી એમના દુષિત શબ્દપ્રયોગો કે વ્યાકરણદોષોને એ ક્ષમા આપતા નથી. એમના નામધારી નવલકથા કે મરાઠીઓનાં સત્ય સ્વરૂપોને એ જાહેર પ્રકાશમાં ખુલ્લાં નિર્દયતાથી લોકવિરોધ કરાવ્યા વગર રહેતા નથી. 'ગુજરાતી કવિતા અને સંગીત' કે વસંતોત્સવ ઉપર ચર્ચા કરી 'પ્રેમભક્તિ'ની શુદ્ધ કાવ્યભક્તિને વધાવી, પુષ્પ એનાં છંદોભંગના સ્વચ્છંદની રેતીના —ચાંદ અને સુસજ્જિત કરનાર વિજેતાના એક પછી એક ગોઠવેલી પતાકાઓના બાહુબળથી—કરી બતાવે છે. પ્રેમભક્તિની હારે અમને આમાં હજી અનુસાર રાખ્યા છે રસ અને કલાના તત્ત્વાન્વેષણનો એકેએક લેખ આપણા સાહિત્યની સૌંદર્યમંદ ... છે. નવીનો માટે એ ગરિષ્ઠ પણ જરૂરી રસાયણ છે.

'નારાયણ હેમચંદ્ર' અને 'નવલરામ' એ બે લેખો પણ વાચકને જુદો જુદો રસ આપશે. નારાયણની વિલક્ષણતાઓ અને એનું 'હારખાનું' નરસિંહરાવભાઈના વિવેચનદ્વારા અમરતા ભોગવશે. 'નવલરામ' પર વિવેચન વાંચી જેટલા લોક નવલરામ જાણ્યા છે તેટલા એમના પોતાના સહોદરો નથી જાણતા. નરસિંહરાવભાઈ આ રેખાચિત્રોના વિષયોની છાપ આપવા કરતાં એમને વધારે ઝળકે છે. એના એકમેકને એ જુદાં જુદાં કરી તાવે છે

ધર્મ અને તત્ત્વદર્શનના લખાણમાં નરસિંહરાવભાઈની દૃષ્ટિ કવિની દૃષ્ટિ છે એ જ દૃષ્ટિએ એ એમનાં કાવ્યચિત્રો આલેખે છે. કલાને પણ એ કવિદૃષ્ટિએ જ જુએ છે.

હાસ્યરસ અને કટાક્ષલેખમાં એમના સર્જનસાહિત્યનો સમાવેશ થાય છે આ સાહિત્યનો એમનો ફાળો અમને બહુ અસર નથી કરી શકતો નરસિંહરાવભાઈ વાર્તાકાર નથી એ તો સાહિત્યરસિક પંડિત છે 'એક અમૂલ્ય ગ્રંથની શોધ'માં એમણે આપણા અનેક સાક્ષરોને કટાક્ષથી વીંધ્યા છે પણ આપણું ગુજરાત આવા હાસ્યરસ કે યથાર્થ કટાક્ષો સમજવા જેટલું હજી નથી થયું.

ભાષા અને વ્યાકરણના સંગીન લેખો તો નરસિંહરાવભાઈના જેટલા રોજના પરિચિત તેટલા જ નિત્ય વિષયો છે એ ક્ષેત્રના એમના અપૂર્વ પ્રયાસો એમના સહચારીઓના પ્રયાસો સાથે એકત્રિત થશે ત્યારે આ અને કાવ્ય સંગીત જેવા અરાજકતા ભોગવતા આપણા સાહિત્યપ્રદેશો શાંતિની સાથે સહચાર માણશે. ત્યારે આપણા સાહિત્યની વેણુના રસિક સૂરો વિસંવાદી મટી સુસંવાદી થશે અંગેઅંગે વિકાસ પામી ત્યારે આપણું સાહિત્ય અભિવૃદ્ધ થશે અને આમ થશે ત્યારેએ સ્મરણમુકુર કે 'મનોમુકુર'ના આ વૃદ્ધ કર્તાનો પ્રખર સાહિત્યમાં કવિ તરીકે, વિવેચક તરીકે કે ભાષાશાસ્ત્રી તરીકે,—આપણા એક સબળ અને સમર્થ સાહિત્યકાર તરીકે—એનું અપૂર્વ અને અમર સ્થાન રોકી રહ્યો હશે. અને ત્યારેએ આ 'મુકુરો' આજના જેવાં જ સ્વચ્છ આપણા અનુગામી સાહિત્યકારોને દેખાશે.

કંઈ વાતો કહેવાવેછે તે ઉપરનાં હેમનાં ગંભીર વચનો તે વખતે ઉચ્ચારેલાં મ્હારા શ્રવણમાં મધુર ભણકાર પ્રગટ કરેછે.

આ પછી જ્યહારે જ્યહારે આણંદશંકરની સાથે અવિયોજ્ય યુગ્મરૂપે મ્હારે ઘેર ઉત્તમલાલ આવતા, ત્યહારે ત્યહારે હમે બધા વાતોમાં મશગૂલ હોઇયે, તે વખતે આણંદશંકર હેમના વિલક્ષણ શરમાળ સ્વભાવને લીધે બાળકોને બહુ બોલાવતા નહિ ત્હેનો વિરોધી નહિ પણ ઝીણી રીતે પ્રતિપક્ષ પ્રગટ કરતો પડછો ઉત્તમલાલ સુભગ રીતે પ્રગટ કરતા: બાલક પ્રેમલ જોડે છાની છાની ઇશારતોથી, સ્મિતની લહરી વડે, સંજ્ઞાવાર્તાલાપ ઉત્તમલાલ ચલાવ્યે જતા અને હમારી વાતોમાં ભાગ લેતા ના લેતા,—એ ચિત્ર સ્મરણમુકુરમાં સ્થાયિરૂપે છપઈ ગયેલું આજ પુનઃ પ્રત્યક્ષ કરુંછું.



સ્વ. ઉત્તમલાલ-(પ્રૌઢવયમાં).

ઉત્તમલાલે પ્રેમાનન્દનાં નાટકો વિશે મ્હેં જગવેલી ચર્ચાને સંબન્ધે એકવાર "ગુજરાતી" પત્રમાં ચર્ચાપત્ર પ્રસિદ્ધ કર્યું હતું. એ નાટકોના કર્તૃત્વ વિશે નિર્ણય કરતા પ્હેલાં અમુક અમુક હકીકતો એ નાટકોના પ્રસિદ્ધ કરનારાએ તરફથી રજૂ થવાની આવશ્યકતા દર્શાવતાં ઉત્તમલાલે લખેલું કે—"મુદ્રણમાં મોકલેલી 'કોપી' અને પ્રુફ સુદ્ધાંત બની શકે તેમ હોય તો રજૂ થવાં જોઇયે." મ્હારા પક્ષને પુષ્ટિ આપનારા હેતુથી એ ચર્ચાપત્ર લખાયલું હતાં હેમાં મ્હારા મત તરફ સહાનુભૂતિનાં ચિહ્નો પણ મ્હેં જોઇતાં દીઠાં હતાં. તેવા હેના ઉત્તરરૂપે 'વસન્ત'માં મ્હેં ચર્ચાપત્ર મોકલેલું ત્હેમાં પ્રુફની માગણી વિશે મ્હેં ઉત્તમલાલનો ઉપહાસ કરી લખેલું કે "પ્રુફમાંથી કર્તૃત્વનું પ્રમાણ શું મળવાનું હતું? પ્રેમાનન્દે તો પ્રુફ સુધાર્યાં નહિં જ હોય ને?". આ વાતને બહુ વખત વીતી. ગયા પછી એક વાર સાંકળકુંજમાં ઉત્તમલાલના નિવાસસ્થાનમાં આણંદશંકર, ઉત્તમલાલ, હું અને જાણવામાં બીજો એકાદ મિત્ર રહવારે વાતો કરતા બેઠા હતા. વાતે વાતે મ્હેં કહ્યું: "મ્હને પોતાની મેળે હજામત કરતાં આવડેછે, પણ બીજાની હજામત કરવાની હિમ્મત ના ચાલે." એટલે સામે હસીને ઉત્તમલાલ બોલ્યા: "માત્ર ચર્ચાપત્રમાં બીજાની હજામત સારી કરી શકોછો!"—આ વિનોદ, મર્મભરેલો, સ્નેહયુક્ત કટાક્ષ હતો. હેમને ઉત્તરરૂપે લખેલું મ્હારું ચર્ચાપત્ર મનમાં રાખીને આટલું જ એ બોલ્યા, તેથી મ્હને તે ઉપર ખેદ લાગ્યું.

હમે બેઠા,—હું અને આણંદશંકર, અને ઉત્તમલાલ પગલું ભરવા જાય પણ ચલાય નહિ, એ ઠીંચણમાંથી ડગમગી ગયા અને બેઠા જતે, પડી જતે, હેમને હમે પકડી લીધા. આ વખતનો દેખાવ ખરેખર દયાજનક હતો.

અનેક ઉચ્ચાવચ માર્ગમાં થઈ ને પાછા ઉત્તમલાલ લગભગ પૂર્વવત્ સાજાસમા થઈ ગયા. અને આણંદશંકર બનારસમાં ઈ. સ. ૧૯૨૨ ના ડીસેમ્બરમાં ભયંકર માંદગીમાં સપડાયા તે વખતે હું અને મ્હારી પત્ની તાર આવવાથી વાંદરેથી નીકળીને બનારસ ગયાં તે વખતે વિપત્તિમાં સાચા મિત્ર ઉત્તમલાલ પોતાની પ્રકૃતિ પાછી લથડી હતી ત્યાં—હમારાથી પ્હેલા જ હાજર થઈ ગયા હતા. પાછલી રાત્રે આગગાડીમાંથી ઊતરીને હમે આણંદશંકરની મોટરગાડીમાં હિન્દુ યુનિવર્સિટીના આણંદશંકરના મકાનમાં પ્હોંચ્યા ત્યારે પ્હરોઢ થઈ ગયું હતું. ઉત્તમલાલે મ્હારા માથા ઉપરની 'બાલાકલવા' ટોપી જોઈ. ટાઢમાં રક્ષણ માટે આ ઉત્તમ સાધન જોઈ ઉત્તમલાલ કહે: "નનુભાઈ! આ ક્યહાંથી લાવ્યા? મ્હારે પણ હેવી એક ટોપી રાખવી છે."— ઉત્તમલાલે હેવી ટોપી પ્હેરી હોત તો પણ રોગના ઊંડા વ્યાધિ સ્હામે યુદ્ધ અશક્ય હતું.

ઉત્તમલાલે તે વખતે ધોળા વંટાનો સ્વીકાર કર્યો હતો જે લોકોએ હેમના એ ઉત્તર જીવનમાં ફોટોગ્રાફ મૂર્તિ જોયેલી, તે લોકોએ હેમની પૂર્વજીવનના વખતની અમદાવાદી પાઘડીવાળી સ્વરૂપશોભા દીઠેલી જ નહિં. આણંદશંકર માથાના પ્રમાણમાં મ્હોટી પાઘડી પ્હેરે છે હેવી નહિં, પણ માથા કરતાં માત્ર દેખાવપૂર ન્હાની પાઘડી પ્હેરેલી, બુદ્ધિશક્તિની તીક્ષ્ણતાવાળી દૃષ્ટિ નાંખતાં નયનો વડે આકર્ષણ કરનારી, હેમની છબી હજી જ તરેહની હતી. હેના પડછામાં ધોળો ફેંટો ઝાંખ પામતો હતો, લાંબી માંદગીએ મુખરેખાઓ ઉપર પ્રસાર સ્થાપ્યો હતો,—છતાં હેમનાં નયનોમાંથી બુદ્ધિશક્તિનું તેજ લુપ્ત થયું નહોતું.

ઉત્તમલાલે અસાધ્ય માંદગીની ચઢતી પડતી દશામાં અનેક ઉપાયો કર્યા: દાકતરોની વિવિધરૂપ દવાઓ, આયુર્વેદનાં સફળ નિષ્ફળ ઓસડિયાં, ઇત્યાદિ અનેક ફાંફાં માર્યાં. એ સર્વની વચમાં અનેકવાર ઉત્તમલાલ મ્હને કહેતા: "નનુભાઈ! ત્હમને શાથી મટ્યું? હવે તો જરૂર મ્હારે ત્હમારી હોમિયોપથી અજમાવવી છે."—હુ જાણતો હતો કે 'ચાલો, આ નાટકગૃહમાં ક્હેવો ખેલ થાય છે તે જોઈએ,' હેવા ભાવથી 'અજમાવવાની' વસ્તુ હોમિયોપથી નથી;—હું પોતે આજથી નવ વર્ષ ઉપરના સમય સુધી હોમિયોપથીને હસી કાઢતો હતો, humbug કહેતો હતો; તે જાતે અનુભવ અને અનેક લાભ મળવાથી એ પદ્ધતિનો ભક્ત થયો છું. છતાં હેમાં અર્ધભક્તિથી પ્રવેશ કરનારને હું કશું કરી સકું એમ નથી. છતાં ઉત્તમલાલને નિરાશ ના કરવાના હેતુથી હું હા એ હા કર્યે જતો હતો. કદી એ 'અજમાયશ'નો પ્રસંગ આવ્યો જ નહિં.

ઉત્તમલાલના વિનયશોભિત સૌજન્યના મ્હેં અનેક અનુભવ કર્યા છે. કિયા કિયા મુકુરમાં પ્રગટાવું? ટીળકની 'ભગવદ્‌ગીતા'નું ભાષાન્તર (મરાઠીમાંથી ગુજરાતીમાં) ઉત્તમલાલે કર્યું છે તે હેમની નિપુણતાનો ઉત્તમ નમૂનો છે; નિઃસંશય. પણ મ્હારી પાસે તો હેમણે આપેલી પ્રત હેમના સૂક્ષ્મ વિનય અને સદ્‌ભાવના નમૂના તરીકે જ રહેશે. ભેટ માટે એ પુસ્તક કોને કોને આપવાં હેની નામની યાદી ટીળક મહારાજને ઉત્તમલાલે મોકલી અને તે પોતાની તરફથી નહિં પણ ટીળક તરફથી જ ભેટ છે—એમ દર્શાવનારા શબ્દો લખ્યા. વિનય અને સૌજન્યની સૂક્ષ્મતા આ

ન્હાના મરખા કુળમાં જોવાની શક્તિ ઉત્તમ
લાલના સ્વભાવના પરિચયથી જ હું પામ્યો.

મ્હારા પરિચયમાં ઉત્તમલાલ આવવાની
સાથે જ મ્હારું હૃદય હેમની તરફ ધાયું
આકર્ષાયું ? હેમનું અસાધારણ સૌજન્ય. તે
બાળથી જ વૈદિક વર્ગમાં જન્મ લીધો, છતાં
વૈદિકોના અનિષ્ટ સંસ્કાર, લક્ષણ, દૂષણ, ઉત્તમ
લાલના લક્ષણદેહમાં પ્રવેશ જ પામ્યા નહોતા;
એ બ્રાહ્મણ છતાં ગૃહસ્થ હતા એમ નાગરોની
ગર્વદર્શિની વાણીમાં બોલું ? ગર્વ માટે નહિ,
પણ ઉત્તમલાલના સૌજન્યને સમગ્ર પ્રકાશમાં
દીપાવવા માટે એ વાણી હું વાપરીશ—ગર્વનો
આરોપ સમગ્રરૂપે મ્હારી જાતને પણ અને
હેમના એ સૌજન્યનું મૂળ, હેમના ગર્ભ
ગૃહસ્થપણામાં હતું. ઉત્તમલાલના પિતા મ્હારા
જ્યેષ્ઠ બન્ધુદ્વારા હમારા કુટુમ્બના પરિચયમાં
આવેલા તેથી હું જાણું છું કે કેશવલાલ પણ
ખરેખર 'ગૃહસ્થ' એટલે 'સુજન' હતા.

ઉત્તમલાલની છેલ્લી—ઠેઠ છેલ્લી—માંદગી-
ને વખતે હું હેમને મળવાને ગયો. મોરારજીની
વાડીના હેમના જૂના નિવાસસ્થાનમાં,
આરામખુરસી ઉપર સૂતેલા ઉત્તમલાલ
નિસ્તેજ જેવા દીઠા. ધીમે ધીમે વાતોમાં હેમને
રસ પાડીને મ્હેં કાંઈક ગમ્મતની વાત કહી.
ઉત્તમલાલના અંતઃકરણમાં પ્રફુલ્લતા પેઠી
અને એ ઉત્સાહભેર હસ્યા. હેમના પત્ની કહે,
"આજ ઘણે કેટલે દહાડે હસ્યા!" ઉત્તમલાલ
"અનુકૂળ—હૃદયને ગોઠતું—વાતાવરણ ઉત્પન્ન
થવાની સાથે એ થાય જ."

ઉત્તમલાલના મધુર પ્રેમનું દર્શન શા
સાદશ્યથી હું અંકિત કરું ? કવિ શ્રીશીને
ચકોર પક્ષીના અલૌકિક ગાનનું અમૃત થતાં
રહી ઉપમા આપવી તે અશક્યવત્ લાગવાની
સાથે ઉપરાઉપરી પ્રાગ્ભાવ સૌન્દર્યસ્વરૂપો અમર
વાણીમાં કવિત્વશક્તિથી એ કવિએ રચ્યાં છે
ત્હેવી શક્તિ હું તે કહાંથી લાવું ? માત્ર
એક ચિત્રદર્શન સૂચવું: એક વાર ગોપાળ-
દાસ ખડકીવાળાની દુકાન સ્હામે વિક્ટોરિયા
ગાડી કાંઈક કારણ સર હમે ઊભી રખાવી
હતી, આણંદશંકર ઊતરીને કહિંક ગયા હતા—
જાણવામાં મોહનલાલ પાર્વતીશંકર દવેના
નિવાસસ્થાનમાં મળવાને ગયા હતા. ઉત્તમ
લાલ અને હું ગાડીમાં હતા. ઉત્તમલાલે એક
અસાધારણ માધુર્યવાળું સોરઠ રાગમાં ગુંજન
કર્યું —સંગીત હેમને પ્રિય હતું, પરંતુ ગાન-
પ્રયોગ એ કરતા હશે તે હું આટલો પરિચય
છતાં જાણતો નહોતો, વિનય, સંકોચ,
ઇત્યાદિ ગુણોએ હેમને વારી રાખેલા. હેમનું
એ મધુર ગુંજન આકર્ષક હતું એ ગુંજન
માં હું આજ હેમના મધુર, શાન્ત, અણુ
ધમતા છતાં સાચા, પ્રેમભાવનું જ સ્વરૂપ
દેખું છું. એ ગુંજનનું માધુર્ય અને એ પ્રેમભાવનું
માધુર્ય નિર્જન વનમાં ખીલેલા કુસુમના સૌરભ-
ની પેઠે જગતને જાણ્યું નથી અને જાણશે પણ નહિ

મ્હારો પુત્ર નલિનકાન્ત, અવસાન સમય-
ની માંદગીમાં પીડાતો હતો, તે વખતે
આણંદશંકર અને ઉત્તમલાલે વાંરે
વારંવાર આવીને ન્હાનાં મ્હોટાં બન્ધુ-
કૃત્યો કરેલાં, દુઃખપાત થતા શાન્ત
આશ્વાસનો, મૂક આશ્વાસનો, આપેલાં,
તે કદી વીસરાશે નહિ —એ બન્ધુવત્ મિત્ર
હવે મ્હારા એ પ્રિય પુત્રની સાથે અખંડ
જ્યોતિમાં વિહાર કરે છે! આ આશ્વાસન શું
ઓછું છે!—એ આકર્ષક જ્યોતિમાં હું
ક્યારે પ્રવિષ્ટ થઈશ?—આ જીવનમાં વિશુદ્ધ
પ્રેમસાધના વડે સંપૂર્ણ અધિકાર પ્રાપ્ત
કરીશ ત્યારે. ૐ




## પ્રથમ ગુજરાતી સ્ત્રી ડાકટર

**આ** વર્ષે કુમારી જયાગૌરી તુલજારામ ખાંડવાળા એમ. બી. બી. એસ.ની પરીક્ષા પસાર કરી, ગુજરાતી પહેલા સ્ત્રી ડાકટર તરીકે બહાર પડ્યાં છે. એકજ વર્ષમાં પહેલાં ગુજરાતી સ્ત્રી બેરીસ્ટર, અને પહેલાં ગુજરાતી સ્ત્રી ડાકટર એ યોગ ગુજરાતની પ્રગતિમાં નોંધવા જેવો છે. કુ. જયાગૌરી કેળવાએલા કુટુંબનાં, સુશીલ અને બાહોશ છે. અને તે એમના નવા પ્રાપ્ત કરેલા ધંધાને શોભાવશે એવી અમને ખાત્રી છે. અમે એમને અભિનંદન આપીએ છીએ.


કુમારી જયાગૌરી ખાંડવાળા,
એમ. બી. બી. એસ.

---

## નોંધ

ગુજરાતના ગયા અંકમાં પ્રતની અદલબદલથી અને છાપખાનાના માણસોની ગફલતીથી એક 'ફોર્મ' ઘણુંજ અશુદ્ધ છપાયું હતું. તે માટે અમે વાચકની ક્ષમા ચાહીએ છીએ.

પુષ્પા

હવે ઉત્તર દઉં વળી? નવી જાળમાં ફસાઇ જાઉં. [એમ કહી વીણા વગાડે છે.]

"મારા કેસર ભીના કંથ હો
સિધાવોજી રણવાટ.
નાથ ચઢો રણ ઘોડલે રે,
હું ઘેર રહી ગુંથીશ:
બખ્તર વજ્રની સાંકળી હો!
ભર રણમાં પાડવીશ:
મારા કેસર ભીના કંથ હો!
સંગ લીયો સો સાજ સજુ હું, માથે ધરું રણમોડ:
દ્રગ ને માંડવ ખેલવાં, મારે રણલીલાના કોડ:
મારા કેસર ભીના કંથ હો!
ાવતાં ઝાલીશ બાણને હો, ઢાલે વાળીશ ઘાવ:
લ ફુટે મારા ઉરમાં, રાજ! ઝીલીશ દુશ્મન દાવ:
મારા કેસર ભીના કંથ હો!
ક વાટ રણવાસની રે, બીજી સિંહાસન વાટ:
ત્રીજી વાટ શોણિતની સરિતે, હો! શૂરના સ્નાનનો ઘાટ:
મારા કેસર ભીના કંથ હો!
જય કલગીએ વધાવજો, પ્રીતમ, ભીંજશું ફાગે ચીર:
નહી તો વીરને આશ્રમ મળશું હો સુરગંગાને તીર:
મારા કેસર ભીના કંથ હો!

પુષ્પાનું ગાન પ્રારંભમાં મૃદુ, કોમળ બરાબર સંભળાતું નથી; પણ ગીતનો રસ ગાનારને પ્રગમે છે તેમ તેમ આવેશ થાય છે, અને ગાન સજીવ. સતેજ, ઉત્સાહક થાય છે. આખરની કડી ગાતાં પુષ્પા જાણે ત્યાં બેઠેલી તમામ મંડળીને વીસરી ગઇ હોય તેમ ગીતરસમાં તરબોળ બની ગાય છે, અને તેથી એની આંખમાં એવું તીક્ષ્ણ તેજ ઝરે છે કે જોનાર, સાંભળનાર એનાં કુટુંબીજનો છતાં વિસ્મય ચકિત થઇ જાય છે. રજપુતાણીની સજની-દેવી જેવી લાગે છે.

મધુરી

[ગાયન ખલાસ થતાં-હર્ષની ઊર્મિમાં] વાહરે, મારી પુરી! [તેને લાડ કરે છે.] છાનીમાની બેઠી હોય ત્યારે તો જાણે બરફની પુતળી! તેમાં આવા રણલીલાના કોડ ધરતાં ક્યારે શીખી? બોલ જોઉં? લુચ્ચી!

માયાવતી

એ તો કવિની ખુબી છે. એમાં પુષ્પાનો ગુણદોષ બીલકુલ નથી.

મોહન

કવિની ગમે તેવી કૃતિ હોય, પણ ગાનાર અગુણજ્ઞ હોય તો તેનું ખુન સહજ થઇ જાય. કર્ત્તાના ભાવ ગાનારના હૃદયમાં ઉતરી ગીત-ગાનાર એક તાન ન થાય ત્યાંસુધી આવો રસ ન આવે.

નરોત્તમ

[એને પણ પુષ્પાની આ ખુબી પ્રથમજ દેખાઇ હોય તેમ] કવિના ભાવને ન્યાય અન્યાય તો ગાનાર કરી શકે; પણ સદાએ જે હૃદયમાં કોઇ ભાવને સ્થાનજ ન હોય તો ગાનાર ક્ષણિક ડોળ કરી ભાવ ધારી કે બતાવી શકે કે?

મોહન

એટલો ધંધાદારી ગવૈયા અને સ્વેચ્છાએ ગાનાર-પ્રોફેશનલ અને અમેચ્યોર-વચ્ચે ફેર. ગાવાનોજ જેને ધંધો હોય તે તો એક પલમાં ગમે તે ભાવ ગીતમાં બતાવી શકે.

નરોત્તમ

ત્યારે તો પુષ્પા બહેન તમને આ વીર-રસનું પાન કરવાની ક્યારનીએ ટેવ પડી હોવી જોઇએ!

પુષ્પા

[શરમાએલી] જુઓ, ટીકા કરવાની આપણી શરત નહોતી.

મધુરી

[સૌ સાંભળે તેમ ગણગણે છે.]

"બહુરૂપ ભલે ઉજ્વી હું દીપ સમ શરીરી ઘની.
નિન્દ્રાળુનની ઝમકીથી દૂર થઇ શકતી નથી."

નરોત્તમ

[મોહનને] હવે આર્ડિનીગના કે શેક્સપીયરના અમને નકલી કનારા નથી જોઇતા.

નરોત્તમ

અમે તો બધાં એમજ સમજ્યાં હતાં કે આપ કે આપનીજ નવીન કૃતિ સંભળાવશો.

મોહન

[અચકાતો] એક રીતે–માનો તો–આ મારી કૃતિ પણ કહેવાય.

નરોત્તમ

[તેનો પીછો છોડનાર નથી] અને છતાં મુળ તો રુબાય્યત એટલેજ મને લાગે છે કે કવિઓના જગતમાં ચોરી જેવી ચીજ નહીં હોય, નીતિસૂત્ર કોઇ લાગુ પડતુંજ નહીં હોય.

મોહન

પણ આમાં મેં ચોરી શી કરી? [અકળાયો છે એટલે વળી પોતાને ભજવવાનો ભાગ વીસરી જાય છે.] વિચાર વિશ્વમાં કૈં ખાનગી મતા જેવું છેજ નહીં, કે ચોરી કરવાનો દોષ આવી બાબતમાં દઇ શકાય.

નરોત્તમ

કૉપી રાઇટ–ગ્રંથસ્વામિત્વ–નો કાયદો લાગુ પડે ત્યાં એ બચાવ નહીં ચાલે.

મોહન

ગ્રંથસ્વામિત્વ સામે કૈં ગુનોહ કર્યો નથી. તેમ વિચારની ચોરી પણ નથી કરી. હું તો માનું છું કે મનુષ્ય ઇતિહાસનું મનન કરીએ તો એવો એક પણ વિચાર નહીં હોય, એક પણ કૃતિ નહીં હોય કે જે સર્વાંશે નવીન–બ્રહ્માએ ઉપજાવેલી પુતળી સમ–નૂતન–હોય. એકજ સમયે એકજ ગ્રહની શોધ ભિન્ન ભિન્ન દેશમાં વસતા અસંબદ્ધ બે ખગોળવેત્તાએ કરી હતી તે નથી સાંભળ્યું? તેજીજ રીતે કાવ્યકૃતિમાં એકજ વિષય પર લખતાં સરખા વિચાર, સરખી શબ્દરચના, સરખા સિદ્ધાંત ઉપજે એમાં અસંભાવ્ય શું? અને ચોરી ક્યાં? મને તો નિશ્ચય લાગે છે કે નૂતનતાનો વ્યર્થ મોહ પમાડી આપણે આપણા કાવ્યાદર્શ, કાવ્યકૃતિને નિરર્થક અંધકૂપમાં દાટી રાખીએ તેના કરતાં તો આંતરરાષ્ટ્રીય વિચાર સમાગમે, સાહિત્ય મુકાબલે, દરેક પ્રજાનું તત્ત્વ, તેજ, જ્ઞાન, ચારિત્ર્ય અને સાહિત્ય પણ વધે તો ખોટું શું? [વિષયનું શૂર ચઢવાથી ઝબાનમાં એવી ઝમક આવે છે કે નરોત્તમ શીવાય સાંભળનાર સૌ દંગ થઇ જાય છે.]

મધુરી

હાશ. હવે મને કળ વળી! કવિરાજ! હું આપનો સાનંદ આભાર માનું છું, કે આપ વિશ્વવિખ્યાત વિજેતા મહાત્માએ આ અલૌકિક, અધ્યાત્મિક નીતિસૂત્ર સુઝાડ્યું, અને પ્રશંસ્યું.

નરોત્તમ

[આ અંતની એણે વકી નહોતી રાખી.] એમ કે? ત્યારે કવિકુળમાં તો અનીતિ તેજ નીતિ છે!

મોહન

અનીતિ તેજ નીતિ?

નરોત્તમ

[ઉઠી ઉભો થાય છે. ગુસ્સામાં બેધ્યાનપણે બોલે છે.] હાસ્તો! બીચારા મૃત મહાત્માઓને નામનું અર્ધ્ય પણ આપ્યા વિના, તેઓ તેમના અપૂર્વ ખજાનાનો બચાવ કરવા અસમર્થ છે એમ ખાત્રી કરી, એ ખજાનો પોતાનો કરી લે તે અનીતિનીજ નીતિ નહીં તો બીજું શું? મને આગળ શંકા હતી, હવે ખાતરી થઇ કે કવિ સૌ ચોર શિરોમણિ!

પુષ્પા

[ગુસ્સામાં] નરોત્તમભાઇ, આ શું બોલો છો? કેવું અપમાન!

નરોત્તમ ક્રોધમાં હાથમાંનું પેપર પછાડી ચાલ્યો જાય છે.

દ્વિતીયાંક સમાપ્ત.

[આ રસિક નાટકનો વધુ ભાગ આવતા અંકમાં]

હતા. ઉપર નિર્મલ આકાશમાં તારાઓની ફુલવાડી પર્યરાઇ રહી હતી. શીકારો ભરવેગે જતો હતો. પવનની ઝીણી લહરી આવતી અને જતી. અમે ત્યાં પહોંચ્યાં ત્યારે બોટોના મેળાથી પાણી હલમલી રહ્યાં હતાં. મહેલની સામે ઝાડ પર અને ચોકઠાં ગોઠવી રોશની કરવામાં આવી હતી. વચ્ચે દારુખાનું છોડવાની બોટો ઉભી કરી હતી. દસ વાગે દારુખાનું શરુ થવાનું હતું. હાલતાં પાણીમાં અસંખ્ય શીકારા ડોલતા. માછીઓ અને નાવીકોના અવાજથી વાતાવરણ ભરાઇ ગયું હતું. કોઇ બહારગામના હીંદુ નજરે પડતા નહી. માત્ર યુરોપીઅનો અને અહીંના દેશીઓજ હતા. ગુજરાતીમાં તો હું એકલીજ હોઇશ.

દસ વાગ્યા પછી દારુખાનું છુટવા માંડ્યું. રંગબેરંગી પ્રકાશ દારુખાનામાંથી નીકળતો. તેનાથી ઘડીભર પાણી પણ સળગતું હોય એવું લાગતું. જળમાં પડતું રંગનું પ્રતિબિંબ વધારે શોભાથી ખીલી ઉઠતું. હવાઇઓ, ગુબ્બારા વગેરે ખુબ છુટ્યાં.

શોભા કોની વધારે હતી? મનુષ્યકૃત રોશનીની કે આકાશમાં ઝગમગતા દીપકોની?

કોણ જાણે કેમ મને આ બધામાં બહુ રસ નથી આવતો.

આવની વખતે ચંદ્રમા તરતનોજ દેખાતો હતો. એનો ઝાંખો ઉજાસ જલમાં પડતો. સૃષ્ટિની સમાધિમાં મનુષ્યના પ્રયત્નો ભંગ પાડવા યત્ન કરતા તોએ એ તો અચલજ હતી. બરફની ટોચોની શ્વેત હાર શશીની શાંત સુધામાં નહાતી હોય તેમ આછીઆછી ચમકતી હતી. રાત્રિએ પોતાના શોડીયામાં જગતને વીંટ્યું હતું. ઇંદુ કલંકનું પાપ ધોવા જળમાં ઉંડો ઉંડો ઉતરતો હતો અને અનેક રુપે ક્રીડા કરતો હતો.

બોટમાં આવ્યાં ત્યારે પોણાબાર થયા હતા.

તા. ૭–૬–૨૦.

બે દિવસથી ઘણો ખરો વખત સામાન જોવામાં જાય છે. સાંજે ફરી આવી. સુવર્ણ રંગી સંધ્યા આજે ભભકતી હતી. રાતે શીકારામાં ફરવા નીકળી. જેલમનો પ્રવાહ અંધકારમાં સ્થિર લાગતો. તારાઓ ઉંડા જળમાં લપાઇ ગયા હતા. નિર્મલા વ્યોમમાં એક રુપેરી દોરો લટકતો. અંધકારે પોતાના સોડીયામાં સૃષ્ટિને વીંટી દીધી હતી. જાદુગરની માયાજાળ સમાં વૃક્ષોના આછાઆછા આકાર જણાતા. શાંતિદેવી સદેહે પધારી હતી. માત્ર દૂર ગામડામાં ગાનારીઓનો અવાજજ તેને ગણકારતો ન હતો.

તા. ૮–૬–૨૦.

સાંજે ને સવારે ફરવા ગઇ હતી × × × વરસાદ આવતાં ખુબ નડયો. ભૂમિદેવીને નમસ્કાર કર્યા.

અહીંની માટી વરસાદમાં બહુજ ચીકણી છે. રસ્તામાંએ પગ ઠરતો નહોતો.

ગમે તેવી સુંદરતાથીએ રોજના સહવાસથી ટેવાઇ જવાય છે. એને જોવા માટે ખાસ વિચાર બંધ કરવા પડતા નથી.

તા. ૯–૬–૨૦.

× × × સાંજે પોણાચાર પછી હું ફરવ નીકળી. પ્રમાણમાં લાંબે ફરી આવી. આવતી વખતે બદામોના વનમાં થઇને આવ્યાં બે દિવસથી સંધ્યાસમયે રુપેરી કીનારી થાય છે. પશ્ચિમાકાશમાં રુપેરી પાલવવાળુ ઘેરાએલું શ્યામ આકાશ રુપેરી પાલવના કાળા અંબર જેવું લાગે છે. પણ પ્રકૃતિની છાયા

ઘેરીઘેરી જણાય છે. અને સૃષ્ટિસુંદરી કે ગંભીર ચિંતન કરતી હોય એમ લાગે છે

રસ્તામાં ચાલતાં સુંદરતા શું એ ઉપર એક લેખ વાંચેલો તે ઉપર વિચાર આવ્યો સુંદરતાને બે પ્રકારે વર્ણવેલી છે સુંદરતા એ એક પ્રકારનું બળ છે. તે ભાવનાઓને જગાડે છે, વાસનાનો ઉદ્ભવ કરે છે, વર્તનને નમ્ર બનાવે છે. એમાં નૈતિક ભાવના સમાએલી છે કેટલાક એને વસ્તુગત તુલના માને છે, અને એનો હેતુ માત્ર આનંદ આપવાનો છે એમ કહે છે પણ એ સિદ્ધાંત ભૂલ ભરેલોજ નહીં પણ ભયંકર પણ છે બીજો પક્ષ એમ કહે છે કે સુંદરતા જગતના બીજા વ્યવહારની સાથે સહકારમાં હોવી જોઇએ અને જે ઉપયોગી છે તેજ સુંદર હોઇ શકે દાખલા તરીકે, એક માંદલું મનુષ્ય કદી સુંદર લાગતું નથી પણ ખીલેલા અવયવવાળું અને તંદુરસ્ત માણસજ સુંદર લાગે છે ગ્રીકોના સુંદરતાના નમુના જેવા પુતળાંમાં શારીરિક વિકાસ પુરેપુરો દેખાડવામાં આવતો ગમે તેવું સુંદર બાંધકામ નિયમ વિના ગમે તેમ ગોઠવેલું હશે, સુંદર સ્તંભો અને કમાનોને મકાનના ટેકાને બદલે ગમે તેમ મુકેલા હશે તો એમાં ગમે તેટલી મહેનત હશે તોએ એ સુંદર નહીં ગણાય એટલે ઉપયોગિતા પરજ સુંદરતાનો આધાર રહેલો છે જે ઉપયોગી ન હોય તે સુંદર પણ ન હોઇ શકે

આ સિદ્ધાંતમાં કંઇ સત્ય છે પણ પુરેપુરૂં નથી ઉપયોગી હોય એવી ઘણીએ વસ્તુઓ બેડોળ પણ હોઇ શકે અમે તેવા તંદુરસ્ત માણસનું ચપટું નાક કોઇને ગમતું ખરૂં? સુંદરતામાં આકારની પણ જરૂર નથી? બીજી રીતે ફુલોમાં ઉપયોગી તત્ત્વ શું છે? ભલે એનામાં સુગંધ છે પણ એના વિના જગત્ ચલી શકે. માત્ર સુંદરતાને ખાતરજ સુંદરતાને આપણે નથી આદર દેતા? ફુલોએ માનવીની સુંદરતા જોવાની ને શોધવાની આકાંક્ષા તૃપ્ત કરે છે માટેજ પ્રિય લાગે છે.

ઉપયોગિતામાં સુંદરતા છે એ સત્ય છે. સ્વચ્છતામાંએ સુંદરતા રહેલી છે એ પણ સત્ય છે પણ એ બધાં માત્ર અર્ધસત્યો છે. ઢાલની એકજ બાજુ છે. સુંદરતાને ખાતર પણ સુંદરતા હોઇ શકે અને એનું મુળ માનવીના આનંદ પામવાના અને તૃપ્તિ શોધવાના સ્વભાવમાં નથી ત્યારે શામાં છે?

પણ માણસે સંતુષ્ટ શા માટે થવું જોઇએ? અને સુંદરતા શોધવાના કોડ અધુરા રહે એમાં શી હાનિ હશે? તૃપ્ત થવામાં ખરું સુખ નથી પણ તૃપ્તિને શોધવામાં છે. તૃપ્ત થયા પછી તૃપ્તિની ભાવનાજ રહેતી નથી. અને તૃપ્ત થવાય તો પછી જીવવાનું પ્રયોજન પણ શું હોઇ શકે?

સુંદરતા માત્ર આકારમાંજ નથી તેમ ઉપયોગિતામાંએ નથી એકલી સ્વચ્છતામાંએ સુંદરતા નથી. પણ એ બધાના સંયોગમાં અને એને પ્રેરનાર ભાવનામાં છે

મનુષ્યજાતિ જેમ જેમ ઉત્ક્રાંત થતી જાય છે તેમ તેમ એની સુંદરતા શોધવાની વૃત્તિ પણ વધે છે વૃત્તિઓએ ઘણી વખતે વાસના કે આકાંક્ષાનુંજ સ્વરૂપ નથી હોતી? અને મનુષ્યજાતિમાં જો વાસનાઓ વધતી હોય, પછી ભલે તે સુંદરતા માટેજ હોય તોએ તે ચડે છે કે પડે છે? સુંદરતા એ નયનની તૃપ્તિ હશે કે હૃદયની? નયનો તૃપ્ત થયા સાંભળ્યા નથી, અને જો એ નયનની તૃપ્તિ હોય તો એ ક્ષણનીજ તૃપ્તિ છે પણ જો એ હૃદયની હોય તો? હૃદયની પરીક્ષાશક્તિ તો હજી મારામાં નથી

સુંદરતા એ જીવનમાં આવશ્યક હશે!

તા. ૧૦–૬–૨૦.

આજે સવારથી વાદળાં ઓછાં થયાં હતાં. આજે હું શીકારો ચલાવીને ગઇ.

બપોરનાં શેતુર વીણવા ગયાં. નીચાં વળી એકુનની માફક ખુબ શેતુર વીણ્યાં. ઉપરથી સુબહાનો ડાળીઓ હલાવતો. કેટલીક વખત તો તે અમારા વાંસાપર ટપાટપ પડતાં.

પછીનો વખત ખરીદી કરવામાં ગયો. ફરવા ન જવાયું.

આજે સંધ્યા અનુપમ હતી. સુવર્ણ રસે રસાએલા મેઘખંડ વ્યોમમાં વેરાએલા હતા. બરફમાંથાએ સોનેરી ઉજાસ મારતો. સૂર્યાસ્ત સમયની કાળાં વાદળાંની સોનેરી કીનારો અપૂર્વ તેજથી ઝળકતી અને પાણીમાંથી સોનેરી મેઘખંડનાં પ્રતિબિંબ ઝલક મારતાં. સુંદર વસ્ત્રાલંકારવતી રૂપગર્વિતા માનુની સમી સૃષ્ટિસુંદરી મલકતી હતી. બોટની છત પર સંધ્યાની એકેએક કીનારી લુપ્ત થતાં સુધી બેસી રહી.

રાતે ફરવા જવાનો વિચાર માંડી વાળ્યો ને સામાન દેખાડયો, નકશો જોયો, વગેરે, વગેરે.

તા. ૧૧–૬–૨૦.

આજે સવારથી વાદળાં અને પવન હતો. સવારના તો થોડાંઘણાં ઝાપટાં પણ પડી ગયાં. હમણાંથી સાંજના ફરવા નીકળાય એવું હોતું નથી માટે આજે બપોરના નીકળી. એ વખતે તડકો નીકળ્યો હતો. સવા વાગ્યો હતો.

જેલમને તીરેતીરે બેખડો પર અને ખેતરોની વચમાં થઇને ચાલવા માંડયું. ઘઉંનાં ખેતરોને પવન હલાવી રહ્યો હતો, પણ બપોરના પવન જરા ઓછો હતો. લગભગ ત્રણેક કલાક ચાલી હોઇશ. આવતી વખતે વાદળાં થઇ ગયાં હતાં અને મેઘના ટકોર ખાનાની નોબતો ગગડતી હતી.

અહીંઆં તડકા અને વરસાદના બન્ને દેખાવ એકી વખતે જોવાના મળે છે. એક બાજુએ પર્વત શ્યામ મેઘથી તદ્દન ઢંકાઇ ગએલા હોય છે. કેટલીક બાજુના બરફનાં શિખરો તડકામાં ખુબ ચળકે છે. અને કોઇ બાજુ મેઘની થોડી આછી આછી છાયાજ હોય છે. ઘડીવારમાં પવન વાદળના રથને દોડાવીને આ બધુંએ ઢાંકી દે છે. રસ્તામાં કૈં કૈં કલ્પનાઓ થઇ. બોટમાં આવી ત્યારે સવાચાર થઇ ગયા હતા. આવી કે તરતજ ફોરાં પડયાં. થોડી વારમાં પવન પણ પુષ્કળ છુટયો.

પવન આજે બહુ તોફાન કરે છે. વૃક્ષોને પુર જોસથી હલવી હલવી નચવે છે. વિશાલ, શાંત જેલમ પણ પવનની સાથે મસ્તીમાં ચઢી છે, અને મોજાંઓ ઉછાળે છે. શાંત દેખાતાં હૃદયોએ જ્યારે મર્યાદા મુકે ત્યારે ?

× × × બહેનનાં ને બાળાનાં વીણી લાવેલાં શેતુર ખુબ ખાધાં.

અહીંઆં ખોરાક પુષ્કળ ખવાય છે. કદી અભાવ થતો નથી. સાદામાં સાદી રસોઇએ હોંસથી ખવાય છે.

મન ખરેખર માંકડું છે. તે કહ્યું માનતું નથી. જે વિચાર ન કરવો હોય તેજ એને આવે છે.

હવે આ વરસાદ ને પવન પાછો મુકે તો ઠીક. હજી તો કેટકેટલાં સ્થળ જોવાં છે. આમ તો વિચારમા વહાણાં વાઇ જશે.

આજે કૈં વંચાયું નથી.

તા. ૧૨–૬–૨૦.

સવારે ઉઠી ત્યારે દિવસ સ્વચ્છ લાગ્યો. તેથી ગુલમર્ગ જવા વિચાર કર્યો. ઘણા દિવસથી ગુલમર્ગ જવાનો વિચાર કરતાં હતાં.

પણ આસ્માનની કૃપા ન હોવાથી મુલતવી રાખવું પડ્યું હતું. મોટરવાળાને તડકો નીકળે એ દિવસે આવવાનું કહ્યું હતું. પણ એજન્ટ બનીને આવેલો માલુમ છેલ્લી ઘડીએ ફરી ગયો. છેવટે વધારાના પૈસા આપવાનું કરીને નીકળ્યાં.

દૂરદૂરના ઊંડા પર રુપેરી વાદળો પર્વત પર પગ માંડીને બેઠાં હતાં. મધ્યમાં સારું હતું તડકો સારો નીકળ્યો હતો.

ગુલમર્ગ શ્રીનગરથી ચોત્રીસ કે પાંત્રીસ માઈલ હશે. ત્યાં લગભગ હમેશાં વરસાદ પડે છે અને બહુજ ઠંડી રહે છે. ઘડીમાં વાદળ, ઘડીભર તડકો અને ઘડીમાં વરસાદની ઝડીઓ, એવી ત્યાંની ઋતુ રહે છે. શીયાળામાં તો ત્યાં ભાગ્યેજ જઈ શકાતું નથી. માત્ર થોડા ચોકીદારોજ રહે છે.

મોટર ટાંગમર્ગથી આગળ જતી નથી. ત્યાંથી ઉપર જવાને માટે ડાંડી તેમજ ઘોડા મળે છે. પર્વતની કીનારે કીનારે રસ્તો કોતરી કાઢેલો છે. ઊંચું ચઢાણ છે.

તડકામાં વેલીઆના પાણી ચળકતાં હતાં. આખી સડક પર ઉંચા સફેદાના વૃક્ષની બંને બાજુએ હાર છે. તડકો હોવાથી વૃક્ષો પણ હાસ્ય કરતાં હોય એમ લાગતું હતું. જેમ જેમ ગુલમર્ગ તરફ વધતા ગયાં તેમ તેમ પથ્થરની જમીન વધારે આવતી ગઈ. ત્યાંથી પાણી વહેતાં.

સામે ગુલમર્ગની ટેકરી દેખાતી હતી. આખો પર્વત ઉંચા ઉંચા દેવદારના વનથી ઢંકાએલો છે, જેમ જેમ નજીક ગયાં તેમ ખુબી વધારે જણાવા લાગી.

ટાંગમર્ગ બાર વાગે પહોંચ્યા. ત્યાં રેસ્ટોરાંમાં ચેરી ખાઈ લીધા અને ઘોડાઓ કરી લીધા. ઉપર ચઢવાનો રસ્તો દેવદારના વનોમાં થઈને જાય છે. ઉપર બરફ ચમકતો, કલકલ નાદ કરતું ઝરણું સંગીતમય લાગતું. નીચેનો દેખાવ પણ નજરે પડતો.

ઉપર ચઢવાનો રસ્તો ચારેક માઈલનો છે, અમે એક કલાકે ઉપર પહોંચ્યા. ગુલમર્ગ એક નાના સરખા ગામ જેવું છે, ગામજ છે. વચમાં મોટામોટા ઘાસના મેદાનો છે તેમાંથી જવા આવવાના રસ્તા કાઢેલા છે. અજાણ્યા માણસ તો એક સરખા રસ્તા અને બંગલાથી ભુલાજ પડે. ગુલમર્ગના પહાડની એક કોરાણેથી જતા રસ્તા ઉપર હું એકલી ઘોડે સુધી ગઈ ત્યાંથી જોએલો દેખાવ અદ્ભુત હતો. નીચેની ખીણમાં ખળખળ વહેતું ઝરણું દેવદારના વનમાં થઈને જતું હતું. સામે નીચાણમાં શ્રીનગર શહેર પણ દેખાતું. ખીણમાં નીચે સુધી નજર પહોંચતી. ચારેપાસ તડકા ખાયડાવાળા હિમના શિખરો ચળકતા હતા. આવાં સ્થળો જોવાના ભાગ્યેજ મળે છે.

ત્યાંથી આવીને બધા સાથે ગુલમર્ગમાં ફરી. ગુલમર્ગની ભીંત જેવા પર્વતના ઢોળાવ પર પણ બરફ હતો. એ બરફ ગામમાંથી દેખાય છે. બરફ ખુબ પાસે હોય એટલો નજીકથી બરફ ભાગ્યેજ જોયો. ઉપર જવાનો આડો અવળો કાઢેલો રસ્તો તો વખતે પાંચ સાત માઈલ હશે પણ સીધો જોતાં તો સામેજ લાગતો. ઉંચાણમાં માઈલ પણ નહીં હોય.

ગુલમર્ગમાં હમેશ વરસાદ પડતો હોવાથી અને આજેજ પાછા ફરવાનું હોવાથી ફરવામાં બહુ ધીરજ નહીં રહી. વાદળ આગળ વધવા માંડ્યા હતા, થોડાક છાંટા પણ પડ્યા એટલે ઉતાવળ કરી ઉતરવા માંડ્યું.

ઉતરતાં પગેજ ઉતરી. ખુબ દોડાદોડ કરી. આવા જંગલમાં આમ દોડવાનું અહીંજ મળે. જેટલી મઝા મળે તેટલી કરી લેવી.

નીચે ઉતરી ડાક બંગલામાં ચા, ટોસ્ટ, બીસ્કીટ વગેરે ખાધું.

પાછા આવ્યાં ત્યારેએ પ્રકૃતિ હસતીજ હતી. સીનેમાની ફીલ્મ માફક એક પછી એક દૃશ્યો પસાર થતાં હતાં, પણ દૃષ્ટિ અંતરમાં વળી. બાળા ને × × બંને કચકચ કરતાં હતાં.

છ વાગે ઘેર આવ્યાં. આવીને મોકલવાનો સામાન પેક કરાવ્યો. હીસાબ કર્યો, આંકડો તૈયાર કર્યો, અને અમદાવાદના કાગળોમાં બીડયો.

આમ ભાવનામય સૃષ્ટિ વચ્ચેથી મગજે સત્ય સ્થિતિનું ભાન કર્યું.

બાળાને વાત પણ કહેવી પડી.

સવારે વાદળાં હતાં. પણ બપોરે ઉઘાડ હતો. એકલી ફરી આવી. પોસ્ટ આવી. × ×

સુવર્ણ ખંડ સમા વાદળને સાંજે લટકતાં જોયું. સૂર્યાસ્ત સમયની સોનેરી કીનારો પણ સરસ હતી.

બાળા સાથે નકામો વખત બહુ કાઢયો,

તા. ૧૫-૬-૨૦.

આજ ગાંધરબલ આવવા નીકળ્યાં. શ્રીનગરનો ઠેક વધારે ખ્યાલ આવ્યો. [illegible]નનું જોર ખુબ હતું. [illegible] ઘણા જ હતાં. પાણી ઉંચાં નીચાં થ[illegible] તીરેતીરે ભેખડો પર શ્રીનગર કરતાં બહારનાં[illegible]માં થઇને ચાલવા લાગે છે. [illegible] પવન હલાવી રહ્યો હતો, હોય તો [illegible] [illegible]રા ઓછો હતો. લગ[illegible] [illegible] [illegible]હોઇશ. આવતી [illegible] પુરનો [illegible] અને મેઘના. મેઘધનુષ્ય પણ [illegible] હતી. [illegible] વાદળમાં ભળી જતાં શ્વેત શિખરો કોઇક સ્થળે વાદળ સાથે એકાકાર થતાં, કોઇ સ્થળે ચળકતાં. ચારે બાજુ ધ્યાનસ્થ ડુંગરાઓની હાર ખડી હતી. લીલીછમ ભૂમિમાતા અને એને ખોળે રમતાં, ચરતાં ગાયોનાં ધણ, અજબાળ અને ઘેટાંનાં ટોળાં સ્વચ્છંદે ખેલતાં. ઘોડાઓ પણ વછેરાઓ સાથે આળોટતા અને તોફાન કરતા. પવન બહુ હોવાથી કીસ્તી વારંવાર થોભાવવી પડતી. સાંજે ભેખડ પર ચાલી.

બપોરના નકશો જોયો. કયાં કયાં જવું તેનો વિચાર કીધો. બની શકે તો આણીપાસ કલકત્તા અને આમ હરદ્વાર ને દહેરાદૂન સુધી જવા વિચાર છે.

સાંજે શાદીપોર આગળ મુકામ કર્યો. પાણી બહુ નીર્મળાં દેખાય છે. ફરવાનાં મેદાનો ને વૃક્ષો પણ અહીં વધારે હશે એમ લાગે છે. જગા સારી છે, રહેવા જેવું છે.

એક પાસ વીજળીઓ ચમકતી, પણ બીજી પાસ સ્વચ્છ થતું જતું હતું. અને ઉડગણ પોતાના તેજની ઝીણી પાંખો વીકસાવતા હતા. પવનને લીધે બારણાં વાસી અંદર બેસી જવું પડયું.

તા. ૧૬-૬-૨૦.

સવારે ઉઠી ત્યારે તો બોટ અંચારના સરોવરમાં આવતી હતી. નીચે બધે કમળના વેલા ને નેતરના સળીઓ ઉગેલી હતી. સરોવર ઘણું વિશાલ લાગ્યું. ત્યાંથી એક નાળામાં વળ્યાં. નાળુ નાનું છે. પણ પાણી જોરદાર હતાં. બંને બાજુએ સરકાર તરફથી [illegible] જાતનાં ઝાડ વાવી દીધાં છે, તેમાંથી રાજ્યને બહુ ઉપજ આવે છે. થોડુંક એમાં ચાલી. સાડા દસે ગાંધરબલ. જમી પરવારી

થોડું વાંચ્યું. ઘોડા પર ફરી આવી. થાક ઓછો લાગે છે, આવીને પાસે વાળાની બોટમાં મળવા ગયાં.

આજની આ દિનચર્યા. અહીંનું જીવન હવે તો ઘરના જેવું સરલ થઇ ગયું છે. કૈં નવાઇ નથી લાગતી.

તા. ૧૯–૬–૨૦.

ઘોડા પર એક કલાક આજે વધારે, ઠીક કર્યું કહેવાય.

આવીને × × × લાલ નામના કોઇ ગૃહસ્થ × × × પાસે ઉભા હતા તેની જોડે થોડી વાત કરી. મુંબાઇમાં રુ ના વેપાર કરે છે, 'refinement' (સંસ્કાર) જરાએ નથી.

સાંજે પણ એને એક મ્યુનીસીપાલીટીમાં ડાકટરી કરનાર × × × સાથે લાવ્યા હતા તેની જોડે વાત કરી. મને તદ્દન × + લાગ્યા. શેઠની સાથે આવ્યા છે એટલે ઠીક છે.

સાંજે ફરી આવી. આજનો દેખાવ વળી નવીજ જાતનો હતો. માઇલો સુધી પથરાએલાં લીલાં શાળીનાં ખેતરો, એક બાજુ પર્વત ને તળેટીમાં વાડીઓ, વચ્ચે વચ્ચે એકાદું ઝુંપડું એ કૈં નવીજ સુંદરતાનો ભાસ આપતાં. ખુબી તો એ હતી કે પાસેથી અને આઘેથી એના એજ દેખાવમાં નવીનવી મનોહરતા લાગતી. જ્યાં ત્યાં માણસો કામે લાગી ગયાં હતાં. એમની મહેનતને પરીણામે થએલી આ સુંદર રચના એનો પુરેપુરો બદલો વાળતી.

મારામાં અહીંઆં એક ફેર લાગે છે. હું અહીંઆં આશાવાદી બની છું × + અહીંઆં હુ ભાવિમાં શ્રદ્ધા અને આશા રાખી શકું છું. નવી યોજનાઓ પણ ઘડી શકાય છે. અહીંથી ગયા પછી ટકશે?

પણ જીંદગી શોખ મારવામાંએ ગાળવામાં શું? જન્મવું, જીવવું. બીજો હેતુજ નહીં હોય?

આવી કુદરત ને શાંતિ નથી હોતી ત્યાં એને માટે તલસું છું. અહીં છે ત્યારે આથીએ કૈંક વધારે એવું કૈંક ઇચ્છું છું કે સફલતા અનુભવાય. જીંદગી એ શું? રસ કે આનંદ! અનંતતાના આંગણે કૈં હેતુ પુરઃસર ખેલ કે ભરાઇને હેલવાઇ જવાનું?

જમીને શીકારો લઇ ફરવા નીકળ્યાં. હવે ચલાવવામાં સહેજ ખામી હશે.

આવ્યા પછી બીજા કોઇ નંબર 'ટુ' ને જોયા. સ્ત્રીઓની જોડે તો સીધી રીતે વાત કરતાંએ પાપ લાગતું હશે. પણ એ ભાઇ સ્ત્રીઓ તરફ સન્માનની લાગણીથીજ એમ કરતા હોય એમ લાગતું નથી.

[ આ મનોહર પ્રવાસવર્ણનનો વિશેષ ભાગ આવતા અંકમાં ]



## વીકટર હ્યુગોના પ્રેમપત્રો

[ અનુસંધાન પૃષ્ઠ ૨૦૪ થી ]

વીકટરની માતા પોતાના છોકરાની શક્તિઓ જોઇ ગઇ હતી. અને જેમજેમ તે ખીલતો ગયો તેમતેમ તેની શક્તિઓ પણ પોતાનું ખીલવા માંડી. તેની માતાને પોતાના પુત્રના પોતા તરફના સ્નેહમાં વિક્ષેપ આણવે એવું કોઇ જોવું નહોતું વીકટર આ જાણતો હતો. અને જ્યારે એક દિવસ એદલનાં માતપિતાને તેને આ આવતા અને ખાનગી વાત કરવાની માગણી કરતા તેણે જોયાં ત્યારે તેની ચિંતા વધી પડી.

આ વાત એદલને વીકટરે પોતાના પ્રેમની વાત કરી ત્યારથી બરોબર એક વર્ષ બની

પહેલાં તો વીકટરની માએ આ વાત માનવા ના પાડી વીકટર જે કાલે સવારે નાનો બાળક હતો ને તેની આંગળીએ વળગી ને ચાલતો તે વીકટર પ્રેમમાં ? કેટલાએ મહીનાથી પ્રેમમાં ? ના, ના, વીકટર ? એમ બનેજ નહીં. પણ વાત ગંભીર હતી ને તેના પુત્રનો સ્વભાવ જાણતી આજકાલની પેલી નાની છોકરીને એનો પુત્ર પોતાના કુટુંબે વધારે ચાહે તે તેને અસહ્ય થઇ પડ્યું—તેને માતા તરીકેની અદેખાઇ આવી ને તેને એમ પણ થયું કે જનરલ હ્યુગોનો પુત્ર કોઇ ન લાવે એવા કારકુનની છોકરીને પરણે ! વીકટર પણ હાડોહાડ પ્રખ્યાત થતા માંડ્યો હતો. એ ખુબ પ્રખ્યાત થાય ને કોઇ સરસ, પૈસાદાર કન્યાને કાં ન પરણે!

મેડમ હ્યુગોને પહેલેથી આ વાતને માટે તૈયાર કર્યાં હોત તો તે આટલાં કડક ન થાત પણ આમ ઓચીંતો હુમલો થતાંજ તેમની ઊંઘની લગામ છુટી અને પોતે જીવે છે ત્યાં સુધી તો કદી વીકટરને આમ પરણવા નહીં દે એવું ચોખ્ખું એણે એદલના માતપિતાને સંભળાવી દીધું

મી૦ ફોશરનો મીજાજ પણ ગયો અને પરસ્પરના કુટુંબ વચ્ચેનો સંબંધ તેમણે ત્યાંને ત્યાંજ તોડ્યો. તેમણે વીકટરને ત્યાં બોલાવ્યો અને પોતાનો નિશ્ચય જણાવ્યો પોતાની પુત્રીની પવિત્રતા (જે કદી ભયમાં હતીજ નહીં) જાળવવા ખાતર આવું પગલું તેમને જરુરનું લાગ્યું.

વીકટરને આ બાબત પુછ્યું. તે પહેલેથીજ આ પ્રશ્ન માટે તૈયાર હતો. તેણે પોતાના પ્રેમનો એકરાર કર્યો. તેને આશા હતી કે ફરી કદી તેણે મી ફોશરને ઘેર પગ મુકવો નહીં.

એદલના માતાપિતા ઘેર ગયા. દીકરીને અઘટિત તો ન કહ્યું પણ માત્ર સુચના કરી કે હવેથી વીકટરને ત્યાં ન જવું

હા, વીકટર તાગી શી સ્થિતિ ? બહીમર પણ માતા આગળ ન ઉભાયું ચાલ્યો—નાઠો ખંડમાં પેસી મુક્ત કંઠે પુસ્ક મરી બાળક બની રોયો. શ્રાવણ ભાદરવાના નીર ઉભરાવા પણ એદલ ? શું તું આથી સુખી થઇ ? કોણ કહી શકે ? તે માની ન શકી કે વીકટર આવવાનું બંધ કરશે. શું વીકટરે ત્યારે ચાહવું બંધ કર્યું હશે ? તે પણ નથી મનાતું. પણ વીકટરની ખબર તેને મહીનાઓ સુધી મળી નહીં

એદલના માબાપ તો પરવારી બેઠા હતાં એમને મન આ ફેરફાર નજીવો હતો. તેમણે એદલ માટે બીજે ગોઠવણો શરૂ કરી.

વીકટરના હૃદયમાં વિચારોર્મિઓ ઉઠતી અને શમી જતી. 'શું મરી જાઉં ? મરવાથી શો લાભ ? એદલની ખાતર તો મહેનત જીવતો !' તેની માતા એદલને નહીં મળવાનું વચન

મેળવી શકી હશે પણ એદલને ભુલવાનું ન મેળવી શકી. તેને પોતાના છેલ્લામાં છેલ્લા પત્રો–તેમાંએ છેલ્લામાં છેલ્લું વચન–તારા વિના અન્ય સ્ત્રી–વારેવારે યાદ આવતાં.

તો પછી આ વચન કેમ પળાય? એકજ રીતે, અને તે સ્વતંત્ર થઇને. જો તે "કમાય અને સ્વતંત્ર થાય તો તે કૈંક સુખની આશા રાખી શકે. તેથી તેની માતાને તેનાથી પળાય ને એદલના બાપને ખાત્રી આપે કે તે સ્વતંત્ર માણસ હોઇ તેની સ્ત્રીનું ભરણપોષણ કરી શકે તેમ છે.

આખરે તેણે કામ કરવા કમ્મર કસી. અને સિંહની હીંમતથી કામ શરુ કર્યું.

ઈ. સ. ૧૮૧૯ ના ડીસેમ્બરમાં વીકટરે તેના ભાઇ એબલની મદદ લેઇ એક પખવાડીક શરુ કર્યું. તેણે શરુઆતમાં થોડો ભાગ લીધો, પછી થોડા માસ પછી બમણા જોસથી કામ શરુ કર્યું. પત્રકારના ધંધા સાથે તેણે એક નવલકથા લખવાનો પ્રયત્ન પણ કર્યો.

રાજસત્તાના આ દિવસો હતા. રાજસત્તા તરફથી આ પત્રે અવાજ કાઢવો શરુ કર્યો.

પણ આ બધાએ વખત દરમીઆન તે એદલને લગીરે વીસર્યો નહીં. તેના વિના બીજાનો તે વિચાર સરખોએ નહોતો કરતો, આથીજ તે નવલકથા લખતો તેમાં તેણે એદલને એથેલ બનાવી અને પોતાને ઑર્ડનર બનાવ્યો; અને પોતાનો પ્રેમ પત્રમાં ખાલી કરવા માંડ્યો.

મી. ફોશર આ 'રીવ્યુ' લેતા અને એદલને જોતાં તે કેમ અટકાવી શકે? વીકટરે એક પ્રેમમાં નિરાશ થએલા કવિની આત્મહત્યા ઉપર એક શોકકાવ્ય લખ્યું. અને તેના પત્રમાં તેણે છાપ્યું. એદલ માટે આજ સમયમાં બીજા સ્વામીની શોધ થઇ રહી હતી. તે પ્રચ્છતો કે એદલ આ શોકકાવ્ય વાંચે! પણ તે આનો સૂચક અર્થ સમજશે?

મેડમ હ્યુગો અને એદલ બને આમાંથી નીકળતો ધ્વનિ સાંભળતાં હતાં–સમજતાં હતાં. કોઇ ગુસ્સે થયું અને કોઇ માત્ર રડીજ શક્યું!

આજ અરસામાં મી. ફોશરે "મેન્યુઅલ ટુ રીક્રુટમેન્ટ" નામક પુસ્તક બહાર પાડ્યું. આ પુસ્તકને ભાગ્યેજ સાહિત્ય વિષયક કહી શકાય. પણ આ યુવાન સ્નેહીને તેમ ન લાગ્યું. ગમે તેમ પણ પુસ્તક એદલના પિતાએ લખેલું હતું અને એજ કારણ તેને માટે પુરતું હતું. તેણે "રીવ્યુ"માં પુસ્તકનાં ઘણાંજ વખાણ કર્યાં. મી. ફોશર આથી પ્રસન્ન થયા પરંતુ પોતાના સ્વાભિમાનમાં ખેંચાયા; અને હજીએ શાન્ત રહ્યા.

આજ પળે વિધાતા વચમાં પડી. ફ્રાંસના રાજાને ઘણે વર્ષે સંતાનપ્રાપ્તિ થઇ, હર્ષને સીમા ન રહી. વીકટર દોડ્યો ને એક સુંદર કાવ્ય રચી મી. ફોશરને અર્પણ પત્રિકા સાથે મોકલાવ્યું.

મી. ફોશર આનો પ્રત્યુત્તર ન લખે તો સભ્યતાના નિયમમાં ખામી આવે. પણ એણે વીકટરને બદલે તેની માતાને આભારદર્શક પત્ર લખ્યો. અને તેના પુત્રને તેની આફીસમાં મળવા જણાવ્યું. બહુ દૂરનો જણાતો આ સંબંધ પણ વીકટરને મન કીંમતી હતો. એણે છાનામાના એદલને મેડમોઝેલ દુવીદાલને ત્યાં એ ચિત્રકળા શીખવા જતી ત્યાં રસ્તામાં મળવાનું શરુ કર્યું, પણ આ જાતની મુલાકાતોમાં રહેલો ભય એદલે તરત પારખ્યો અને તે બંધ કરવાનો તેણે પ્રયત્ન કર્યો.

વીકટર નિરાશામાં ગુસ્સે થયો. એદલે

મળવાનું કબુલ્યુ પણ એદલ ધીમેધીમે તે ઓછી કરતી ગઇ. ને એક વિચિત્ર સંયોગને લીધે થોડા વખતમાં તે તદ્દન બંધ પડી.

મંગળવાર

આજે સવારે તારા પિતા તરફથી એક પત્રિકા મળી છે. એટલે એદલ, આજે તને મળીશ. સવારમા આપણે વખત બીજો વિચાર સરખોએ કર્યો નથી ત્યાં આવવાનો વિચાર મને સુખ ઉપજાવે છે, પણ જ્યારે વિચારુ છુ કે એ વિચારો તને પણ સુખ આપશે ત્યારે તો ખાસ તને કોઇ કોઇ વખત એકાન્તમાં મળી શકુ અને આદ સંબંધની સર્વ રમણીયતાઓ અનુભવી શકુ, વહાલી એદલ! તો મારા સુખની પરિસીમા ગણાશે. જે અભિપ્રાયો માટે તુ મને સખત રીતે આળ મુકતી દેખાય છે તે બધા તારી આગળ રજુ કરુ. તુજ માત્ર તે અભિપ્રાયો ફેરવાવી શકશે. તારા આનંદી સ્વભાવને નથી ગમતા એવા કેટલાક વિચારોને બદલવા માટે પણ હું પ્રયત્ન કરીશ

દાખલા તરીકે, તુ મને જણાવે છે કે કવિત્વ શક્તિની કદર કરવા તુ અશક્તિમાન્ છે. તારી આ કબુલાત મને એવી વિચિત્ર લાગે છે કે મારાથી હમાય તો તેને હસી કાઢવાનુ મન થાય છે. તારી જાતને તુ જેટલી પીછાણે છે તે કરતાંએ હુ તેને વિશેષ સારી રીતે જાણું છુ. મારા આ જવાબમા, આવા સામાન્ય વિચારોમાં મારો ગર્વજ કારણભૂત છે, એમ માની તુ મને અન્યાય નહીંજ કરે (મારી પોતાની વાતનો આમાં સવાલજ નથી).

એદલ, એ શબ્દમાંજ કહું. કવિતા એટલે સર્વ સદ્વસ્તુઓને વ્યકત કરનાર. ઉત્કૃષ્ટ આત્મા અને શુદ્ધ કવિત્વ શક્તિ પણ ખરું અવિભકત છે તેથી તારે કવિતા સમજવાની કેટલી જરુર છે તે જોયુ? તે આત્મામાંથી જન્મે છે, અને એ આત્મા જેમ સત્કાર્ય દ્વારા પોતાની ઉત્કૃષ્ટતા દર્શાવે છે તેમ એક સુંદર કાવ્યદ્વારા એને વ્યકત કરે છે

આ વિચારને વિસ્તારથી સમજાવતા શ્રમ અને સમયની જરુર છે, પણ તું જોઇ શકશે કે માત્ર તારી સાથે શાંતિથી વાર્તાલાપ કરીનેજ હજી સુધી તુ નથી જાણતી તેવા ભંડારો હુ તારી સમક્ષ ખુલ્લા મુકી શકુ પણ હાલ તો આ સુખ મારા નસીબમા નથી આ સુખની સાથે ભાવિમાં મળનારા બીજા અનેક સુખોની હાલ તો માત્ર આશાજ રાખી શકુ

મારી વહાલી એદલ! જયજય! મારો વિચાર કરજે અને એક લાંબો પત્ર લખજે–એકે તેએ મારે મન તો બહુ ટુંકાજ લાગશે તારા પતિના સ્નેહાલિંગન, જયજય.

વળી 'તુ કામ કરવા માગે છે' એવુ એવુ ફરીથી તારે મને કદી પણ ન કહેવુ જ્યારે જ્યારે તું એ વિષય છેડે છે ત્યારે તું મને ખુબ દુઃખી કરે છે મારી શક્તિમા કે તો વિશ્વાસ રાખ. તારે માટે કામ કરવાનું સ્થાન મારુ છે, અને જીવનમા તારે મારેનું સ્થાન રચવાનું સુખ તને લાગતી વળગતી બીજી સર્વ બાબતોની જેમ મારેજ માટે નીર્માયેલુ છે. સલામ, મને એક લાંબો પત્ર લખજે.

વળી બીજીજ ધાડ આવી પડી. એક દિવસ આ ગિરિનાર ઉપરથી હાથ આવેલ ઉપાન પહેરી બજારમાં ગયો હતો. રસ્તામાં એક ગૃહસ્થ મળ્યા. જો કે હું તેને ઓળખતો ન હતો છતાં જાણે અમારે કેમ પરાપૂર્વનો સંબંધ હોય તેમ તે મારી તરફ તાકી રહ્યા. "ભાઈ! આ ઉપાન ક્યાંથી ખરીદ્યાં? અસલ જાણે મારાંજ ના હોય! મારે પણ આવીજ જાતનાં ઉપાન હતાં. પણ કમનશીબે ગિરિનાર પરજ ભુલી આવ્યો છું." તે મહાશયના મુખમાંથી આ શબ્દો નીકળતાંની સાથેજ મારા તો હોશકોશ ઉડી ગયા. અને ગભરાટમાં મારાથી બોલાઇ જવાયું કે "મને પણ આ ઉપાન ગિરિનાર પરથી મળી આવ્યાં છે." બીજે દિવસેજ મારે તહોમતદાર તરીકે 'બાપુ'ની કોર્ટમાં હાજર થવું પડયું. ઉપાનની શોધમાં તો મારા પર દુઃખના ડુંગરા પડયા હતા અને તેમાં વળી આ નવો આઘાત થવાથી મારું હૃદય ફાટી પડતું હતું. છતાં મારી તપાસણી વખતે અથથી ઇતિ સુધી મારી આપવીતી કહી સંભળાવી. આ બધો

તે સમયના આ બંને આબાદ બંદરોની વચમાં હોવાથી ત્યાંથી આવનાર જનાર માણસોએ સૌરાષ્ટ્રની નોંધ લીધેલી હતી; પરંતુ તેઓએ વર્ણવેલ સ્થળોને આજે યુગયુગ વહી ગયા એટલે કુદરતના નિયમ પ્રમાણે ઘણોએ ફેરફાર થએલો છે, ને કેટલાં નો કાળનાં ભોગ પણ થયાં છે. ટોલમી કહે છે કે 'સૌરાષ્ટ્રના કીનારા ઉપર બરકે (Barake) નામનો બેટ છે. આ બરકે બેટ એ દ્વારિકા હોવું જોઇએ. જેને યુલ 'જગત' કહે છે. બેમન પણ આમજ ધારે છે, ને કહે છે કે શ્રીનગરની પાસે આવેલ મીયાણી અને પોરબંદર વચ્ચેના પ્રદેશ તે દ્વારિકા-'જગત' હશે. પરંતુ દ્વારકા આના કરતાં વધારે પૂર્વમાં હતું. એમ આપણને અન્ય ગ્રંથો પરથી ભાસે છે કેટલાકનું માનવું એવું છે કે પ્રભાસથી વાયવ્ય દિશાએ છત્રીસ માઇલ દૂર માધુપુર પાસે દ્વારિકા હતું ત્યારે બીજા એમ કહે છે કે કોડીનારથી નૈઋત્ય દિશામાં ત્રણ માઇલ દૂર અને સોમનાથથી પૂર્વમાં એગણીસ માઇલ છેટે દ્વારિકા હતું. આ વીશે અત્રે વધારે ચર્ચા ન કરતાં આને આપણે આગળ ચર્ચીશું. અત્યારે એટલુંજ કહેવું બસ છે કે, છેલ્લા અનુમાનને આજેએ સારુ સૌરાષ્ટ્ર મુળ દ્વારિકા માને છે. ત્યાર પછી 'બર્ડક્ષીમા' (Bardaxima) નું નામ આવે છે; આ 'બર્ડક્ષીમા' અને 'બરડ' એ નામમાં સામ્ય ભાસે છે, આ ઉપરથી યુલ આ શહેર 'પોરબંદર' ધારે છે; પરંતુ યુલને ધ્યાન બહારજ રહ્યું હશે કે આજ ભાગમાં શ્રીનગર ઘણીજ પુરાણી જગ્યા છે અને ત્યાં 'બરડીઆ' નામનું અત્યારેએ જુનું ગામ છે, અને તે યુનાની નામની બાકી રહેલ યાદ કેમ ન હોય? ત્યાર પછી 'સૌરાષ્ટ્ર' નામનું સમૃદ્ધ ગામ કહે છે લેસન ધારે છે કે 'સૌરાષ્ટ્ર ગામ' તે 'જુનાગઢ', ત્યારે યુલ 'નવીબંદર' ધારે છે. યુલનો મત લેસન કરતાં વધારે સંદેહવાળો છે. ટોલમી ઘણુંજ ઉત્તરમાં સૌરાષ્ટ્ર દેહથી 'સૌરાષ્ટ્ર ગામ' મુકે છે. આ સૌરાષ્ટ્ર ગામ તે 'વેરાવળ' જેને 'વેલાવન' પણ કહેલ છે તે હોવું જોઇએ. જો કે ટોલમીના કહેવા મુજબ બહુ ઉત્તરમાં નથી, બરજીસ વંથળી ધારે છે, ત્યારે બીજા થોડા સીહોર કલ્પે છે. સીહોર, જુનાગઢ, વંથળી (વંથળી) સૌરાષ્ટ્ર ગામ ન હોવાનું ખાસ કારણ એ છે કે ટોલમીના કહેવા મુજબ કીનારા ઉપર આવેલ નથી, અને જો સૌરાષ્ટ્ર ગામ સીહોર, જુનાગઢ, ને વંથળી ન હોય તો 'વેરાવળ'જ હોવું જોઇએ એમ અનુમાન થાય છે. દક્ષિણમાં જે મોનોગ્લોસોન (Monoglossoo) તે 'માંગરોળ' હોવું જોઇએ. 'અષ્ટક પ્ર' (Astakapra,) જે વલ્લભીના તામ્રપત્રમાં વર્ણવેલ 'હસ્તકવપ્ર' જે ઘોઘાની દક્ષિણે આવેલ 'હાથબ' [પુરાણી નામ 'હસ્તક-વપ્ર'] હોવા સંભવ છે. થીઓફીલા (Thiohhila) ને બરજીસ 'થાન' રાજ્યનગરી ધારે છે, ત્યારે યુલ થાનની પૂર્વે આવેલ તલસાણા નજદીક 'દેલીયા' માને છે; પરંતુ તલસાણા નો પાંચાળમાં નહીં પણ નળ કાંઠા નામે ઓળખાતા ઝાલાવાડના ઉપવિભાગમાં આવેલ છે. 'હોરટી' (Horatie) એ 'સૌરાષ્ટ્રીઓ' હોવા જોઇએ, પપીકે (Papike) નામની ભૂશિર જેનો ઉલ્લેખ પેરીપ્લસે પણ કરેલ છે તે 'અષ્ટક પ્ર'ની પાસે અને 'બારીગાઝા' ભરુચના સામે કીનારે થી ૩૦૦ માઇલ દૂર છે એમ જણાવેલ હોવાથી આ જગ્યા 'ગોપનાથ' હોવા સંભવ છે. પંડી (Pandie) એ પાંડવો હોવા જોઇએ. જે દંતકથાનુસાર

પશ્ચિમ ભરતખંડની યાત્રા ઇ. સ. ૬૩૫–૩૮ માં કરેલ. પોતાના પ્રવાસની રોજનીશિમાં વલ્લભીનગર અને સૌરાષ્ટ્ર વીશે નીચે પ્રમાણે લખે છેઃ–"ફાલપીનું (Fa-lapi) રાજ્ય પરિવર્તનમાં ૬૦૦૦ લી (૨૦૦૦ માઇલ) છે. પાયતખ્તનો પરિધ ૩૦ લી (૧૦ માઇલ) નો છે. જમીનની પેદાશ, આબોહવા, લોકોની રીતભાત અને તેમની ચાલચલગત 'મ–લ–પો' (Ma-la-po માળવા) ના જેવાં છે. વસ્તી સંખ્યામાં ઘણી છે, ને સઘળાં કુટુંબો સમૃદ્ધિવાન્ છે. સો કુટુંબો દસ લાખ ઉપરની મીલ્કતવાળાં છે. દૂર દૂર દેશની દુર્લભ્ય વ્યાપારની વસ્તુઓ અત્રે પુષ્કળ મળે છે, અત્રે સો સંગારામ (મઠ) છે, લગભગ ૭ હજાર સાધુઓ છે, જેમાંના ઘણાખરા સાધુ 'ચંગ-લી-આંગ[1]-પુ' (ching-liang-pu) ના મતનું અધ્યયન કરે છે. × × × જ્યાં જ્યાં બુદ્ધે વિશ્રામ લીધો ત્યાં ત્યાં મહારાજ અશોકે સ્તૂપો બાંધ્યા છે × × ચાલતા જમાનાના રાજાઓ 'સતીલી' ([2]sa-ti) કુળના છે. તે સર્વ 'શીલો ઓ તીતો[3]' (Shi-lo-o-tie-to) જે મલપોનો રાજા છે. તેમના આ રાજાઓ ભત્રીજા છે. હવણાં (આશરે ઇ. સ. ૬૩૬) 'કેજોકશે[4]' (Kie jo-ka-she) ના રાજા શિલાદિત્યના પુત્રને 'તુલુપોપોતુ[5]' (Tulu popotu) નામનો જમાઇ છે. તે ચપળ છે પરંતુ જલદને જુસ્સાદાર પ્રકૃતિનો છે, અને તેની બુદ્ધિ નબળી અને ભાવનાઓ સંકુચિત છે. તેમ છતાંએ ત્રિરત્નને માને છે, દર વર્ષે સાત દિવસ સુધી મોટી કચેરી ભરે છે, સર્વ ભક્તોને બોલાવી તેઓને અન્ન, ત્રણ-પોષાકો, ઔષધ, સાત કીંમતી પદાર્થો અને મોટી કીંમતી ચીજો પુરી પાડે છે, ને એનાયત કરે છે. × × ×" ત્યાર પછી આ ચીનો સાધુ તે રાજાનાં ખુબ વખાણ કરે છે, તે ત્યાંથી આનંદપુરની મુલાકાતનું વર્ણન કર્યા પછી સૌરાષ્ટ્રમાં પ્રવેશ કરે છે. તે લખે છે કે "× × × વલ્લભીનું રાજ્ય છોડી લગભગ ૧૦૦ માઇલ દૂર ગયો ત્યારે સુલાચા[6] (Sulacha) રાજ્યમાં આવ્યો. આ દેશ સુમારે ચાર હજાર લી (૧૩૦૦ માઇલ)ના ઘેરાવાળાં છે. તેની રાજ્યધાનીનો ઘેર ૩૦ લી (૧૦ માઇલ)નો છે. સૌરાષ્ટ્ર પશ્ચિમ બાજુએ મહી નદી સુધી છે. ત્યાંની વસ્તી ઘણી છે. સર્વ કુટુંબો આબાદ–ધનવાન્ છે, એ પ્રાંત વલ્લભીના તાબામાં છે. જમીન ક્ષારવાળી તેથી ફળફુલ થોડાં થાય છે. ત્યાં ટાઢ અને ઉષ્ણતા સરખાં છે, તેમ છતાંએ વીનોળીઓ ઘણો થાય છે. રીતભાતમાં લોકો મંદભાવી અને બેદરકારી બતાવે છે. લોકોનું જ્ઞાન ઉંડુ નથી ગરમ ને હલકા સ્વભાવના છે. વિદ્યા તથા કળાને ચહાતા નથી તેઓમાં સત્યાનુ[7]સારી અને બીજા પાખંડી છે. અત્રે અઢી કોડી–પચાસ મઠ છે, ને તેમાં આશરે ત્રણ હજાર સાધુઓ છે; જેમાંના ઘણા ખરા 'શાંગસોપુ'ની (Shang-tso-hu) શાળાના છે, અને તેઓ આર્ય સ્થાવિર પંથના અને મહાયાત માર્ગના છે. આ ઉપરાંત અન્ય સો દેવાલયો પાખંડ મતનાં છે. પશ્ચિમ તરફના સમુદ્રમાં જવાનો રસ્તો આ રાજ્યમાંથી છે. આ રાજ્ય પશ્ચિમ સમુદ્રના રસ્તા ઉપર છે–ને તેથી સર્વ લોકોને ફાયદો થાય છે. મુખ્ય

---

૧ 'ચીંગ લી આંગ પુ' મત એટલે સમ્મીતીય જેને સંસ્કૃતમાં 'હિનયાન'મત કહે છે. ૨ સતીલી=ક્ષત્રિય. ૩ શિલાદિત્ય. ૪ કાન્ય કુબ્જ ૫ ધ્રુવપતુ ધ્રુવપતુને. ધ્રુવભટ્ટ પણ કહેલ છે. જુવો. જર્નલ રો. એ. સો. વો. ૬. ૬ સૌરાષ્ટ્ર. ૭ બૌદ્ધ મતના અનુયાયી, નેપાખંડી=અન્ય ધર્મ પાળનાર.

ગુજરાતમાં કહેવાય છે કે 'ચરોતરનો ચચ્ચો,' સૌરાષ્ટ્રનો અપભ્રંશ 'સરોટર.' 'ચરોતરનો ચચ્ચો' હજુએ વપરાશમાં છે, ને આમ 'સરોટર'નો ચરોતર થયું હશે. ડૉ. ભાઉ એક જગ્યાએ કહે છે કે "સાતમી સદી પહેલાંના જુના ગ્રંથોમાં આ દેશનું નામ ગુજરાત ક્યાંએ જણાતું નથી. હાલના ગુજરાતનો કેટલો એક ભાગ માળવામાં, તો કેટલોક લાટ દેશમાં, તો થોડોએક મારવાડ અને બાકીનો વલ્લભીનું રાજ્ય સૌરાષ્ટ્રમાં ગણાતો હતો. ગુર્જર લોકોએ સરક્ષણ કરેલ ભૂમિ તે 'ગુજરાત.' મહારાષ્ટ્ર જેમ ગુર્જરાષ્ટ્ર ઉપરથી ગુજરાત નામ પડ્યું એ માન્યતા ભુલ ભરેલી છે. જુના ગ્રંથોમાં 'ગુર્જરત્રા' છે, ગુર્જરાષ્ટ્ર નથી" સાતમી-આઠમી સદી પછી અણહીલવાડના રાજાનો અમલ ગુજરાતની આસપાસના દેશમાં ફેલાતો ગયો તેમ તેની હદ પણ વધતી ગઈ. આ નિયમ સ્વાભાવિક છે. આમ માત્ર દ્વીપકલ્પજ સૌરાષ્ટ્રમાં રહી, બાકીનો ભાગ 'ગુજરાત' સંજ્ઞાથી ઓળખાવા લાગ્યો, પરંતુ આ સઘળુએ અપેક્ષા વૃત્તાંત ઉપરથી એટલુંજ જણાય છે કે એ સમયેસાતમી સદીમાં ગુજરાત એ સૌરાષ્ટ્ર દેશનો એક પ્રાંત હતો. મેજર ફુલ જેમ્સ કહે છે કે 'આજનો ફળદ્રુપ ગુજરાત એક સમયે વેરાન સરખો હતો.' સૌરાષ્ટ્ર તે સમયનો એક સુશોભિત ભાગ હતો. આ ઉપરથી પણ સહજ સમજાય કે સૌરાષ્ટ્ર જેવા ફળદ્રુપ દેશના વેરાન સરીખો ગુજરાત એક ભાગ એક સમયે હતો.

રૉયલ એશીયાટીક રીસર્ચીસ સોસાયટીનાં વોલ્યુમ્સનાં પાનાં ફેરવતાં, એક વસ્તુ ધ્યાનમાં આવેલી, જેનો કેટલોએક ઉતારો અત્રે આપવો અસ્થાને નહીં ગણાય. "× × × એક બાજુ સૌરાષ્ટ્ર, ને બીજી તરફ ગુજરાત—આ બંને વચ્ચેનાં જળ સુકાઇ ગયાં. ગુજરાત સૌરાષ્ટ્ર સાથે જોડાઇ ગયો. જ્યારે આ દ્વિપકલ્પ ટાપુ હતો ત્યારે આજનો ફળદ્રુપ ગુજરાત વેરાન સરખો હતો, અને તેથી આ બંને ટાપુ યુફ્રેટીસને ટાઇગ્રીસ નદીઓ ઉપર આવેલા એસીરીઆ અને બેબીલોન શહેરમાં એક મોટું રાજ્ય હતું. કચ્છ દેશ સૌરાષ્ટ્રનો એક પ્રાંત ગણાતો હતો એ ભુલી ન જવું જોઇએ." સૌરાષ્ટ્ર અને સીંધ તે વખતમાં એ રાજ્યના પેટા ભાગ તરીકે ગણાતા, ને તેને 'કુશદ્વિપ' ના નામે સર્વ જાણતા, તથા એ રાજ્યને તાબે સારીયા, અરબસ્થાન અને સિંધુ નદી સુધીનો ભાગ ગણાતો હતો, જે ભાગની ચારે બાજુએ કેસ્પીયન સમુદ્ર, ભૂમધ્ય સમુદ્ર, રાતો સમુદ્ર અને ઈરાનનો અખાત હતો. ભાગવત પુરાણ તથા અન્ય મહાત્મ્યપુરાણ વગેરે ગ્રંથો પરથી જણાય છે કે સૌરાષ્ટ્રને પ્રાચીન કાળમાં 'કુશાવર્ત' કહેતા. જૈન લોકોના ગ્રંથમાં 'કુશસ્થલી' નામ જોવામાં આવે છે. કુશ નામનો દૈત્યરાજા રાજ્ય કરતો હોવાથી અથવા તો કુશ લોકોની જમીન એટલે 'કુશાવર્ત' વા 'કુશદ્વિપ' કિંવા 'કુશસ્થલી' નામ પડયું હશે. આ સર્વ નામ એક બીજાને મળતાં આવે છે. યાહુદીનું બાયબલ, અને મુસલમાનોનું કુરાન આ આ વિષયને પુષ્ટિ આપે છે. બાયબલ કહે છે કે કોકેસસ પર્વત પાસે જ્યારે નોહાનું વહાણ અટક્યું ત્યારે નોહા પોતાના ત્રણ પુત્રો-સામ. હેમ, અને જાફેત સહિત જમીન ઉપર ઉતર્યો. હેમનો પુત્ર કુશ અને કુશનો પુત્ર નીમરોડ મહાબલવાન્ અને શીકારી હતો, અને આ નીમરોડે એ દેશનાં જંગલી જાનવરોને મારી બેબીલોન શહેર યુફ્રેટીસ નદીને કાંઠે બાંધ્યું.

"ના."

તે ઘણી વાર નદી સામે જોઇને ઉભી રહી. છોકરાં સાથે બોલવાની તેની શકિત નહોતી. ત્યાંથી જઇને દહેરાને ઓટલે બેઠી.

સાંજ પડી ને આંબડ મહેતા, મણિભદ્ર ને ગંગલી આવ્યાં.

"વખત થઇ?"

"ના જરા વાર છે. દેવો તૈયાર થવા ગયો છે."

"બા! અત્યારે જવાનું છે?" મહાશ્વેતાએ પુછ્યું.

"હા, બહેન. ગંગલી! તું તૈયાર થઇ?"

"ગંગલી!" આંબડે કહ્યું. "લે આ કડું. તને ખપ લાગશે ને મારો ભાઇ વાહડ મ્હેતા છે. ખંભાતમાં તપ સ કરશે તો મળશે. તેને આ પત્ર આપજે. તને તે બહુ ખપ લાગશે."

ગંગલીએ મુગે મોઢે કડું લીધું ને કેડે બાંધ્યું.

"જનતી ઉતાવળે પાટણ જઇ ત્રિભુવનપાલ મહારાજનાં રાણી કારમીરાબાને છોકરાં સોપી આવજે," મંજરીએ સોંપણુ કરી.

"વારુ બા! તમે જરાએ ફીકર કરશો નહીં. હું ગાનાય કરશે તો બધું સમે સુતરે ઉતરી જશે," ગાંગલીની આંખમાં આંસું આવ્યાં.

વૌસરીએ બગાસું ખાધું. "થોડી વાર થાય તો હરકત નહીં, આને ઉંઘાડી આવું." કહી મંજરી આઘી ખસી ને થોડે દૂર જઇ વૌસરીને પંપાળી ઉંઘાડવા માંડયો.

જાણે પોતે દીકરાનાં ગળા પર છરી ફેરવતી હોય એવો ભ્યાસ મંજરીને આવ્યો. થોડા વારે વૌસરી ઉંઘી ગયો.

"બહેન મહાશ્વેતા!" મંજરીએ છોકરીને કોટે વળગાડી કહ્યું: "તું જતી વખત રડતી નહીં, તું તો બહાદુર છેને?"

"બા!" મહાશ્વેતાએ રડી દીધું, "પણ મને તમારા વગર કેમ ગમશે?"

"અરે હું તારા બાપા આવ્યા કે આમ આવી. જો તું ડાહી છે. તારા ભાઇને સંભાળજે ને કારમીરાબાને ત્યાં ડાહી થઇને રહેજે. ને તારા બાપા–" મંજરી બોલી શકી નહીં, "જો તારા બાપા આવે તો તેમની સેવા કરજે. મારી વાલુડી!"

—"ને બા તમે?" ફુસકાં ખાતાં અધીરાઇમાં મહાશ્વેતાએ પુછ્યું.

"હું નહીં આવું...તો..મને....સંભારજે," મંજરીને ફ્રુસ્કું આવ્યું. તેણે દાંતથી રડવુ ખાળ્યું, ને હેઠ પીસી વૌસરીને લાધો.

તેની આંખોમાં સ્થિર તેજ આવ્યું. તે ડોકું ઉંચું રાખી દહેરાની દરવાજા આગળ ગઇ ને ગંગલીને વૌસરી સોંપ્યો. "ગંગલી! મારાં લાડમાં ઉછેરેલાં ફુલ સંભાળજે." મંજરીએ નીસાસો મુકયો. જરાની આંખ સજલ થઇ.

"દેવા!" આંબડે પુછ્યું, "રસ્તે તો વાંધો નહીં આવે? ના તો હું આવું."

"બાપુ! જરા ફીકર કરશો નહીં. ગંગલીને બરાબર પહોંચાડી દઇશ," કહી તેણે જોરથી નાક નશીક્યું.

દેવાએ બારી ખોલી ને તે બહાર ગયો. અને વૌસરીને લઇ લાધો. પછી મહાશ્વેતાને બહાર લાવ્યો. તે બહાદુર છોકરીએ એક શબ્દ બોલ્યા વગર માત્ર હાથથીજ માની રજા માગી.




લેખક.
વૈ. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી,
સભ્ય, સાહિત્યસંસદ

---

દંતકથા કહે છે કે ઉનાળાના તાપવાળા દિવસે ભગવાન્ શંકરને શરીરે ખુબ પરસેવો છૂટ્યો અને એ પરસેવામાંથી એક અતિ રૂપાળી કન્યા પ્રગટ થઈ. આ શંકરપુત્રી તેજ નર્મદા કે રેવા. આ કારણથીજ રેવા રુદ્રદેહા કહેવાય છે. આ રુદ્રકન્યા રેવાનો જન્મ વૈશાખ સુદ પૂનમે થયો મનાય છે.

નર્મદા નદીની લંબાઈ લગભગ સાડાસાતસો માઈલ છે. એ અમરકંટકના ૩૫૦૦ ફીટ ઉંચા પહાડમાંથી નીકળી વિન્ધ્યાદ્રિ અને સાતપુડા પર્વતની વચ્ચેથી પસાર થઇ ગુજરાતમાં આવે છે. નર્મદા મહાનદી છે. દર વર્ષે કેટલું પાણી નર્મદા લાવે છે એનો ખ્યાલ આપવા માટે કહેવું જોઈએ કે જો ચોમાસામાં ૩૬ ઇંચ વરસાદ પડ્યો હોય તો આખા વર્ષ દરમીઆન નર્મદામાં એટલું પાણી આવે કે એ પાણીથી ૩૨૪ ચોરસ માઈલ ક્ષેત્રફળનું અને ૧૦૦ ફીટ ઉંડુ સરોવર ભરાઇ જાય. નર્મદા ગુજરાતમાં મોટામાં મોટી નદી છે. ભારતવર્ષની મહાનદીઓમાંની એક છે. પણ એની આકર્ષકતા એ એકજ કારણથી નથી પણ બંને કાંઠે પહાડો તથા ભયંકર જંગલોની વચ્ચે છૂટી ભીષણ પથરાઓ ઉપર પછડાતી, ઉછળતી, કૂદકા મારતી ખરાડા પાડતી નર્મદાની રમણીય ભવ્યતા અને ભવ્ય કરતા એ રુદ્રકન્યાને ઘણી આકર્ષક બનાવે છે. તેમાંએ કેટલાક સ્થળો અતિશય રમણીય છે. અમરકંટકથી જોરમાં નીચે ઉતરતી નર્મદા ૨૦૦ માઈલ દોડ્યા પછી જબલપુરથી નવ માઈલ નીચે આરસપહાણના ખડકોમાં જે ઉંડો કુદકો મારે છે તે કુદકો—ધોધ, એની આસપાસના આરસપહાણના ખડકો વગેરે દેખાવ અદ્‌ભુત છે. આ પહેલાં પણ કેટલાક ધોધ આવી જાય છે અને પછી પણ ચાળીસ ફીટના બે ત્રણ ધોધો આવે છે. નદી ક્વચિત્ વિશાળ ઉંચાં ભવ્ય વૃક્ષો વચ્ચે શાંત રીતે ચાલી જાય છે. ક્વચિત પોતાનો પટ સંકેલી લઇ કોતરની ખાઇમાં સમાઇ જાય છે. સેંકડો માઈલ સુધી

ભયંકર જંગલો વચ્ચે ચાલ્યા પછી ગુજરાતના ફળદ્રુપ પ્રદેશને વધારે ફળદ્રુપ કરતી વાડીઓ અને ખેતરો વચ્ચે જ્યારે આ રુદ્રકન્યા પસાર થાય છે, ત્યારે જાણે એનું રૂપજ બદલાઇ જાય છે. એના પિતાનું રુદ્રત્વ શાંત થઇ શંકરત્વ પ્રગટ થાય છે. નદીનાં પાણી પણ ક્યાંક સો સો ફીટ ઉંડાં છે તો ક્યાંક છેતરામણ છે.

ભયંકર જંગલો, પહાડો અને મહાનદી ત્રણેનો યોગ થયો ત્યાં રમણીયતા અને ભવ્યતાના ભક્ત આર્યોને તીર્થની કલ્પના વીજળીના વેગથી સ્ફુરતી. વળી નર્મદા તો આર્યાવર્તની એક કાળે સીમા જેવી હતી. દક્ષિણ તરફ ધસે જતા આર્યો વિંધ્યાચળ અને નર્મદા આગળ અટકી જતા. આ રીતે અટકેલા આર્યોએ નર્મદાને આકર્ષક રીતે અવલોકી હોય એ સંભવિત છે. તીવ્રતમ તપની ઇચ્છાથી વસ્તીથી દૂરને દૂર જતા, અતિશય ભયાનક તથા અગમ્ય સ્થાનો શોધતા તપસ્વીઓ નર્મદાના કાંઠા ઉપરના જંગલોને તપોભૂમિ માની ત્યાંજ તપ કરવા બેસી ગયા હોય એ સંભવિત છે. આવા મહાતપસ્વીઓનાં દર્શન કરવા અતિશય શ્રમ તથા જોખમ ખેડીને જે ભાવિકો નર્મદા કાંઠે આવતાં હશે તેઓને ગંગા યમુના ઘણે દૂર મુકયા પછી મૈયાઓ સાથે સ્પર્ધા કરે એવી આ મહાનદીને જોઇને કેટલો આનંદ થયો હશે. એની કલ્પના આ રેલ્વેની જોખમ કે શ્રમ વગરની મુસાફરીના સમયમાં આવવી સંભવિત નથી. મહાતપસ્વીઓનાં દર્શનથી તથા ભવ્ય અને ભયાનક જંગલો વચ્ચે વહેતી પુણ્યસલિલા રુદ્રદેહાનાં દર્શનથી તથા એનાં સ્નાનથી તૃપ્ત થએલા ભક્તોએ નર્મદાને પણ પવિત્ર નદી માનવા માંડી હશે. ગંગાથી આટલે દૂર આવ્યા પછી રેવાજીને પવિત્ર ન માને તો આર્યો જીવે કેમ? બીજી તરફથી સાહસિક ક્ષત્રિય વીરોએ નર્મદા આગળ અટકીને માળવામાં અને ગુજરાતમાં રાજ્યો જમાવ્યાં, એટલે નર્મદાનું માહાત્મ્ય એવડું વધ્યું. ધર્મ અને અર્થ બેઉના આશ્રયરૂપ નર્મદાની તીર્થરૂપતા વધતી ગઇ. પહેલાં જ્યાં યોગીઓ અને તપસ્વીઓ યોગ અને તપની સાધના કરવા બેસતા ત્યાં મોટા યજ્ઞોનું સ્થાન દેવપૂજાએ લીધું, એટલે નર્મદાના કાંઠા ઉપર દેવો આવીને બેઠા. રુદ્રકન્યાના કાંઠા ઉપર ભગવાન્ શંકર શીવાય બીજું કોણ હોય! છેક મુળથી મુખ સુધી નર્મદાના કાંઠા ઉપર સ્થળે સ્થળે અનેક શિવમંદિરો ઉભાં થઇ ગયાં. રેવાજીની પવિત્રતાના ગ્રંથો લખાયા. યાત્રાઓ અને પરિક્રમાઓ થવા લાગ્યાં. ભગવતી ભાગીરથીનો એક કાંઠો કાશી તરફનો કાંઠો પવિત્ર—મુક્તિદાયક મનાય છે ત્યારે બીજો કાંઠો અપવિત્ર મનાય છે. આની સરખામણીમાં રેવા ભક્તો રેવાને ઉભય તટ પાવની ગણે છે. અને કહે છે કે સરસ્વતીમાં ત્રણ દિવસ સ્નાન કરવાથી, યમુનામાં સાત દિવસ અને ગંગામાં એક દિવસ સ્નાન કરવાથી સર્વ પાપો ધોવાઇ જાય છે; પણ રેવામાતાનાં તો દર્શનથીજ પાપ ધોવાઇ જાય છે. વળી યમુના અને ગંગાની પવિત્રતા કલિયુગનાં અમુક વર્ષો ગયા પછી ક્ષીણ થઇ જશે પણ નર્મદાની તો અનંત કાળ પર્યંત રહેશે. રેવા ભક્તોની માન્યતા પ્રમાણે કેવળ રેવાજીનુંજ પાણી નહીં પણ એના ઉત્તર કાંઠા ઉપર ૧૬ ગાઉ સુધી અને દક્ષિણ કાંઠા ઉપર આઠ ગાઉ સુધી કુવા તળાવનાં પાણી પણ રેવા જળ સમાન પાવનકારી મનાય છે. વધારે શું? પોતાની પુત્રી ઉપર ભોળા શમ્ભુની એટલી કૃપા છે કે નર્મદામાં સર્વત્ર પોતે વાસ કરીને રહે છે.

રહ્યું હોય હોય. પછી ક્ષત્રપોના હાથ ગયું એમ રુદ્રદામનના ગીરનારના શિલાલેખ પરથી તથા ક્ષત્રપ સીક્કાઓ ભરુચમાંથી મળ્યા છે તે પરથી સાબીત થાય છે. ક્ષત્રપોના સમયમાં વચ્ચે થોડો વખત આંધ્ર રાજાઓના હાથમાં ગયું હોય એ સંભવિત છે. ક્ષત્રપો પાસેથી ગુજરાત ગુપ્તોના તાબામાં ગયો. ગુપ્તોના સીક્કાઓ પણ ભરુચમાંથી મળ્યા છે. 'પેરીપ્લસ'નો લેખક તથા ટોલેમી ભરુચ શહેર (Baringaza—ભરુકચ્છ) ની ખાસ નોંધ લે છે. પેરીપ્લસના કહેવા પ્રમાણે ભરુચ શહેરથી આરંભી સીંધ સુધીનો દેશ ભરુચ નામથી ઓળખાતો. ગુપ્તો પાસેથી ભરુચ વલભીઓના તાબામાં આવ્યું નથી લાગતું. એ વખતના ભરુચના ગુર્જર રાજાઓ દક્ષિણના ચાલુક્યોના ખંડીઆ રાજા હોય કે સ્વતંત્ર પણ હોય; પરંતુ ભરુચના રાજા તરીકે પહેલવહેલો ઉલ્લેખ આ ગુર્જર રાજાઓનો મળે છે. આ ત્રણ ગુર્જર રાજાઓ વીશે એમનાં દાનપત્રોમાંથી જે માહીતી મળે છે એથી વિશેષ કૈં જાણવામાં આવ્યું નથી. પણ વિ. સં. ૪૮૬ ના ભરુચના ગુર્જર રાજા દદ્દ પહેલાના અનુયાયી જયભટ્ટના દાનપત્રમાં આશ્રમેશ્વર (જંબુસર તાલુકા) નો તથા શીહુગ્રામ (હાલનું શીગામ) ગોલીઆવલી (હાલનું ગોલેલ), જમ્ભ (હાલનું જામડી) વગેરે ગામોનો ભરુકચ્છ વિષયનાં ગામો તરીકે ઉલ્લેખ મળે છે. વળી જયભટ્ટના અનુયાયી દદ્દ બીજાનાં શક સં. ૩૮૦, ૩૮૫, ૪૦૦ અને ૪૧૭ નાં ચાર દાનપત્રોમાં શિરીષપદ્ર (શીશોદ્રા) અક્રેશ્વર (હાલના અંકલેશ્વર) તાલુકામાં હોવાનો તથા જંબુસરના બ્રાહ્મણોને આપ્યાનો ઉલ્લેખ છે.

આ ઉપરાંત વનેરા (હાલનું વલનેરા), સરથુઆ (હાલનું સુરથાન) વગેરે ગામોનો ઉલ્લેખ મળે છે. આ બધા ઉપરથી તે વખતે પણ ભરુચમાં હાલના ભરુચ, વાગરા, અંકલેશ્વર, જંબુસર અને આમોદ તાલુકાઓનો સમાવેશ થતો હતો એમ જણાય છે; વળી ભરુચ જીલ્લો—લાટ એ વખતમાં ઈ. સ. પાંચમા શતકમાં સારી રીતે વસેલું દેખાય છે. અલબત્ત પાછળથી ફેરફારો થયા હશે, પણ અત્યારની ભરુચ જીલ્લાની વસ્તીનું મુળ આ ગુર્જર રાજાઓના વખતમાં મળે છે.

ઈ. સ. છઠ્ઠા શતકના જ્યોતિષી વરાહમિહિરે પશ્ચિમ ભારતના એક દેશ તરીકે ભૃગુકચ્છનો ઉલ્લેખ કર્યો છે. સાતમા શતકનો યુવાન ચંગ પણ નોંધ કરે છે. એ ચીનાઇ મુસાફર ભરુચમાં દસ સંઘારામો તથા કેટલાંક મંદિરો હોવાનું કહે છે. એજ શતકમાં આરબોએ ભરુચ ઉપર હુમલો કર્યો હતો. આ વખતે લાટ દેશ દક્ષિણના ચાલુક્યોના હાથમાં હોય એમ જણાય છે અને ચાલુક્યો પાસેથી નવમા શતકના આરંભમાં માલખેડના રાષ્ટ્રકૂટોના હાથમાં આવ્યો. રાષ્ટ્રકૂટ ગોવિંદ ત્રીજાનાં શક ૭૩૪ તથા ૭૪૯ (ઈ. સ. ૮૧૨ તથા ૮૨૭) નાં દાનપત્રો લાટનો વિજય કર્યાનું તથા પોતાના ભાઇ કર્કરાજને એ દેશ આપ્યાનું નોંધે છે. પાછળથી આ રાષ્ટ્રકૂટોએ લાટનાં ગામોનાં દાન કર્યાં છે. લાટના રાષ્ટ્રકૂટ સામંતો પાછળથી માલખેડથી સ્વતંત્ર થયા હોય કે છેવટ સુધી સામંતજ રહ્યા હોય તે ગમે તે હો પણ અણહિલવાડના સોલંકીઓએ મૂલરાજથી સિદ્ધરાજ સુધી પ્રયત્ન કરીને લાટને છેવટનું ગુજરાત સાથે જોડી દીધું; અને ગુજરાતે એને અપનાવી લીધું. જુના લેખોમાં લાટ માલ વ ગુર્જરા એ રીતે ગુર્જરથી લાટની ભિન્નતા દેખાય છે તે નીકળી ગઇ.



# સ્નેહ કે ન્યાય?

લેખક:
ર. શરદ્. મ. મહેતા

રમેશચંદ્રનું નામ હવે તો આનંદપુર-વાસીઓની સ્મૃતિમાંથી ભુંસાવા પણ માંડ્યું હશે.

આનંદપુરમાં તેઓ મેજીસ્ટ્રેટ હતા. ત્યાં આવ્યા તે પહેલાંનું એમનું જીવનવૃત્તાંત ભાગ્યે કોઇ જાણતું. ન્યાયમંદિરમાં એમણે ઉંડી કર્તવ્યપરાયણતા અને નિષ્કામ ન્યાય-બુદ્ધિથી સરકારનું તેમજ આખા નગરનું માન

સાગવગથી ઉંચી પાયરીએ પહોંચ્યો હતો. એમ કહેવાતું કે હાલ એના કુટુંબની આર્થિક સ્થિતિ સારી ન હતી; અને તેથી કદાચ ઓદ્ધાની જોખમદારી ભૂલી એણે લાંચ સ્વીકારી હોય. પણ તે ગમે તે હોય, અત્યારે એને નોકરી પરથી બરતરફ કરવામાં આવ્યો હતો; અને મેજીસ્ટ્રેટની અદાલતમાં પોલીસે એના પર કેસ માંડયો હતો. ત્યાં જો ગુન્હો ગંભીર માલમ પડે તો, ઉપલી અદાલતમાં કેસ મોકલવામાં આવે એમ હતું.

ઘડીઆળમાં સાડા આઠનો ટકોરો થયો, અને રમેશચંદ્ર એકદમ જાગી ઉઠતા હોય તેમ વિચારમાળા અધુરી મુકી ઉભા થયા. એમણે અગાસીમાં ફરી પાછા આંટા મારવા શરુ કર્યા. "સાક્ષી એકંદર રીતે હેમંતકુમારની વિરુદ્ધ છે શું એણે ખરેખર લાંચ લીધી હશે? આવો સુશિક્ષિત આબરુદાર માણસ આવું નીચ કાર્ય કરે!" કોણ જાણે કેમ, પણ રમેશચંદ્રે હેમંત એવું કામ કરેજ નહીં એવું માનવાનો યથાશક્ય પ્રયત્ન કર્યો– પણ આટલાં વર્ષોની ટેવથી સાક્ષી વિરુદ્ધ અભિપ્રાય બાંધવો એ એમને માટે અશક્ય હતું. જે સાક્ષી રજુ કરવામાં આવી હતી તે પરથી તો ચોક્કસજ હતું કે ગુન્હો થયો છે— થઇ ગયો છે મેજીસ્ટ્રેટ અને મનુષ્યહૃદય વચ્ચે તુમુલ માનસિક યુદ્ધ ચાલ્યું. મેજીસ્ટ્રેટે કહ્યું: "આ પુરાવા છે, આ સાક્ષી છે કે ગુન્હો થયો છે. તારી ફરજ બજાવ." રમેશબાબુનું હૃદય બોલ્યું, "ઘણીએ વેળા શું ખોટી સાક્ષી નથી પુરાવાતી? કદાચ એણે ગુન્હો નજ કર્યો હોય! આવો મનુષ્ય ને આવો ગુન્હો કરે?"

વર્ષો પહેલાંનું કલકત્તાના એક જાગીરદારનું મકાન રમેશબાબુના સ્મૃતિપટ પર ખડું થયું. "બા, બા, આજનો દિવસ નીશાળે ન જાઉં? મોટાભાઇ જોડે ઉજાણી કરવી છે" કહી માતાનાં વસ્ત્રોને ટીંગાતો, નિર્દોષ મસ્તી કરતો, "હેમ" રમેશબાબુની દૃષ્ટિ સમક્ષ આવી ઉભો. "હેમ, વારુ પણ લેસન કરવું પડશે હોં!" એમ આખું પુરં વાક્ય સાંભળે તે પહેલાં તો ચુંબન લેઇ દોડી જતો હેમ–રમેશબાબુને યાદ આવ્યા વિના ન રહ્યો. તેથીએ પહેલાંની હેમની માતા કુમારી વિનોદિની, વિનોદિનીના પિતાનું કુટુંબ, તેની સાથેનો પોતાનો ગાઢ પરિચય–રમેશબાબુને આજ કેટલે વર્ષે ફરીફરી યાદ આવ્યાં. ભૂતકાલનો પડદો જરા વાર ખસી ગયો. પચીસ–છવીસ વર્ષ પહેલાંની "વીની"... પણ બસ. રમેશબાબુ પોતાના હૃદયને પણ ખાનગી વાતો કહેતાં સંકોચાતા હતા. એમણે વિચાર્યું: "આવું બાળક તે આવું કરે? અને એક વેળા કરે તોએ શું?"

"... ના, ના, રમેશ, કરે તો શું? કરે તો શિક્ષા થવીજ જોઇએ. સમાજ વિરુદ્ધ એક ગુન્હો થયો અને તેનો ન્યાય તેને મળવોજ જોઇએ." સમાજસંરક્ષણ માટે તે તદ્દન જરુરનું હતું. ભલે તે પોતાનો પુત્ર કાં ન હોય? અત્યાર સુધીના કેસોમાં તેણે આવો વિચાર કર્યો'તોજ ક્યાં? ઓળખાણનો લાભ આપી શું સમાજને નુકસાનકારક સુધારો એણે આપવો! એવા લાંચ લેતા ઓદ્દેદારો સમાજના કટ્ટા શત્રુઓ નથી શું? રમેશ! રમેશ! શો વિચાર? તું પક્ષપાતી ન્યાય આપશે? સત્ય અને ન્યાયને જીવન અર્પનાર જરા માટે ઉજ્જ્વલ કારકીર્દી નષ્ટ કરશે! ગુન્હો થયો છે અને શિક્ષા થવીજ જોઇએ. ન્યાયાધિશે પક્ષપાતી થવું ન ઘટે. ભાવનાપ્રાધાન્ય થવું એને ન છાજે; એણે તો આખું જીવન

રમેશબાબુ ઉભાઉભા સાંભળ્યાજ કરતા હતા. તેમના સ્મૃતિપટ પર ચિત્રાવલિ પસાર થતી હતી. વિનોદિનીએ આંખ પર રૂમાલ ફેરવ્યો ને વળી શરુ કર્યું: "ત્યારે બાળાએ તમને ઘણી ગાંડીઘેલી વાતો કહી. સ્મિત સાથે તે વાર્તા તમે સ્વીકારી. થોડા સમયમાં બાળાએ "મારો વિવાહ આમની સાથે થવાનો છે" એમ પણ સહીયરોમાં જાહેર કરી દીધું."

"બસ કરો! વિનોદિની. બસ કરો! વીત્યા દિવસ ફરી સંભાર્યે શો ફાયદો?" રમેશબાબુ વિનોદિનીને અધવચ્ચ અટકાવી બોલ્યા.

"ના, ના, મને સઘળું આજે સંભારવા દો. હૃદયનો ભાર આટલે વર્ષે ઓછો કરવા દો × × પછી તમે કંઈ કામસર ટ્રાન્સવાલ ગયા. અને ત્યાંથી આવો તે પહેલાં ત્યાં બોર યુદ્ધ શરુ થયું એક હીંદી તરીકે એમાં તમે ઝંપલાવ્યું. અને ત્યાર પછી પણ એને લગતાં કાર્યોમાં ચારેક વર્ષ સુધી ગુંથાએલા રહ્યા; અને તેથી ધાર્યા પ્રમાણે તમે હીંદ પાછા ન ફરી શક્યા. આશામાં ને આશામાં બાળાએ પોતાનું લગ્ન માતપિતા આગળ ખરાં ખોટાં બહાનાં કાઢી ત્રણ વર્ષ સુધી લંબાવ્યું. આખરે હીંદબાળાને માતપિતાની આજ્ઞાને આધીન થવું પડ્યું. તેનું લગ્ન થયું. વર્ષ પછી તમે હોંસભેર દેશ પાછા આવ્યા 'વીની'ને લગ્નમાં આ વીંટી આપીશ, આ ઘડીઆળ આપતાં પહેલાં 'વીની'ને બહુ ચીડવીશ... કંઈ કંઈ સુખનાં સ્વપ્નો ઘડી તમે માત પિતાને ત્યાં મારા હાથની માગણી કરવા દોડી આવ્યા. તમને તે વેળા ભાગ્યે ખબર હશે કે તમારી 'વીની' તો ભગ્નપ્રતિજ્ઞ થઇ અન્યને વરી ચુકી હતી!"

થોડીક વાર વિનોદિની અટકી. તેનો સ્વર મંદ થતો હતો. તેનો રૂમાલ ભીંજાઇ ગયો હતો. રમેશબાબુ પોતાને પાપાણ હૃદયના માનતા. આજે તેમનાં હૃદયના છુપા ઘાઓ ફરી ખુલતા હતા. તેમનાં નેત્રોમાંથી આંસુની ધારા ધીમેધીમે વહેતી હતી.

વિનોદિનીએ ફરી શરુ કર્યું: "હા, તે દિવસ હું કદી નહીં ભુલું. બારણાં ઉઘાડી તમે જુની ટેવ મુજબ અંદર ધસી આવ્યા. હીંચકા પર ખોળામાં એક બાળક લઇ વિનોદિની બેઠી હતી. 'વિનો-દિ-નિ!' ઘડીક અચકાઇને આંખે તમ્મર આવતાં હોય તેમ તમે બોલ્યા. 'ઓ હો?. તમે? બા, બા, રમેશબાબુ આવ્યા છે.' યુવતિએ ઘરમાં ખબર આપી. થોડી વારમાં આખું કુટુંબ એકત્ર થયું. યુવતિના ખોળામાં બાળક જોઇ તમે થોડું ઘણું તો સમજી ગયા; છતાં પુછવાની છાતી ન ચાલી. થોડી વારમાં માતાએ તમને 'વીની'નાં લગ્નની ખબર કહી. તમે બેશુદ્ધ ન થયા-તમારી આંખમાંથી અશ્રુ સરખું એ ખર્યું નહીં. પણ તમારા હૈયામાં ઉંડા ઘા પડ્યો. યુવતિ તે સમજી. તમે બારી તરફ ફર્યા અને કોઇ જોતું ન હશે ધારી આંખો લુંછી.

'આ 'વીની'નો પુત્ર હેમ' બાળક તરફ આંગળી કરતાં બાએ કહ્યું.

'વિનોદિની, અભિનંદન! પણ તમારાં લગ્નમાં મને નિમંત્રણે ન આપ્યું? લગ્નના ઉત્સાહમાં રમેશને છેકજ વીસરી ગયાં?'-તમે મશ્કરીનાં કહેતા હો તેમ ફીક્કું સ્મિત કરતાં કહ્યું. તે સ્મિત આંસુના કૈંએ ઘોઘ કરતાં વધુ અસરકારક હતું.

'તમે હીંદને છોડી દૂર દેશ સંચર્યા હતા. તે આવ્યા ત્યાંને? પણ હવે તમારાં લગ્નમાં અમને તો બોલાવશોને?' મેં પુછવાની હીંમત કરી.

એક ગુન્હો છુપાવ્યો હોય તેમ ટેબલ પરનાં લાલ પટીમાં બાંધેલાં કાગળીઆં તરફ એમણે એક છુપી નજર ફેંકી.

"રમેશ! રમેશ! ઉત્તર કેમ નથી આપતા? રમેશબાબુ 'વીની'ના પુત્રને કેદમાં મોકલશે?" પ્રથમ માગણીએજ મુલાકાતની આશા નિષ્ફળ નીવડતી જોઈ વિનોદિનીએ રડમસ સ્વરે પુછ્યું.

"વિનોદિની, હેમંતને એ શું સુઝયું?" ન્યાયાધિશથી પુછ્યા વિના ન રહેવાયું.

"રમેશબાબુ! થયું તે થયું. હવે તે માટે શોચ કર્યે શો ફાયદો? પરંતુ સાક્ષીને જુદા સ્વરૂપમાં નીરખી શકનો લાભ આપી તમે ફેરવશો નહીં તો સેશન્સમાં હેમંતનું શું થશે?"—"હેમંતનું શું થશે"—એ વિચારે અત્યાર સુધી જાળવેલી મક્કમતા ધોવાઇ ગઇ. માતાનું હૃદય ડુસકે ડુસકે રોઇ પડ્યું.

રમેશબાબુના હૃદયમાં ન્યાય અને સ્નેહની વચ્ચે યુદ્ધ ચાલતું હતું. છતાં એમનાથી આ જોઇ ન રહેવાયું. તે બોલ્યા: "વિનોદિની! આંસુ લુછી નાખો; હેમંતને હું બચા..." ન્યાયાધિશ વાક્ય પુરું ન કરી શક્યા. નમકહલાલ સેવાના એમના આદર્શો? નિષ્પક્ષપાતી ન્યાય, એથી કેમ સેવા શી હોઇ શકે? એમણે આખું જીવન શું વ્યર્થ અપાર્પણ કર્યું ન હતું? એમની આંખે અંધારાં આવવા માંડ્યાં. અત્યાર સુધી એમણે જે ગુન્હેગારોને શિક્ષા કરી હતી તે સૌ ફરીઆદ કરતા હોય તેમ એમની દૃષ્ટિ આગળ તરી આવ્યા. તેમણે શું કર્યું? જગત માટે સ્નેહની નજરાણામાં તણાઇ જઇ પોતાનો ઉદ્દેશ આદર્શ નષ્ટ કરશો! પ્રભુ! પ્રભુ!

રમેશબાબુનું અધુરું વાક્ય સાંભળી વિનોદિની ગુંગળાઇ. એની આંખો હસી રહી લાલ થઇ ગઇ હતી. તેનું હૃદય જાણે 'અજાણ્યું' હતું. થોડીક વાર તે કંઇ બોલી શકી નહીં. પરંતુ પુત્રને કેદ અને નામોશીમાંથી ઉગારવા આવેલી માતા આગળ રહી. અને અત્યંત ધીમા કરુણ સ્વરે બોલી: "હા, એ વાક્ય ફરી બોલો રમેશ, પચીસ વર્ષ પહેલાંની 'વીની' તમને વીનવે છે. હું તમારી પાસે અણઘટતી યાચના કરું છું! હા, કદાચ તમારું હૃદય આજે ચીરાઇ જાય છે તે હું જાણું છું. ઇશ્વરે મને તમને દુઃખી કરવાજ સરજી હશે? તમારું ગૃહજીવન મેંજ નષ્ટ કર્યું. આજે તમારા સાધુજીવનમાં ખલેલ કરવા આવી છું. તમારા સર્વે આદર્શો નષ્ટ કરવાજ હું જન્મી હોઇશ! તે બધા માટે ક્ષમા યાચું છું; પણ રમેશબાબુ! આટલું મારી ખાતર નહીં કરો? આવતે જન્મે બધાએ ઉપકારો વાળી આપવા પ્રયત્ન કરીશ." ને એના આંસુભીના કપોલ પર લજ્જાની આછી ઝાંખ આવી. આવી ને પળ વારમાં ઉડી ગઇ.

બસ, રમેશબાબુના હૃદય માટે આટલું બસ હતું. "વીની! વીની! આ બધું કહી મને શરમાવ નહીં! કાલે હેમંતનો ચુકાદો અપાશે. હું એનો કેસ કાઢી નાખીશ."

"વચન?" હસતાં હસતાં વિનોદિનીએ પુછ્યું. તેના હોઠ પર સ્મિત ફરકતું—તેની આંખોમાં અણમુલાં આંસુ હતાં.

"હા, વચન. કાલે સાંજે હેમંત ઘેર આવશે."

વિનોદિની બાળિકાની માફક હસતી હસતી ચાલી ગઇ. તેણે તેના પુત્રને છોડાવ્યો હતો. તેને સુખી રહેવા પણ વાર રમેશબાબુ પણ સુખી થયા. પાછી વિનોદિની ગઇ.

[ વધુ માટે જુઓ પૃ. [illegible]



# રાજાધિરાજ

## 'ગુજરાતનો નાથ'નું અનુસંધાન


લેખક:

રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,

બી. એ., એલએલ. બી. એડવોકેટ

પ્રમુખ, સાહિત્યસંસદ


## નોંધ

જેણે મારી "પાટણની પ્રભુતા" કે "ગુજરાતનો નાથ" વાંચી હશે તેને આ વાર્તાનાં કેટલાંક પાત્રોની ઓળખાણ પડશે. જેણે એ વાર્તાઓ ન વાંચી હોય તેને માટે નીચે આપેલી ઓળખાણ બસ છે.

જયસિંહદેવ સોલંકી ... અણહિલવાડ પાટણનો રાજા અને ગુજરાતનો નાથ
મીનળદેવી ... .. રાજમાતા.
મુંજાલ .. ... મહા અમાત્ય
ઉદા મંત્રી અને ખજાનાનો સત્તાધીશ
દાદાક ... મંત્રી * કર્ણાવતીનો સત્તાધીશ
શોભ . મંત્રી
ત્રિભુવનપાલ .. . રાજાનો ભત્રીજો ને લાટનો † દંડનાયક ‡
કાશ્મીરાદેવી .. . ત્રિભુવનપાલની પત્ની ને મીનળદેવીની ભત્રીજી.
કાક ... ત્રિભુવનપાલનો મિત્ર ને ભટરાજ
મંજરી .. તેની પત્ની.
સજ્જન ... સોરઠનો દંડનાયક
પરશુરામ ... ... તેનો પુત્ર.
રા'ખેંગાર ... ... જુનાગઢનો રાજા
રાણકદેવી . ... તેની રાણી.

* અમદાવાદ † સાબરમતીથી નર્મદા સુધીનો પ્રદેશ ‡ સૂબો

# આગલાં પ્રકરણોનો સાર

## વિભાગ પહેલો

**જયસિંહદેવે** મોકલેલા ફરમાન મુજબ કાક ઉદાના દીકરા આમ્રભટને ભૃગુકચ્છનું દુર્ગપાલન સોંપી પાટણ તરફ જવા નીકળે છે. રાણી લીલાદેવીએ તેમજ રાણકદેવીએ પણ તેને તેડાવેલો છે. જતાં-જતાં તેને જૈન સાધુ હેમચંદ્રસૂરિનો પરિચય થાય છે, અને પોતે તેની પાછળ એક ગુપ્તચર યોજે છે. અહીં આમ્રભટ મંજરી ઉપર મુગ્ધ થઈને તેની ભાળ કાઢવાની ઘેલછામાં પોતાના ભવિષ્યના સાળા અને પાટણે લાટ લેવાથી બળીઝળી રહેલા રેવાપાલને કાકની ચેતવણી છતાં છંછેડે છે. કાકની ગેરહાજરીમાં બળવો ઉઠાવવાની રેવાપાલ પેરવી રચતો હોય છે એટલામાં કાક જાતે આવી કેટલીક રકઝક પછી પોતાનું કુટુંબ તેના રક્ષણમાં સોંપી જાય છે. મંજરીના મોહમાં પડેલા આમ્રભટથી અવગણના પામીને તેમજ મંજરીના પ્રભાવથી અંજાયા પછી હેમચંદ્રસૂરિ ખંભાત જાય છે. આ બાજુ રેવાપાલ ગઢના કોઠારના વૃદ્ધ નાયક અને કાકભક્ત દેવાને ભોજની કોઠાર ખાલી કરી આપવાનું તેની પાસે કબુલાવે છે—એવી શરતે કે કાક પાછો આવે તો રેવાપાલ અનાજ ભરી આપે.

## વિભાગ બીજો

ભૃગુકચ્છથી પાટણ જતાં કાક લાટી આગળ ઉતરી પડે છે અને પોતાનો વેષ ખેમાને પહેરાવે છે. ખેમો વહાણને પ્રભાસ આગળ ડુબાડી દે છે. કીનારે ઉભેલો વાગ્ભટ તેને કાક સમજી બચાવી વંથળી લઈ જાય છે. આ બાજુ કાક જુનાગઢ જાય છે અને સાંધેલું નેહું કદી નહીં તુટવા દેવાની પ્રતિજ્ઞા લઇ પાછો ફરે છે. રસ્તામાં તે બાબરાભૂતને વશ કરી લે છે. પછી તે રાજગઢમાં રાણી લીલાદેવીને મળે છે અને જયસિંહનું મન દેવડી તરફ ન ખેંચાવાનું વચન આપે છે. પછી ત્યાંથી જયદેવ આગળ જઇ તેને જુનાગઢ લેવાનું વચન આપી જગદેવ આવતાં સંતાઈ જાય છે. પછી ઉદો ત્યાં આવી જુનાગઢ જોડે સંધિની પેરવી બતાવે છે ત્યાં કાકને બદલે ખેમાને લઇ વાગ્ભટ આવે છે, પણ કાક આવી ભેદ ફોડી નાંખે છે. ઉદો, જયદેવ તથા કાકને વિષ્ટિ માટે જવાનું ઠરે છે કાકને રક્ષવાનું વચન મુંજાલ લીલાદેવીને આપે છે. વાગ્ભટને બનાવવાથી સમર્થ કાક પર દ્વેષે ભરાય છે. આજ્ઞાભંગ માટે પરમાર એક નોકરને કેદ કરી પોતે ધારેલી જગામાં ઉતરવાની ફરજ પાડવા કાકને મળવા જાય છે. ત્યાં તેને કાક સાથે ચકમક ઝરે છે, પણ સમાધાન થાય છે. નોકરને છોડી દેવા મુંજાલ પરમારને કહે છે ને તેમ કરવા જયસિંહદેવ તેને સમજાવે છે. પ્રેમકુંવર ને સમર્થ લીલાદેવીનો ખંડ શણગારે છે ત્યાં કાક રાણીને મળવા આવે છે અને રાજાને વશ કરવાની યુક્તિ સુઝાડે છે. બીજે દિવસે પોતાની આજ્ઞાનો ભંગ કરનાર સૈનિકને કાક ઘાયલ કરે છે એટલે જયસિંહદેવ તેને કેદ કરાવી, સાથે લઈ ચોકીઓ તપાસવા નીકળે છે. ત્યાંથી કાક રાજાને વેષે બીજી ચોકીઓ તરફ જાય છે અને આ બાજુ રાજાની ટોળી, ખેંગારનાયક અને તેના સૈનિકો વચ્ચે જબરું યુદ્ધ થાય છે. રાજા, પરમાર ને ખેંગાર સખત ઘાયલ થાય છે. ત્યાં રાણી વગેરે આવે છે અને ખેમાન રાજાને લઇ જાય છે. કાક લડતાં પડયાનો વહેમ લોકોને પડે છે.

## વિભાગ ત્રીજો

ભૃગુકચ્છમાં રેવાપાલ સ્વાતંત્ર્યનો ઝુંડો ઉડાવે છે. મંજરી આંબડ વગેરે નવા ગઢમાં ભરાઇ જાય છે અને ચોકીદારો પાસેથી થોડુંક અન્ન કુંટવી લાવી ચલાવે છે. જયસિંહદેવ જુનાગઢ સાથે યુદ્ધમાં ઉતરે છે. સમર્થ દ્વારા કાક જીવતો છે એમ ખબર પડતાં મહારાજ વાહડને જુનાગઢથી કાકને લઇ આવવા મોકલે છે. કેટલાંક કારણસર રા' દેશળદેવને હદપાર કરે છે. રાણક રા'ને યુદ્ધ માટે ઉત્સાહિત કરે છે તેવામાં છત્રસાલના મરણ સમાચાર આવે છે. રાણક પોતાના પ્રભાવથી તેને સજીવન કરે છે; યુદ્ધમાં જતાં જતાં રા' રાણકને તેનાં છોકરાં કાકને સોંપતો જાય છે. મહારાજને લાટના બંડના સમાચાર મળે છે પરંતુ તે

મૂર્તિની માફક ઉભી રહી. ક્યાં સુધી આમ ઉભી રહી તે તેણે જાણ્યું નહીં. તેની નિસ્તેજ આંખો નદીના કૌમુદીમય પટ પર ફરી રહી.

નેરાએ કરેલા વિનાશમાંથી જે દાળચોખા બચ્યા હતા, તેને સેકી, વાટી ને રાબડી કરવામાં આવી હતી તેજ માત્ર તેણે બપોરે પીધી હતી. આખો દહાડો તેણે ઉદ્વેગમાં કાઢ્યો હતો. સાંજના સ્વસ્થતા જાળવવા તેણે, જીવ પર જુલમ કર્યો હતો. અત્યારે તેના પેટમાં ને માથામાં શારીરિક નિર્ગતિનાં ચિન્હ જણાતાં હતાં છતાં તેની દરકાર કરવા જેટલું ભાન નહોતું. દુઃખે તેને મૂઢ જેવી કરી દીધી હતી.

એક ભુલું પડેલું પંખી ફડફડ કરતું, કોટને અથડાઇને ઉડી ગયું. તેના ફડફડાટથી મંજરી જડતામાંથી જાગી. તેણે ગભરાઇને ચારે તરફ જોયું; અને ધબકતું હૃદય હાથ વતી દબાવ્યું. તેની બધી લાગણીઓ સતેજ થઇ અને ભુખ, અસ્વસ્થતા, નિરાધારી, વાત્સલ્યડંખ ને પતિવિરહની સમગ્ર પીડાઓનુ તેને ભાન થયું. કોટ પકડી તે ઉભી રહી. તેના દુઃખનો કાંઠો દેખાયો નહીં.

તે ધીમેધીમે, મહાદેવના મંદિરમાં ગઇ પણ કૈં ચેન પડયું નહીં. જે દૈવે તેની આ દશા કરી તેને વધારે શું કહેવું એવો કૈંક વિચાર આવ્યો.

થોડીવારે તેને શોધતો મણિભદ્ર આવ્યો "બા! રાત ગઇ. હવે સુઇ જાઓ. નહીં તો તબીએત બગડશે.

"હા. ભાઇ!" તેણે મહામુસ્કેલીએ જવાબ દીધો. "આંબડ મહેતા સુઇ ગયા?"

"ના. એ દેવાની વાટ જોતા બેઠા છે, એમનો જીવ ફરે છે."

"દેવો હજુ નથી આવ્યો?'

"ના."

"કેમ શું થયું?"

"નીચે સખત ચોકી બેઠેલી છે એટલે વાર લાગી હશે. પણ દેવો ઉસ્તાદ છે, ધાર્યું કામ બરોબર કરવાનો."

"ને પેલા નેરાનું શું? મેં તેને જોયોજ નથી."

"બા એની ફીકર કરવાની જરુર નથી."

"કેમ?"

"ના. સખત કોગળીયું થયું છે. ઘડી બે ઘડીનો પરોણો લાગે છે."

"અરરર—ને પેલી બીચારી ગંગલી—"

"તે સુખી થઇ. હવે તમે ઉતારે ચાલો ને જરા થાક ખાઓ."

"ચાલો હું આંબડ મહેતાની ખબર લઉં." કહી મંજરી હોઠ પીસી ચાલવા ગઇ. એકદમ તેના પેટમાં આંકડી આવી ને તે બેસી ગઇ. મણિભદ્ર મદદ કરવા દોડયો.

"કૈં નહીં" હાંફતી હાંફતી મંજરી બોલી ને મણિભદ્રને હીમત આપવા ફીક્કું હસીને બોલી: "બધાએ મને ફુલ જેવી રાખી છે તે એમજ થાય તો."

મણિભદ્ર આ સુકુમાર સ્ત્રીની હીંમત પર આફ્રીન થઇ ગયો. થોડી વારે પાછી હોઠ પીસી તે ટટાર થઇ, કોટ ઝાલી ઉભી થઇ અને મણિભદ્રનો હાથ પકડી દરવાજા તરફ ચાલી.

દરવાજા આગળ પેટમાં હાથ દાબી ઉદા મહેતાનો સુકુમાર કુંવર પાટણનું ગૌરવ સાચવી રહ્યો હતો. ને વિચાર કરતો હતો કે જો બાપની સલાહ માની તેના ભાઇની માફક વાર તહેવારે તેણે એકાશણાં કર્યાં હોત તો અત્યારે તેની આવી દશા થાત નહીં. પણ આખી જીંદગી લહેરમાં ગાળી હોવાથી

રહ્યો. "શું બીચારીની દશા! એના પુરતું પણ પ્રભુ મને જોર આપે તો સારું." તે દુઃખી અવસ્થામાં પણ તેને હીંમત આવી. આખા વિશ્વમાં એ અને પોતે અત્યારે નિરાધારીમાં સાથે મળ્યાં છે. આ નિરાધારી ન હોત તો કેમ મળત?

મંજરી જઇને પડી ને તેને ઝોકો આવ્યો; પણ થોડી વારમાં તે પાછી જાગી. દરવાજા આગળ કોઇ વાત કરતાં હોય એવો અવાજ આવ્યો. છોકરાંનું શું થયું? તે એકદમ ઉઠી, લુગડું હોડયું અને નીચે ઉતરી દરવાજા તરફ બનતી ઉતાવળે ગઇ.

દેવો ભોંય પર પડયો હતો ને કાકડો ચેતાવી આંબડ તેને જોઇ રહ્યો હતો. મંજરીના પેટમાં ફાળ પડી. તે દોડતી ગઇ.

"શું છે?"

"કૈં નહીં બા!" દેવો ગળે હાથ દઇ બોલતો હતો. "કીકાભાઇ ને બહેન ને ગંગલી સુખે પહોંચી ગયાં. ચોકી વટાવી. પણ મેં નહોતું કહ્યું," તેનાથી શ્વાસ કેમે કર્યો લેવાતો નહોતો, ને તેને મોઢે ફીણ આવતાં હતાં. તેના ગળા આગળ એક તીર વાગેલું હતું. તેની પણછ દેખાતી.

"પણ તને આ શું વાગ્યું."

"બા!—હું પાછો આવતો હતો. જરા ઝાડીમાં ખખડાટ થયો. ને કોઇ ચોકીદારે તીર માર્યું. મેં નહોતું કહ્યું—મારી ખાપરી પર ઘુવડ નહીં તો બોલે નહીં." દેવાએ ડોકી ધુણાવતાં કહ્યું. તેનાથી સ્પષ્ટ બોલાતું નહીં, ને મોઢામાં લોચા વળતા.

"દેવા!" આંબડે કહ્યું; "તીર કાઢું?"

"ના—બા—પુ,ના." ડોકી નીચી નાખી દઇ દેવાએ કહ્યું: "અંદર પેઠું છે. કાઢશો કે મારું—આવી બન્યું. હમણાં નહીં. ઓ—બા—બા—ભાઇ આવે તો કહેજે—કહેજે કે દેવાએ ભુલ કરી—કો—હાર ફેંકી દીધો. મારા ભાઇ!—ભાઇ!—" ડોસાના ડોળા ચકર ચકર ફરવા માંડ્યા. મંજરી પાસે જઇ તેની પાસે બેઠી ને વાંસે હાથ ફેરવવા માંડયો. થોડી વારે ડોસાની મૂર્છા કૈં ઓછી થઇ. તેણે ડોળા ફાડી મંજરી સામે જોયું.

"બા. કીકા...ભાઇ સુખમાં છે. ઉંઘ—તાં'તા. કોઇએ જોયાં નથી. બા. ભાઇ—ઓ ભાઇ—બા" તેણે ગળે હાથ મુકયો. "પાણી... તેના ડોળા પાછા ફરવા લાગ્યા. મણિભદ્ર દોડતો જઇ પાણી લઇ આવ્યો ને આંગળાવતી દેવાના મોઢામાં નાખ્યું. "બા-ભોળા...નાથ ભલું કરે. જાઓ...ત...મે, જાઓ. તમારાથી નહીં જોવાય. હર-ભોળાનાથ."

"તુ ગભરા નહીં," મંજરીએ કહ્યું; "કૈં દવા લાવીએ."

"બા—બા! એની દવા... હોય નહીં... જાઓ." ડોસાએ ચીઢાઇને કહ્યું; "તમે... જાઓ... નહીં જોવાય."

મંજરી ડોસાને ખુશ કરવા ઉઠીને તેને મણિભદ્રને સોંપ્યો.

"દેવા. હું જાઉંછું."

"જા—ઓ. બા— ઓ—એ—ઓ" કહી તેણે ફરીથી પોતાનું ગળું પકડયું.

મંજરી ઝપાટાબંધ ચાલી ગઇ. તેનું મગજ કામ કરતું નહોતું. તેને ચક્કર આવવાં લાગ્યાં હતાં.

મંજરી ગઇ એટલે દેવાએ તીર ખેંચી કાઢવાનું કહ્યું. આંબડે તે ધીમેથી ખેંચી કાઢયું અને ઘામાંથી ધડધડાટ લોહી નીકળ્યું. ડોસાએ મણિભદ્રના હાથ પર માથું નાખી દીધું. તેના ગળામાં થોડી વાર ઘરઘરાટ થયો

દૂરથી પણ સંભળાતો હતો.

બન્ને જણ જઈને છાપરીના બારણા આગળ ઊભા, કારણ કે અંદરથી આવતી દુર્ગંધ ખમાય એવી નહોતી. નેરાને એક દંડી ચાલતો હતો. યમના સાન્નિધ્યમાં બંને જણ પોતાનાં દુઃખો વીસરી ગયાં અને તેમનાં હૃદય ત્રાસથી બેસી ગયાં. એક દિવસમાં પણ એમનો જીવનસ્રોત ઝપાટાભેર અંત તરફ વહ્યો જતો હતો.

અર્ધીએક ઘડીમાં નેરાનો શ્વાસ બોલતો બંધ થયો. આંબડ ને મણિભદ્ર બંનેને કમકમાં આવ્યાં.

"ભાઈ!' મણિભદ્રે કહ્યું; "તમે પેલી તરફ લાકડાં ખડકતા થાઓ એટલે આને કરીને નવરાવું. પછી બંનેને એક ચિતા પર ચઢાવીએ."

આંબડ મહેતા મુંગે મોઢે કામ કરવા ગયા. એનો જુસ્સો પણ નરમ પડી ગયો. જીંદગીભર જે નહીં વીત્યું હતું તે એક દહાડામાં એના પર વીત્યું હતું.

મણિભદ્ર કુવા પર જઈ પાણી લઈ આવ્યો ને ક્રમે કરી નેરાના ગલીચ શબને તેણે સાફ કર્યું. આંબડ મહેતા આવ્યા ત્યારે બંને જણે તેનાં શબને ચિતા પર ચઢાવ્યું. અને દેવાના શબને પણ લઈ આવી ચિતા પર મુક્યું.

મણિભદ્રે થોડાક મંત્ર ભણી ચિતાને આગ લગાડી.

"મણિભદ્ર!" આંબડ મહેતાએ કહ્યું. "મને ચક્કર આવે છે. હું જાઉં છું. મારાથી ઉભા રહેવાતું નથી."

"જાઓ! સુઈ જાઓ. જરા લાકડાં ચેતે કે હું પણ આવું છું."

"હું આના વાસના નીચલા ખંડમાં બેઠો છું. મને અથી દૂર સુવાનું ઠીક લાગતું નથી. એમની તબીએત પણ સારી નથી." જેમ તેમ ચાલતાં આંબડે કહ્યું "હા. એ બરાબર છે."

મણિભદ્રનું શરીર મહેનત, વ્રત ને અપવાસ કરી કસાયલું હતું. એટલે નિર્ગતી શીવાય તેને બીજું કૈં લાગતું નહોતું. પણ અત્યારની મહેનતથી તો તે પણ થાકી ગયો હતો.

થોડી વાર તેણે ચિતા તરફ જોયાં કર્યું; અને આગ બરોબર સળગી એમ લાગ્યું એટલે તેણે ચાલવા માંડ્યું. "ચાલ જીવ! હજુ આમ થાકે કૈં પરવડવાનું છે? હર ભોળાનાથ! કોણ જાણે કયા નક્ષત્રમાં હું ભૃગુકચ્છ...... આવ્યો અરે હા! ત્યારે સામે જતિ મળ્યો હતો. હર–હર–હર–પછી શું જોઈએ?"

દેવાના નસીબમાં નેરાનો સહવાસ લખાયો હતો તે મિથ્યા થયો નહીં.

---

## પ્રકરણ ૬ ઠું

### નાથની આજ્ઞા

**મંજરી** વાસમાં આવી ત્યારે તેનું હૃદય અસ્વસ્થતાની પરાકાષ્ઠા અનુભવતું હતું. તેણે બધું હીંમતથી વેઠ્યું હતું; પણ મૃત્યુના કારમા દર્શનથી તેની હામ ભાંગી ગઈ. અત્યારે તેને વેદના કે દુઃખ નહોતાં થતાં. પણ ત્રાસ રોમેરોમ પ્રસરી ગયો હતો. સુખ, શાતા ને સંરક્ષણમાં ઉછરેલી તે સુંદરી આજના બનાવોથી છળી મરવા જેવી થઈ ગઈ હતી. તેને અંગેઅંગે શીત વ્યાપ્યાં હતાં. ક્યાં જવું? શું કરવું? કોનું શરણ લેવું? વિકરાલ નિરાશાથી ત્રસ્ત થએલી તેને જવાબ શોધવાનું ભાન નહોતું.

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૬૧ ]

સાંજે એક બી. એ. થએલી છોકરી મળી. દોઢેક વર્ષ થયું બી. એ. થઇ છે. હાલ એક પારસી સ્કુલમાં શિક્ષક તરીકે કામ કરે છે. ભાષા તદ્દન પારસીશાહી છે. શુદ્ધ ગુજરાતીનો કદી ખ્યાલ પણ આવ્યો હશે કે નહીં તે કહી શકાતું નથી. ઉંડાણ નથી. + + + સાહિત્ય કે કુદરતનો શોખ લાગતો નથી. રસવૃત્તિ ઓછી ખીલેલી લાગે છે. મુંબાઇના જીવનનો શોખ વધારે છે. પારસીશાહી રીતીનો શોખ હશે. .. ... ... ...

નથી જુના વિચારનાં કુટુંબોમાં રસવૃત્તિ કે નથી નવી કેળવણીવાળા ઉછરતા વર્ગમાં. પુરુષોજ ગમાર જેવા હોય છે ત્યાં સ્ત્રીઓની ! આશા ? જ્યાં દેશના મોટા વર્ગની આ ા હોય ત્યા સ્વાતંત્ર્ય કે નૂતનતાની શી ાશા રાખી શકાય ?

૨૧–૬–૨૦.

કોઇ સ્થળ એવું હશે કે જ્યાં જરાએ સ્વાર્થવૃત્તિ ન હોય ! સ્વર્ગને પણ આ વૃત્તિ નરકાલય બનાવે છે. મનુષ્યોની વૃત્તિઓ ન બદલાય તો જગત્ એક તસુ પણ ઉંચે જવાનું નથી.

૨૨–૬–૨૦.

દિવસ આખોએ નકામો ગાળ્યો. ... સાથે બે ત્રણ કલાક ગપાટા માર્યા, એટલું વધારામાં.

ટોલ્સ્ટોયનો 'ધર્મ' ઉપરનો નિબંધ વાંચ્યો. હજુ અધુરો છે. ટોલ્સ્ટોય એના ત્રણ વિભાગ પાડે છે. અને દરેકના જુદા જુદા વર્ગ કરે છે. એના મત પ્રમાણે વ્યક્તિત્વ કે અમુક રાજ્ય કે સમાજ ખીલવવાની ઇચ્છા ઉતરતા પ્રકારની છે. એક સર્વશક્તિમાન ઇચ્છાને અનુસરીને સર્વ કાર્યો કરવાં એ એ ઉત્તમ માને છે. એ કહે છે કે સાયન્સ કે ફીલોસોફી કરતાં આમાં લાગણીની વધારે જરુર છે. અને સાયન્સ કે ફીલોસોફી આ વિષયમાં મદદ આપતાં નથી પણ ઉલટાં ગુંચવે છે. કારણકે એમાંએ જણુ જણુના જુદા મત હોય છે. અને ઘણાખરા કથન પરસ્પર વિરુદ્ધ હોય છે.

હું ટોલ્સ્ટોયના આ મત સાથે સંપૂર્ણાંશે સંમત નથી. વ્યક્તિત્વ ન ખીલવ્યું હોય તો એક મહાન્ ઇચ્છાને તેના ખરા સ્વરૂપમાં જાણીજ ન શકાય, અને એ ઇચ્છાને અનુવર્તીને કરવાનાં બુદ્ધિપૂર્વક કાર્યોનાં વ્યક્તિના વિકાસ વિના કરીજ ન શકાય. વ્યક્તિત્વ ન ખીલવ્યું હોય તો હેય, જ્ઞેય કે ઉપાદેયના વિભાગ માનવી કરી કે જાણી ન શકે. વળી સમાજ કે રાજ્ય સુધરેલાં ન હોય તો તેમાં વ્યકિતના વિકાસના પ્રસંગો અને સાધનો બહુ ઓછાં હોય છે. માણસ જે દેશમાં કે રાજ્યમાં જન્મ્યો હોય તેનો બીજા દેશ કે રાજ્ય આડે ન અવાય તે રીતે વિકાસ દેશકાળને અનુસરીને કરવો એ તેની ફરજ છે. માનવીની શક્તિ અમાપ કે અનંત નથી કે તે એકજ કાળે બધા સમાજ કે રાજ્યોનો ઉદ્ધાર કરી શકે, અને તેટલાજ માટે શરુઆત કરવાનાં પહેલાં સ્થળ તેને નજીકમાંથીજ શોધવાં પડે છે. પ્રથમ પોતાના વ્યક્તિત્વનો વિકાસ થયા પછી કુદરતી રીતેજ કુટુંબ, સમાજ ને રાજ્ય એ અનુક્રમે આવવાનાં. જે માનવીનું વ્યક્તિત્વ એટલું વિશાલ હોય કે તેના સ્નેહ અને ચારિત્ર્યની સરિતા કુટુંબ, સમાજ કે રાજ્યની હદમાં ન સમાતાં સમસ્ત વિશ્વને રસાળ કરતા વહે તેને 'વસુધૈવ કુટુંબકમ્' કરવામાં વાંધો નથી. બાકી તે વિના જગતને કુટુંબ કરવા અધુરાઓ નીકળે તો

ચમકતો બરફ અને ઘેરી છાયા વાળો સાંજનો વખત એ બધાંથી મન મોહ પણ પામતું અને ગંભીર પણ થતું.

લગભગ પાંચેક માઇલ આવ્યાં. કુલનના ગામડા આગળ તંબુ ઉભો કરેલો હતો ત્યાં જઇ વેષ બદલી નાખ્યો.

ઇસ્લામો એક રીતે ઘણો ઉપયોગી માણસ છે. માત્ર એનામાં લોભ ઓછો હોત તો હું એને હંમેશાં સાથે રાખત.

અત્યારે વાદળાં વેરાઇ ગયાં છે. મધ્યાકાશમાં ચંદ્ર ઝરાનું ગીત સાંભળવા સ્થિર થઇને ઉભો રહ્યો છે. મારી સામેનાજ શિખર પરનો બરફ ઇંદુના શાંત પ્રકાશમાં સ્નાન કરતો હોય એવું લાગે છે. કૈં શુદ્ધ સંગીત રેલાવતા પાણીના ઘેર પડઘા આખા વનમાં વ્યાપી રહ્યા છે.

ચંદ્ર પ્રકાશમાં દૂરથીએ પાણી કાળા પથ્થરાઓની વચ્ચે બહુજ શ્વેત લાગે છે. અને ઉછળતા તરંગોથી નૃત્ય કરે છે. આને શી ઉપમા આપવી તે સુઝતું નથી.

પર્વતના એક ઝુંપડામાંથી દૂરથી એક દીપક કોઇને બોલાવી રહ્યો છે. છુટીછવાઇ તારાકણીઓ પરસ્પર કૈં ગોષ્ટી કરી રહી છે. આખા વિશ્વની સુંદરતા આ ગિરિમાલની વચ્ચે ખીણમાંજ પુરાઇ રહી હોય એમ લાગે છે. આથી વધારે રમ્યતા ક્યાંએ હશે?

તા. ૨૬–૬–૨૦.

કુલનથી સવારે પોણાસાતે સુનમર્ગ આવવા નીકળ્યાં. આજે ફક્ત સાડા દસ માઇલજ કાપવાના હતા. રસ્તો આજે ઘણોજ ખરાબ અને પહાડી આવ્યો. ઘડીમાં ઝરાની પાસે ખીણમાં ને ઘડીમાં ઉપર ચડવાનું. માર્ગ એટલો વિકટ હતો કે ન પુછો વાત. અહીંના ઘોડાજ આમાં ચાલી શકે.

રસ્તો વિકટ તો હતો પણ મનોહર પણ બહુજ હતો. આજે તો જંગલની વચમાં થઇનેજ પસાર થવાનું હતું. માર્ગમાં પાણીનાં પુષ્કળ ઝરણ આવતાં અને મોટા ધોધમાં જઇને પડતાં. નાયગરાનો ધોધ પણ આમજ વહેતો હશે?

એક તો પહાડી રસ્તો ને તેમાં મોટું ઘેટાંનું ટોળું નડ્યું. સાંકડા રસ્તામાં ઘેટાં (ઘેટાંની)ની સેનામાંથી રસ્તો કાઢવો પણ મુશ્કેલ અને આ સેનાએ રાવણને જીતવા ગએલા વાંદરાઓની સેના જેવડીજ હતી.

હવે તો સામસામા બે પહાડો બહુજ નજીક હતા. અને વચ્ચેથી ઘુઘવાટા કરતો ધોધ વહેતો. સામા પર્વતની ભીંત પર બરફ ના થરને થર આવતા. એક જગાએ તે ખરેખરી મઝા થઇ. રસ્તામાં એક ઠેકાણે બરફ પર થઇને પસાર થવાનું હતું. નીચે જોસભેર વહેતાં પાણી, અને એક બાજુ ઉભે સીધો પહાડ, તેના પર બરફ થાઝી ગએલો અને માત્ર એક વહેંત જેવડી બરફની પગથી પ ચાલીને જવાનું હતું. ઘોડા પર તો જ શકાય તેમ હતુંજ નહીં. અને જરાક પગ સરે તો સોએ વર્ષ પુરાંજ થાય. એક હાથે કોઇ કોઇ વખત ટેકો દેતી અને એક હાથે છત્રીને ટેકવી જેમ તેમ કરી એટલી ઝીનારી ચાલી મહ

બીજે પણ એક સ્થળે બરફ પર ચાલવાનું આવતું હતું. પણ તે એટલું સખત નહોતું. ત્રણેક માઇલ તો પગેજ ચાલી પુરા કર્યા. ચારે પાસ જ્યાં જુવો ત્યાં ઉભા પર્વતની દીવાલો હતી. આજ રસ્તેથી 'લદાક, યરકંદ, ચારકંદ' વગેરે સ્થળે જવાય છે. અમરનાથ પણ અહીંથી જઇ શકાય ખરું. અહીં ઘણું ખરું અંગ્રેજોજ આવે છે. ક્વચિતજ કોઇ હીંદી અહીંઆ આવતા હશે. હીંદી બાઇઓનાં

પગલાં થયાં હશે ?

પોણું અગીઆરે સુનમર્ગ. દસ માઇલ કાપતાં ચાર કલાક આજના રસ્તાની ખુબી.

ઇસ્વામો પાછળ રહ્યો હતો ને હજુ સુધી આવી પહોંચ્યો નહતો. હું ને ઘોડાવાળો એકલાજ હતા. ઇસ્વામોને શું થયું હશે એના ઘણા તર્કવિતર્ક થયા. રસ્તામાં પડી તો નહીં ગયો હોય ? સામાન પણ આવી નહોતો પહોંચ્યો. પવન પણ ચામના ન મોકલ્યો હોત તો તે વખતે પણ ન આવત.

ત્યાંથી તંબુની જગા પસંદ કરવા એ આગળ ગયો. થોડી વાર પછી હું એ ગાઇ દૂરથી કોઇ સાહેબના ત્રણ ચાર તંબુ દેખાતા હોય એમ જણાયું.

એ તંબુથી દૂર હું એક ઝાડ તળે પથ્થર પર જઇ બેઠી. ઇસ્વામો તો સાહેબના ખાન સામા પાસે પહોંચી ગયો અને એણે ત્યાંથી વાટકો ભરી દૂધ લાવી આપ્યું. દૂધ પીધું



શ્રીનગર

મોટા મેદાનમાં એક ટેકરા પર ઝાડ તળે જઇ બેઠી અને ઘોડાવાળાને ઘોડા વાળી ઇસ્વામાની ખબર કાઢવા મોકલ્યો.

આશરે અડધો કલાક આમ બેસી રહ્યા પછી ઇસ્વામો આવી પહોંચ્યો. એના ઘોડાએ ખાસમાં કે ખાડું હશે તેનો નીરો ચઢ્યો હતો એટલે આવ્યો નહીં તેથી વાર થઇ. મેં ઘોડા એટલે જરાક નીરાંત થઇ.

વખત જતો હતો. સામાન નહોતો આવી પહોંચ્યો એથી હાજર તહીને મનમાં સ્વપ્ન આવ્યું કે ધાપમાં પડી તો નહીં ગયું હોય ? કોઇ માલુમ કે ઘોડાનો પગ ભાંગ્યો હશે તે ? જે હતું તે ભલું એમાંજ હતું. સામાન ન આવી પહોંચે કે જે અકસ્માત્ થાય તો મારી

(અનુષ્ટુપ્)

દેવ દાનવ ગંધર્વો ઋષિઓ ક્ષત્રિઓ વળી :
સુકર જીતવા સર્વે,–વિકારો એ હવા નહીં. ૩.

(ઉપજાતિ.)

ઇંદ્ર— 'પૃથ્વીતણી હું કરિને પ્રદક્ષિણા,
સ્વસ્થાન આવ્યો દિન એક વીતતે;
રહી ગયા પાછળ સર્વ સ્પર્ધિયો,
તે સુંદરીનો અધિકારિ હું થયો. ૪.

(અનુષ્ટુપ્.)

છલ કેવું કર્યું ભારે! ગાય ત્યાં ઉભિ મેં દીઠી,
વિધિસુતા વધૂવેષે ગૌતમે હસ્તથી ગ્રહી. ૫.

(ઉપજાતિ.)

ધનુષ્ય મારું હતું ત્યાંજ સજ્જ,
વિરંચિને મેં પુછયું "આ શું ધૂર્ત!
દેવી હતી જે દ્વિજતેજ કન્યા,
શું કામ યોજી સુરગર્ગ ચર્યા? ૬.

(ઉપજાતિ.)

શું ખેલ જોવા, ઉપહાસ અર્થ,
દોડવિ તેં સુર કાઢી છદ્મ?
ઐરાવતે હું ગતિ શીઘ્ર સાથે,
ફર્યો શું તે આ અપમાન માટે?" ૭.

(ઉપજાતિ.)

બીમારિ આ બ્રાહ્મણ નિશ્ચયે જો,
કર્યો હતો તેં મનમાંથિ પેલો;
જમાનૃ તારો કુલ તારનારો,
તો કેમ કાંધો શઠ! દંભ એવો?" ૮.

(ઉપજાતિ.)

બ્રહ્મા— "સંકલ્પ નો'તો મુજ પૂર્વથી એ,
સ્પર્ધા રચી નિષ્કપટે બધી મેં;
કરી હતી જે તમને પ્રતિજ્ઞા,
છે તેજ પાળી નથી કાંઇ શંકા. ૯.

(ઉપજાતિ.)

તમે ગયા જ્યાં નિજ વાહનોપર,
આવી વદ્યા આ ઋષિ વેદવિત્તમ;–
'છે ધેનુ પૃથ્વી કહ્યું એમ શાસ્ત્રમ'
સ્વીકારી મેં ધેનુતણી પ્રદક્ષિણા." ૧૦.





(અનુષ્ટુપ્)

ઇંદ્ર— "અત આવન એ વેળા થયા ગૌતમ બેઉનો:
વિનયો અન્ય દેવોએ, બધે મેં ક્રોધ રોકિયો. ૧૧.





(દ્રુતવિલંબિત.)

હૃદય આ પ્રભુ તે નહીં વીસરે,
નિશદિને પ્રભુ તે ખટક્યાં કરે;
ત્રિદિવ રાજ્ય દિયે નહીં સૌખ્ય, ને
સકળમાં કટુતા દિસતી અને. ૧૨.

(મંદાક્રાંતા.)

ઇચ્છા સર્વે પુરી કરી શકે પાંચ તે કલ્પવૃક્ષ,
એ સર્વેથી અધિકતર હે કામધેનુ પ્રસન્ન;
ગંધર્વો ને સુલલિતતનૂ અપ્સરો ગીત નૃત્યે,
વિસ્તારે ત્યાં તમ ભુવનમાં હર્ષ ઉલ્લાસ નિત્યે. ૨૨.

(ઉપજાતિ.)

કુટુંબમાં એ સુખી ભાગ્યવંત,
પત્ની શચી ને સુત છે જયંત:
કુટુંબી એવાં અનુરક્ત સ્નેહી,
છે ધન્ય એવો નહીં અન્ય દેહી. ૨૩.

(અનુષ્ટુપ)

ઉચ્ચ એ પદ શું નાથ ! મૂકો પ્રવૃત્તિ આ કરી ?
યાન સ્વર્ગેશ કેરાથી જશે શું શક્ર ઉતરી ? ૨૪.

(મંદાક્રાંત.)

જેના સિંહાસન સમ નથી તુંગ તેજસ્વી અન્ય,
જેના ઐરાવત સમ નથી હસ્તિ કો શ્વેત ભવ્ય;
જેનો લીલો હ્રદ અનુપ છે, જે ત્રિલોકે પહેલો,
કામી ક્રોધી કપટી બનશે ક્ષુદ્રમાં ક્ષુદ્ર જેવો ? ૨૫.

(ઉપજાતિ.)

દેવેંદ્ર જ્યારે વિષયાંધ થાશે,
આદર્શ કોનો ત્રિદિવે ગણાશે ?
રહ્યો ન જો સંયમ આત્મ કેરો,
આ વજ્રથી શાસન કેમ દેશો ? ૨૬.

(દોહરો.)*

"નદી કદી માઝા મુકે સાગરથી ન મુકાય,
સાગર જો માઝા મુકે તો તો કયમ રહેવાય ?" ૨૭.

(અનુષ્ટુપ.)

વ્યર્થ ગયા બધા યત્નો ઇંદ્રની વૃત્તિના ફરી;
દાવથી ઉગ્ર જે અગ્નિ કૌમુદી ત્યાં જ્યા પડી. ૨૮.

* * *

(ઉપજાતિ.)

શિલા થઈને પડિ છે અહલ્યા,
પામે અરણ્યે નહીં તે અભિજ્ઞા;
ને ઈંદ્ર નાઠો બળતોજ શાપે,
જ્યાંથી લીધું અંક સહસ્ર આંખે. ૨૯.

* આ દોહરો એક પુસ્તકમાં વાંચવામાં આવેલો તે અહીં ઉતાર્યો છે.




સભ્ય સાહિત્યસંસદ

ચિત્રકાર

રા. શિવરામ ભરૂચ,

એ. એમ.

## મુખ્ય પાત્રો

### પુરુષવર્ગ

અંબાલાલ શેઠ... ... અમદાવાદમાં રહેતા મુંબાઈના એક મોટી પેઢીવાળામાં મરજાદ થએલા વિધુર ધનાઢ્ય

નરોત્તમદાસ .. ... અંબાલાલ શેઠનો જમાઈ, મધુરીનો વર

બાબુભાઈ ... ... ... અંબાલાલ શેઠનો તદ્દન યુરોપીઅન થઈ ગએલો પુત્ર

મોહનદાસ ... .. નરોત્તમદાસનો બાલમિત્ર.

જીવરાજ ... ... ... અમદાવાદના સુપ્રસિદ્ધ વૈદરાજ નરોત્તમનો સહાધ્યાયી

સરદાર હીરાસિંહ ... પંજાબનો એક અમીર તાલુકદાર

સિવાય નાનાલાલ કવિ, રવીન્દ્રનાથ ટાગોર સી. એફ. એન્ડ્રુઝ મોહનદાસ ગાંધી. અનુચરો બીજાઓ

### સ્ત્રીવર્ગ

માયાવતી.. ... .. અંબાલાલશેઠની બહેન—રસિકલાલની ભામિની

મધુરી ... ... ... અંબાલાલશેઠની મોટી દીકરી નરોત્તમની પત્ની

પુષ્પા .. .. તેની નાની બહેન.

નોકર, ચાકર ઇત્યાદિ

શેઠે ધાર્યું હશે તો આમંત્રણ કર્યા વિના રહેનાર પણ નથી. પાડ પ્રભુનો કે એમણે એ આમંત્રણ કરવાનું મને સોંપ્યું છે; અને મેં હજી વિચારજ નથી કર્યો. ગાંધીજી પધારે તે પહેલાં તું મારી સ્ત્રીની ટાગોર મોહિની ટાળે નહીં, તો ભવિષ્યમાં મને સુખનો જે યત્કિંચિત સંભવ છે તે પણ નષ્ટ થયો સમજવો. કારણ એકવાર મધુરીની જાણમાં આવ્યું કે મેં આવી ઠગબાજી એની સાથે રચી હતી, તો એ મને કદી ક્ષમા નહીં કરે. [અવાજ બહુજ દયાર્દ્ર થઇ જાય છે.]

મોહન

માટેજ તને કહું છું, ભાઇ! કે આ મુર્ખામી રહેવા દે. મને અહીંથી જતો રહેવા દે: અને ઠગાઇનું પોગળ આગળ વધતું અટકાવી દે.

નરોત્તમ

[એક પળ વિચાર કરી દ્રઢ નિશ્ચય પર આવ્યો છે] ના, એ તો નહીંજ બને. प्रारब्धमुत्तमजना न परित्यजन्ति. હવે તો પાર પાડયેજ છુટકો.

મોહન

ઉત્તમતા અને હઠીલાઇ વચ્ચે ફેર છે, તે વીસરતો ના!

નરોત્તમ

એ ફેર હું જાણું છું; પણ હમણા એ નીતિવચનો સ્મરણ કરવા સમય નથી. [અવાજમાં પુનઃ નિશ્ચયાત્મકતા સ્ફુરે છે] જો, સમજ! આ કામ જેમ બને તેમ જલદી પાર પાડવું જોઇએ,' અને બનતી ત્વરાએ સવેળા ભવાઇ આટોપવી જોઇએ. માટે તારે પ્રથમ હલ્લો અંબાલાલ શેઠનાં ગાંધી ગઢપર કરવાનો છે; અને પછી મારી સ્ત્રીના ટાગોર કોટપર.

મોહન

ઉભય ધાર્યા કરતાં અતિ વધારે દુષ્કર કર્મ કરે છે. મને ટાગોરની કૃતિની કે ગાંધીની ફીલસુફીની જોઇએ તેટલી—જરુર જેટલી—પણ ખબર નથી. પગલે પગલે થાપ ખાવાનો, પોગળ પાધરું થવાનો સંભવ છે.

નરોત્તમ

તે ખરું છે, અને વખત હોત તો તારો પાર્ટ વધારે લંબાણથી ભણાવવાની તજવીજ કરત. પણ गतं न शोचयेत એ સૂત્રને આધારે હવે તો જેમ બને તેમ સત્વર નાટક પુરું કરીએ એમાંજ આપણી સલામતી છે.

મોહન

અને છતાં તું પોતે વચમાં વિઘ્નકર્તા થાય છે.

નરોત્તમ

કેવી રીતે?

મોહન

ગઇ રાત્રે તેં મારી કૃતિ ખય્યામની નકલ છે એમ શા માટે ઉઘાડી પાડી?

નરોત્તમ

એટલુંજ બતાવવાને કે રવિબાબુ કેવા દંભી, ડોળઘાલુ છે. તારે તો તેમાં ટાપસી પુરવી જોઇતી હતી, તેને બદલે તેં એવો સરસ, તરતમય બચાવ કરવા માંડયો, કે ફોકટ હું ફજેત થયો.

મોહન

પણ એથી તો તું એવરો અન્યાય કરે છે. એક તો તું મને અપરિચિત ભાગ ભજવવાનું કહે છે; અને તે હું યથાશક્ત ભજવવા લાગું તેવોજ તું પોતે નમં મુશ્કેલી નાંખે છે, અને જરા પણ ચેતાવ્યા વિના.

મોહન

હું એમ નથી કહેતો; પણ એટલુંજ કે કૈંક મર્યાદા જાળવવી જોઇએ.

નરોત્તમ

અને હું એમ સાફ કહું છું કે હમણાં મર્યાદાનો કે યોગ્યાયોગ્યનો વિચાર કરવાનો સમય નથી. આજ સાંજ સુધીમાં નાટક ખતમ નહીં થાય તો હાંસીમાંથી જરુર હાનિ થવાની.

મોહન

હું મારું બનતું કરીશ—અને તું પણ સહાય કરજે.

નરોત્તમ

જરુર. જો હવે પહેલાં તો હું જાઉં છું; અને સસરાજી જો જાગ્યા હોય તો એમને અહીં લઇ આવું. અકબરશાહનો ચીતોડગઢ પર એ પહેલો હુમલો. તું તૈઆર થઇ જા. દરમિઆન [પાસેના કબાટમાંથી એક પુસ્તક કાઢી આપે છે] ગાંધીજીને ગાળો ભાંડવી સહેલ પડે માટે આ "મહાત્માનો હઠયોગ." ખાસ કરીને આ હું બતાવું છું તે ભાગ વાંચી રાખજે. પરીક્ષા મંડપમાં જતાં છેલ્લી ઘડીની તૈઆરી! [સ્મિત હાસ્ય સાથે ચોપડી આપી જાય છે. મોહન ગાંધીવાળા કોચપર બેસી "મહાત્માનો હઠયોગ" વાંચવા લાગે છે.]

થોડી વારે બાગમાંથી તાજાં ફુલ વીણી એક ટોપલીમાં તેને ભરી પુષ્પા આવે છે.

પુષ્પા

[નરોત્તમને દીવાનખાનામાં એકલો બેઠેલો જોઇ ચમકાય છે.] અહો! આપ બહુ સવેળા ઉઠયા છો, કવિરાજ! મને માલમ નહોતું કે આપ અહીં હશો, નહીં તો હું આપને અડચણ-કર્તા થવા ન આવત. [પાછી જવાનો ડોળ કરે છે.]

મોહન

[પુસ્તક વાંચવું પડતું મુકી ઉભો થાય છે.] તમે મારે ખાતર અહીંથી નાશી જાઓ છો, પુષ્પા બહેન? હું શું એવો બીહામણો છું?

પુષ્પા

નાજી, પણ મને મધુ બહેને તેમજ ફોઇબાએ સાફ ચેતવણી આપી છે કે હું સુરખીનાં ટાહેલાંથી આપને કોઇ મહા-અવતરી-કૃતિ કરતા અટકાવવા નહીં.

મોહન

પણ તમે ટાહેલાં કરતાંજ નથી! અને મને રતિભાર પણ મુંઝવતા નથી.

પુષ્પા

બહેન કહે, "ધ્યાન રાખજે, પુસી, કે કવિરાજને એકાંતે વિચાર કરવામાં જરાપણ ખલેલ ન થાય. કારણ એમ થાય અને આપના અદ્‌ભુત વિચારબીજનું ફ્લેશ થતાં અટકી જાય તો તું નરકાધિકારી બનીશ."

મોહન

[સ્મિત હાસ્ય] મને જણાય છે કે તમે મારી મજાક કરવા લાગ્યાં છો!

પુષ્પા

આ કંઇ મારા વચનો નથી. બહેનનાં છે. બહેને કહ્યું છે કે કવિરાજને...

મોહન

જુઓ, હું તમારી પાસે એક અર્જ કરું. મને ઘડીઘડી કવિરાજ કહેવો મુકી દો.

પુષ્પા

[વિસ્મિત] કેમ વારુ? આપને એ ઇલ્કાબ પસંદ નથી?

મોહન

[અકળાયો છે. ખુરશી પરથી પગ ઉઠાવી, તેનું માથું પકડી હલાવે છે.] હં ! તે ખરું. અને સાચું પુછો તો મારે કબુલ કરવું પડે કે ગઇ રાતની કેટલીક વાતચીતથી તો મારું માથું દુઃખવા આવ્યું હતું. આખો દહાડો મારી હાજરીમાં મારાંજ પુસ્તકોની વાત કેમ ગમે ?

પુષ્પા

[હસતી હસતી ઉંચું જુવે છે.] એમ કે ? ત્યારે તો મારી સોબતમાં બેફીકર રહેજો. મેં આપની કૃતિ વાંચીજ નથી. એટલે હું તેની વાત કરીશજ નહીં.

મોહન

[આવેશમાં ખુરશી મુકી પુષ્પા સમીપ પ છે.] ખરેખર ! નથી વાંચ્યાં ?

પુષ્પા

એક પાનું પણ નહીં.

મોહન

[એજ આવેશમાં] હુરરે ! મને કેટલો નંદ આપ્યો છે તમે, પુષ્પાબ્હેન ! ι મીલાવો. [અને હસ્તમીલાપ કરે છે. અને નિર્દોષ બાળકો માફક હસે છે.]

પુષ્પા

ત્યારે આપ આથી ખુશ છો ?

મોહન

ખુશ ? રોમેરોમ અલ્હાનંદ વ્યાપ્યો છે કે આખરે આ ઘરમાં એક પ્રાણી એવું મળ્યું કે જે પલેપલે અને જગેજગે ટાગોર કૃતિની હોળી ચાલુ રાખતું નથી. [તેના સામું જોઇ] તમને વિસ્મય થાય છે ?

પુષ્પા

હા, સહેજ થાય છે ખરું. હું તો હંમેશ એમજ ધારતી હતી કે લેખકો સઘળા નિસર્ગતઃ અહંભાવી; અને આપ–રવિ બાબુ–તેમાં શિરોમણિ. આટલા આપ—અહંભાવ રહિત હશો એમ મેં નહોતું ધાર્યું. આટલાથી-જ સ્પષ્ટ થયું કે ટીકાકારોની વાતને કેટલું વજન આપવું !

મોહન

તમે મારા વીશે ટીકાઓ સાંભળી છે ?

પુષ્પા

ગાડાં ભરાય એટલી.

મોહન

કહો તો ખરાં કે તેથી મારે માટે તમારા મગજ પર કેવી અસર થઇ હતી ?

પુષ્પા

તે પછી કહીશ. અત્યારે અવકાશ નથી. [ફુલની ટોપલી ઉંચકી જવા તૈયાર થાય છે.] આ સૌ ફુલદાનોમાંથી કાલનાં ફુલ કાઢી તાજાં ફુલ ભરવાં છે; અને સુરજ બહુ ચઢશે તો મારાં કુસુમ સૌ કરમાઇ જશે. [જરાક ગમ્મતથી] આપ જેવી મહાભાગી વ્યક્તિની પરોણાગત કરવી હોય ત્યારે.........

મોહન

જરા વાર રહીને ફુલ વીણવા જાઓ તો નહીં ચાલે ?

પુષ્પા

[હચુપચુ] વખત બહુ રહ્યો નથી.

મોહન

મારા પર ખાસ એટલી કૃપા કરી એમ સમજજો.

તેના હાથમાં બેરવેલી ટોપલી લઇ પુનઃ તે ટેબલ પર મુકે છે. પુષ્પા ખુરસી પર બેસે છે.

પુષ્પા

[હસે છે] બાપાજી અહીં મને હમણાં જુવે તો શું કહે ? એનો હંમેશ મને

મુગ્ધભાવે કહી બોલાવે છે. [જરા સાળીયું ને ફોળ કરી, મોહન સામે જોય છે. આંખમાં મસ્તીભર્યું સ્મિત રમે છે.] ખરે ખર, કવિરાજ! મને રોજ આમ લવારો કરવાની ટેવ નથી હોક? ઘણા દિવસો એવા હોય છે કે જ્યારે આખા દિવસમા હું ગણ્યુ વાક્ય પુરૂં નહીં ઉચ્ચારતી હોઉં. પણ આપની સાથે વાત કરવામા કોણ જાણે મને કેમ અદ્ભુત આનંદ આવે છે.

મોહન

એટલું મારું એ નસીબ હશેને!

પુષ્પા

[હસતી ને હસતી] વળી એ ગાડુ ચલાવ્યું?

મોહન

મારા મોહન, પુષ્પા બ્હેન! કહો તો ખરા કે તમે મારે માટે કેવો ખ્યાલ કર્યો હતો?

પુષ્પા

ખરેખર જાણવું છે?

મોહન

ખરેખર!

પુષ્પા

હ્યો ત્યારે કહું—પણ અવિનય થાય તો ક્ષમા કરજો હોં [કૈંક ગંભીર] હું તો ખરેખર એમજ ધારતી હતી કે તમે કૈંક ઉછાંછળા, દમામપ્રિય, અહંભાવી નર હશો, જાણે પોતાનીજ બુદ્ધિનો મોહ લાગ્યો હોયને!

મોહન

[આ ઠાગોરની વાત છે એની પોતાની નથી તે ભુલી ગયો.] તમને ખરેખર મારે માટે અદ્ભુત ખોટો ખ્યાલ બેસી ગયો લાગે છે. કોણે ભેભાડ્યા, કહો જોઉં?

પુષ્પા

[હસે છે.] મે જાતેજ, વળી બીજા કોણે? હું તો એમજ ધારતી હતી કે તમને પાર્કેથી પ્રસન્ન થઇ છે તેનો લાભ લઇ શબ્દ રચનામા એવી મોહભરમ ભેળવી દો છો કે સામાન્ય શક્તિના નરનારીઓનું આપની સામે કશુ ચાલેજ નહીં. બુદ્ધ બુદ્ધ સૌ ગુમ થઇ જાય

મોહન

ત્યારે તો તમે મને, ખરેખર, એક અનિષ્ટ પુરૂષ ધાર્યો હશે?

પુષ્પા

હા. પણ, હવે આપને ઓળખ્યા. એટલે એ ધારણા ધોવાઇ ગઇ સમજજો

મોહન

વારુ એ પત્યુ. બીજું કૈં મારા માટે તહોમત

પુષ્પા

છે, પણ ગંભીર છે કહીશ તો ગુસ્સો લાગશે.

મોહન

ના, ના, નહીં લાગે ફરીયાદનામુ પુરુજ કરો

પુષ્પા

એમ? [ગંભીર થઇ] અને તો મારે માટે આપના સદ્વિચારની રજ પણ પરવા નહોતી. સ્ત્રી પુરુષના સંબંધ માટે આપના વિચારો મને બીલકુલ ગમતા નથી

મોહન

[વિસ્મય ચકિત] સ્ત્રી પુરુષના સંબંધ માટેના મારા વિચારો તમને ગમતા નથી? પણ તમે તે કેમ જાણ્યા?

**પુષ્પા**

બેહેને કહ્યા તેથી; વળી બીજું કેમ? આપનાં નાટકોમાં અને ગીતોમાં બેહેન કહે છે તે મુજબ શરીરલગ્ન અને આત્મીય-લગ્ન વચ્ચે ફેર કરી આપ શરીરલગ્નને તુચ્છકારો છો; અને આત્મીય સંબંધનેજ માત્ર સ્વીકારો છો.

**મોહન**

મારા વિચાર મુજબ, અલબત, આત્મીય લગ્ન વિના—એટલે કે ખરેખર સ્નેહ વિના—શરીર લગ્ન સાધવાંજ નહીં જોઇએ.

**પુષ્પા**

તે ખરું. પણ બધે કૈં પ્રેમલગ્ન બને છે? અને બને ત્યાં પણ યાવજ્જીવન પ્રેમ ટકશે તેની ખાતરી શી? તેથી કૈં એક વખત જોડેલા સંબંધની અવગણા કરાય?

**મોહન**

નહીં—પણ તેવા સંબંધ નભાવવા પડે તોપણ તે ક્ષુદ્ર, નીરસ થઇ પડવાની સજ્જડ બીતિ છે.

**પુષ્પા**

હું ક્યાં ના પાડું છું? પણ શું કરીએ? સંસારમાં કૈં સૌને જે જોઇએ તેને જ્યારે જોઇએ ત્યારે કદીએ મળે છે? પણ ભાગ્યે લાગ્યા ભૂતને પણ નભાવે છુટકો; અને ન નભાવો તો સમાજનો મુળ પાયો તુટી જશે, તેનું કૈં?

**મોહન**

તેજ ખ્યાલથી તો આપણે આવા પ્રશ્નો દટાઇ રહેવા દઇએ છીએ.

**પુષ્પા**

તે અમારા સામાન્ય લોકોની પામર—પ્રાણીની પદ્ધતિ આપ જેવા મહાશયોને ન ચાલે. આપ તો સૌ સંબંધમાં પ્રેમ, 'આદર્શ', શોધવા જાઓ તેને સામાન્ય પદ્ધતિની કેમ કદર હોય? ખરેખર, કવિરાજ! આપની કૃતિથી તો, મધુબ્હેનનું માનું તો જન્મથી સંતુષ્ટાત્મા પણ અસંતુષ્ટ બને. બહેન તો ખરેખર ઘેલાં થયાં છે.

**મોહન**

[અકળાએલો] મારી કૃતિમાં લોકો ફાવે તે અર્થ કે ભાવ સમજી લે તેમાં મારો શો દોષ?

**પુષ્પા**

એટલોજ કે આપ સંપૂર્ણ શોચ કર્યા વિના લખી દો છો! સ્થૂલ લગ્ન-શારીરિક સંબંધ—આત્મીય આકર્ષણ કે પ્રેમની ખોટ કદાચ ન ભુલાવે. પણ ઘણીએ વાર એમ જોયું છે કે લગ્ન થયા પછીજ દંપતી પરસ્પર ને પીછાનવા શીખે છે; અને કે પીછાનથી કહો કે સહવાસથી કહો એ એવી રતિ ઉદ્ભવે છે, એવી પવિત્ર ગાં બંધાય છે કે જેનો ખ્યાલ પણ કહેવાત પ્રેમલગ્નોમાં ન આવે. આવાં લગ્ને સૌને સંભવે; પણ તમારાં કવિજન કલ્પિત એ પ્રેમલગ્ન તો શતાબ્દિએ પણ એક વા ભાગ્યે નીકળે.

**મોહન**

[આ છોકરી આટલું બધું ક્યાંથી શીખ એ વિચારમાંજ વળી પોતાનો વેષ ભુલી જા છે.] તેનું કારણ?

**પુષ્પા**

કારણ? કારણ માત્ર એટલુંજ કે કલ્પિત સર્વાંશે આદર્શમય પ્રેમ કરના કૈં રોજ જન્મે છે? મોટે ભાગે તો એ પ્રેમ મળતોજ નથી;—અને તેની જગ્યાએ

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૫૫]

# ‘પુષ્પોન્મીલન’*

લેખક :

રા. નવચંદ્ર.

ચિત્રકાર :

રા. અફલાતુન

**મારી નોંધ:** એક બપોરે કોઇ જરીપુરાણુવાળાને મારે ઘેર બોલાવેલો. તેણે મને એક અધી ફાટી ડાયરી બતાવી ને કહ્યું: “એક શેઠે કેટલીક જુની ચોપડીઓ કાઢી નાખી. તેમાં આ નાની ચોપડી આવી ગઇ છે. એમાં શું છે? મારા કામની લાગતી નથી.” થોડુંક વાંચતાં એમાં રસ પડવાથી બે આના આપી મેં તે લઇ લીધી. પ્રગટ કરતાં એનો લખનાર વાંધો લે તો?...નહીં રે. મને ખબર કાઢતાં માલુમ પડ્યું છે, કે એ ગૃહસ્થ મુસાફરી દરમ્યાન એક ટિબટન લામાના મઠમાં પેઠા ત્યાંથી બહાર નીકળ્યા જણાયાજ નથી. તે માટેનો શોક દર્શાવતાં આપણી ડાયરી ઉકેલીશું:

૧૦ મી જુન, ૧૯૬૪.

**આ**જે હું મેટ્રીકના ધોરણમાં ચઢ્યો. અમારો માસ્તર સહજ માન ઉપજાવે એવા છે. શરુઆતના ભાષણમાં એમણે કહ્યું: “હવે તમે તોફાની અને રમતીઆળ છોકરવાદી ત્યજી યુવાવસ્થામાં પ્રવેશ કર્યો. વિદ્વાનો કહે છે કે દરેક માણસે એક નોંધપોથી રાખવી જોઇએ. જેમાં પોતાને આવતા સુંદર અસામાન્ય વિચારો કે સવાલો ટપકાવી લેવાય. આગળ ઉપર કોઇ વખત એને વાંચતાં તમને એમાંથી રમુજ અને જ્ઞાન મળશે.” શુભસ્ય શીઘ્રમ્। આપણે તો આજથીજ શરુઆત કરી.

ગયા વર્ષથી મને આજ વિચાર આવે છે કે ‘આપણે ભણવું શું કામ?’ (નોંધપોથીમાંથી પણ પહેલો તો ભણવાનોજ સવાલ! પણ સુથારની આંખ કંઇ પહેલી બાવળ પર ગયા વગર રહેવાની છે?) આટલું તો લગભગ બધાજ કબુલે છે કે આપણી શાળાઓ એક મગજ તંતુઓનું કુસ્તીખાનુંજ છે. પણ હું (જો કે હું તો કલાસમાં છેક ઉપલોજ નંબર રાખું છું) તો માનું છું કે સ્કુલો ખરેખર કસાઇખાના જેવીજ છે. મેથેમેટીકસના મગદળ નીચે કચરાઇ જતા હું ઘણાને જોઉં છું. ને મને ખરેખર દયા ઉપજે છે. જો આપણી શિક્ષણ-

* એક અમેરિકન લેખ પરથી સુચિત.

ભરવાની ધમકી આપતાં મારા હાથ પર જરા લગાડી આપતી, નાચતી કુદતી ફરતી એક ખુશખુશાલ, મારી ઘરની રમતગમતની ભાગીયણ; વા કોઇ કોઇ વાર બાની માફક અને ચોટી દઇ બાની સાથે મને ઠપકો દેનારી ડાહી ડોસી !......પણ હવે તો મારાં લીલાં બહેન સાડી પહેરતાં મોટાં બાઇજી બની ગયાં છે. એ મા 'આજ કાલ એ આરસીમાં દશ મીનીટમાં ચાર વખત, અને બહાર જતી વખત તો બે મીનીટમાં ત્રણ વખતની ઝડપે મોં જોનાર ફેશનેબલ મેમસા'બ થઇ પડયાં છે. એક દિવસ મને કૌતુક થયું કે લાવને એ આરસીમાં શું છે તે હું પણ જોઉં! (તમારા સમ, મારું ગોં મેં એક સેંકડના દસમા ભાગથી વધારે વાર કોઇ દહાડો આરસીમાં જોયું નથી.) તે દિવસે લાગ મળતાં મેં પણ એનની પાછળ મોઢું ઘોંચી ધારી ધારી જોવા માંડયું. એની નજર પડતાં "જારે હરામખોર" કહી મારું નાક ખેંચી કાઢયું. હું પણ એવો જીદ્દી કે એના ગયા પછી ફરી પાછો મારું (લાલ) નાક જોવા આરસી પાસે ગયો. યા ખુદા ! આરસી તો હોય તેવું કેવું ખરાબ કરી દેખાડે છે તેનો મને લાગે છે કે બધાને અનુભવ હશે. મારું નાક મેં માન્યું હતું તેથી જરા ચીબુ દેખાયું કપાળ ને ગાલ પર કેટલી ઝીણી ઝીણી ફોલ્લીઓ! ને આ દાઢી ઉપર એક બે લાંબા વાળ શેના ઉગ્યા છે? જો આ મારું ગળાનું સુમાત્રાની ભૂશિર જેવું લાંબુ હાડકું જરા અંદર હોત તો મારો ચહેરો વધારે નહીં દીપત? હંમેશ એને અંદર દાબવાની એકસરસાઇઝ લઇશ. આ દાબડામાંથી શેની વાસ આવે છે? અરર ! મારું બધું મોઢું ખરડાઇ ગયું ! એ તો મારાં મેમસાબનો લપેડા કરવાનો પાઉડર. જરા મારા કોટ ઉપર સાહીનો ડાઘ પડયો છે તેના પર થોડું પાણી ચોપડી લગાડી દઉં તો? વૉશીંગમાંથી આવ્યા પછી ડાઘ પકડાશે તો બાને કહીશું કે એ તો ધોબીનો ઉંદર. નાકને અકસ્માત્ તે લાગ્યાથી ચોટીયાની લાલાશ શમી ગઇ. વધારે લગાડું તો ખીલ ખુંચતા પણ બંધ થઇ જાયને? વાહ, મારો ચહેરો પણ કેવો મડમના જેવો સફેદ દેખાય છે! અરે ! કોનાં પગલાં પડયાં?—ભગવાન! બચાવજે. એ તો એ લીલડીજ. બાની પછવાડે ભરાઇને હસે છે. એ શું બોલે છે? "ભાઇજી તો હવે ખીલ્યા ને ભાભીજીની તૈયારી કરે છે." ભાભીજી વળી કોણ? પેલા વૈકુંઠલાલ સાથે એનું સગપણ થયું ત્યારથી તે એવુંજ કૈં બોલતાં શીખી છે!

...મે, ૧૯૧૫.

પરીક્ષાનું ભૂત આવ્યું અને ગયું પણ પેલો ગંજાવર મંડપ જોઈ પહેલાં તો મારા ટાંટીયાજ ધ્રુજવા લાગ્યા. લીલી તો કહે છે કે, "તારા લગ્ન વખતે તો એથીએ મોટો માંડવો રચાવીશું." એની જીભ ! પણ છેવટ ધર્મિષ્ટનો જય છે. હનુમાનજીના તેલમાં ચમત્કાર તો ખરો. કલાસના બીજા છોકરાઓ કહે છે કે "તું શું કામ બીએ છે? બીક તો અમારા જેવાઓને હોય. તું તો માસ્તરનો મરકો છે!" (પણ ગધેડાઓ! આપણા માસ્તર તે કયાં ત્યાં પેપર તપાસવા આવવાના છે!) પણ કૈં નહીં. બંદા તો સ્કુલમાંથી પહેલા તે પહેલાજ આવ્યા. પણ પેલો ધીરજ ડોબો કેમ કરી પાસ થઇ ગયો? કહે છે કે એણે પરીક્ષકને કૈંક ચાંપ્યું છે. ખરી વાત હશે? મારું તો આ જંજાળથી પાંચ શેર વજન ઉતરી ગયું છે. હવે સુરત જઇ રોજ સવારે શેર મલાઇ ખાઇશ ને સાંજે બાગમાં ફરવા જઇશ.

માટે આ બધું જોઇએ ?" ત્યારે લીલુડીએ તરતજ બકી નાખ્યું: "એ તો ભાઇજીને આ બધું ચઢાવી 'લેડીઝ'ની સામા બેંચ પર બેસવાનું બહુ મન છે. હું તો કહું છું કે એને એક 'સ્પેકટસ' પણ અપાવો. વાચતાં એની આંખમાંથી પાણી ઝરે છે." બહેન મારી બહુ ચકોર, હાં ! કેવી ઝડપથી મારો મુદ્દો પામી ગઇ! પણ સાથે નફટ પણ ખરીસ્તો !

યા ઇશાલ્લા ! પેલું જ્યોમેટ્રીનું ભૂત તો હજુ પણ લાગુજ છે; તેની સાથે વળી પેલી 'ટ્રીગી' નામની બલા-ભૂતની બેન !-પણ કે નહીં, બંદા તો હવે 'ગેમ્મ'ના સેક્રેટરી બન્યા છે. પીંગપોંગ રમવા 'લેડીઝ'ને 'ઇન્વાઇટ' કરવા અવારનવાર હું જાઉં છું. ખાસ કરીને પેલીને-(એણે મારી પેલી ટોપી માગી લીધી છે,-ફકત એને ઘેર બધાંને એ બતાવી ફારસ કહી સંભળાવવા ! પણ લીલી તો આ કીસ્સો સાંભળી ડોકી મરડી મુછમાં હસે છે.) પણ યા અલ્લાહ ! હું 'લેડીઝ' પાસે કયમ કરીને જાઉં ? મારી નવી કરાવેલી પાટલુન તો બુટથી સવા વેંત ઉંચી ચઢી ગઇ છે. બાપાજી એ ફાટયા પહેલાં બીજી સીવડાવવાની સાફ ના પાડે છે. પણ કૈં નહીં; ખભા ઉપર બેજું છે, ત્યાં સુધી દુનીઆ જખ મારે છે. 'લેડીઝ' પાસે આવતાં હું જરા ખુંધો વળી જાઉં છું, ને પાટલુન જલદી ફાટવા ટેનીસ ઘણાજ 'એન્યુઝીએઝમ્' થી રમુ છું. સાલી 'સર્વીસ' કરતાં પારસી પોર્યાઓ કહે છે કે 'પાટલુનનો એક પાંયચો ઘુંટણ સુધી ચઢી જાય છે.' બંદા પણ અડાવે છે કે એવીજ ફેશન 'સ્પોર્ટીંગ ડ્રેસ'ની છે. પાટલુન બુટના આંકડામાં ભરાયજ નહીં ! બીજું શું કરીએ ?' Necessity is the mother of lies! હું તો જાણતો કે કોલેજમાં તો શિક્ષકો છોકરાઓ સાથે વધારે હેતાળ હશે ! સોશીઅલ પ્રોફેસગો ? હરગીઝ નહીં. એ તો છોકરાને 'મીસ્તર, મીસ્તર' કહી બોલાવે એટલુંજ [ને એ પણ એટલા માટે કે પાસે નેતર નહીં કે ઇમ્પોઝીશન આપવાની શકિત નહીં. ને મનમાં સમજે કની કે મુછાળા છોકરાઓ કૈં એમ ખાંડયા જાય એમ નથી. આ ફકત મારી બેનનોજ મત છે.) પણ કોલેજમાં 'ડીબેટીંગ સોસાયટી' માં મોટાં ભાષણો આપવાની ઠીક મઝા પડે છે. મારું સ્કુલમાં ગોખી મારેલું જ્ઞાન આ ભાષણોમાં બહુ કામ આવે છે. "ડૉગ સ્ટાર સીરીયસ," 'એમેઝોન' "શીકાગોની વસ્તી" ઇ. ઇ. ભયંકર છટા વડે ભાષણોમાં આપતાં ગગનભેદી તાલીઓ પામું છું. વધુમાં માગે ઇતિહાસ ઘણો પાકો, બધી તારીખ તવારીખ, વંશ વંશાવલિઓ મારી જિહ્વાગ્રે તે બધું સડસડાટ ભાષણમાં વાપરી નાખું છું, ને સાંભળનારાઓને આભા બનાવું છું. તેમાં પણ લોર્ડ મોર્લી અને મેકોલેના નિબંધોમાંથી ફકરાઓ તફડાવી ટાંકુ છું. અને છેવટે મહાત્મા ગાંધી, લો. તિલક કે દાદાભાઇનું નામ મુકયું એટલે પછી પુછવું શું ! બસ! મારો અભખરો મોટો થઇ ગયો છે. હું તો બધુંજ વાંચવાનો. બધુંજ જાણવાનો ને જોવાનો. હું આખી દુનીઆ ફરીશ.—આ ઓકટોબર વેકશનમાં દાર્જીલીંગ જઇશ ને પછી, એકલો ટીબેટ જઇશ, અને લામા-ઇઝમનો નજરેનજર ને કાનોકાન 'સ્ટડી' કરીશ; ને પછી પામીર જઇ મારા 'એમ્બીશન' થી ગરમ થએલા મગજને ઠંડું પાડીશ. વધુ ત્યાંથી પાછા ફર્યા પછી.

સેવા વિના જનતા સુકાઇ મરે છે—એટલે એ ખોટ પુરી પાડવા કેટલાક પદ સ્વીકારે છે. કેટલાકને પોતાના લેખ છાપામાં જોવાની ઇચ્છા હોય છે. કેટલાકને મિત્રોને મદદ કરવી હોય છે, ને શત્રુને શરમીંદા બનાવવાના [illegible]ાય છે. કેટલાકને ઉછરતા લેખકને ડામવાની આંકાક્ષા હોય છે. કેટલાકને મોટા લેખકો જોડે દોસ્તી દાવો કરવાની ઇચ્છા હોય છે. કેટલાકને એમ લાગે છે કે એમના વિના સાક્ષાર કે પ્રજાજીવન સુનું થઇ જાય છે. કેટલાકને એમ હોય છે કે એમના જાહેર ખબર આપનારા કરશે શું ? કેટલાકને પૈસા કમાવાનું મન થાય છે—કેટલાકને દોઢીઆં બગાડવાની હોંસ થઇ આવે છે.

આ બધાનું વિજ્ઞાનની દૃષ્ટિએ વર્ગીકરણ થઇ શકે એમ છે. બાયોલોજી (વનસ્પતિશાસ્ત્ર) અને 'ઝુઓલોજી' (પ્રાણીશાસ્ત્ર) માફક તંત્રીઓલોજી—તંત્રી શાસ્ત્ર—ની ખાસ જરુર છે. અને અનેક તંત્રીશાસ્ત્રીઓ સતત અભ્યાસથી આ માનવ જંતુના પ્રકાર નક્કી કરે નહીં ત્યાં સુધી જ્ઞાનનો આ મોટો વિષય અણખેડાએલો રહી જવાનો ભય રહે છે. થોડીક કૈં રુપરેખા આપવાનો પ્રયત્ન નિષ્ફલ નહીં જાય.

તંત્રી એટલે નિરભિમાન વૃત્તિથી પોતાની મહત્તા જન્મસિદ્ધ માની બીજાના વિચારોને પોતાના હુકમ પ્રમાણે બહાર પાડવાનો ઇજારો રાખે તે.

તંત્રના બે પ્રકાર હોય છે. (૧) ઉચ્ચ, અને (૨) નીચ. (૧) ઉચા પ્રકારનો તંત્રી પોતાને ઇશ્વરદત્ત સત્તાનો અધિકારી માને છે. તેને પોતાની કલમમાં, ડહાપણમાં, વિદ્વત્તામાં, વિવેકમાં ને સંપૂર્ણતામાં શ્રદ્ધા હોય છે. દરેક વિષય પર દરેક લેખ પર પોતાનો અભિપ્રાય તેજ બ્રહ્મવાક્ય એમ તે સમજે છે.

(૨) નીચા પ્રકારનો તંત્રી પોતાની સેવાથી દુનીઆનો બેડો પાર થઇ ગયો છે એમ માને છે. તેની દુનીઆનાં અને ખાસ કરીને તેના વાંચકવૃંદનાં ટુંક બુદ્ધિ, અજ્ઞાન, અશક્તિ ને જડતાનું તેને ઘણુંજ તીવ્ર ભાન હોય છે. દરેક પ્રશ્નો તેની સલાહ લીધા વિના નિર્ણય વગર ના રહી જવાના એવો તેને સદાએ ભય રહે છે

ઉચ્ચ તંત્રીને મીજાજ ઘણો હોય છે નીચ તંત્રીની અહંતાનો પાર હોતો નથી ઉચ્ચ તંત્રી બધાના લેખો તરફ તિરસ્કાર રાખે છે; નીચ તંત્રી તેમની તરફ માયાળુભર્ય મહેરબાનીથી જુએ છે. ઉચ્ચ વાંચકોને અક્કલ હીણા ગમાર સમજે છે; નીચ તંત્રી તેમને ભોળાડોળાના ને કાનના કાચા ગણે છે.

બંને પ્રકારના તંત્રીને મન બે પ્રકારની દુનીઆ હોય છે—સારી ને ખોટી; ને [illegible] પ્રકારના અભિપ્રાય હોય છે—ખરા ને ખોટા જે તેના પત્રના લાભમાં હોય તે સારી દુનીઆ—બાકીની બધી ખોટી. જે અભિપ્રાય તેને ઉપયોગી હોય તે ખરા—બાકીના બધા ખોટા.

લેખકના દૃષ્ટિબિંદુથી તંત્રીઓ ત્રણ પ્રકારના હોય છે. (૧) જે લેખકની અવગણના કરે તે. (૨) જે લેખકની જોડે સહચાર વધારે તે (૩) જે લેખકની ખુશામત કરે તે.

જે લેખકની અવગણના કરે તેને જેટલા જોઇએ તેટલા લેખક મળે છે; જે લેખક જોડે સહચા[ર] સાધે તેને મહા મહેનતે લેખો મળે છે; જે લેખકની ખુશામત કરે તેને એક પણ લેખ મળવો મુસ્કેલ થઇ પડે છે; પણ પહેલો તંત્રી અપ્રિય હોય છે; બીજા તંત્રીનો કોઇ હીસાબ ગણ[તું] નથી; ને ત્રીજાની વાહવાહ બોલાય છે. આ વિચિત્રતામાં કો મહાન્ નિયમ રહ્યો છે [તે] ભાવિ તંત્રીશાસ્ત્રીએ શોધવાનો છે.

તંત્રીનો, એક પ્રકાર વાચકની વિરુદ્ધ જાય છે, બીજો તેને રીઝવવાને અનેક તપ આચરે છે, ત્રીજો પોતાને મ્હારી સમજે છે અને વાચક વૃંદને હજાર શીશવાળુ રીછડું સમજે છે. ચોથો તેમને નાના છોકરાની નીશાળ સમજી પોતાને સાતમા ધોરણના મોટા મહેતાજી માને છે.

આ ઉપરાંત તંત્રીઓનો સ્વભાવ, ખાસી યત, વલણ, દ્રષ્ટિબિંદુ વગેરે અનેક વિષયો ઉપર વિવેચન કરી શકાય ભય એકજ લાગે છે કે હું વધારે લખુ તો ભાવિ તંત્રીઓ નોકરી કરશે શુ ? અત્યારે તો માત્ર એટલુંજ થઇ શકે કે જેમ ઉગરતા ભાગમા વિજ્ઞાનશાસ્ત્રી દરેક ઝાડ પર ટીકીટ મારે છે તેમ ગાંધીજીથી માંડી હમાલી સ્કુલ બોર્ડીંગના હસ્તલિખિત ચોપાનીઆના તંત્રી ગાડાભાઇ સુધી દરેક પર ટીકીટ લગાવી દેવી, અને પોતાની ટીકીટ તૈયાર કરવાનું કામ દરેક તંત્રીને પોતાને સોંપવુ. ટીકીટ તૈયાર કરવાનુ કામ સરલ થાય તે માટે નીચેનુ ખોખું–ક્ષમા ચાહી રજુ કરુ છુ

१ પ્રકાર–ઉચ્ચ કે નીચ

२ લેખક તરફ દ્રષ્ટિ.

३ વાચક તરફ દ્રષ્ટિ

४ તંત્રી થવાનો ઉદ્દેશ

५ વગેરે વગેરે

ખાસ નોંધ—ટીકીટ ભરનારે શરમના માર્યા પોતાના તરફ અન્યાય કરવો નહી.

દરેક તંત્રી પૃથિવીનો પ્રલય કરવાના ઇરાદાથી કાર્ય આરંભે છે થોડા વખતમા સાગરમાં એક જળનું બિંદુ પણ વધતુ કે ઘટતું નથી ને તેઓ આશ્ચર્ય પામે છે વળી માનવજાતિની કૃતઘ્નતા તરફ તિરસ્કાર કેળવે છે, અને આખરે આત્મસંતોષી–અની પ્રલયની જરા પણ પરવા કરતો નથી કે ઇચ્છા રાખતો નથી. પહેલાં બે વર્ષ તે દુનીઆ સુધારવા ઉત્સુક હોય છે, ને બાકીનો ભવ દુનીઆ સુધરે કે ન સુધરે તેની પરવા વિના મસ્ત બની રહે છે.

તંત્રીના જ્ઞાનને સીમા હોઇ શકતી નથી. મગજના અહથી હડકાએલા કુતરા મારવાના મત સુધી દરેક વસ્તુ તે જાણે છે, એમ વાચકને લાગવુ જોઇએ જો વાચકને એમ ન લાગે તો તંત્રી જ્ઞાની નહીં જ્યા સુધી આ કળા હાથ ન હોય ત્યા સુધી તંત્રીપદનુ જોખમ ખેડનાર તંત્રીપદને લાયક નથી એ નિર્વિવાદ લાગે છે

તંત્રીને એકજ સામગ્રીની જરુર છે તે રદ્દી કાગળનો ટોપલા આ ટોપલો જો મોટો ન હોય તો તંત્રીનું જીવન જોખમમા આવે છે. જો એ ટોપલો પુરતો ન હોય તો ઉગ રતા લેખકો, ઉગતા કવિઓ વિદ્વત્તાના અજીર્ણથી ગભરાએલા ડાહ્યાઓની કૃતિઓથી તંત્રી ગુગળાઇ મરે છે અને નકામા શબ્દોના ભારથી પૃથિવી રસાતાળ જવાનો સંભવ રહે છે

તંત્રીને એક ગુણની જરુર હોય છે તે ભુલકણાપણુ કાલે શુ લખ્યુ હતુ તે આજે યાદ ન રહેવુ જોઇએ ગયે વર્ષે કોને મહાન્ લેખ્યો હતો તે આ વર્ષે ભુલવુજ જોઇએ જો આ ગુણ તે ન કેળવી શકે તો નાલાયક બને છે, અને પોતાના અને વાચકના મગજ પર દુસહ બોજો નાખી દે છે

તંત્રીઓ વ્યક્તિની સમાનતામા માને છે–પણ પોતાના શીવાય બીજાની તે મનુષ્યોને બધુ માને છે–પણ પોતાને જ્યેષ્ઠ બંધુ ને ગુરુ-બનો વડીલ ને કર્તા ભર્તા પણીજ. તંત્રીઓ માંહોમાંહ્ય સમાનતા કેમ રાખી શકે તે તેને સમજાતુ નથી, કારણ કે દરેકને પોતાનું

સિંહાસન તો પોતાની અભેદ્ય સંપૂર્ણતા પર રચાયું છે એમ ખાત્રી હોય છે.

કેટલાક જેઓ તંત્રીશાસ્ત્રી થવાને સર્જાયા છે તે એમ માને છે કે અત્યાર સુધી રાજ્યતંત્રો એકશાસન, વર્ગશાસન, ને લોકશાસનની પદ્ધતિ પર ચાલે છે; પણ ભવિષ્યમાં તંત્રીશાસન પરજ બધાં રાજ્ય તંત્રો ચાલશે. અને હવે પછી દેશ ભૌગોલિક કે રાષ્ટ્રીય એકતા પર રચાવાને બદલે તંત્રીઓની હકુમત પર રચાશે. હીદી, અંગ્રેજી એવા વિભાગને બદલે લોકો 'શારદીય' કે 'નવજીનીય' કે 'યુગધર્મીય' નામના વિભાગ પાડશે. તે વખતે રાષ્ટ્રિય અસ્મિતા આવાં વિભાગોમાંજ ખીલશે; અને વિગ્રહો પણ આવા સમૂહો વચ્ચેજ થશે. અને જેઓ એક કરતાં વધારે તંત્રીની પ્રેરણાથી જીવતા હશે તેને લોકો 'અરાષ્ટ્રિય' કે "નમાલા" કહી સંબોધશે.

તંત્રીઓની વૃદ્ધિ "એમીબા" નામના જંતુની રીતે થાય છે. "એમીબા" જંતુની અભિવૃદ્ધિ માદામાંથી થતી નથી. દરેક એમીબાના યોગ્ય વખતે બે કટકા થાય છે; અને એક જંતુ બે થઇ ફરે છે. એ બેના ચાર થાય છે. અને એમ એમનાં ગોત્ર વધ્યાંજ જાય છે. તેજ પ્રમાણે તંત્રીઓ વધે છે, તંત્રીઓનો વિનાશ પણ એજ રીતે થશે એમ કેટલાક વિજ્ઞાનશાસ્ત્રીઓ માને છે. આમ ફાટતાં ફાટતાં દરેક તંત્રી 'એકોહં બહુસ્યામ્" થતો જાય છે. અને ચાલતે દિવસે કોઇ એક એવું છાપવાનું યંત્ર નીકળશે કે જેથી ત્રણ રૂપીઆ પાંચ આના છ પૈની કીંમતમાં એક ચોપાનીઆની હજાર નકલ દરરોજ નીકળે. આથી દરેક વાચક લેખક થશે, ને દરેક લેખક તંત્રી થશે. દરરોજ દરેક લેખક પોતાના પત્રની હજાર નકલ છાપીને કાઢશે. આ ક્રિયા વિજ્ઞાનની શોધથી દિન પ્રતિદિન ઝપાટાબંધ ચાલશે. દરેક ગામોમાં, દરેક ઘરમાં માણસદીઠ એકેકું પત્ર નીકળશે ને તંત્રીઓની અભિવૃદ્ધિ જીવાત કરતાં વધશે. પછી વાચક વર્ગ નાબુદ થશે ને માત્ર તંત્રી વર્ગજ રહેશે. પોતે પોતાનોજ લેખ લખી, છાપી, પ્રગટ કરીને વાંચશે. અને એકબીજાનાં પત્રો તો આવા કોઇક પ્રસંગેજ વંચાશે. તંત્રી–શેઠાણી રસોઇઆને "રસોડા જીવન" ના ૧૨૪૦૯ ના અંકથી રાંધવાનું ફરમાન કરશે. ને રસોઇઆ–તંત્રી "રાંધણકલા" ના ૩૪૬૨૧ ના અંકથી જમવાની વખત થઇ છે એમ સુચવશે. પછી માનવ જાતિ આખરે તંત્રીજાતિને નામે ઓળખાશે. ધર્મનું સ્વરૂપ બદલાશે ને 'अहं ब्रह्मास्मि' ને બદલે 'अहं तंत्र्योऽस्मि' નો જાપ થશે. વૈજ્ઞાનિકોને કાગળ ને મુદ્રણયંત્ર બનાવવા શીવાય બીજો ધંધોજ નહીં રહેશે.

આખરે તંત્રીપદે પહોંચેલી આખી જનતા કાગળ ને યંત્રો ખુટવાથી નિર્વીર્ય ને હતાશ થશે. અને તાંત્રિક આત્માનું બળ ખુટવાથી ભગ્નહૃદય બની રહેશે. અને આખરે 'તંત્રી નાશ' નામનો વિક્રમ સંવત્સર આવશે જ્યારે બધી જનતાનો વિનાશ થશે; અને સંવત્સરમાં જ્યારે સિંહરાશિનો શનિ થશે ત્યારે છેલ્લો તંત્રી ભાંગેલાં યંત્ર ને વપરાએલા કાગળના ઢગ પર સુજેલી આંખમાંથી તાંત્રિકઆંસુ પાડતો આ દેહ છોડી "નિસ્તંત્રી" થએલી દુનીઆનો ત્યાગ કરશે.






લેખક
રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી.
મન્ત્રી, સાહિત્યમંડળ

**શ્રી** મમ્મટાચાર્યકૃત કાવ્ય પ્રકાશ (ગુજરાતી અનુવાદ) પ્રથમ ભાગ

અનુવાદક. રામનારાયણ વિશ્વનાથ પાઠક અને રસિકલાલ છોટાલાલ પરીખ

ગુજરાત પુરાતત્ત્વ મંદિર, અમદાવાદ

સંવત્ ૧૯૮૦. મૂલ્ય રૂ ૧-૮-૦

ગુજરાત પુરાતત્ત્વ મંદિર ક્ષણિક લોકપ્રિયતાને અવગણીને દીર્ઘકાળ પર્યંત ઉપયોગમાં આવે એવું ગંભીર અને શ્રમાપેક્ષી સાહિત્ય પ્રકટ કર્યા કરે છે એ સુપ્રસિદ્ધ છે એટલે એ ગ્રંથાવલિના ગ્રંથો સામાન્ય જનસમાજનું તાત્કાલિક આકર્ષણ ન કરે પણ વિદ્વાનોની દૃષ્ટિને તરત આકર્ષે છે અપૂર્વ કલા વસ્તુ સર્જવાની પ્રતિભા શક્તિ તો કુદરતી બક્ષીસ છે. એટલે કોઈ પણ સંસ્થા પાસેથી એની આશા રાખવી એ મિથ્યા છે. તેમ બીજી તરફથી લોકરુચિને અનુસરીને તથા આકર્ષીને તરત બદલો આપે એવું સાહિત્ય તો ક્ષણેક્ષણે ચોમાસામાં ફૂગી નીકળતી બીલાડીના ટોપ પેઠે વગર પ્રયત્ને ઉત્પન્ન થયા કરે છે એટલે જેમાંથી તાત્કાલિક બદલાની આશા નહીં જેવી એવું તથા ફળના પ્રમાણમાં ઘણો વધારે શ્રમ માગે એવું સાહિત્ય તો પુરાતત્ત્વ મંદિર જેવી સંસ્થાઓજ ઉપજાવી શકે આવી સંસ્થાઓમાં જુદાજુદા વિષયના ખાસ અભ્યાસીઓ પોત પોતાના વિષયનો અભ્યાસ યાવજ્જીવન વધાર્યો કરે છે અને પોતાના અભ્યાસનું ફળ જગતને આપે જાય છે અન્વેષણ અને અભ્યાસ માગે એવા કાર્ય માટે માત્ર ઉત્તમ પુસ્તકાલય કે સાધનસંપન્ન પ્રયોગશાળાઓજ નહીં પણ વિવિધ વિષયના અભ્યાસીઓનો સહવાસ અને સહકાર પણ આવશ્યક છે. એટલે કે આવી સંસ્થાના અભ્યાસીઓ પરસ્પર ઉદ્બોધનથી જે એવું કાર્ય કરી શકે છે તેનું તે પ્રકારનું કાર્ય વ્યક્તિગત પ્રયત્નથી કદી ન બને

કાવ્યપ્રકાશ પણ પુરાતત્ત્વ મંદિરની ગ્રંથાવલિના બીજા મણકાઓ પેઠે એક શ્રમાપેક્ષી મણકો છે. કાવ્યપ્રકાશ જેવા ગ્રંથના અનુવાદનીજ શી જરૂર છે એવો પ્રશ્ન ઘણાના મનમાં ઉઠવાનો સંભવ છે. મૂલ સંસ્કૃત ગ્રંથ કઠણ છે. અનુવાદકો કહે છે તેમ 'અનેક ટીકાઓ (લગભગ ૭૦) થયા છતાં હજી સુગમ થયો નથી, હજી પણ ગુરુગમ્યજ છે.' (પ્ર. પા. ૯.), વળી આ પ્રકારના સંસ્કૃત ગ્રંથોની પ્રતિપાદન શૈલી ખાસ પ્રકારની છે. એ શૈલી એક કાળે સુપરિચિત હશે પણ આ જમાનામાં તદ્દન અપરિચિત થઇ ગઇ છે. ગુજરાતીમાં સામાન્ય રીતે વપરાતી પ્રતિપાદન શૈલી પ્રાશ્ચાત્ય પ્રતિપાદન શૈલીનું અનુકરણ છે. "પાશ્ચાત્યોની વિશેષતા તેમની પ્રતિપાદન શૈલીમાં છે." અને એ વિશેષતા એટલી બધી આકર્ષક છે કે ઘણી વાર તત્ત્વ એનું એજ હોવા છતાં શૈલીના ભેદથી પાશ્ચાત્યોના કથનમાં નવીનતાનો આભાસ થાય છે. આપણે પણ ગુજરાતી ભાષામાં પાશ્ચાત્ય પ્રતિપાદન શૈલી, સામાન્ય રીતે ગ્રહણ કરેલી હોવાથી આપણી જુની સંસ્કૃત શૈલી તદ્દન અપરિચિત થઇ ગઇ છે. પરિણામે એ શૈલીમાં અપાએલી દલીલોનું જોરજ આ જમાનાના વાંચનારને 'સમજાતું' નથી. વળી જે બીજાં દર્શનોની પરિભાષાનો આ ગ્રંથો સ્વાભાવિક રીતે ઉપયોગ કરે છે તે દર્શનો અને તેની પરિભાષા પણ સામાન્ય ગુજરાતી વાંચનારથી અજાણી હોય છે. ટુંકામાં સંસ્કૃત કાવ્યપ્રકાશનો જે લોકો ઉપયોગ ન કરી શકે તે લોકો આ ગુજરાતી અનુવાદનો પણ ભાગ્યેજ ઉપયોગ કરી શકે એવી વસ્તુસ્થિતિ અત્યારે તો છે. ભવિષ્યમાં ગુજરાતી ભાષા મારફત ઉચ્ચમાં ઉંચી કેળવણી આપવાનો આપણો મનોરથ સફળ થાય તો એ વખતે પાઠ્યક્રમમાં આવા ગ્રંથને જરૂર સ્થાન મળી શકે, એટલુંજ નહીં પણ પાઠ્યક્રમ ગોઠવવામાં આવા ગ્રંથોના સારા અનુવાદોનો અભાવ નડે પણ ખરો. અનુવાદકો પણ અભ્યાસીઓ માટે આની ઉપયુક્તતા માને છેઃ—

"અમારા પ્રયત્ને ગુજરાતી અભ્યાસીઓ માટે ગ્રંથને સર્વથા સુગમ કરી મુક્યો છે એમ અમે માનતા નથી. પણ સાવધાનતાથી ભણનારને મૂલકારનું રહસ્ય કેટલેક અંશે સમજાશે એવી અમારી આશા છે." (પ્ર. પા. ૯.)

આ આશા ખોટી નથી. સંસ્કૃત વિદ્યાર્થી માટે જેમ મૂલ કાવ્યપ્રકાશ ગુરુ પાસે ભણવા યોગ્ય ગ્રંથ છે તેમ આ ગુજરાતી અનુવાદ ગુજરાતી વિદ્યાર્થી માટે ભણવા યોગ્ય ગ્રંથ છે. વાર્તા પેઠે સામાન્ય વાંચનાર બે કલાકમાં વાંચી જઇ ખુશી થાય એવો ગ્રંથ નથી.

પણ કાવ્યપ્રકાશ જેવા ગ્રંથના અનુવાદને આપણી કેળવણીમાં સ્થાન આપવું યોગ્ય છે? એ પ્રશ્ન તરતજ ખરો થાય છે. અનુવાદકો 'હા'માં જવાબ આપે છે અને તેના ટેકામાં ન્યાયપુરઃસર જે દલીલ કરે છે તે વિચારવા જેવી તો છેજ. અનુવાદકોના કહેવા પ્રમાણે "દર્શનશાસ્ત્ર અને કાવ્યશાસ્ત્ર એ બેનાં ચિંતનો પશ્ચિમના બુદ્ધિવિભવના વર્તમાન યુગમાં પણ મનન યોગ્ય અને ભવિષ્યના કાર્ય માટે ઉદ્બોધક અને માર્ગદર્શક છે." (બીજી શાખાઓમાં આપણે માટે કશું મનનયોગ્ય, ઉદ્બોધક કે માર્ગદર્શક નથીજ એવો આશય અનુવાદકોના ઉપલા વાક્યનો

નહીં હોય એમ માનીએ છીએ.) વળી અનુવાદકો કહે છે તેમ "પ્રાચીન કાવ્યમીમાંસકોના બધા વિચારો આજે આપણને ઉપયોગી કે મહત્ત્વના ન લાગે એ સ્વાભાવિક છે" પણ "આપણી સાહિત્યમીમાંસા સમૃદ્ધ થાય, તેને નવું ઉદ્‌બોધન મળે અને નવા સંસ્કાર પ્રાપ્ત થાય તેટલા માટે પ્રાચીન કાવ્યમીમાંસાના વિચારો સેવવા આપણે માટે આવશ્યક છે" વળી કાવ્યસ્વરૂપ વિશે હજી આપણે ત્યાં ચર્ચાઓ ઢંગધડા વગરની હોય છે. ઘણી વાર બીજી રીતે પ્રતિષ્ઠિત માણસના કાવ્યસ્વરૂપ સંબંધી લઘુન ઉપરછલ્લા કે નિર્માલ્ય વિચારો અયોગ્ય પ્રતિષ્ઠા પામી જાય છે વળી આવી ચર્ચાઓમાં અસંબદ્ધ રીતે જુના કાવ્યમીમાંસકોના ટુકડાઓ ઉતારવામાં આવે છે આવા ઉતારા કરનારાઓ પોતે એ વચનોનો મર્મ સમજે છે કે નહીં તે પ્રભુ જાણે, પણ એથી અર્ધદગ્ધ વાચનારાઓ ખોટે રસ્તે દોરવાય છે આ સ્થિતિમાં પ્રાચીન કાવ્યમીમાંસાનો કોઈ શિષ્ટ ગ્રંથ વિદ્યાર્થીઓને ભણાવવામાં આવે એ ખરેખર ઇષ્ટ છે વળી આ વિષયની ચર્ચામાં ઉંડાણ અને મર્યાદપણું લાવવા માટે પણ પ્રાચીન કાવ્યમીમાંસાનો અભ્યાસ આવશ્યક લાગે છે. અનુવાદકો બરાબર કહે છે કે "કાવ્ય સ્વરૂપ વિશેના બંનેના (પાશ્ચાત્ય અને પ્રાચ્ય) ચિંતનો સરખાવતાં જણાશે કે બંને સરખા મનન યોગ્ય છતાં પ્રાચીનોના ચિંતનોમાં જેટલું લક્ષ્યવેધિત્વ અને ઉંડાણ છે તેટલું કદાચિત્ આધુનિક પાશ્ચાત્યોના વિચારમાં નહીં હોય આપણી કાવ્ય સ્વરૂપની ચર્ચાની દિશા યોગ્ય રીતે નિયંત્રિત થાય તે માટે વિચારતાં જણાય છે કે, આપણે પ્રાચીનોના વચનનું યથાયોગ્ય સેવન કરવું જોઈએ" છેલ્લા વાક્ય માટે આમીન !

પાશ્ચાત્ય અને આપણી પ્રાચીન કાવ્યમીમાંસાની સરખામણીની બાબતમાં મતભેદ હોવાનો સંભવ છે. પણ આ જુના વિચારોની શૈલીની પાછળ કેવો આત્મા સ્ફુરે છે તે જોયા પહેલા આપેલા મતની ઝાઝી કીમત ન ગણાય, વધારે શું ? એકજ દાખલો જોઈએ કાવ્યનું કારણ મમ્મટે નીચેના વાક્યથી દર્શાવ્યુ છે.—

"શક્તિ, લોક, શાસ્ત્ર અને કાવ્ય વગેરેના મનનથી થતી નિપુણતા અને કાવ્ય જાણનારાના ઉપદેશથી કરેલો અભ્યાસ, એ કાવ્યના ઉદ્‌ભવનો હેતુ છે"

મમ્મટના આ વાક્યમાં કેટલો બધો અર્થ ભર્યો છે ? મમ્મટની પોતાની વૃત્તિ શબ્દાર્થને તો બરાબર સ્પષ્ટ કરે છે પણ એ જ ભાવાર્થ રૂપે હાલની પાશ્ચાત્ય શૈલીમાં કોઈ લખવા બેસે તો એકાદ મોટું પ્રકરણ લખી શકે પણ આ જમાનાના શક્તિ કે શ્રમ વગર કવિ થવા ઇચ્છે એવી વૃત્તિના વાચનારાઓને અથવા પાશ્ચાત્ય શૈલીથી મુગ્ધ બનેલાઓને આ વાક્ય અતિશય જડ, અને લુખ્ખુ લાગવાનો સંભવ છે પણ એ શૈલીનો તથા શૈલી સાથેના અપરિચયનો દોષ છે આ વિષયના પાશ્ચાત્ય ગ્રંથોમાં આમાં ન સમાતુ હોય એવું કયું નવું તત્ત્વ કહ્યું હોય છે ?

અલબત્ત આપણે આ જુની શૈલીનું અનુકરણ કરવું એમ કહેવાની મતલબ નથી પણ નવી શૈલીથી કાવ્ય વિશે આપણા વિચારો સ્પષ્ટ કરવામાં આ જુના વિચારોની ઘણી મદદ મળે એમ છે એની કોણ ના પાડશે ? અને પછી અનુવાદકો કહે છે તેમ "શુભ સેવ્ય[illegible]માંથી વિચારો લઈ તેનો ઉહાપોહ" કરી આજ અંશને આપણી સાહિત્યમીમાંસામાં

નણી દઇ બાકીનો કચરો ફેંકી દઇ શકાશે. પણ જોયા વિના કચરો માનીને બધું ફેંકી દેવું યોગ્ય નથી.

આ કાર્યની યોગ્યતા સ્વીકારીએ તો અનુવાદ માટે વાગ્દેવતાવતાર મમ્મટનો ગ્રંથ પસંદ કરવાનું ઔચિત્ય સ્વીકારવું પડશે. અનુવાદકો કહે છે તેમ "એમાં પ્રાચીન કાવ્યમીમાંસકોની બંને પ્રણાલિઓનો યોગ્ય રીતે સમન્વ થએલો છે." મૂલ ગ્રંથ વીશે અહીં વિવેચન કરવાનો પ્રસંગજ નથી. મૂલ ગ્રંથની યોગ્યતા વીશે મતભેદને અવકાશ-જ નથી. આપણને અપરિચિત સંક્ષિપ્ત શૈલીનું આ ગ્રંથમાં દેખાતું સામાર્થ્ય જોવા જેવું છે. મણિલાલ નભુભાઇના શબ્દોમાં 'અલ્પ સાર બહુ વિસ્તાર'ના આ જમાનામાં બહુ સાર અલ્પ વિસ્તારનું તત્ત્વ આદરણીય છે.

અનુવાદ વીશે ખાસ કહેવા જેવું થોડુંજ છે. "ભાષાંતર કરવામાં બને તેટલો મૂલને વળગી રહેવાનો" અનુવાદકોએ પ્રયત્ન કર્યો છે અને આવા શાસ્ત્રીય ગ્રંથ માટે એજ પદ્ધતિ યોગ્ય છે. અલબત્ત, એથી દુર્બોધ લાગે છે પણ આતો ગુરુપાસે ભણવાનો ગ્રંથ છે. અને આપણામાંથી કોઇ સમર્થ ચિંતક ગુજરાતીમાં આધુનિક શૈલીમાં નવીન કાવ્ય-મીમાંસા રચશે ત્યારે તો આ મુશ્કેલી સર્વથા ટળી જશે. બાકી પ્રાચીન શાસ્ત્રીય ગ્રંથોના અનુવાદો તો આવાજ થવાના. અનુવાદકોએ "ટિપ્પણોમાં મૂલના અર્થને યથાશક્તિ સ્પષ્ટ કરવા પ્રયત્ન કર્યો છે અને એ પ્રયત્ન સફલ થયો છે એ ટિપ્પણો વાંચતાં જણાય છે. મમ્મટાચાર્યે આપેલાં ઉદાહરણોનું ભાષાંતર પદ્યમાં અને ગદ્યમાં બંનેમાં આપ્યું છે. ઉદાહરણોનાં પદ્યાત્મક ભાષાંતરો સંસ્કૃત કાવ્યોના શિષ્ટ ગુજરાતી અનુવાદો સાથે સરખાવી શકાય એવાં છે. અનુવાદકોએ આ બાબતમાં ગુજરાતના શ્રેષ્ઠ અનુવાદક કે. હ. ધ્રુવને અનુસરવાનો યત્ન કર્યો દેખાય છે અને એ યત્નમાં એમની સફળતા અમને અભિનંદન યોગ્ય લાગે છે. જો કે આથી જુદી રીતે અથવા સરસ રીતે કોઇકોઇ પદ્યનાં ભાષાંતરો થઇ શકવાનો સંભવ છે એની ના નથી. સૂત્રો અને વૃત્તિ ઘણી વાર ટિપ્પણોની મદદ વગર અને કેટલીક વાર ટિપ્પણોની મદદ લીધા પછીએ ઘણા વાચનારાઓ માટે અસ્પષ્ટાર્થ રહેવાનો સંભવ છે. પણ ઉદાહરણોનાં પદ્યમય ભાષાંતરો મદદ વગર પણ મોટે ભાગે સરલતાથી સમજાઇ જાય એવાં છે, કર્ણને કઠોર નથી લાગતાં અને મૂલનું સ્વારસ્ય મોટે ભાગે જાળવી શક્યાં છે.

આથી વિગત વાર સમાલોચના માટે અહીં અવકાશ નથી.

છપાઇ, કાગળ, બાંધણી વગેરે બધું પુરાતત્ત્વ મંદિરની પ્રતિષ્ઠાને શોભે એવું છે.

---

લેખકઃ

રા. શંકરપ્રસાદ છગનલાલ રાવળ,

સભ્ય, સાહિત્યસંસદ

ફુલ લક્ષ્મી કમલા યાને એખલાસ વિના બધુંએ ખલાસ—મૂલ બંગાલીમાંથી અનુવાદક તથા પ્રકાશક રા. પ્રસન્નવદન છબીલારામ દીક્ષિત, સુરત, મૂલ્ય રૂ. ૧-૪-૦.

શ્રી. બંકુ બિહારીધર રચિત 'કાકીમા' નામની બંગાળી નવલકથાનો આ અનુવાદ છે. બંગાળી વાચકોમાં આ નવલકથાએ સારી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે. એનો આવો સરલ, સરસ અને સફલ અનુવાદ કરી ગુજરાતી વાચકો ઉપર રા. પ્રસન્નવદન દીક્ષિતે ઉપકાર કર્યો છે. અમે રા. દીક્ષિતને આ સાહિત્ય સેવા માટે અભિનંદન આપીએ છીએ.

વાર્તામાં બંગાળી સંસારનું મનોરમ ચિત્ર આલેખવામાં આવ્યું છે. મુખ્ય પાત્રોમાં અમુક શરાફી પેઢીમાં ઉંચા દરજ્જાની નોકરી કરતા ગોપાલ અને ગોવિંદ બાબુભાઈઓ છે. એમની પત્નીઓ મોહિની અને કમલા નવીન બંગાળી સંસારની જોડાણી દેરાણી છે. અવિભક્ત કુટુંબની ભાવનાઓ અને પરંપરાઓ પાળતા મુખી મોટેરા વીદાય થઈ ગયા છે. ભાઈઓ, કુલ વહુઓ, ખીલતા બાળકો અને દિગ્પાલ જેવા આશ્રિતો અવિભક્ત કુટુંબીઓ તરીકે સુખી ગૃહભાવનાઓના સુખમાં તરી રહ્યા છે. એવામાં કુટુંબની અવિભક્તતા તુટી. ગોપાલ બાબુની પત્ની મોહિનીએ પતિને ભરમાવી બેકાર દિયરને જુદો કરી એખલાસ તોડી સ્વચ્છંદી સ્વરાજ્ય સ્થાપ્યું. ગોવિંદબાબુના કુટુંબને ને આશ્રિતોને ખાવાના વાંધા પડ્યા. પહેલા દિવસનું ભોજન પણ કમલાના ઘરેણાના વેચાણથી ખરીદાયું. ગરીબાઈ સાથે આવતી અનેકવિધ કરુણતા ઉભરાઈ રહી. મોટાભાઈ અને ભાભીની કનડગતોના કુમળા વધતા રહ્યા. છતાં ગોવિંદબાબુનાં ખાનદાની અને ગુણો ખાનદાનના ઉચ્ચ કિસ્મતેજ સહતા ગયા. કમલા કુલ લક્ષ્મી બની ગઈ.

ગોપાલ અને મોહિનીનો ગુમાની સંસાર કથળવા લાગ્યો. સંસાર એમના પ્રતિ નિસ્નેહ થવા લાગ્યો. એમને ખટપટના રમકડાં કરી મુકયાં. ગુણોના સ્થાન અવગુણોએ ભરવા માંડયાં. પોતાનીજ જાતોમાં એ કરોળીયા માફક ભરાઈ પડયાં. એમનો સંસાર નીચતાઓ, દુર્ગુણો અને દારિદ્રનો વાસ બની રહ્યો. બાબુજીને બેડીઓમાં શોભવું પડયું. મોહિની શીલવકવચ તોડવાની અણી પર આવી ગઈ. છેવટ નાનાભાઈની મોટપ અને ખાનદાનીથી કલ્પના કરી મધુરતા પાછી આવી.

મુખ્ય પાત્રોને સાંકળતાં બીજા ગૌણ પાત્રો છે. સુરાપાનમાં ચકચુર નગીન્દ્ર અને ખટપટીઆ બાબુઓ છે. કુમળી કન્યાઓનાં ઘર વસવા કાજ્યાં મારતા ગોજ કે ચોથ પ. વૃદ્ધ વિન્દુ છે. હાસ્ય અને કરુણ રસના અમરેકારક પ્રસંગો વાચકને તલ્લીન કરતા રહે છે. આવા વસ્તુથી સુંદર રીતે ગુંથાઈ આવેલી વાર્તા મોહક રીતે અખંડ રસ ઝરતી સરસ બની રહી છે. બંગાળી જીવનનો સુંદર ચીતાર સ્પષ્ટતાથી છતી રહેતા જુદાં જુદાં પાત્રો આંખ આગળ ખડાં કર્યા વગર રહેતા નથી. એથી સ્થાયી અને ગંભીર અમર વાતાવરણને ભરજક ભરી દે છે.

રા. દીક્ષિતે અનુવાદકળાના નિયમોનું ઠીક પાલન કર્યું છે. બંગાળી ભાષાના દોષેથી એ ગુજરાતીમાં ઠેકઠેર ખપી ગયા છે. એમની પ્રામાણિક સરલતાના બે ટુંકા અવતરણો આ વાતની સાક્ષી પુરશે.

"હવેથી હવે વધુ છોભીલો મને ના પાડો. મોહાંધકારમાં ગોથાં ખાતને તમારા જેવા ગુણી ભાઈ તથા લક્ષ્મી સ્વરૂપિણી નાના ભાભીને જુદા કાઢીને મેં કંઈ આગ કાઢ્યો નથી. ઉલટો ગાલ્યો માથાજ સળગી રહ્યો હતો. આજે તમે આવીને મારો છુટકારો ન કર્યો હત તો મારી પુરેપુરી કમબખ્તી થાત."

"કમલાઃ—"બહેન ! બહેન ! આ શું બોલ્યાં તમે? તમે મારાં વડીલ અને માનનીય છો; હું તો અત્યારે પણ પહેલાંના જેવીજ તમારી દાસી છું. બહેન ! આશીર્વાદ એવો આપો કે મોરેશ્વરની સેવામાંજ બધું જીવન મારું વ્યતીત થાય. બહેન ! એજ તમારી આજ્ઞાને આધીન છે, ત્યારે હું શું વીસાતમાં છું ? તમે તો માની ગરજ સારી છે, બધું મને શીખવ્યું છે ને કેળવી છે. અત્યારે પણ દાસી સમજી-ને જે કંઈ કામ સોંપશો તે હરઘડી કરવા તૈયાર છું."

રા. દીક્ષિતને અમે ફરી અભિનંદન આપીશું અને ઇચ્છીશું કે આવી બીજી સુંદર કૃતિઓથી આપણા નવલકથા સાહિત્યને અભિવૃદ્ધ કરવા એ શક્તિમાન્ થાય.

---






## સ્વ. ઉત્તમલાલ ત્રિવેદી સ્મારક

સ્વ. ઉત્તમલાલ ત્રીવેદીની સંવત્સરી આ માસમાં મુંબાઈ અને અમદાવાદ ખાતે ઉજવાઈ હતી તેમાં લેખક તરીકે અને વ્યક્તિ તરીકે એમના જીવન પર સુંદર ચર્ચા થઈ હતી. અને એમના મિત્રો તરફથી એમ આશા દર્શાવાઈ હતી કે આવા ઉત્તમ લેખકનું કંઈક સ્મારક ગુજરાત કરે એ ઈષ્ટ છે. અમને પણ આ સૂચના ઘણી યોગ્ય અને આવકારદાયક લાગી છે.



સ્વ. મધુવચરામ દેસા

સ્વ. ઉત્તમલાલ ભાઈનું સ્મારક માત્ર એકજ રીતે કરી શકાય એમના લેખોનો સંગ્રહ છપાવીને એમના ચિંતનશીલ અને મનનીય લેખોને વાંચવા ગુજરાતનો સાહિત્યરસિક વર્ગ એક કાળે આ રહેતો અને એમના સુંદર શૈલી અને સુઅંકિત વિચારણા વાંચનારના મન પર ઘણા લાંબા કાળ સુધી છાપ મુકતા જતા. આવા એક ઉત્તમ લેખકના લેખોનો

સંગ્રહ જરૂર આદરણીય થઇ પડ્યા વિના રહેજ નહીં.

એમનો લેખ સંગ્રહ છપાવવાને ખાતર સાહિત્ય સંસદ તરફથી એક એવી યોજના કરવામાં આવી છે કે એ નિમિતે એક ફંડ ઉભું કરવું, અને એમાં જો પુરતી રકમ ભરાય તો એમાંથી એ લેખસંગ્રહ સાહિત્ય પ્રકાશક કંપની લીમીટેડ તરફથી છપાવવો.

અમે આશા રાખીએ છીએ કે એમના પ્રશંસકો અને મિત્રો આ યોજનાને જરૂર ટેકો આપશે અને યથાશક્તિ મદદ કરી સદ્‌ગત તરફનું ઋણ વાળવાને અને એ રીતે સમસ્ત ગુજરાતને કાયમનો લાભ આપવાનું ચુકશે નહીં.

## સ્વ. મધુવચરામ હોરા

ગુજરાતના એક જાણીતા વિદ્વાન્ અને સુરતમાં ભરાએલી પાંચમી સાહિત્ય પરિષદના સ્વાગત મંડળના પ્રમુખ રા. મધુવચરામ બળવચરામ હોરાના ગયા પોષ સુદ ૪ ને દિવસે થએલા અવસાનની નોંધ લેતાં અમને ઘણો ખેદ થાય છે. સ્વર્ગસ્થનો જન્મ સં. ૧૯૦૪ ના શ્રાવણ વદ ૦)) ને રોજ સુરતમાં થયો હતો. સં. ૧૯૧૯ માં થએલી સૌથી પહેલી મેટ્રીક્યુલેશનની પરીક્ષા પાસ કરનારા વિદ્યાર્થીઓમાંના એઓ એક હતા અને ત્યાર પછી સ્કુલ માસ્તર તરીકે નોકરી કરતાં હાઇ-કોર્ટ વકીલની પરીક્ષા પાસ કરી; થોડો વખત વકીલાત કરી. એઓએ સબજજની જગા મેળવી હતી. આ હોદ્દાપરથી એઓએ સં. ૧૯૫૮ માં પેન્શન લીધું હતું. ત્યાર બાદ એઓ પોતાનો કાળ સામાજિક હિતનાં કાર્યોમાં, ધાર્મિક વિષયોનું પઠનપાઠન કરવામાં અને સાહિત્ય સેવામાં ગાળતા હતા. અને પોતાના કૌટુંબિક જીવનને અંગે અનેક કારી ઘાઓ પડ્યા છતાં એઓએ પોતાનું હૃદયબળ પ્રશંસનીય રીતે જાળવી રાખી પોતાની પ્રવૃત્તિ છેક અંતકાળ પર્યંત જારી રાખી હતી.

સ્વર્ગસ્થ છેક નાનપણથીજ ગુર્જરગિરાના અચ્છા સેવક હતા. નર્મદાશંકર, નવલરામ, હરિલાલ ધ્રુવ વગેરે તે કાળના સાહિત્યકોની મિત્રમંડળમાં એઓ દાખલા થયા હતા અને એમની સાથે સાહિત્યને લગતી તેમજ ઇતર પ્રવૃતિઓમાં એઓ અપ્રતિમ ઉત્સાહથી ભાગ લેતા. અને પરિણામે અનેક વર્તમાનપત્રો અને માસિકોને એમની કલમનો લાભ મળતો. એમણે અનેક કાવ્યો, નાટકો તથા નિબંધો લખ્યાં છે તેમજ અનેક ભાષાંતરો કર્યાં છે. આમાં 'સુવાસિકા' નામનું એમનું કાવ્ય ઉત્તમ છે.

છેવટે એમના કુટુંબને એમના અવસાનથી થએલા દુઃખમાં ભાગ લેતાં અમે ઇશ્વર પ્રત્યે પ્રાર્થના કરીએ છીએ કે એમના આત્માને શાંતિ મળે ! !

---

નોંધ:—

ઢ્રાયોલેપની જગાં બંદલવાને લેઈ આ અંક મોડો પ્રસિદ્ધ કરવા માટે વાચકોની ક્ષમા યાચીએ છીએ. ઉપતંત્રી.

# સ્વ. ઉત્તમલાલ જયંતી.

લેખક:
રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા,
સભ્ય, સાહિત્યસંસદ

ગયે વર્ષે માર્ગશીર્ષ સુદ ૨ ને દિવસે સાક્ષર શ્રી ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદીનું અવસાન તેમના વતન અમદાવાદમાં થયું હતું. તે શોકજનક બનાવની નોંધો જુદા જુદા અંગ્રેજી અને ગુજરાતી દૈનિકોમાં, સાપ્તાહિકોમાં, માસિકોમાં અને ત્રૈમાસિકોમાં પ્રકટ થઇ હતી. તે ઉપરથી તેમના જવાથી ગુજરાતને જે ખોટ પડી છે તેનો કંઇક ખ્યાલ આવે તેમ હતું. છતાં સ્વ. ઉત્તમલાલભાઇના પરિચયમાં જેઓ આવ્યા હશે અને તેમના નાના મોટા લેખો જેઓએ વાંચ્યા હશે તેમજ તેમનાં ભાષણો જેઓએ સાંભળ્યા હશે તેમને એમ લાગ્યા વિના ભાગ્યે રહેશે કે તેમના લેખોના સંબંધમાં ગુજરાત પાસે જેવી અને જેટલી માહીતી રજુ થવી જોઇએ તેટલી હજુ સુધી પ્રકટ થઇ નથી. એક વ્યક્તિ તરીકે, એક અભ્યાસી તરીકે, એક વિચારક તરીકે, એક લેખક તરીકે અને એક સાર્વજનિક કાર્યકર્તા તરીકે તેઓના વિવિધ સ્વરૂપનો યથાસ્થિત ખ્યાલ આપે તેવા લેખો લખાવા હજી બાકી છે. હીંદુ યુનીવર્સીટીના વાઇસ ચેન્સેલર અને ગુજરાતની સંસ્કારિતાની જીવંત મૂર્તિ સમાન સાક્ષર આચાર્ય શ્રી આનંદશંકર બાપુભાઇ ધ્રુવ અને સાદી, મધુર અને સ્વાભાવિક પ્રસાદવાળી શૈલીમાં કાવ્યો, કથાઓ અને નિબંધો લખનાર તરીકે પ્રસિદ્ધ સાક્ષર શ્રી મણિલાલ છબારામ ભટ્ટ જેવા સદ્‌ગતના સમવયસ્ક ને નિકટના મિત્રોએ તેમના સંબંધમાં લખવું ઘટે છે. આ બાબતમાં પોતાનો મિત્ર ધર્મ બજાવવા એ બંને વિદ્વાન લેખકોને વિજ્ઞપ્તિ છે. સ્વ. ઉત્તમલાલભાઇથી મોટી ઉમ્મરના સાક્ષરોમાં ગ. વા. કમળાશંકર ભાઇ, સાક્ષર શ્રી નરસિંહરાવભાઇ, સાક્ષર શ્રી કેશવલાલભાઇ, રા. બ. રમણભાઇ, સાક્ષર શ્રી બળવંતરાય ઠાકોર, સાક્ષર શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી વગેરે તેમના સંસર્ગમાં આવ્યા હશે તેમાંથી અમદાવાદમાં સદ્‌ગતની જે જયંતી ઉજવાઇ હતી તે પ્રસંગે રા. બ. રમણભાઇએ તેમના સંબંધી પોતાના ઉદ્‌ગારો કાઢ્યા હતા, તેમજ તે પહેલાં "વસંત" માસિકમાં તેમના અવસાન વીશે નોંધ લખતાં પોતાના અભિપ્રાયો દર્શાવ્યા હતા "ગુજરાત" માસિકમાં "સ્મરણ-મુકુર"ના શીર્ષક નીચે લખાતી ચરિત્ર માળામાં સાક્ષર શ્રી નરસિંહરાવભાઇએ પણ સ્વ. ઉત્તમલાલભાઇ વીશે સ્તુત્ય સદ્‌ભાવથી લખ્યું

છે. કમનસીબે, કૃષ્ણલાલભાઈએ "Further Mile-stones of Gujarati Literature." નું જે પુસ્તક પ્રકટ કર્યું છે તેમાં સ્વ. ઉત્તમલાલભાઈ જેવા ગૌરવાન્વિત શૈલીના સ્વામી અને પ્રૌઢ વિચારણાના પ્રસૂનોનો નામનિર્દેશ પણ નથી. કૃષ્ણલાલભાઈ એક સમજુ, અંગત રાગદ્વેષથી વિહીન અને વિશાલ સદ્ભાવવાળા વિવેચક હોઈ સ્વ. ઉત્તમલાલભાઈ જેવા ઉંચી પ્રકૃતિના લેખકને વીસરવાનો અક્ષંતવ્ય અપરાધ તેમણે કેમ કર્યો હશે? સ્વ. ઉત્તમલાલભાઈનું વિસ્મરણ એ કૃષ્ણલાલભાઈના સાહિત્ય-ઇતિહાસની સર્વગ્રાહિતા, ઉપયોગિતા અને ન્યાય્યતામાંથી કમી કરનાર અનેક ન્યૂનતાઓમાંની એક મુખ્ય છે. આશા છે કે તેમના પુસ્તકની બીજી આવૃત્તિ પ્રસંગે એ ન્યૂનતા તેઓ દૂર કરશે. સ્વ. ઉત્તમલાલભાઈથી નાની ઉમ્મરવાળા લેખકોમાંથી તેઓના નિકટ પરિચયમાં આવનાર વ્યક્તિઓમાં ભાઈ વિભાકરે "રંગભૂમિ"માં ભાઈ ઇંદુલાલે "યુગધર્મ"માં, ભાઈ રમણીકરામે "સમાલોચક" માં અને ભાઈ મુનશીએ "ગુજરાત"માં લખ્યું છે. મેં "ગુજરાત મંડળ"ની એક સભા સમક્ષ "સદ્ગત શ્રી ઉત્તમલાલ ત્રિવેદી: એક સ્મરણાંજલિ" એ વિષય વીશે વ્યાખ્યાન આપ્યું હતું અને ભાઈ લલિતે તે પ્રસંગે પ્રમુખ તરીકે પોતાના મનોદ્ગાર દર્શાવ્યા હતા. કૃષ્ણલાલભાઈ કરતાં વધારે ન્યાયી અને કૃતજ્ઞ થઈને ભાઈ અંજારીયાએ પોતાની "સાહિત્યપ્રવેશિકા"માં ઉત્તમલાલભાઈની કદર કરી છે. ભાઈ મહાદેવ દેસાઈએ, ભાઈ શંકરરાયે અને ભાઈ ધનશંકરે અમદાવાદમાં ઉજવાએલી ઉત્તમલાલભાઈની જયંતી પ્રસંગે તેમના સંબંધી પોતાના અનુભવો અને અભિપ્રાયો જણાવ્યા હતા. આ સર્વ ઉપરાંત મહાત્મા ગાંધીજીએ જે સંદેશ મોકલ્યો હતો તેમાં ઉત્તમલાલભાઈ તરફનો પોતાનો આદરભાવ પ્રદર્શિત કર્યો હતો. ઇચ્છા છે કે "હાજીમહમદ-સ્મારક ગ્રંથ" અને "કાંતમાલા" જેવો સ્મરણસંગ્રહ પ્રકટ થાય અને તેમાં ગુજરાતના અનેક સાક્ષરો અને સાર્વજનિક કાર્યકર્તાઓને હાથે ઉત્તમલાલભાઈને ઘટતી સ્મરણાંજલિ અર્પાય અને તેમની ઉચ્ચ ભૂમિકાની કૃતિઓની યોગ્ય કદર થાય.

દરમ્યાન અમદાવાદમાં તેમજ મુંબઈમાં સ્વ. ઉત્તમલાલભાઈના સ્મરણાર્થે જે સભાઓ ભરવામાં આવી હતી તેમનો સંક્ષિપ્ત વૃત્તાંત અસ્થાને નથી. એવી સભાઓ આખા ગુજરાતનાં જુદા જુદા સાક્ષરો પાસે સદ્ગત વીશે વ્યાખ્યાનો અપાવવાં જોઈતાં હતાં. હવેથી પ્રતિવર્ષ એમ થશે એવી આશા છે. ગુજરાતના સદ્ગત સાક્ષરોની પ્રતિ પોતાની કૃતજ્ઞતા દર્શાવનારો એક ઉપાય સાહિત્ય સભાઓ તરફથી સાક્ષર-જયંતીઓ ઉજવવી એ છે.

આ વર્ષના માર્ગશીર્ષ સુદ ૧ ને દિવસે તા. ૩૦-૧૧-૨૪ ને ગુરુવારે-ઉત્તમલાલભાઈની પ્રથમ સંવત્સરી હોવાથી અમદાવાદમાં પ્રેમાભાઈ હૉલમાં "શ્રી વડનગરા નાગર બ્રાહ્મણ નીતિગ્રાહક સમાજ" તરફથી એક જાહેર સભા ભરવામાં આવી હતી. રા. બ. રમણભાઈ મહીપતરામ નીલકંઠે પ્રમુખપદ લીધું હતું. ધાર્મિક તથા સામાજિક બાબતોમાંજ નહીં, પરંતુ રાજ્યવિષયક બાબતોમાં પણ ઉત્તમલાલભાઈનાથી જુદા વિચારો ધરાવતા હોવા છતાં રા. બ. રમણભાઈએ પ્રમુખપદ સ્વીકારી જે મતાન્તર સહિષ્ણુતાનું સ્તુત્ય દૃષ્ટાંત બેસાડ્યું હતું તે જેમ તેમની

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૭૭ ]

## ભૃગુપુર–ભૃગુકચ્છ–ભરૂચ

[ અનુસંધાન પૃષ્ઠ ૪૪૨ થી ]

ધીમેધીમે ભરૂચના આ વણકરોની પડતી થતી ગઈ, જે સ્થિતિ સત્તરમા શતકમા હતી તે અઢારમામા ન રહી અને અઢારમામા હતી તે ઓગણીસમા શતકમા ન રહી. જેવા પ્રકારનું કાપડ અઢારમા શતકની છેલ્લી પચીસીમા ભરૂચમા તૈયાર થતું હતું એનું વર્ણન મી. ફોર્બ્સે લખ્યુ છે એ વાચવા જેવુ છે. ઇ સ ૧૮૨૦ મા કર્નલ વીલીઅમ લખે છે કે એ વખતે ભરૂચમા પરદેશ ચઢાવવા માટે દર વર્ષે આઠ લાખ પચીસ હજાર રૂપીઆનું કાપડ તૈયાર થતું ઇ સ ૧૮૪૯ મા મી. ડેવીસ લખે છે કે છેલ્લા ઓગણીસ વર્ષમા ભરૂચની સ્થિતિ તદ્દન ફરી ગઇ છે હાલમા અહીં માત્ર દસ હજાર રૂપીઆનું કાપડ તૈયાર થાય છે પારસી વણકરો વધારે કમવા સારુ છોડી ગયા છે, સુરત પીલાવની વધરાવ છે અને પચીસ વર્ષ પહેલા અફઘાનીસ્તાન જે માલ જતો તેનો હજારમો ભાગ પણ અત્યારે જતો નથી આ રીતે વીલાયતી સસ્તા કાપડે આ દેશના વણકરોના ધંધાને તોડી નાખ્યો પછી તો મુંબઇ અમદાવાદમા મીલો થ (હાલમાં ભરૂચમા એ મીલો છે) ધીમેધીમે રેલ્વેઓ આવતા બંધ થયા. ભરૂચ બંદરનો વેપાર પણ ધીમે ધીમે સુરતે ખેંચી લીધો અને છેવટ તો મુંબઇ બંદરના હાથમા પચાસમા ભરૂચ ગરક થઇ ડુબી ગયા આ રીતે સમૃદ્ધિ ટકાવવા મોગલાઈના વખતથી અગીઆરમા, બારમા સૈકાથી તે સત્તરમા સૈકા સુધી સમૃદ્ધિશાળી સુખી અને સહહિત વેપારીથી ભરેલા ગુજરાતના મુખ્ય બંદર તરીકે ભરૂચનુ જે સ્થાન હતુ તે નીકળી જઇ અત્યારે ગુજરાતનુ બીજા વર્ગનું શહેર થઈ રહ્યુ છે, અને તેની 'ચીઝન' ઉપર મુખ્યત્વે જીવે છે. ભરૂચનુ કેટલો પહેલેથી વખણાતુ અને હજી વખણાય છે

### ભરૂચ શહેર

પૂર્વ પશ્ચિમ અથવા ખાડીના પગમા વહેતી મહા નદી નર્મદાના ઉત્તર કાંઠા ઉપર એક ઉંચા ટેકરા ઉપર ભરૂચ પાઘડી પને વસ્યુ છે અને રેલ્વેમા બેઠા બેઠા સામે કાંઠેથી કે રેલ્વેના પુલ ઉપરથી જોનારને અથવા નદીમા મછવામા બેસી જનારને રમણીય લાગે છે ખાસ કરીને રાતનો દેખાવ સરસ લાગે છે નર્મદા ભરૂચની આબાદી અને તંદુરસ્તીનુ સાધન છે નર્મદા ઉપરથી આવતો પવન ભરૂચની હવાને તંદુરસ્ત રાખે છે

ભરૂચ ગુજરાતનુ એક જુનામા જુનુ શહેર છે પણ પહેલેથી એ આ જગ્યાએ અને આટલાજ વિસ્તારમા વસેલુ હશે કે કેમ એ કહેવાતુ નથી. જો કે તેમા ફેરફાર થયો હોય એમ જણાતુ નથી પણ એટલુ લાગે છે કે ભરૂચનો કિલ્લો કોટ થયો ન હતો ત્યારે સોનેરી દરવાજા બહાર પણ વધારે વસ્તી હશે પછી તો સિદ્ધરાજ કે કુમારપાળના વખતમા કોટ બંધાયો એટલે શહેર અને પરાઓ એમ બે ભાગમા શહેર વહેંચાઈ ગયુ અત્યારે મ્યુનીસીપાલીટીની હદ પ્રમાણે ભરૂચ અઢી માઇલ લાંબુ અને ૩/૪ માઇલ પહોળુ છે. પણ એની પુરી આબાદીના વખતમા બહારકોટથી કાંઠો તળાવડી સુધીની સાડા ચાર માઇલની લંબાઇમા વસ્તુ હતી ભરૂચની વસ્તી ઇ સ ૧૭૭૭ મા ત્રીસ હજાર અને પરાઓમા વીસ હજાર મળી કુલ પચાસ હજારની હતી ૧૮૪૧ માં ઘટીને ૩૧ હજાર થઇ હતી પણ હાલમા

લગભગ ૪૫ હજાર છે. તેમાં ૨૬ હજાર હીંદુઓ, ૧૩ હજાર મુસલમાનો અને ૨ હજાર પારસીઓ છે. ભરુચ પ્રાચીન નગર અને તીર્થસ્થાન છે પણ નર્મદાની પવિત્રતા શીવાય, એનું તીર્થપણું ભરુચ જીલ્લા બહાર ઝાઝું જાણીતું નથી, એટલે સામાન્ય દેખાવ તીર્થસ્થાન જેવો નથી લાગતો, ગોરોનો કંઈ ત્રાસ નથી. તેમ એની પ્રાચીનતાના પુરાવારુપ પણ કંઈ જીવતું રહ્યું નથી. સલ્તનતોના ફેરફારો-એ, પોર્ટુગીઝોની તથા મરાઠાઓની લુંટોએ અને નર્મદાની મોટી રેલોએ એવા ફેરફારો–વિનાશો ભૂતકાલમાં કર્યાં છે કે જુનું કંઈ જીવતું રહેવાનો સંભવજ નથી. અત્યારે જે ભરુચ શહેર દેખાય છે તે દોઢસો બસો વર્ષ જુનું છે. જુનામાં જુનાં ઘરો દોઢસો વર્ષથી જુનાં ભાગ્યેજ હશે પણ એ વખતનાં લલ્લુભાઇની હવેલી જેવાં જે જુનાં મકાનો છે તેમાંનું લાકડાંનું કોતરકામ અમદાવાદ, સુરતનાં એજ પ્રકારનાં ઉત્તમ કામને મળતું છે. શહેરમાં મંદિરો ઘણાં છે પણ બધાં સો દોઢસો વર્ષની અંદર બંધાએલાં છે. અલબત્ત ભૃગુઋષિના મહાદેવ, ગંગનાથ મહાદેવ, અવિમુકતેશ્વર, સોમનાથ વગેરે નદીકાંઠાનાં બાણો પ્રાચીન હશે; વળી હાલનાં શૈવ મંદિરોનાં આંગણામાં જે જુની કારીગરીની વરાહની, ચતુર્ભુજ વિષ્ણુની વગેરે મૂર્તિઓ જોવામાં આવે છે તેનાં પણ મંદિરો પ્રાચીન–મધ્યકાળમાં હશે, તે પહેલાં કદાચ બૌદ્ધ મંદિરો પણ હોય; પરંતુ એ બધું સ્થાપત્ય કાલમહોદધિને તળીએ બેસી ગયું છે. અને જુનાં મંદિરોને સ્થાને બ્રીટીશ સમયમાં આ સાદાં કલાશૂન્ય મંદિરો ઉભાં થયાં છે. આ રીતે બધું જુનું અદશ્ય થઇ ગયા છતાં જે કે ચારપાંચ જુની નીશાનીઓ જળવાઇ રહી છે તેમાં પહેલો કોટઃ નદીના ઓવારા અથવા ઘાટ સાથે પહેલાં ભરુચને ફરતો કોટ હતો; ઘણું કરી સોલંકીઓએ બંધાવેલો અને સોળમા શતકમાં બહાદુરશાહે સમરાવેલો. હાલમાં એ કોટનો ફક્ત નદી તરફનો ભાગ મોજુદ છે. બીજી બાજુના મસ્જીદ–મુળ વિશાલ હીંદુ મંદિરના થાંભલાઓ ઉપરની કારીગરી જોવા જેવી છે. મુળ મંદિર અગીઆરમા બારમા શતકનાં ગુજરાતનાં મંદિરોનો સુંદર નમુનો હશે. હાલમાં આ જીર્ણ મકાન ફકીરોની ધર્મશાળા તરીકે વપરાય છે. આજ રીતે જુની મદ્રેસાના થાંભલાઓ પણ મુળ હીંદુ મંદિરોના છે. મહેરની ઉત્તરમાં બાવારહાનની કબર છે જેને દંતકથાને આધારે મી. ફાર્બસ અગીઆરમા શતકના રુનીની ગણે છે. બાવારેનની કબરની પૂર્વે મીરછત્તની કબર છે. ઇદગા પણ ચૌદમા શતકમાં મહમદતઘલખે બંધાવી છે એમ મનાય છે. નવાબની કબર તો દોઢસો વર્ષ ઉપરની છે. આ ઉપરાંત ડચ લોકોની કોઠી જેમાં એક 'સનડાયલ' છે અને ડચ લોકોની કબરો (ઇ. સ. ૧૬૫૪ થી ૧૭૭૦) પણ જુનાં અવશેષો છે. મહેરની વચ્ચે એકાદ નાનું મંદિર પણ જુનું હશે. વલ્લભ ભટ્ટનું વિ. સં. ૧૬૬૨ ની સાલનું છે અને એ જુનામાં જુનું ગણાય છે. પણ કેટલાંક નવાં મંદિરોમાં પુજાતી તથા ન પુજાતી મૂર્તિઓ જુની બેસારેલી છે પણ એનો કલાની દષ્ટિએ હજી અભ્યાસ થયો નથી. વળી જુના ટેકરાઓનું પદ્ધતિસર ખોદકામ કરવામાં આવે તો કંઈક પ્રાચીન વસ્તુઓ મળે ખરી.

ભરુચમાં જ્ઞાતિઓ તો ઘણી છે પણ ભાર્ગવ બ્રાહ્મણો અને લાડ વાણીઆઓ બીજા કરતાં ભરુચના જુના વતની જણાય છે.

લાટનો ઘણો ભાગ છેક પાંચમા શતકમાં વસ્યો હતો એ ઉપર કહ્યુંજ છે; વળી નર્મદા

કાંઠો ઘણા કાળથી તીર્થરૂપ મનાય છે એટલે ભરૂચ જીલ્લામાં બીજાં પણ નાના મોટાં તીર્થો હોવાનો સંભવ દેખીતો છે.

### કરોદ

ભરૂચ અને શુકલતીર્થ વચ્ચે ૧૫ ઝુંપડાંનું એક નાનું ગામ છે અહીં વીસ વર્ષે એક વખતજ જ્યારે અધિક માસ વૈશાખ માસમાં આવતો હોય ત્યારે કોટેશ્વર કે કોટિલિંગેશ્વર મહાદેવની જાત્રા ભરાય છે. મેળો નર્મદાને કાંઠે ભરાય છે અને મેળામાં આખા મહીના દરમીયાન ત્રણ ચાર લાખ માણસો આવે છે.

### કાવી

આ જંબુસર તાલુકાનું ૧૫૦૦ ઘરનું મહી નદીના મુખ ઉપર ગામ છે. આ જૈનોનું જાત્રાસ્થાન છે. ગીરનાર કે પાલીતાણે જતા જૈનો અહીં એકાદ દિવસ રોકાય છે. જુના જૈન મંદિરોનાં બે ચાર અવશેષો ઉપરાંત બે ત્રણ નવાં મંદિરો છે.

### બાવા રુસ્તમ.

મેળો પાળીએજ પાસે તથા જંબુસરમાં એમ બે સ્થળે ભરાય છે. બેએ સ્થળે દરગા છે. અંકલેશ્વર તાલુકાના પીરમારડીમાં પણ મુસલમાનોનો એક મેળો ભરાય છે.

### ભાડભુત

ભરૂચથી આઠ મૈલ પૂર્વમાં નર્મદા કાંઠે ૩૪૯ ઘરનું નાનું ગામ છે. અહીં ૧૯–૨૦ વર્ષે જ્યારે અધિક માસ ભાદરવામાં આવે ત્યારે ભાડભુતેશ્વર મહાદેવની જાત્રા ભરાય છે અહીં પણ કરોદ જેટલા માણસો આવે છે આખો મહીનો જાત્રા ચાલે છે અને અમાસને દિવસે તો પચાસ સાઠ હજાર માણસો એકઠા થઇ જાય છે.

### શુકલતીર્થ

ભરૂચ જીલ્લાની કદાચ સૌથી મહત્વની જાત્રા શુકલતીર્થમાં ભરાય છે ૬૧૯ ઘરનું આ તીર્થનું ગામ ભરૂચથી ૧૦ મૈલ પૂર્વમાં નર્મદા કાંઠે છે અહીં દર વર્ષે કાર્તિકી પૂર્ણિમા ઉપર મેળો ભરાય છે. મેળો પાંચ દિવસ ચાલે છે અને લગભગ ૨૫૦૦૦ માણસો એકઠા થાય છે ગામમાં ફક્ત એકજ ૐકારેશ્વરનું મંદિર છે મંદિર તો જુનું નથી પણ એ મંદિરમાં જે આદિ નારાયણની મૂર્તિ છે તે જુની જણાય છે કદાચ જુના કાળમાં અહીં વિષ્ણુના પણ મંદિરો હશે શુકલતીર્થ નામનું જાત્રા તીર્થસ્થાન જેવું જ લાગે છે ઘણા જુના કાળથી તીર્થસ્થાન મનાય છે એ તો કહ્યું છે ચંદ્રગુપ્ત અને ચાણાક્યની દંતકથા ઉપર આપી છે પણ અણહિલપુરના સોલંકી આરંભના અણહિલવાડના રાજા ચામુંડ પુત્ર મરણના શોકથી રાજગાદી છોડી દઇને મરણ પર્યંત શુકલતીર્થમાં વાસ કર્યાની વાત ઐતિહાસિક માનવામાં વાંધો લાગતો નથી છેવટની જીંદગી નર્મદા કાંઠે ગાળવાની ઇચ્છાવાળા માણસો અને શુકલતીર્થમાં આવીને વસતા હશે એટલી વાત ખરી લાગે છે. શુકલતીર્થ રમણીય સ્થળ છે.

આ ઉપરાંત બે ચાર ગામોમાં સ્થાનિક મેળાઓ ભરાય છે બે ચાર ગામોની આબાદી સારી છે, અને જુના ગામો તો ભરૂચ જીલ્લામાં ઘણાં છે.

---

## સ્નેહ કે ન્યાય?



[ અનુસંધાન પૃષ્ઠ ૪૦૦ થી ]

રમેશબાબુએ કબાટમાંથી એક નાની છબી કાઢી. વિનોદિનીની નાનપણની તે છબી હતી. તેને એક ચુંબન કરી ટેબલ પર મુકી, "હા, વીની! તારો પુત્ર એ મારોજ પુત્ર છ. તેને હું જેલમાં નજ મોકલી શકું. સમાજ? સમાજે મને શું આપ્યું? સમાજ તો કાલે મને ભુલી જશે. વિનોદિની! હમણાં મેં હેમંત વિરુદ્ધ ચુકાદો લખ્યો હતો. હું તારો ગુન્હેગાર થયો છું. મને ક્ષમા કરજે. સ્નેહધર્મ આગળ બીજી સઘળી ફરજો સામાન્ય છે. સમાજ! પ્રભુ! મને ક્ષમા કરજો. પણ 'વીની'ના પ્રેમનો આ દાવો હું પાછો ઠેલી શકતો નથી." અંતે મનુષ્ય હૃદયનો વિજય થયો.

ફરી પાછો રમેશબાબુએ ચુકાદો લખ્યો. કાયદાની બારીકાઇઓ શોધી. હેમતને શકનો લાભ આપી છોડી મુકવાનો એ ચુકાદો હતો.

સુવાનો સમય થઇ ગયો હતો. મોડી રાત સુધી આજના બનાવો પર વિચાર કરતાં કરતાં રમેશબાબુ અંતે નિદ્રાવશ થયા. ઉંઘમાં એમને સ્વપ્ન આવ્યું. તેમાં એમણે ન્યાયદેવીને આંખ પર પાટા બાંધી હાથમાં તુલા લઇ ન્યાય તોળતી જોઇ. નિષ્ફળ નીવડેલા ન્યાયાધિશ તરફ એણે ઠપકાની–તિરસ્કારની–દૃષ્ટિએ જોયું. તે બોલી: "આવું અધઃપતન? આવી નબળાઇ?" પરસેવાથી ભીંજાઇ ગએલા રમેશબાબુ જાગી ઉઠયા. ખરેખર, તે ઘણુજ ઉશ્કેરાઇ ગયા હતો. તેમણે દીવાલ પર જોયું. ત્યાં અંધ ન્યાયદેવીનું ચિત્ર લટકાવેલું હતું. બાકીની રાત્રિ એમણે ઓરડામાં આંટા મારવામાં પસાર કરી.

કચેરીમાં બીજે દિવસે ચુકાદો અપાયો. હેમંતને શકનો લાભ આપી છોડી મુકવામાં આવ્યો. પ્રેક્ષકોમાં વિનોદિની પણ હતી. ન્યાયાધિશ તરફ આભારયુક્ત આછું સ્મિત તેણે કર્યું. ન્યાયાધિશને બીજા શેની જરુર હતી?

* * *

હેમંત ઘેર આવી વિનોદિનીને ભેટી પડયો. માતાની આંખમાંથી આંસુ ખરતાં હતાં. "બા, આજે આંસુ?" હેમંતે પુછ્યું.

"હેમ, હર્ષનાં આંસુ" તે એટલુંજ બોલી. તેણે તેને ન કહ્યું કે એ આંસું તેણે બાવીસ વર્ષ પર લગ્નને આગલે દિવસે ખેર્યાં હતાં તેવાજ પ્રકારનાં કંઈક હતાં.

બીજે દિવસે શહેરમાં ખબર પ્રસરી કે રમેશચંદ્રનું હૃદય કાર્યના અતિશય બોજાને લીધે, એકદમ બંધ પડી ગયું હતું. એમના નિષ્પક્ષપાતી ન્યાયની અને સાધુ જીવનની પ્રશંસા દરેક પત્રોમાં પ્રસિદ્ધ થઇ.

* * *

અને શું એમનો ન્યાય નિષ્પક્ષપાતી ન હતો? સ્નેહને લીધે એમણે ન્યાયનું બલિદાન આપ્યું–એ વિચાર એમનાથી ન જીરવી શકાયો. ન્યાયાધિશે પોતાને દેહાંત દંડની શિક્ષા ફરમાવી હતી.

શું થયું છે? મારા નાથને મેં અવિચારી, ઘાતકી નલની પંક્તિમાં મુકયા? મને આ શું થયું? મેં વૈદર્ભીની માફક નિરાધાર બની આક્રંદ કર્યું." તેનાં ભવાં ભેગાં થઇ ગયાં. "મારી નિર્બલતા–મારી અધોગતિનો પાર રહ્યો નથી. મારાથી આંબડ ને ગરીબ બીચારો મણિભદ્ર સારા. એમણે હજુ આંખમાંથી એક આંસુ પાડયું નથી."

"નાથ! તમે મારામાં કેવો વિશ્વાસ રાખી ગયા? તમે વીર છો ને મને વીરાંગના ધારી, ને હું તો આમ રડવા બેઠી. મારા વીર! ક્ષમા કરો. મનેએ ખબર નહોતી કે કવિકુલશિરોમણીની કન્યા ને તમારી પત્ની આમ નિર્બલ થઇ જશે."

"નાથ! માફ કરો! હવે હું એ નિર્બલતા નહીં દાખવું. મારે સંસાર સાથે શું? મારે જીવન ને મૃત્યુ સાથે શું? તમે ને હું–એકબીજાના–અમર વીરતાના બે તણખા. જ્યાં હો ત્યાં દેવ! વિજયી થજો; જીવનમાં ને મૃત્યુમાં–ને હું તમારી દાસી–હું પણ વિજયી જ થઇશ. મને નથી ડર દુશ્મનનો કે યમનો—"

તેણે વાળ સમાર્યા, લુગડું ઠીક કર્યું. નીચે ઉતરવાનું કામ સહેલું નહોતું, કારણ કે તેના પગ હજુ મહેતા પણ કેમે કરી ને ઉતરી.

બળજોરીથી ધીમેધીમે પણ દઢ ડગલાં ભરતી તે રસોડા તરફ ગઇ. આંબડને મણિભદ્ર ત્યાં બેઠા બેઠા વાત કરતા હતા. તે મંજરીને જોઇ ચોંકયા.

તે એક દિવસને રાતમાં સુકાઇ ગઇ હતી. તેની સફેદ ચામડી સંગેમરમરથી પણ સફેદ થઇ ગઇ હતી. માત્ર તેના મોઢા પર તાવની રતાશ જરાક દેખાતી. તેની આંખોની આસપાસ કાળાં વર્તુલ પડી ગયાં હતાં. તેની બાવરી જેવી આંખો અપાર્થિવ તેજથી જ્વલંત હતી. તે સાવચેતીથી, પણ મહામહેનતે ડગલું દેતી. તેજસ્વી, સુંદર ને મદડોલંત મંજરીના ક્ષીણ પડછાયા જેવી તે લાગતી. "બા કેમ છો!" આંબડ દોડીને આગળ આવ્યો.

"સારું ભાઇ!" અવાજ સ્થિર કરવાનો પ્રયત્ન તેના ઉચ્ચારણમાં જણાતો હતો.

"બેસો બા!" કહી મણિભદ્રે પાટલો આપ્યો. મંજરી લુગડું સંકોરી ધીમેથી બેઠી.

"નેરાને કેમ છે?"

"તેનો પણ દેહ પડયો."

"બંનેને અગ્નિદાહ કર્યો?"

"હા."

મંજરી કૃત્રિમ હાસ્ય કરી બોલીઃ "આપણે આઠ હતાં, તેનાં ત્રણ રહ્યાં છીએ."

"બા! અમે એક વિચાર કરતા હતા" આંબડે ખંખારીને કહ્યું.

"શું?"

"બે દહાડામાં ખાવાનું તદ્દન આવી રહેવાનું. થોડા દહાડામાં આપણે ત્રણે પણ આ બેને રસ્તે જવાનાં. પછી તો ગઢ પડવાનો."

મંજરી જોઇ રહી, પણ કંઈ બોલી નહીં.

"તેના કરતાં આપણે અહીંઆંથી નાસી છુટવાનો કે રસ્તો લઇએ તો કેમ?" આંબડે પુછ્યું.

મંજરી વિસ્મય થઇ. તેની મોટી આંખોમાં તિરસ્કાર આવ્યો અને તેના હાથ ધ્રુજી ઉઠયા.

"આંબડ મહેતા! મણિભદ્ર ને તમે બંનેમાંથી જેને જવું હોય તે જાઓ," તેણે તિરસ્કારથી કહ્યું: "પણ એટલું યાદ રાખજો કે મણિભદ્રને ભીખ માગી અવતાર પુરો કરવો છે. પછી તમારું શું? ઉદા મહેતાના દીકરાને આખો અવતાર શરમમાં ડુબી મરવું પડશે."

મણિભદ્ર મંજરીનો હાથ ઝાલીને તેને ઉતારે લઇ ગયો ને પથારીમાં સુવાડી. તે અને આંબડ પોતાનું દુઃખ વીસરી મંજરીની માવજતમાં પડ્યા. બંનેના હૃદયમાં અકથ્ય ચિંતા પેદા થઇ હતી. બંનેને લાગ્યું કે મણિભદ્રે કહ્યું હતું તેમ ખરેખર યમરાજ પલ્લક્યા હતા.

મંજરીને તાવ ચઢવા માંડ્યો; અને થોડો વખત રહીને તેને સનેપાત જેવું થવા લાગ્યું. મણિભદ્રને આંબડે વારાફરતી ત્યાજ બેસવાનું નક્કી કર્યું.

મંજરી થોડોક વખત મુંગી પડી રહેતી ને થોડીક વખત અસ્પષ્ટ લવતી લવારામાં ઘણુંખરુ કાકને સંબેધતો આવતાં. મણિભદ્ર નાહી કરી મંજરી માટે રાબડી કરી લાવ્યો. અને કેમે કરી થોડીક તેને ગળે ઉતારી; પણ થોડીકજ વખતમાં તે તેણે પાછી કાઢી.

"મણિભદ્ર! આપણું આવી બન્યું" આંબડે કહ્યું.

"ભાઇ! મેં તો બાને માટે નાસવાની યોજના રચી હતી. પંદર વર્ષ પર જ્યારે મેં બાને જોયાં ત્યારથી એમની સેવામાં જીવ આપવાનો નિશ્ચય કર્યો હતો. આજે મારો નિશ્ચય સફલ થયો."

"પંદર વર્ષ પર!"

'હા. મારા ગુરુ એના દાદા થાય. આટલા વર્ષ મેં જેમ તેમ કાઢ્યાં ને આખરે માન નસીબમાં હશે તે અહીંઆં આવ્યો. હર-હર-મહાદેવ' બોલતાં મણિભદ્રને ધ્રુસકું આવ્યું.

"ખરી વાત છે. ભાઇ!" આંબડે મણિભદ્રના પગ પર હેતથી હાથ મૂકતાં કહ્યું; "આ તે કૈં સ્ત્રી છે? દેવી છે." મંજરીને માટ એનાથી બીજું કહેવાતું નહીં

..આંબડની આંખો સજળ થઇ. મણિભદ્રે તેનો હાથ સહાનુભૂતિમાં દાબ્યો. પાટણના ધનાઢ્ય મંત્રીનો ફાટેલો કુંવર ને જુનાગઢના ભટકતા બ્રાહ્મણે એક દેવીની ભક્તિમાં ભ્રાતૃભાવ અનુભવ્યો. આ ભક્તિનું પાત્ર બેભાન અવસ્થામાં પોતાના દૂર ગએલા પતિનું નામ રટી રહી હતી.

મધ્યાન્હ પછી થોડી વારે મંજરી શાંત ને નિશ્ચેષ્ટ પડી રહી. તેને થોડીથોડી વારે ખાંસી આવતી હતી બે ચાકરી કરનારની ચિંતા વધતી ચાલી.

સાંજના મંજરીનો તાવ ઉતાર પર આવ્યો ને તેણે આંખ ઉઘાડી.

"આવ્યા?" તેણે પુછ્યું.

મણિભદ્ર ને આંબડે એક બીજાની સામે જોયું. "હમણાં આવશે" મણિભદ્રે કહ્યું.

મંજરીએ ફરીથી આંખ મીંચી. મણિભદ્ર ફરીથી કાંજી કરી લાવ્યો ને મંજરીને આપવા પ્રયત્ન કર્યો, પણ તે ટકી નહીં. દુઃસહ તાવ અને ઉન્મત્ત થએલી કલ્પનાની પાંખે ચઢી મંજરી સનેપાતની સૃષ્ટિમાં વીહરતી હતી. તે એકજ નામ રટતી હતી. એકજ મૂર્તિને એ સૃષ્ટિમાં શોધતી હતી. તેણે ભુવનત્રય ઓલંઘ્યાં, પણ તેનો દુર્ગ-પાલ મળ્યો નહીં. તેનો વેગ વધ્યો. તેની અધીરાઇ વધી, પણ તેના નાથનો પત્તો ખાધો નહીં. "નાથ! નાથ!" એટલુંજ તે બોલ્યાં કરતી.

ગતી જ્વાલાથી ભયાનક બનેલા અંધકારમય પ્રદેશમાં ત્રસ્ત હરણે ને ફરી. કોઇ એવી જતુ હતું. "મારો નાથ" તે બોલતી. એકદમ કોણ જાણે ક્યાંથી એક પ્રચંડ સ્વરૂપ તેની અંગારભરી આંખે દેખાયું. તે સ્વરૂપ કાળુ હતું. તેનુ મુખ કૈંક દેવાને મળતું

"ને બીજું કોણ છે?"

"પણે આંબડ મહેતા ભુખે મરતા પડ્યા છે."

"બીજું કોઇ?"

"કોઇ નથી."

"દામા આ બધાને ખાવાની વ્યવસ્થા કરી આપ." કહી કાક કાંગરા પર બેસી ગયો ને મંજરીના મોઢા પર હાથ ફેરવ્યો. તેનું દીલ ધડકતું હતું. કાકે તેના માથામાથી વહેતું લોહી લુછી નાખ્યું ને તેને ઉચકી લીધી.

"કયાં રહ્યા છો?"

"ચાલો બતાવું." મણિભદ્ર આગળ થયો.

કાક મંજરીને ઉંચકીને ઉતારે લઇ ગયો. તેને પથારીમાં સુવાડી ને તેને ઉપચાર કરવા ગયો. બધાં ત્યાંથી ચાલ્યાં ગયાં.

કાકે તેની પ્રિયતમાને જોઇ. તેના હૃદયમાં ઉમળકા માયા નહીં. કેટલાક દિવસ થી તેની ચિંતાનો પાર રહ્યો નહોતો. મંજરીને જોવાની આશા તેણે છોડી હતી, આખરે તે મળી. તેણે તેનું માથું તેના ખોળામાં મુકયું ને તેનાં બંધ નેત્રો જોઇ રહ્યો.

ગંભીર જેમ જેમ તે ધ્યાનથી જોતો ગયો તેમ કુકમ ર મોટો ધ્રાસ્કો પડયો. મંજરીનું સમજાયું ... ઇ ગયું હતું, ને તેની ચામડી પર થઇ. જાણે ... એવું લાગતું હતું. તેના હોઠ હોય તેમ ... શીદામણા થઇ ગયા હતા. વહાણ હંકારવાં ... આસપાસ કાળા ડાઘા દેખાતા નદીના મુખ ... અંત આશા તેના અંતરમાં પાલનું થાણું હોવુ ... ડી. વહાણને દરીઆમાં ર ... આ પર હાથ ફેરવ્યો. તેનું પછી ચોને. દામો ને ... ધડકતું હતું. ગળાની આવ્યા. કાવો મુકાની ... હતી. ... રીમાં બેસી ... ઉઘાડાં કર્યા. તેણે કાકને જોયો—ઓળખ્યો.

"નાથ! નાથ! આવી પહોંચ્યા, મારા વહાલમ!" એકદમ તે જોર કરી બેઠી થઇ ગઇ. "આવ્યા—ખરેખર. હું ભાનમાં છું? આવ્યા." તેણે કાક પર હાથ ફેરવ્યો.

"હા—હુંજ છું. તું શાંત થા. સુઇ રહે. જો હું આવી પહોંચ્યો." કાકે તેને લઇ પાછી સુવાડવા પ્રયત્ન કર્યો.

"આવ્યા? હું જાણતી હતી. તમને મળ્યા વિના હું મરવાની નહોતી. મેં યમરાજાને ચોખ્ખું કહ્યું હતું કે મારા નાથની આજ્ઞા વિના નહીં આવું." તે કાકને વળગી પડી ને ઉન્મત્તની માફક બોલવા લાગી. "દુર્ગપાલ! સ્વામી! મને હવે છેલ્લે સુધી છોડશો નહીં. મને અહીંઆં તમારા ખોળામાં મરવા દો."

"પણ તને કૈં થવાનું નથી."

મંજરી હસીને જોર કરી કાકને વળગી પડી.

"મૃત્યુ વાટ જુએ છે વહાલમ! એક ઘડી બેઘડી માટે શાંતિ કેવી? નાથ! તમારો હાથ લાવો. મને કેવો સારો લાગે છે! મને હાથમાં લો. મારી પાસે આવો. અમીઝરતી ચંદ્રિકાનો લ્હાવો કયારે મળશે? હવે થોડો વખત છે."

"હા. હું લઉં છું." કાક તેને હાથમાં લીધી. તેનું દીલ ધમધમતું હતું.

"હાશ," મંજરીએ કહ્યું; "હું તમારીજ વાટ જોતી હતી." તેણે કાકના મોંઢા પર હાથ ફેરવ્યો. "મેં યમને પણ ડાર્યો. નાથ! ઓ નાથ! બોલોની."

"હા બોલું છું. જો. તું શું કામ ગભરાય છે?"

"હું ગભરાતી નથી."

# કાશ્મીરની મારી નોંધપોથી



[ અનુસંધાન પૃ ૪૬૬ થી ]

આગળ એક ઘોડાવાળો ચઢતો હતો પાછળ ધારશામો તથા બીજો ઘોડાવાળો રહ્યા હતાં. મારા હાથમાં એક મોટી અણીવાળી લાકડી હતી તે ટેકવી ટેકવી બરફ પર ચઢવા માંડ્યું. પ્રથમ એમ લાગતું કે આ સીધા ટેકરા પર શી રીતે ચઢાશે? પણ જેમ તેમ પગ ટેકવીને ચઢવા માંડ્યું. એમ કરતાં ઘણી વાર પગ સરકી જતો. એક ઉપરના શિખર પરથી બરફ પીગળતો, તેનો ધોધ નીચેના બરફના એક મોટા કાણામાં પડતો એ જગા બહુજ સીધી હતી. તેથી અમે અડધે સુધી ચઢ્યાં. ઉતરતી વખતે હેરાન થવાની બીકે છેક ઉપર જવાનો વિચાર માંડી વાળ્યો અને પાછા વળ્યા

ખરેખરી મઝા તો ઉતરતી વખતે આવી. સીધા બરફ પર પગ ઘણી વાર ટકતો નહોતો અને વારંવાર સરકી જવાતું. પણ ધારશામો મને બચાવી લેતો. તે મારી આગળ ચાલતો. એક વખત એણે બેઠા બેઠા સરકવા માંડ્યું. એનું જોઈને મને પણ મન થયું. બહુ સીધો ઢોળાવ આવે ત્યારે મેં પણ એ પ્રયોગ અજમાવ્યો. મારી આગળ ધારશામો સરકતો, પાછળ હું. આમ કરવામાં ઘણીજ મઝા પડી. ઘણી વખત ચાલતાં ચાલતાં ઘોડાવાળાઓ, ધારશામો ને હું વારંવાર સરકીને પડી જતા તેથી ખુબ હસવું આવતું ને મઝા પડતી.

ઉતરતે અમે ફુનરી રસ્તા બહુ સીધો ઢોળાવ ન હોય ત્યાં તો ઉતાવળા પણ ચલાતું. થોડેથી તેની એક ઘાસની ચંપલ તુટી ગઈ.

પાછાં આવતાં તો બધાંજ વહેલા આવ્યા સાડી પાછળથી સરકવાને લીધે બધી ભીની ને મરોડીવાળી થઈ ગઈ હતી. તંબુ સુધી પહોંચવાનો ઓછામાં ઓછો બે માઈલનો રસ્તો હતો.

સાંજના ખાઈ પીને પોણાચારે સોનમર્ગથી નીકળ્યા. એક ટુંકા પણ ખરાબ રસ્તે ધારશામોએ દોર્યાં. એ રસ્તો દેવદારના વનમાં થઈને નીકળતો હતો. વચ્ચે એક ઝરણું વહેતું હતું. રસ્તો એટલો તો ઉભો હતો કે જરાક પગ સરકે તો ક્યાંને ક્યાં પડાય તેનો પત્તોએ ન લાગે. તેમાંએ પાછું એક વેંતનીજ પગથી પર ચાલવાનું હતું.

આજ પણ પાછી પેલીજ બરફની પગથી વચ્ચે આવી

કુલન આવ્યા ત્યારે પોણાઆઠ થયા હતા. ત્યાં તાજું દુધ પીધું. કલાક વીસામો લઈ ગુંડનો પડાવ આગળ આવતા નીકળ્યા. રાત ચાંદની હોવાથી વાંધો નહીં આવે એમ લાગ્યું. પણ થોડે ચાલ્યા પછી ચંદ્રમા તો વાદળાથી અસ્ત થયો હતો. એક પાસ વીજળીઓ પણ ચમકવા માંડી. કોઈ કોઈ વખત ગર્જનાઓ પણ સંભળાતી. પણ એ બધા નિષ્ફલ પ્રયત્નો હતા

ગુંડ બે માઈલ રહ્યું હશે એવામાં શશી કારાગૃહમાંથી છુટ્યો હોય તેમ પૂર જોસમાં પ્રકાશવા માંડ્યો. અને આખા અરણ્યને શ્વેત કિરણની રસધારાથી ભીંજવી દીધું

ગુંડ આવ્યાં ત્યારે પોણાદશ થયા હતાં. ચાંદની સરસ ખીલી હતી તેથી આરામચેર નાખી સામે વહી જતા સિંધ અને તેમાં પડતા

સુધાકરના પ્રતિબિંબને ક્યાં સુધી જોયા કર્યું. એવું રમણીય લાગતું હતું!

સામાન આવી પહોંચ્યો. બીછાનું તૈયાર થયાની ખબર ઇસ્લામાએ આપી એટલે ત્યાંથી ઉઠી.

૨૯–૬–૨૦.

આ બાજુ ભાર ઉપાડવામાં 'ઝાંપા' નામના જાનવર બહુ વપરાય છે. આ જાનવર ઘણુંજ મજબુત હોય છે. અને સખતમાં સખત રસ્તે પણ સારું કામ આપે છે.

વળી આ તરફથી જતા લદાક તરફના 'લામા' પણ ઘણી વાર જોવામાં આવે છે. આ લોકો ઘણાજ ક્રૂર હોય છે. વાંધો પડે તો માણસને દબાવીને મારી નાખે છે. કાલે એક જણને ઇસ્લામાએ પુછ્યું: 'તુમ લામા હય?' તેણે હાનો જવાબ આપ્યો અને ઘોડાવાળાને કહ્યુ, 'હમ સીર કાટનેવાલા લામા હય.' આ લોકો બહુ બેડોળ લાગે છે. જરાપણ ગમતા નથી.

સાડા અગીઆરે કુલન. તંબુવાળો આગળ આવ્યો હતો પણ વાંસ પાછળજ ભુલી ગયો હતો. એટલે એ નકામોજ હતો.

ઇસ્લામાએ આણેલું દુધ પીધું અને અખરોટના ઝાડ નીચે સામે ધોધ વહેતો જોતી બેઠી. એ અહીં કલાક આરામે આસ વાટ જોવી પડી. સૂર્ય પ્રખર તપતો હતો. મન પણ શૂન્ય થઇ ગયું હતું. કે વિચારજ નહોતા આવતા.

એટલી બધી જડતા આવી ગઇ છે કે એક પણ સારો વિચારજ ન આવે? આટલા સમયમાં કોઇ લેખક, કવિ કે શોધકે શા શા વિચારપુષ્પો ગુંથ્યાં હોત! ઘણી વાર એમ થાય છે કે વિચાર કરવાનો વખતજ નથી મળતો, આમ વખત મળે ત્યારે વિચાર નથી આવતાં. ને એ વેળા વ્યર્થજ વહી જાય છે. વિચારજ ન હોય ત્યાં એના ડોળ કરવા નકામાજ છે.

સવારનાં મુસાફરીમાં તાપ અકળાવતો હોવાથી સાંજે થોડે આગળ જઇ રહેવા વિચાર કર્યો. સાંજના ચા પીધા પછી ચાંદની રાત હોવાથી વાંધો ન હતો. નવેક વાગતે નીકળ્યાં.

નિરભ્ર વ્યોમમાં જ્યોત્સ્ના ખીલી રહી હતી; રૂપમય શ્વેત ચાદર સૃષ્ટિ સુંદરીએ સજી હોય એમ એ શોભી રહી હતી. શાળીના ક્ષેત્રોમાં પડતાં તારાઓનાં પ્રતિબિંબ, નાચના અનિલથી ઝુલતા વૃક્ષવૃંદ, સ્થિતિ કે લય સમયે એકજ ભાવ ધરનારા અવિચલ પર્વતરાજ, એ બધા બહુજ સુંદર લાગતાં. પર્વતમાં કોઇ કોઇ સ્થળે કરેલી તાપણીની જ્યોતો દીપક સમી નાની નાની લાગતી. મારો વિચાર પગે ચાલીને માર્ગ પુરો કરવાનો હતો. સાડા ત્રણ માઇલ ચાલી, પછીનો માર્ગ ઝરણાઓથી ભીંજાએલો હતો.

બધુ મળીને સાડા પાંચ માઇલ આવ્યાં. અને વહેળાથી પાંચ સાત હાથ દૂર તંબુ નાખવાનું ઠરાવ્યું.

સાડા અગીઆરે સામાન આવ્યો. તંબુ ઠોકાયો એટલે સુવાની તૈયારી કરી.

તા. ૨૯–૬–૨૦.

સાડા છએ ઉઠી, એક કલાકમાં પરવારી ગાંધરબલ આવવા નીકળ્યાં. ઘોડો સરસ દોડ્યો. જરાક તેનું અભિમાન પણ આવ્યું પોણા બે કલાકમાં ગાંધરબલ. ચઢ ઉતરની જમીનમાં દોડતે ઘોડે કૈં જોવાયું નહીં.

બાળા એટલી વારમાં જરા ફેરવાઇ ગઇ હોય એમ લાગ્યું. સાંજના શીકારામાં ફરી આવ્યાં.

તા૦ ૧૦-૬-૨૦

આજે સવારે શાલીમાર બાગથી નીકળવાનું હતું અમારી સાથે બીજી બે બોટો પણ આવવાની હતી

લગભગ બાર વાગતા કા... ને ને હાંજીઓ સાથે સખત તકરાર થઇ મે ...તેનો પક્ષ નહી લીધો માટે તેને બહુ ખોટુ લાગ્યુ ... . સાંજના ત્રણ પછી નીકળ્યા.

આવા સ્થળમાએ લડવાની વૃત્તિ કેમ થતી હશે ? માનવીની વૃત્તિ એ કેવા પ્રકારની છે. પોતે જે ખરૂ કે ખોટુ કરે તેમા બીજાએ ટેકો આપવોજ જોઇએ ?

સાડા છએ શાદીપુર અચારલેકમા શીકારો અમારો શાદીપોરમાં હુ ને ફરી આવ્યાં. એ લોક પણ અમારી સાથે આવે એમ મે કહ્યું. પણ એના પિતા તથા માજી (વઢવાણનો માલીક ખવાસી) બહાર ગએલા હોવાથી કે નક્કી ન થયુ.

સાંજને બદલે સવારે નીકળવાનુ ઠરાવ્યુ શુકલપક્ષની ચતુર્દશીનો દિવસ આજે હતો. ચાંદની પુર બહારમા હતી અચારલેકના જળ દૂર સુધી પથરાએલા હતાં. વચ્ચેની જમીન પરના વૃક્ષના પ્રતિબિંબ સ્થિર જળમા પડતાં. એક પાસ મકાઇવાળા ખેતરો ને તેની આગળની ટેકરી જણાતા એક શીકારામાં કોઇ ફોનોગ્રાફ વગાડતુ પસાર થયું. મધુર અવાજ પવનની ધીમી લહેરી સાથે દૂર દૂર સુધી ફેલાઇ ગયો બધે એવુ શાંતને સુંદર લાગતું !

આવી સૃષ્ટિમાં સ્વપ્નોલપણું જતુ રહે એ મનુષ્યમતિને શોભા આપનારું તો નથીજ. કેટલાકની આખી જીંદગી કલહ કરવામાજ ચાલી જતી હશે. સુંદર જીવનનું સ્વપ્નુએ કદી તેમને આવતુ હશે ?

સાડા દસ સુધી અમને આમ બંગા પર બેસી રહી દુધથી આંખો નમી જતી હતી. તોપણ નીચે ઉતરવાનુ મન નહોતુ થતું. જળની તરંગોમા ચંદ્રનાં કિરણો નાચતાં. અનિલની ઝીણીઝીણી લહેરો પાંપણોને નમાવી દેતી રાત્રીના પ્રકાશ જગતને સીધના શાન્તિદેવી અહીંજ મલિમતી વસતી હતી.

ધીરેધીરે મગજ ઘેરાઇ જતુ હતુ. અને ચૈતન્યમાંથી જડતા તરફ ઢળતું હતુ જડતાની પરિસીમાએ એ પહોંચે તે પહેલા હું ઉઠી. અને નીચે ઉતરી

[ આ મનોહર પ્રવાસવર્ણનનો વિશેષ ભાગ આવતા અંકમા ]

સમયઃ એમ ચાર વિભાગમાં મેં મારાં સ્મરણો-ને વહેંચી નાખ્યાં હતાં અને ઇ. સ. ૧૯૦૭ થી ઇ. સ. ૧૯૧૭ સુધીના દશકામાં સદ્‌ગત-શ્રીના ગાઢ અને સતત પરિચયમાં હું આવ્યો હતો એમ જણાવ્યું હતું. તે પ્રસંગો તાદશ-તાથી ભાવપૂર્વક આલેખતે મેં સદ્‌ગતની એક માનનીય વ્યક્તિ તરીકે, એક ગંભીર અને મર્મસ્પર્શી વિદ્વાન તરીકે, એક પ્રૌઢ અને ચિંતનશીલ વિચારક તરીકે એક ગૌર-વયુક્ત અને અર્થઘન શૈલીના લેખક તરીકે અને સાર્વજનિક પ્રશ્નોના એક હરેલ અને વ્યાવહારિક અભ્યાસી તરીકે એવી મૂર્તિ ઉભી કરી હતી કે જેથી સદ્‌ગત જતાં ગુજરાતે શું ગુમાવ્યું છે તેનો આપોઆપ ખ્યાલ આવે. તત્ત્વચિંતન, ધર્મ, સમાજ-શાસ્ત્ર, સાહિત્ય, રાજ્યશાસ્ત્ર, અર્થશાસ્ત્ર આદિ અગત્યના વિષયો વીશેના તેમના અંગ્રેજી તથા ગુજરાતી પ્રકીર્ણ લેખોનો સંગ્રહ પ્રકટ થવાની આવશ્યકતા મેં પ્રતિપાદિત કરી હતી, અને "હીંદનો આર્થિક ઇતિહાસ," "National Education," "The Constitutional Theory of Hindu Law," શ્રીમદ્ ભગવદ્‌ગીતા રહસ્ય" આદિ સદ્‌ગતનાં પુસ્તકો વાંચવા ભલામણ કરી હતી. મેં જણાવ્યું હતું કે સદ્‌ગતનું જીવન વિપત્તિ-નાં અસહ્ય વાદળાંઓથી ઘેરાએલું રહ્યું ન હોત અને તેઓને વધારે અનુકૂલ પરિસ્થિતિ પ્રાપ્ત થઇ હોત તો જે સંગીન સામગ્રી તેઓ ગુજ-રાત સમક્ષ રજુ કરી શકયા હતા તેનાથી જાતમાં વધારે ઉંચી અને જથ્થામાં વધારે મોટી સામગ્રી તેઓ અર્પી શકયા હોત. અને છતાં તેઓ જે કૈં અર્પી શકયા છે તે ઘણું કીંમતી અને ઉંચી ભુમિકાનું છે એમાં શક નથી.

'રા. હરિસિદ્ધભાઇ દીવેટીયા અને રા. શંભુ-લાલ દવેએ બંનેએ પોતાના અનુભવો જણાવી મારાં કથનોને પુષ્ટિ આપી હતી. ભાઇ લલિતે પ્રમુખ તરીકેના ઉદ્‌ગારોમાં સદ્‌ગત પ્રતિનાં પોતાનાં માન, મમતા પ્રદર્શિત કર્યાં હતાં. રા. કેશવપ્રસાદ દેસાઇએ પ્રમુખનો ઉપકાર માન્યા બાદ રા. વિજયરાય વૈદ્યે અનુમોદન આપ્યા બાદ સભા વિસર્જિત થઈ હતી. એકંદરે બંને સભાઓ સફલ હતી.

# THE SAHITYA PRESS.

Art Colour Printers, Publishers, Book-binders, Gilders Etc

*22, Bakehouse Lane, Medows Street, Fort—Bombay*

## The "Gujarat" Karyalaya.



## 1925 ALMANAC 1925

| | JANUARY | FEBRUARY |
|---|---|---|
| S. | 4 11 18 25 | 1 8 15 22 |
| M | 5 12 19 26 | 2 9 16 23 |
| T | 6 13 20 27 | 3 10 17 24 |
| W | 7 14 21 28 | 4 11 18 25 |
| Th | 1 8 15 22 29 | 5 12 19 26 |
| F | 2 9 16 23 30 | 6 13 20 27 |
| S | 3 10 17 24 31 | 7 14 21 28 |

| | MARCH | APRIL |
|---|---|---|
| S | 1 8 15 22 29 | 5 12 19 26 |
| M. | 2 9 16 23 30 | 6 13 20 27 |
| T. | 3 10 17 24 31 | 7 14 21 28 |
| W | 4 11 18 25 | 1 8 15 22 29 |
| Th | 5 12 19 26 | 2 9 16 23 30 |
| F. | 6 13 20 27 | 3 10 17 24 |
| S. | 7 14 21 28 | 4 11 18 25 |

| | MAY | JUNE |
|---|---|---|
| S | 31 3 10 17 24 | 7 14 21 28 |
| M | 4 11 18 25 | 1 8 15 22 29 |
| T. | 5 12 19 26 | 2 9 16 23 30 |
| W | 6 13 20 27 | 3 10 17 24 |
| Th. | 7 14 21 28 | 4 11 18 25 |
| F. | 1 8 15 22 29 | 5 12 19 26 |
| S. | 2 9 16 23 30 | 6 13 20 27 |

| | JULY | AUGUST |
|---|---|---|
| S | 5 12 19 26 | 30 2 9 16 23 |
| M | 6 13 20 27 | 31 3 10 17 24 |
| T | 7 14 21 28 | 4 11 18 25 |
| W | 1 8 15 22 29 | 5 12 19 26 |
| Th. | 2 9 16 23 30 | 6 13 20 27 |
| F | 3 10 17 24 31 | 7 14 21 28 |
| S | 4 11 18 25 | 1 8 15 22 29 |

| | SEPT | OCTOBER |
|---|---|---|
| S | 6 13 20 27 | 4 11 18 25 |
| M | 7 14 21 28 | 5 12 19 26 |
| T. | 1 8 15 22 29 | 6 13 20 27 |
| W | 2 9 16 23 30 | 7 14 21 28 |
| Th | 3 10 17 24 | 1 8 15 22 29 |
| F. | 4 11 18 25 | 2 9 16 23 30 |
| S | 5 12 19 26 | 3 10 17 24 31 |

| | NOVEMBER | DECEMBER |
|---|---|---|
| S. | 1 8 15 22 29 | 6 13 20 27 |
| M | 2 9 16 23 30 | 7 14 21 28 |
| T | 3 10 17 24 | 1 8 15 22 29 |
| W | 4 11 18 25 | 2 9 16 23 30 |
| Th | 5 12 19 26 | 3 10 17 24 31 |
| F | 6 13 20 27 | 4 11 18 25 |
| S | 7 14 21 28 | 5 12 19 26 |

*Proprietors*—THE SAHITYA PRAKASHAK CO., LTD

આવાં વાક્યોમાં સુગ્રથિતતા ઓછી છે, અને વૈવિધ્ય પણ ઓછું છે પણ ગુજરાતી ગદ્યનાં ઉછરતા જીવનમાં એમનું સ્થાન ઘણું મોટું છે. કોઈક વખત નરસિંહરાવ પણ આવા વાક્યોનો યોગ્ય ઉપયોગ કરતા જણાય છે તે કે પાછળથી અનુભવને સીસેરોની સલાહ પ્રમાણે એમણે વાક્યોના ટુકડા કરી મનોહરતા સાધવાનો સરલ માર્ગ લીધો છે નરસિંહરાવના આવા વાક્યોમાં પ્રભાવ કરતા ગૌરવ, શક્તિ કરતા શાંતિ વધારે દેખાય છે એકજ નમુનો લઈએ

આનું મૂળ હાર્દ સમજવું જરા કઠન છે પરન્તુ વાંચનાર જો આટલું ધ્યાનમાં લેશે કે ઈશ્વર બનાવેલા આદર્શાનુસાર ઉચ્ચ અશરીર પ્રેમ પ્રથમ આવ્યો, તો પછી શારીર મલીન પ્રેમભાવના કશા લાગ્યા વિનાનો આ એક સરલ, સ્વાભાવિક, નિર્દોષ, શારીર ખરો પરન્તુ વાસ્તવિક રીતે જોતાં આધ્યાત્મિક પ્રેમને મૂર્તરૂપમા પ્રદર્શન કરવાના સાધનભૂત એવો એક શુભમનોવ્યાપાર તે સર્વથા અમલીન હતો આ ખુલાસો છેક નિરાધાર નથી. કવિએ એક નાના સરખા વિશેષણમા સર્વ ભાવ સમાવી રાખ્યો છે "અવિચલિત ભાવથી" કોઈપણ મલીન ભાવનો વિકાર થયા વિનાજ, એમ કહ્યું છે, અને ખરે, આ દિવ્ય કન્યા આ અવિચલિત ભાવે કરેલા ચુંબનવડે જાણે પોતાના પ્રણયપાત્ર આત્મામા મૃતશરીર તજી ઉપર સમીપ હાજર થયેલા આત્મામા પોતાના દિવ્ય અંશ સીંચવાના જાદુ કરવાની ઈચ્છા રાખી ના હોય એમ ભાવયુક્ત વાચકની કલ્પના કલ્પે છે[1]

પ્રૌઢ વાક્યની રચના પાછળ લેખકની મનોવૃત્તિની પ્રૌઢતા રહી છે મહાન પ્રસંગ હોય, મોટી અભિલાષા દર્શાવવી હોય, કે ભાવ અથવા વિચારનો સર્વગ્રાહી પ્રવાહ દર્શાવવો હોય ત્યાં આવ રચના સ્હેજે સૂઝી આવે છે પણ આવી પ્રૌઢ મનોવૃત્તિ સ્વાતંત્ર્ય અને ભવ્યતા અનુભવી શકે એવા મગજનેજ સુલભ જણાય છે. એ મનોવૃત્તિ વિના શુષ્ક અભ્યાસથી પ્રૌઢ વાક્ય કે પ્રૌઢ શૈલી સંભવતી નથી.

---

## પ્રકરણ ૧૩ મું

---

### શૈલી—સંઘટના

વ્યક્ત કરવું એ મનુષ્યનો મૌલિક સ્વભાવ છે, અને ભાષાદ્વારા કાંઈ પણ વ્યક્ત કરવું એ કથન—આ આગળ જોયું દરેક માણસ જે બધું વ્યક્ત કરે તે બધાની પાછળ વિશિષ્ટતા તે તેનું વ્યક્તિત્વ, અને વ્યક્ત કરવાના બધાં સાધનોમાં કથન પ્રબલ હોવાથી એ વિશિષ્ટતા જેટલી તેના કથનમાં બહાર પડે છે તેટલી બીજા કશામાં પડતી નથી. આથી દરેક માણસના કથનમાં કાંઈ તો વિશિષ્ટતા હોવાની. આ તેના કથનનું વ્યક્તિત્વ.

1 સન્યાસી નરસિંહરાવ મનોમુકુર

જ્યારે આપણે અસર કરવા માગીયે છીએ ત્યારે આપણા વ્યક્તિત્વનાં બળથીજ તે અસર કરીએ છીએ. અને જેમ પ્રૌઢ વ્યક્તિત્વવાળો માણસ વધારે અસર કરે છે, તેમ પ્રૌઢ વ્યક્તિત્વવાળું કથન પણ વધારે અસર કરે છે. તેથીજ સાહિત્યપદ પામવા માટે કથન સચોટ–અસરકારક–એટલે વધારે વ્યક્તિત્વવાળું જોઇએ. જેમ વ્યક્તિત્વ વિનાનાં માણસનું જીવનમાં સ્થાન નથી તેમ વ્યક્તિત્વ વિનાના કથનનું સાહિત્યમાં સ્થાન નથી.

દરેક સાહિત્યકનાં કથનમાંથી તરી આવતું વ્યક્તિત્ત્વ તે તેની વિશિષ્ટતા. એકજ વ્યક્તિત્વથી નીગળતાં કથનોની લઢણ તે કથનકારની શૈલી.

સામાન્ય માણસો તો જેમ આવે તેમ શબ્દો વાપરે છે, પણ સાહિત્યક તેનો ઉપયોગ કરે છે; અને પોતાના વ્યક્તિત્વના બળથી તેને કેળવે છે, મરડે છે; નવે અવતારે આણે છે. તે ભાષાને એવી ગોઠવે છે, અને તેને એવા રંગો, એવી વિશિષ્ટતા અર્પે છે કે તે તેની જ્વલંત માનવતાનું માત્ર પ્રતિબિંબ થઇ રહે છે. કથનકારની માનવતા કે વ્યક્તિત્વનું મૂર્તસ્વરુપ તે તેની શૈલી.

ખરી શૈલી તો થોડાકજ કેળવી શકે છે. શબ્દોમાં પોતાની માનવતા પુરેપુરી રીતે પ્રતિબિંબિત કરવા કથનકારનું પોતાનું વ્યક્તિત્વ પ્રતાપી જોઇએ. પ્રતાપી ભાવના જે સેવી શકે, મહાન ભાવો અનુભવી શકે, પ્રબલ ઇચ્છાશક્તિ દાખવી શકે કે તીવ્ર બુદ્ધિનો ઉપયોગ કરી શકે એવા થોડાકજ આવું વ્યક્તિત્વ દર્શાવે છે. આથીજ ભાવનાભક્ત, પ્રણયી, વીર કે તત્વવેત્તા સાહિત્યક થઇ શકે છે.

ખરી શૈલી કેળવનારને દરેક શબ્દના રંગને રાગની પારખ જોઇએ. એક વસ્તુના સચોટ કથન માટે ભાષામાં એકજ શબ્દ સુયોગ્ય હોય છે, અને તેજ શબ્દ તેને જડે છે શિષ્ટ સાહિત્યકને એકજ શબ્દ જડે છે—એની જરુર પડતી નથી. તેના શબ્દો બદલી શકાતા નથી. એક શબ્દ બદલતાં આખા કથનની ખરી અસર ચાલી જાય છે. તેનો તરજુમો કરતાં અસર ઓછી થાય છે. તેજ પ્રમાણે તેના શબ્દની રચના અને કથનનાં પ્રવાહની પણ તેથીજ ખુબી હોય છે. તેની રચના કે પ્રવાહ બદલતાં કથન તેનું તે રહેતું નથી ને સારુંએ થતું નથી. ઘણાએ શબ્દબાણો શોધે છે ને વીણે છે; ઘણાએ શરસંધાનના જુદા જુદા પ્રયાસો કરે છે; પણ શિષ્ટ સાહિત્યકને એકજ શર હોય છે. તે તેને સાધે છે ને મત્સ્યવેધ કરે છે. અને ત્યારેજ તે શૈલીનો વિધાયક બને છે.

જેટલી મનુષ્યસ્વભાવમાં વિવિધતા છે તેટલી શૈલીમાં છે. અને તેથીજ વિધવિધ શૈલીના જુદાં જુદાં પ્રશંસા ને અનુકરણ કરનારાં મળી આવે છે.

સચોટ અસર કરે એવી શૈલીમાં આ ભિન્નતા કે વિરોધ હોવો જોઈએજ નહીં. કથનકારનાં વ્યકિતત્વનાં અંગભૂત બનેલો શબ્દપ્રવાહજ સચોટતા સાધી શકે છે.

---

## પ્રકરણ ૧૪ મું

### શૈલી—સરસતા—પદલાલિત્ય

શૈલી માત્ર સચોટતા સાધે શિષ્ટ ગણાતી નથી; એનાથી સરસતા પણ સધાવી જોઇએ. પરિચિત શબ્દોમાં કહીયે તો અસર કરે તે શૈલી; જે અસર કરે ને સરસતાની પ્રતિતિ કરાવે તે શિષ્ઠ શૈલી. સમભાવ પ્રગટાવી શકે એવી શૈલી જો વકતવ્યમાં શબ્દદ્વારા અપૂર્વતાના અંશો ઉમેરી શકે તો તેને શિષ્ટ કહી શકાય.

શબ્દદ્વારા અપૂર્વતાના અંશ ઉમેરવા માટે સાહિત્યના પ્રારંભથી પ્રયત્નો ચાલ્યા આવ્યા છે. એક જણુ નજીવી વાત કરે, તેને બીજો અસરકારક બનાવે ને ત્રીજો સરસ સ્વરુપ આપે. જીવનમાં ઘણાએ એવા મળે છે કે જેના પ્રતાપનો આધાર માત્ર સામાન્ય વસ્તુને સરસ રીતે કહેવા પરજ રહ્યો હોય છે. ઘણા શિષ્ટ સાહિત્યકોએ માત્ર પુરોગામી સાહિત્યને નવી શૈલીમાં સજીવન કરવામાંજ પોતાની શકિતની સફલતા માની છે.

કઇ શૈલીથી અપૂર્વતાના અંશો કથનમાં ઉમેરાય એ પ્રશ્નનું નિરાકરણ થઇ શકે એવું નથી. શિષ્ટ સાહિત્યમાંથી વીણેલા શબ્દો કે વાકયોને ગુંથવાથી શૈલિ શિષ્ટ થતી નથી; અને ઘણી વખત કોઇક સાહિત્યક અપરિચિત કે કઢંગા દેખાતા શબ્દોની મદદથી સરસતા ઉપજાવી શકે છે. અને છતાં શિષ્ઠ સાહિત્યમાં એક પ્રકારનું સરખાપણું જણાયા વિના રહેતું નથી.

સરસ લેખાતા શબ્દોની માત્ર ગુંથણીને શૈલી કહી શકાય નહી. સરસતા સુંદર કે સુઘડ શબ્દોમાંથી નીતરતી નથી, પણ તેવા શબ્દોની ગુંથણીમાં આત્મા આવે ત્યાર પછીજ સરસતાના અંશો તેમાં દેખાય છે. વળી શિષ્ઠ સાહિત્યમાં જે શબ્દો સરસ જણાય છે તેમાં કાંઇ સ્વયંભૂ સરસતા હોતી નથી. તેમાં એ સરસતા બીજા શબ્દોનું સાનિધ્ય, લેખકનું વ્યકિતત્વ, અને રસની જમાવટ આવે છે. તેને એ સત્ત્વ ને સમગ્ર કૃતિમાંથી કાપી લઇ બીજે ચોંટાડવાથી મૂલ કૃતિની સરસતા આવતી નથી. છતાં આ પ્રયોગ દરેક યુગમાં ને દરેક દેશમાં સાહિત્યકો કર્યાજ જાય છે.

# પ્રકરણ ૧૫ મું

## શિષ્ટ શૈલી

વ્યક્તિત્વવાળા કથનની લઢણુ તે શૈલી; જે શૈલીથી ભાવનાત્મક અપૂર્વતાના સંસ્કાર પડે તે **શિષ્ટ શૈલી.**

ગમાં પ્રકરણોમાંથી શૈલીની શિષ્ટતા નક્કી કરવાનાં ધોરણો આ પ્રમાણે નીકળે :

૧ ભાષા કથનકારના વ્યક્તિત્વના અંગરુપ હોવી જોઇએ.

૨ પદલાલિત્ય એવું ન જોઇએ કે જે અર્થ પરથી ધ્યાન ખેંચી લે.

૩ શૈલીના પદલાલિત્યનો પ્રવાહ વિષયના પ્રવાહથી નીરાળો પડવો ન જોઇએ.

આ ઉપરથી શિષ્ટ શૈલીની મર્યાદા બાંધી શકાય. શૈલી એક તરફ કથનકારના વ્યક્તિત્વનું અંગ જોઇએ; અને બીજી તરફ કથનના વિષયનું અંગ બની રહેવી જોઇએ.

જ્યારે કથનનો વિષય હોય તે અને તેને માટે વપરાએલા શબ્દો વચ્ચે એક્તા થાય; જ્યારે શબ્દને અર્થનો જાદુ કદી જુદો થઇ શકેજ નહીં; જ્યારે નાદ અર્થ સાથે, અને અર્થ નાદ સાથે સંવાદ સાધે; જ્યારે શબ્દ કે અર્થ બેમાંથી એક પણ બદલાતાં આખા કથનની અસર ને સરસતા જતાં રહે ત્યારેજ શબ્દ અને અર્થને એક બીજાનાં અંગ કહી શકાય. શબ્દને અર્થના કીમીયોની આ એક ખરી કસોટી છે. એક પણ શબ્દને બદલે બીજો વાપરતાં કથનની સમગ્ર સરસતાનો જાદુ જતો રહે છે.

આ જાતની શિષ્ટ શૈલીનો અપૂર્વ વિધાયક કાલિદાસ છે. પદલાલિત્યની પ્રણાલિકાને તેણે ઘસી નાખી એવી અદષ્ટ કરી છે કે યોગ્ય, સંવાદી ને સુમધુર ભાષા અર્થની અંગ બની રહે છે; અને શબ્દ માધુર્ય વિષય સમૃદ્ધિ સાથે એકાકાર બની અવિયોજ્ય સંવાદમાં સરસતા પ્રકટાવે છે. રઘુવંશનો જાણીતો ને સામાન્ય શ્લોક લઇએ :

> अथ प्रजानामधिपः प्रभाते
> जायाप्रतिग्राहितगन्धमाल्याम् ।
> वनाय पीतप्रतिबद्धवत्साम्
> यशोधनो धेनुमृषेर्मुमोच ॥

આમાં પણ પદલાલિત્ય અર્થ સાથે તાદાત્મ્ય સાધી એક સામાન્ય પ્રસંગના કથનને પણ સરસ બનાવે છે. પણ આ સાહિત્યકની શક્તિને મર્યાદા નથી. જ્યાં વિષય—અસાધારણ કે રમ્ય—સરસ હોય ત્યાં શબ્દોનું લાલિત્ય અર્થમાં જડાઇ જાય છે.

તૈઆર હતો. પણ સત્તરમીની જોડે જ્યાં નાચવા જાય છે ત્યાં તેના કરતાં કદમાં જરા મોટી સ્ત્રીએ તેને બાવડામાંથી પકડી બાજુમાં લેઇ જઇ સપડાવ્યો. "Well my dear Kanji! this is not"—(જુવો, મારા

આજથી તમને હુકમ કરું છું કે તમારે કદી પણ જાહેરમાં વાયોલીન ન વગાડવું. અને મારા જીવતાં ફ્લર્ટીંગ કર્યાં કરશો તો મારે 'ડાયવર્સ કોર્ટ'નો આશરો લેવો પડશે."

કનૈયાએ સહેજ આંખો નચાવી મૃદુ હાસ્ય-



કનૈયાને નમન કરી

કામણગારા કાન! આ કૈં—) તમે ફ્લર્ટીંગ વધારે પડતું કરો છો. હું બોલી નહીં અને તમે સોળ જણી જોડે નાચ્યા. જે છુટા મુકયા હત તો લંડનની સોળ હજાર સુંદરી સાથે નાચ નાચજ કરત. આતો સ્કેન્ડલ થાય છે.

થી કહ્યું: "my dear Radha!" (પ્રિય રાધે!) હું શું કરું? લોકોને મારું આકર્ષણ છે. હું એમને નથી બોલાવતો તોપણ તેઓ મારી તરફ ખેંચાય છે. વહાલી ક્યાં એ મોર મુગટ અને ક્યાં આ મર્કટ મુગટ રોપસું! ક્યાં એ

કોકિલકંઠી વાંસળી અને ક્યાં આ ગર્દભસુરી વાયોલીન!

ત્યાં ગ્રામોફોન બજાવવાના હતા. અહીં સરતના ઘોડા ટ્રેઈન (તૈયાર) કરવા પડે છે. હું તો આ રીતથી કંટાળ્યો છું. હવે તો તું માર્ગ બતાવે તેમ કરું."

"તમારામાં આકર્ષણ છે તો કાના! પોલીટીશીઅન (રાજનીતિજ્ઞ) બનો અને પ્લેટફોર્મ ઘુમાવો. કનૈયા! તમારું ખરું સ્થાન મહાભારતના યુદ્ધમાં, અહીંઆ પણ યુદ્ધ થાય ત્યારેજ તમે તમારો પ્રતાપ બતાવી શકશો."

આમ આ બે જણ વાત કરતા હતા એટલામાં એરોપ્લેનમાં ભીમસેન આવી પહોંચ્યા અને કનૈયાને નમન કરી કહ્યું "મહારાજ! જબરો ગોટાળો થઇ ગયો. ફ્લેન્ડર્સની રણભૂમિ પર આપણું મહાભારત મચાવ્યું છે. સામે દુર્યોધનનાં લશ્કર ઉભાં છે.

અમે ઓચીંતો છાપો મારવાની તૈયારી કરતા હતા ત્યાં ધર્મરાજાએ ઘાણ બગાડી કાઢ્યો."

"કેવી રીતે?" કનૈયાએ પુછ્યું.

"દુર્યોધનને ટેલીફોનથી પુછ્યું કેટલું લશ્કર અને ક્યાં ક્યાં રાખ્યું છે તે તેમણે બધું એ સાચેસાચું કહી દીધું. અને અર્જુન કહે છે કે મને તો conscience (હૃદય) નો વાંધો આવે છે—મને યુદ્ધ ગમતું જ નથી.'

"એ બન્નેને મરહેજ કરી જેલમાં નાખો અને એક ગાદી બહાર પાડી યુધિષ્ઠિરની વાતનો સત્તાવાર ઇન્કારમાં કરો."

ને ભીષ્મને સમજાવી લેવા, તેની જોડે મસલત કરવા હું હમણાજ ઉપડી જાઉં છું."

એમ બોલી મી. કૃષ્ણ એરોપ્લેનમાં સવાર થઇ ફ્લેન્ડર્સની રણભૂમિ તરફ ઉડી ગયા.

ત્યાં આંખ ઉઘડી ગઇ.

———o———

## આરામગાહ

૧

સાચેજ! હું ઇશ્વરને ધીક્કારું છું.

મન, વચન, અને પ્રાણથી હું એનો તિરસ્કાર કરું છું. તેનું નામ સાંભળતાં તેના પ્રતિના રોષથી મારા ખુનનું બુંદેબુંદ ઉકળાટ કરી મુકે છે અને રોષ તથા ધિક્કારથી મારું મગજ ગુમ થઇ જાય છે.

હું એને આડકતરું કહી દઉં છું કે હું તને ધીક્કારું છું, ધીક્કારું છું, ધીક્કારું છું.

પછી બદલામાં નરકની જ્વાળાની રાહ જોતો હું મગરુરીથી અક્કડ અને તૈયાર થઇને ઉભો રહું છું.

પરંતુ તે અચાનક મારા ઉપર તેની કૃપાનો વરસાદ વરસાવી મુકે છે અને ઘૃણાથી તેના નામ ઉપર થુંક નાખી હું મારું મુખ ફેરવી લઉં છું.

સાચેજ હું તેને ધીક્કારું છું.

પ્રફુલ્લલાલ બ. શુક્લ.

કોણુ જાણે કેમ આ કારીગરોના મોં ઉપર ઉત્સાહ નથી જણાતો. એકજ જગાએ બેસીને કલાકો સુધી કામ કરવાથી આમ થતું હશે ? ઉત્સાહ આથી મંદ પડી જતો હશે ?

હીંદુસ્તાનમાં કારીગરો ને મજુરોને ઉત્તેજન કે આનંદનાં સાધનોજ કયાં છે ? કળાની ભાવના એમના ધંધામાં અતિ વીકસેલી છે એ ખરું પણુ એના આનંદનો આસ્વાદ પુરેપુરો લેવાને એ લોકો સર્જાએલાં નથી. એમના કામ પછી એમને એ કામ કર્યા બદલ આનંદ ને સંતોષ થતો હશે કે નહીં તેજ મને શંકાની વાત લાગે છે.

કળા એ ગમે તેટલી સુંદર હોય તોએ ઘણું ખરું એ મોજશોખનેજ પોષનારી છે. [illegible]વાં મોજશોખનાં સાધનો માટે કળાના [illegible]નના નામે મજુરોની આખી જીંદગી [illegible]લ કરવામાં આવે છે. જેને એ કાર્યમાં રસ હોય તે ભલે એ કરે, પણુ તે આળસુ ધનવાનોના કળાને નામે પોષાતા ગર્વને સંતોષવા તો નહીંજ. આવી વસ્તુઓ વિના જીવન નભી શકે તેમ છે. વળી એ કાર્યના કરનાર કારીગર કે મજુરોને હમેશા મજુરી કરીનેજ જીવન નભાવવું પડે છે. નથી એમને મળતો આનંદ કે સંતોષ. સવારથી તે સાંજ સુધી કામ પર બેસવું એટલુંજ એમની આખી જીંદગીનું સૂત્ર હોય છે. એમને નથી બીજા કોઇ પણુ પ્રકારના જીવનનું સ્વપ્નું કે મનોરાજ્ય ભોગવવાના અભિલાષ; તો પછી પશુઓમાં ને આ વર્ગમાં શો ફેર ગણી શકાય ?

ગમે તેવી સુંદર કલાને ખાતર પણુ જીંદગી આવી પશુ જેવી કે નીરસ તો નજ બનવી જોઇએ. જગતનો અર્ધોભાગ ખરેખરી નકામી વસ્તુઓ પેદા કરવામાંજ રોકાયો છે.

શા માટે? આ બધા વિના ન ચાલી શકે? જરુરીઆતો વધારી કેટલીએ જીંદગીઓ પશુ જેવી બનાવવી એ મનુષ્યત્વને છાજે ખરું? છતાંએ જગત્ એમાંજ ગર્વ નથી લેતું?

શા માટે સાદામાં સાદું જીવન ન નભી શકે ? આખોએ દેશ દારિદ્રયમાં ડુબી ગયો હોય ત્યારે વૈભવનું સ્વપ્નુંએ કેમ આવવું જોઇએ? તોએ મન આ વસ્તુઓ ઉપર આકર્ષાય છે કેમ ?

મન તો અસ્થિર છે. અગ્નિમાં ઘૃત નાખવાથી બળતા. અગ્નિ માફક મનનેએ સંતોષવા જતાં ઉલટું પ્રદિપ્ત થાય છે. મનનો તો સંયમ રાખવોજ સારો.

૭-૭-૨૦.

થઇ રહ્યું. આજે છેલ્લો દિવસ. કાલે તો શ્રીનગર પાસેથી છેલ્લી વીદાય લેવી પડશે.

આજ છેલ્લો દિવસ હોવાથી થોડીક મઝા કરી લેવાનું ધાર્યું. બાળા હું ને બહેન ત્રણુજ જણાં નીશાતબાગ જવા નીકળ્યાં.

પ્રથમ એક ફળથી ભરપુર વાડી જોઇ. તેમાં અપકવ ને પકવ ફળોથી ડાળીઓ નમી જતી. ત્યાંથી એક બીજો બાગ જોયો. આમાં માત્ર સીતારનાં ઝાડજ છે.

તે પછી કમળ જોવા ગયાં. હજુ ડાલમાં બીજે કોઇ સ્થળે ફુટયાં નથી. માત્ર એકજ સ્થળે થયાં છે. આ જાત અમદાવાદમાં ચંડોળામાં થતાં કમળને મળતી છે. તેમાંથી કેટલાંક કમળ અને કમળપત્રો ચુંટયાં. ત્યાંથી નીશાતબાગ ગયાં. પુષ્કળ રંગનાં ફુલોને જોઇ નયનને તૃપ્ત કર્યાં. થોડી વાર સીતાર તળે સુતાં.

આવતી વખતે તડકો સખત થતો હતો. તેથી મોટાં કમળપત્રો તોડી તેની છત્રીઓ અને ટોપીઓ બનાવી. તે ઓઢી અને



એક નાની બેટ જેવી વાડીમાં

લહેરી શીકારો ચલાવતા મેં પણ ખુબ હલેસાં માર્યાં. હવે મારો હાથ સારો ચાલે છે. બધા માણસોની સાથે હું પણ ભુલ વિના ચલાવી શકું છું. કમળપત્રો તોડી દાંડી તેના પરથી પારાની માફક સરી જતી શીસ્તી જોવાની બહુ મઝા પડતી હતી. દિવસ વાદળો લાગતો હતો પણ પાછળથી તડકો નીકળ્યો હતો. જળના સ્વચ્છ પાણી તેમાં ચમકતા દૂરના કીનારા પરની મહેલાતની હારો ઝળકતી જણાતી વચ્ચે એક નાની બેટ જેવી વાડીમાં તુત (નેતુર) ખાવા ઉતર્યાં. વાડી નાની પણ ઘટાદાર છે. તુત પર ઠીક સપાટો ચલાવ્યો.

અગીઆર વાગે પાછા એક જાતના તુત પણ ખાધાં.

ફરવા નીકળવું હતું. પણ ... મેઘ આવ્યા એટલે બંધ રાખવું પડયું.

૮-૭-૨૦

જે સુંદરતાને આટલી મોહભરી જોવા હોંશ ધરી હતી તેને મુકીને નીકળવું પડયું.

દસ વાગતાં શ્રીનગરથી નીકળ્યા. રસ્તામાં બરફ ઉપર ખરો પીગળી ગયો હતો એટલે કેટલાક દુર્ગમ ઝરણાં સિવાય ઘણાખરા સુકાઇ ગયા હતાં. રસ્તો આવતી વખતે વધારે સુંદર હતો. આ પર્વતના દેવદારના પુષ્કળ વન છે. બાકીના ભાગમાં ઢાળ પડતી ખેતી કરેલી છે. એ ખેતરોની પાસે પહાડમાં ઉંચા નીચા સ્થળે બંધાએલા મરીના ઝુંપડાં સરસ લાગે છે. સંધ્યાકાળની વેળી છાયા ઢળતી હતી. આખા દિવસના તાપથી કંટાળેલા હોવાથી એ સમયે પર્વત વધારે સુંદર લાગતો. રાત્રે નવ વાગે મરી એક હોટેલમાં ગયા.

૯-૭-૨૦

સવારે એક માણસને સાથે લઇ મરી જોયું. મરીના બધા રસ્તા ચઢાણવાળા છે. ગામ બહુ સુંદર અને સ્વચ્છ છે. મોટી મોટી ભભકાદાર દુકાનો પણ છે. બજારો નાના નાના છે. કેટલાક મકાનો મોટા છે. ત્યાં ઘણુંખરું અંગ્રેજો આવે છે.

મરીની ટેકરી પરથી દૂર સુધીનાં નાનાં મોટાં શિખરો દેખાય છે. વચ્ચે વચ્ચેની ખીણો બહુ મનોહર લાગે છે. પ્રભાતનો વાદળાંનો ઘેરી છાંયાવાળો દિવસ અને આ ટેકરીપર ફરવાનું બહુજ સરસ લાગ્યાં. સુખ તો અંગ્રેજ ભોગવે છે. અહીંઆં સાહેબ લોકોને માટેજ બધું હોય એવું લાગે છે. પ્રમાણમાં અહીંનું જીવન મોંઘુ પડતું હશે.

અગીઆરે રાવલપીંડી.........

આખો દિવસ ત્યાં રહી .........ને .........ની સાથે રાતની ટ્રેનમા ટેક્ષીલાનાં ખંડેરો જોવા નીકળ્યાં. સરાઇ કાળા સ્ટેશનેથી જવાય છે. સાડા બારે રાતના સરાઇ કાળા વેઇટીંગરુમમાં રહ્યાં.

સવારે પાંચે ઉઠયાં. છએ ટેક્ષીલા જવા નીકળ્યાં. મ્યુઝીયમનો ઉપરી સાહેબ સીમલા ગએલો હોવાથી મ્યુઝીયમ બંધ હતું. ત્યાંનાં બધાં ખંડેરો જોયાં. ચાર સ્થળોએ જોવાનું છે. આખું ગામ દટાઇ ગયું હશે એમ લાગે છે. બાકીની બૌદ્ધોની મૂર્તિઓ હશે. ખંડેરોમાં દુકાનો, દરવાજા, ગામ, વગેરે સ્પષ્ટ જણાઇ આવે છે. સ્તુપો પણ દેખાઇ આવે છે. કોઇ કોઇ મૂર્તિઓ તો અણીશુદ્ધ હતી. એક સ્થળે ઘટામાં બેસી નાસ્તો કર્યો. ચાલતાં આજુબાજુનો પ્રદેશ અને તેમાં આવેલી ઝાડી પીરામીડ જેવી લાગતી. ચિત્રો જોયાં છે એટલે ખ્યાલ આવ્યો.

તાપ ઉતાવળે વધતો જતો હતો. આ વખતનો તાપ અહીંઆં બહુ સખત લાગે છે. પોણાઅગીઆરે સ્ટેશન પર, અને અગીઆર વીસની ટ્રેન પીંડી જવા પકડી.

પીંડીથી છ વાગે લાહોર આવવા ઉપડયાં. ટ્રેનમાં ગરમી બહુજ લાગતી. આખી રાત અકળામણમાં ગઇ.

---

## આરામગાહ

૨

**પ્યારી**! શું તમે પાપથી ડરો છો?

પંડિતો તો બેવકુફ છે.

આ તસતસતી કચુકીમાં ઉભરાતું યૌવન શું ચિતામાંજ સમાપ્ત થવાનું છે?

જો ઇશ્વરની પણ એવીજ ઇચ્છા હોય તો તેએ પણ બેવકુફ છે.

માટીમાંથી પેદા થઇ જો માટીમાંજ મળવાનું હોય અને જીવનનું જો એજ સાર્થક હોય તો આ સર્વ તકલીફ વ્યર્થ છે.

આ જોબન, આ રૂપ શું "મિથ્યા છે, મિથ્યા છે" એમ કહી આંખે પાટા બાંધવા માટેજ સર્જાયું હશે?

તો પછી ખુદાની તકલીફનું પ્રયોજનજ શું છે?

પૃથુલાલ હ. શુકલ.

૮

એ વિશ્વવ્યાપિ સ્મિતની મુજમાં છટાના,
એ સર્વ-ગ્રાહી નયનો, મમ એક ઘેલાં;
એનું સખે! અખિલ બ્રહ્મ, મુજ પાત્ર નાનું,
પીતાં મૃગાક્ષી, મધુઘેન રહે ન છાનું.

૯

નિષ્ઠુર સામો ઉભીને હસે છે,
નિમિત્ત કાઢી સમીપે ધસે છે,
અપૂર્વ તન્વી! ઉભરાય કાંતિ,
ઓરી તું આવે, કરું ક્રોધ શાંતિ.

૧૦

શાને દીધ મુખાબ્જને તરલતા, કાં નેત્ર ભાવે ભર્યાં,
શાને લીધ મુને કહો થકી બળે, ના, ના, ન ચુમો સખા;
કાં આ વિહ્વલ અંગ છે કિધ અને, કાં સ્મિત ઓષ્ટે ગ્રહ્યાં,
હૃદ્દેશે વસની, રસીકડી રીઝો, પેલી તમારી પ્રિયા.

૧૧

સર્વ એ છદ્મથી વ્હાલા! વંચીના શકશો હવે;
ભોળી હું પ્રેમઘેલીને છેતરી બંસીના રવે.

૧૨

બંસી મોહક વાદ્ય મોહન સખે! જે આમ્રકુંજે લીધું,
પાછું દ્યો મુજરંકનું ધન પિયુ! મેં ઘેલીએ જે દીધું;
તું મારી હૃદયેશ્વરી–જીવન તું કૈં, કૈંક એવું કીધું;
મારી તો સ્મૃતિમાં હજી સ્થિર બધું, આપે વિસારી દીધું.

૧૩

ભુજંગપાશે ત્રિય ભીડી નાખી,
રોષારુણા અમૃત ને પિયે છે,
સરી જતો ક્રોધ સમારી રાખી,
કટાક્ષ જુનું પિયુને દિયે છે.

૧૦

અહીં શાંતિ પુરી, ધવલ રજનિએ વહી જતી,
રસીલી શ્યામાને, નવલ રૂપ લાણી દઇ જતી;
પિયુ હૈયા માંહી મધુરુ મધુરું કૈં કરી જતી,
અબોલી કાંતાનું અકલરિત મૌને લઇ જતી.




લેખક:
રા. સનત્કુમાર વીન

ચિત્રકાર
રા. દત્તાત્રેય
એ એમ

મારા મિત્ર દેવેંદ્રનું ભેજુ ઘણુંજ ફળદ્રુપ હતું. એ કહેતા મને જરાએ આંચકો આવશે નહીં કારણ કે જ્યારથી તે મારી જોડે નીશાળમાં દાખલ થયો, ત્યારથી નવા નવા તુક્કા ઉભા કરી મારી સલાહ પુછવા આવતો હું તેને આવી બાબતોમાં બીલકુલ ઉત્તેજન આપતો નહોતો તોએ કોણ જાણે કેમ તે મને પુછવા આવતો અને હું એને મારા નિરાશાવાદથી દુખી કરતો

કોલેજમાં પણ તે દરરોજ નવી નવી વાતો લાવતો ઘણીએ વાર પ્રોફેસર એના પર ગુસ્સે થઇ તેને ક્લાસ બહાર જઇ તેના વિચારો બીજાને જણાવવા કહેતા. પરંતુ તેની અસર દેવેંદ્ર ઉપર નહીં જેવીજ થતી.

કોલેજ છોડયા પછી મને દેવેંદ્રની કંઈ ખબર પડી નહીં. મારા સાંભળવા પ્રમાણે તે વીલાયત બેરીસ્ટર થવા ગયો હતો. પરંતુ તે શું કરે છે તેની કંઈ ચોક્કસ ખબર નહોતી. કોઇ વાર ન્યુયોર્કથી તેની ખબર આવતી તો કોઇ વાર મેંટેકાર્લોમાં પચાસ રૂપીઆ હાર્યો એ વીગે હું કંઇક સાંભળતો આથી એક દિવસ મુંબાઇમાં એકાએક મળ્યો ત્યાર હું માની ન શક્યો કે એ દેવેંદ્રજ હશે મેં એને ખબર અંતર પુછ્યા પાછી પણ એણે તો ચોખ્ખુ કહ્યું કે "તારું ઘર ક્યાં છે? મને ત્યાં ઝટ લઇ જા." હું ઓફીસમાં ચીઠ્ઠી મુકી તેને મારે ઘેર લઇ ગયો

ઘેર ગયા પછી એની જોડે વાત કરવા હું બહુ મથ્યો પરંતુ એ એવા ગંભીર વિચારમાં પડી ગયો હતો કે મારી વાત તે ટુંકામાં પતાવી દેતો આથી મેં ત્યાંથી ઉઠવા વિચાર કીધો ઉઠતાંજ જાણે કમાનની ચાવી છટકી ગઇ હોય તેમ તેણે બુમ પાડી કહ્યું "રસિક! તું બેસ મારે તને એક વાત કહેવાની છે"

અત્યાર સુધી મને બેસાડી મુકવા માટે મને એના ઉપર રીસ તો ચઢી પરંતુ એના

લીધો છે. ત્યાં હું ને તું બે જણા મળીને શીખવીએ તો બે મહીનામાં આપણે તૈયાર કરી શકીએ. તું આવશે?"

"હું? નારે ભાઇ! હું તે વળી ક્યાં આવી સરસ નોકરી છોડીને એ કુતરાઓ જોડે માથુ ફોડવા આવું?" મેં ચોખ્ખી ના સુણાવી.

"ત્યારે એક બીજું કામ કરશે? મને એક સો રુપીઆ આપશે?"

"તે પણ મારાથી બની શકે એમ નથી. હમણાંજ હું માંદો હતો ત્યારે બહુ ખરચ થયો અને તાતા ઇંડસ્ટ્રીયલમાં પૈસા ખોયા એટલે હાલ તો હું ભીખારી જેવી દશામાં છું." મેં તેમાંએ સફાચટ ના પાડી.

"ત્યારે હવે? કૈં રસ્તો તો બતાવ."

મેં વિચાર કરવા માંડ્યો. આખરે મને યાદ આવ્યું; મેં કહ્યું: "આપણી જોડે પેલો મહેતો ભણતોઃ હતો તે યાદ છે? તે થોડા દિવસ પરજ તારી ખબર પુછતો હતો. એ હમણાં ઠીક કમાયો છે અને એ કહેતો હતો કે દેવેંદ્રને સેટઅપ થવા કૈં મદદ જોઇતી હોય તો કહેજે."

"That's it (બરોબર)! મને ઘણી વખત એજ વિચાર આવતો હતો કે એ શું કરતો હશે. ત્યારે તો હું તેને ત્યાંજ જાઉં છું." એમ કહીને મી. મહેતાનું સરનામું પણ પુછ્યા વગર એ ધબધબ દાદર ઉતરતો સંભળાયો અને તેની પાછળ તેનું કુતરાનું લશ્કર પણ ઉતર્યું.

હું મારા ફર્નીચરના હાલ જોઇ વિચારમાં બેસી રહ્યો.

* * *

ઉપરની વાતને લગભગ ત્રણેક મહીના થઇ ગયા. એક રવિવારે બપોરે હું ચા પીતો બેઠો હતો ત્યાં મારા નામનો એક તાર આવ્યો.

મેં ફોડ્યો અને ધ્રુજતે હાથે વાંચ્યો. "સ્થિતિ ગંભીર છે, એકદમ આવ. દેવેંદ્ર." વાંચતાની સાથે મને કૈં કૈં વિચાર આવી ગયા. શું દેવેંદ્રને ડબલ ન્યુમોનીઆ થયો હશે? તેણે કોઇની જોડે મારામારી કરી, પરિણામે પોતાને પોલીસ ચોકીમાં ઘસડી ગયો હશે? કે એના કુતરાઓએ તેની સામે બંડ ઉઠાવ્યું હશે?

ગમે તે હો પરંતુ મારે જવુંજ જોઇએ. આથી તરતજ લોકલમાં બેસી સાંતાક્રુઝ ગયો અને એનો બંગલો શોધી કાઢ્યો. મને જોઇ, જુનું ઓળખાણ તાજુ થતાં બે મિત્રો ભેટી પડે તેમ બધા કુતરા મને વળગી પડ્યા. ઓટલા સુધી પહોંચતા પહેલાં મારી ટોપી અને રુમાલ બે કુતરા ખેંચી ગયા અને એક કુતરો મારી પાટલુન ખેંચી રહ્યો હતો. દરવાજો પણ બંધ હતો. મનમાં મેં દેવેંદ્રને કૈં કૈં કહી નાખ્યું. દરવાજો ઠોકતાં હાથ દુખી ગયા ત્યારે દરવાજો કોઇએ ઉઘાડ્યો.

"કોણ રસિક? આવની. તારીજ ક્યારની વાટ જોઇ રહ્યો હતો." દેવેંદ્રએ આવકાર આપતાં કહ્યું.

"તેથીજ મારી આ સ્થિતિ કરવા દીધી? બદમાસ! હવે હું ઘેર કયે વેષે જઇશ?"

"મારા દુઃખ આગળ તેની કૈં વીસાત નથી; અંદર તો આવ. તને માંડી ગોઠીને વાત કહું."

અમે બેઠા અને એણે વાત કહેવા માંડી: "રસિક! ત્રણ મહીના ઉપર મેં તને વાત કરી હતી, તે પ્રમાણે કુતરા લગભગ તૈયાર થઇ ગયા છે હવે એક બે પાઠ બાકી છે."

"હવે શું કરવા વિચાર રાખ્યો છે?" મેં વચ્ચે પુછ્યું

"સાંભળ તો ખરો. મોદીનું મારે નામે એકાવન રુપીઆ સાડા ચાર આનાનું બીલ ચઢ્યું છે. અને પાંચસો રુપીઆ બગલાવાળાના ચઢ્યા છે. મોદીને તો હું ગણતો જ નથી. પણ બગલાવાળો એમ કહે છે કે એને આજ સાંજ પહેલાં પૈસા નહીં મળશે તો તે કુતરા લઇ જશે. હવે મારે શું કરવું!"

એની આ ગંભીર સ્થિતિ જોઇ મને હસવું આવ્યું. પરંતુ મેં એને આશા આપતાં કહ્યું: "જો બનશે તો આજે સાંજ પહેલાં ૫૦૦) રુપીઆ લાવી આપીશ"

મેં ઉઠવાની તૈયારી કરવા માંડી પણ દેવેંદ્રએ મને બેસાડી કહ્યું "મારો વિચાર આ યોજનામાં સહેજ ફેરફાર કરવાનો છે. ઘણી વખતે માણસોને ગમતું નથી ત્યારે ચપળ અને ચાલાક કુતરા તેમનું મન બહેલાવે છે, ને તો સિદ્ધ વાત છે. તેથી આવી રીતે વાછરૂંઓ ઉપર ટ્રેનીંગ આપવા કરતાં જો તેમને ટ્રીક્સ (Tricks) શીખવાડું તો તે વહેલા શીખી જાય અને મહેનત પણ ઓછી પડે તું શું કહે છે?"

"વિચાર કંઈ છેક નાખી દેવા જેવો નથી." મેં ન્યાયાધિશની ગંભીરતાથી જવાબ આપ્યો.

"તેટલા માટે હું જાહેર ખબર આપવાનો છું કે 'અમારી કુતરાની કોલેજમાં અમે કુતરાઓને જુદી જુદી યુક્તિઓ શીખવી તેમને હોંશીઆર અને ચપળ બનાવીએ છીએ. જે ગૃહસ્થોને પોતાના કુતરાને કેળવવા હોય તેમણે એડમીશન ફોર્મ્સ (Admission Forms) મંગાવી લેવા' આથી પૈસાદાર લોકો, જેમ પોતાના છોકરાને કોલેજમાં મોકલે છે. તેમ તેમના કુતરાને પણ આપણી કોલેજમાં મોકલશે આપણે સાધારણ ફી રાખીશું દાખલા તરીકે એક ટર્મના ચાલીસ રુપીઆ—તો જો સો કુતરા આવે તો આપણને ચાર હજાર રુપીઆ મળે તેમાંથી બે હજાર રુપીઆ તેમની ખાધા ખોરાકીના બાદ કરતાં આપણને ચોખ્ખા બે હજાર રુપીઆ નહીં મળે એટલે મહીનાના લગભગ સાડી ત્રણસો રુપીઆ. તું કહેતો હોય તો તારો અરધ ભાગ રાખું."

"ના ભાઇ! તું મહેનત કરે અને મને ભાગ આપે તે સારું નહીં કહેવાય. પણ હું હવે જાઉં છું અને પૈસા મેળવવાની તજવીજ કરીશ"

મુંબાઇ આવી સીધો હું મી० મહેતાને ઘેર ગયો. અને બધી વાત કહી તેમનું હૃદય દેવેંદ્રની હકીકતથી પીગળી ગયું અને ૫૦૦) રુપીઆનો ચેક લખી આપ્યો અને કહ્યું કે "હું એના મામાને ઠીક ઓળખું છું. અને બનશે તો તેના કહેવા પ્રમાણે આપણે લીમીટેડ ફર્મ કાઢી શેર કાઢીશું હું આજે રાતે નવસારી જવાનો છું ત્યારે એના મામાને તો જરુર કહીશ. પણ વારું, દેવેંદનું શીરનામું શું?"

મેં તેને શીરનામું આપ્યું અને ચેક લઇ ચાલતો થયો બીજે દિવસે ચેક વટાવી હું સાંજે સાતાકુઝ ગયો. દેવેંદ્ર સ્ટેશન પરજ હતો. એણે કહ્યું "ઘરધણી કુતરા લઇ ગયો છે. પૈસા લાવ્યો હોય તો આપણે પહેલાં તેને ત્યાંજ જઇએ."

અમે તરતજ બગલાવાળાને ત્યાં ગયા. તેણે કરડાકીથી પુછ્યું "ભાડું લાવ્યા છો?"

દેવેંદ્રએ હા કહી.

"લાવો ત્યારે !"

"પણ તે પહેલાં મારા કુતરા લાવો અને હું પૈસા આપું તેની રસીદ આપો.

પેલાએ પૈસા લઇ રસીદ લખી આપી અને કુતરા લેવા ગયો. લગભગ પાંચેક મીનીટ રહી, તે વીલે મોંઢે પાછો આવ્યો અને કહ્યું: "હું દીલગીર છું; આપના કુતરા કોણ જાણે કયાં નાસી ગયા, મેં પુર્યા હતા–ત્યાં–નથી."

"એટલે? મારા કેળવેલા બસો બસો રુપીઆના કુતરા નથી ? બહુ આબરુદાર લાગો છો. ભાડાના પૈસા વસુલ કરવા બીનહકકે કુતરા લઇ જવા, અને ભાડું મળે ત્યારે કહેવું કે 'લાચાર છું, કુતરા નથી.' બહુ હોંશીઆર, લાગો છો. સીધી રીતે કુતરા પાછા સોંપો નહીં તો પોલીસને બોલાવવા પડશે." દેવેંદ્રએ દમ દેવા માંડયો.

"મેં તબેલામાં રાખ્યા હતા પણ કોણ જાણે કેવી રીતે એક પાટીયું તોડી બધાજ નાસી ગયા." પેલાએ બચાવ કર્યો.

"ગમે તેમ કરો. મારે મારા કુતરા જોઇએ, અને તે પણ એકદમ. આજે તો એ તદ્દન કેળવાઇ જાત અને થોડા વખતમાં વેચાઇ જાત."

પેલો બહુ કરગરી પડયો. અને મેં ચુકાદો આપ્યો, કે "જ્યાં સુધી ઘરધણી કુતરા ન આપે ત્યાં સુધી દેવેંદ્રએ ભાડાના ૫૦૦) રુપીઆ ન આપવા અને ઘરધણીએજ મોદીનું બોલ ચુકવી આપવું.'

ઘરધણીએ મારો ઉપકાર માન્યો અને અમે બંને ઘર તરફ ફર્યા ત્યારે મેં કહ્યું: "દેવેંદ્ર! આ બધી ભાંજગડમાં હું એક ખુશાલીની વાત તો ભુલીજ ગયો !"

"શું?" તેણે પુછ્યું.

"મેં મહેતાને તારી વાત કરી અને એણે તને મદદ આપવાનું વચન આપ્યું છે. એ આજે નવસારી જઇ તારા મામાને..."

"વાત કરશે? અરે! રસિક! તેં મારી બધી બાજી બગાડી નાખી."

"કેમ?" હું ગભરાયો.

"સાંભળ ત્યારે, પેલા ૭ કુતરા મારા મામાનાજ હું નસાડી લાવ્યો હતો. અને પેલા ઘરધણીને ત્યાંથી કાલે રાતે મેંજ તબેલાના બારણાનું પાટીયું તોડી કુતરાઓને મારે ઘેર નસાડયા હતા. મારો વિચાર આજે રાતે કલકત્તા જવાનો હતો. સામાન પણ બધો તૈયાર કર્યો છે. પણ તેં બધી કચુંબર કરી નાખી."

"પણ તારા મામા આજે રાતે કૈં ઓછા આવવાના છે ? તું તારી મેળે જજેને."

અમે ઘેર આવ્યા. રાત પડી અને હું મુંબાઇ જવા બહાર નીકળતો હતો એટલામાં બહાર મોટા ઘોઘારી અવાજે બુમ પડીઃ 'દેવેંદ્ર !"

"મામા !' દેવેંદ્ર ગભરાઇ જઇ બોલ્યો.

"બહાર ઓટલા પર આવ. મારે તને કૈંક કહેવું છે."

આ સાંભળી તરતજ હું પાછલે દરવાજે થઇ સ્ટેશન પર આવ્યો અને લોકલમાં બેસી ઘેર આવ્યો.

× × ×

દેવેંદ્રનું શું થયું તે ખબર નથી. પરંતુ દરરોજ કુતરાની કોલેજ વીશે જાહેર ખબર વાંચવા ન્યુસપેપરનાં પાનાં ફેરવી જાઉં છું.*

---

* અંગ્રેજી પરથી સૂચિત.

# સખી ! ના'વ્યો કોડીલો મારો કંથ !



રચનાર

રા. નાનાલાલ દલપતરામ પટેલ

ચિત્રકાર

રા. પ્રતાપ શર્મા

---

વિરહની વેણુ આજ વાગી, સાહેલડી !
પ્રીતમના પ્રેમળ પડઘા પડે!

ઝબકી નીંદરમાંથી જાગી, સાહેલડી !
જ્વાળાનાં જડાવ મારે હૈયે રમે

જામી મેઘન રાતડી,
વરસે વ્યોમથી મેહ,
સ્મરનાં આંસુડાં સરે,

એવો એવો સ્વામી કેરો સ્નેહ રે
સાહેલડી !
પ્રીતમના પ્રેમળ પડઘા પડે



આજ કુંજમાં કોકિલા,
બોલે બોલ રસાળ
આજે ફૂલની વાડીઓ,

કુણા ટહુકે કાળજામાં કોયલ રે સાહેલડી !
પ્રીતમના પ્રેમળ પડઘા પડે

રમઝટ વાગે હૃદયમાં, રમતા રસિક શું શ્યામ
આવે અદ્ભુત મોજલાં,
સખી ! હૈયે પ્રગટે છે ફુવારા રે સાહેલડી !
પ્રીતમના પ્રેમળ પડઘા પડે

# આગલા પ્રવેશોનો ટુંક સાર

ગાંધીભક્ત શેઠ અંબાલાલના બંગલામાં અનુ ભોમીઓ પ્રેક્ષકોને ગાંધીજી, ટાગોર અને કવિ નાનાલાલની પ્રતિમાઓ સંબંધી વિગત જણાવી રહ્યો છે. તેટલામાં શેઠનો પુત્ર સારાભાઈ જે પારીસમાં ઝવેરીની પેઢીમાં મેનેજર તરીકે કામ કરે છે તે આવી પહોંચે છે, અને પોતાની નાની બહેન-પુષ્પા સાથે વાતો કરી પિતાની પોતાના તરફ કેવી વૃત્તિ છે તે જાણવા પ્રયાસ કરે છે, અને મધુરી અને નરોત્તમના જીવનકલહની વાતચીત કરી પોતાની મહત્તાનાં બણગાં ફુંકી, ગુપ્ત રહેવા ત્યાંથી ચાલ્યો જાય છે. અંબાલાલ પુષ્પા સાથે પ્રેક્ષકોના પોતાના તરફના સારા નરસા વિચારો માટે વાતચીત કરે છે ત્યાં પ્રેક્ષકોથી કંટાળેલી માયાવતી ખીજવા-એલી આવે છે. વચમાં પ્રેક્ષકો આવતાં પુષ્પા ગભરાઈને ચાલી જાય છે, અને પાછળથી નરોત્તમ પણ ઉશ્કેરાઈને આવે છે અને માયાવતી અને નરોત્તમ બન્ને અંબાલાલ સાથે પ્રદર્શનથી થતા પ્રેક્ષકોના કંટાળા બાબત રસભરી ચર્ચા કરે છે; છતાં અંબાલાલ પોતાની ઉદારતાનો ડોળ છોડતો નથી, એટલામાં જીવરાજ વૈદ્ય આવે છે. જીવરાજની રૂબરૂમાં નરોત્તમ અંબાલાલ તથા માયાવતીની પ્રણાલિઓને પ્રબળ રીતે દાંભિક ઠેરવે છે અને જીવરાજ સહિત ચાલ્યો જાય છે. એટલામાં ગાંધીજી તથા રવિબાબુનો વિરોધી હીરાસિંહ આવતાં તેમની વચ્ચે કેટલોક વાદવિવાદ થતાં અંતે તે ખીજાઈને ચાલ્યો જાય છે. પુષ્પા ને મધુરી હાસ્ય-વિનોદ કરતાં હોય છે ત્યાં નરોત્તમ આવે છે, પુષ્પા જાય છે અને નરોત્તમ મધુરીને પરસ્પરની પ્રણયગ્રંથિ દૃઢ કરવા સમજાવે છે, પણ વિચારની વિરૂદ્ધતા પડતાં મધુરી નરોત્તમને તિરસ્કારી પુષ્પા સાથે ફરવા ચાલી જાય છે, એટલામાં નરોત્તમનો જુનો મિત્ર મોહન વિશ્વની યાત્રા કરતો આવી તેને મળે છે એની વાત-ચીતમાં નરોત્તમ તેને પોતાની જીવનની વાત કહેવા માંડે છે. તેમાં મધુરી તથા ટાગોર સંબંધી કેટલીક વાતચીત ચાલે છે. એટલામાં ટાગોરનો પત્ર તથા ફોટો આવતાં નરોત્તમ ખીજાય છે. છેવટ મોહનની ખુબીથી બંને મધુરીને વશ કરવાની માર્મિક પેરવી રચે છે. અંબાલાલ સહકુટુંબ બહારથી ફરીને આવે છે. અને ઢોંગ કરી સુતેલો નરોત્તમ આળસ મરડી બેઠો થાય છે. તે અરસામાં ટાગોરરૂપે મોહનની અચાનક પધ-રામણી થાય છે. ટાગોર–મોહનની આર્ય અને આંગ્લમિશ્રિત પદ્ધતિએ આગતાસ્વગતા શરૂ થાય છે. નરોત્તમ પણ તેમાં ભાગ લે છે. જમણ પહેલાં નરોત્તમ અને ટાગોર–મોહન–પોતાના કીસ્સાને કેમ પાર પાડવો તે સંબધે ચર્ચા કરે છે ત્યાં પુષ્પા આવી નરોત્તમને આરોગ્ય ભુવનમાં કૈં રહી . જતી ખામીઓ શોધવાનું કહે છે. નરોત્તમ જોવા જાય છે. પુષ્પા અને ટાગોર–મોહન–એકલાં પડતાં સૌંદર્ય કોને કહેવું, કેમ પારખવું વગેરે વાતચીત કરે છે. તેવામાં પુષ્પાનાં ફોઈ–માયાવતી આવે છે અને પુષ્પા ભોજનખંડમાં જાય છે. ટાગોર—મોહન—માયાવતી અને નરોત્તમ વગેરે વચ્ચે સૌંદર્ય વીશે વધુ ચર્ચા ચાલે છે. થોડીવારમાં સર્વે ભોજનગૃહમાં જમવા બેસે છે. જમતાં જમતાં લલિત કલા ઉપર ચર્ચા ચાલે છે. જમણ પુરું કરી સર્વે આરામગૃહમાં મુખવાસ લેવા બેસે છે. અહીં અસહકાર, રાષ્ટ્રીય શિક્ષણ અને પંચવિધ બહિષ્કારને લગતી સામાન્ય ચર્ચા ચાલે છે. અંબાલાલ શેઠ વાદવિવાદમાં નહીં પહોંચી શકવાથી કંટાળી બાગમાં ફરવા જાય છે. થોડી વારે સંગીતનો જલસો શરુ થાય છે. સંગીતના વાતવરણથી ઉત્પન્ન થએલાં મૌનથી માયાવતી કંટાળે છે અને તે તોડે છે. ત્યારબાદ કાવ્ય અને તેના અર્થ ઉપર ચર્ચા ચાલે છે. વળી પાછું સંગીત શરુ થાય છે. અંતે કૃતિની સ્વતંત્રતા ઉપર સંવાદ થતાં નરોત્તમ મોહન સાથે ગુસ્સે થઈ ચાલ્યો જાય છે અને સા સમય થતાં વીખરાય છે. બીજે દિવસે સવારમાં મોહન અને નરોત્તમ મળે છે. અને હવે બાજી કેમ પાર પાડવી તે વીશે વિચાર કરે છે. નરોત્તમના સસરા ઉપર બરોબર હુમલો કરવા મોહનને શીખામણ આપી નરોત્તમ ચાલ્યો જાય છે ત્યાં પુષ્પા આવે છે અને પુષ્પા તથા મોહન વચ્ચે સ્ત્રી પુરુષના સંબંધ છે અને પ્રજોત્પત્તિ વીશે સંવાદ થાય છે. મોહનના કૈં પ્રણયાવેશભર્યાં વાકયોથી પુષ્પા ક્રોધિત થઈ ચાલી જાય છે. ત્યાં નરોત્તમ આવે છે અને વળી પાછું ટાગોર-કામણ દૂર કરવા બધાજ યત્નો આરંભવા મોહનને ખુબ ઠોકી ઠોકીને કહે છે.

(હવે આગળ વાંચો)

મોહન

[નરોત્તમને] કેમ, હું નહોતો કહેતો કે આસ્તેથી બોલ!

જીવરાજ

મારી હાજરીથી આપની યુક્તિઓ અટકાવશો નહીં. મારે તો કાલનો અધુરો રહેલો પ્રયોગ પુરો કરવો છે, એટલે હું આજે નરોત્તમદાસની પ્રયોગશાળામાં

નરોત્તમ

એક પા ઘડી થોભો, જીવરાજભાઈ! મેં તમને ગઈ કાલે અમારી યુક્તિ કહી સમજાવી હતી નહીં વારુ?

જીવરાજ

હા!

નરોત્તમ

તમને તે કેમ લાગી હતી?

જીવરાજ

યુક્તિ તો બહુ અચ્છી છે. પણ જોખમી લાગે છે. તમે બે જણ સાવધ રહો તો પાર પડે એવી છે.

નરોત્તમ

[કટાક્ષમાં] પણ મારા આ મિત્ર મોહનભાઈએ વચન આપ્યું હતું તે હવે છટકી જવા માગે છે.

મોહન

નાજી, ડાક્તર સાહેબ! હું જરાએ છટકવા માગતો નથી.

નરોત્તમ

[જીવરાજને] એણે મને ખાત્રી આપી હતી કે પાંચ પળમાં તારી મૈત્રીનો હીરો ટાગોર કાલમાંનો કકડો છે એમ સાબીત કરી આપીશ. ચોવીસ કલાકમાં તો એને ટાગોર પ્રતિ અણગમો અને સુગ ઉત્પન્ન કરાવી દેવાનું વચન આપ્યું હતું. [મોહનને] બોલ જોઈએ, તો'તું આપ્યું?

મોહન

પણ હજુ ચોવીસ કલાક ક્યાં પુરા થયા છે?

નરોત્તમ

[જીવરાજને] જે રીતે એ વર્તે છે તે રીતે ચોવીસ મહીના થાય તોપણ એ કંઈ શુકવાર કરવાનો નથી

જીવરાજ

[નરોત્તમને] તમે અધીરા ન થાઓ

મોહન

હું પણ એમજ કહું છું.

નરોત્તમ

અરે! પણ ગઈ રાતે તમે એને સ્ત્રી વર્ગ સાથે વાતે જોયો હોય તો તમારી પણ ધીરજ ન રહે! એના પૃથ્વી પર્યટણમાંથી, એના વાચનના અભ્યાસથી, એના નૈસર્ગિક બુદ્ધિબળથી, જે કંઈ કોચલક તેણે મેળવ્યું હોય તેનું જાણે પ્રદર્શન કરી બેઠો હોય તેમ વર્તતો હતો. જે પ્રશ્ન ઉઠે તેના પર સાહેબને કંઈ કહેવાનું તો હોયજ

મોહન

ટાગોર—ટાગોરનો વેષધારી પણ ટાગોરને કંઈ અનુયાયક બનાવી ન શકે

નરોત્તમ

[તેને સાંભળતો નથી. જીવરાજનેજ સંબોધે છે] અને વિચાર પણ કેવા દર્શાવે? અદ્ભુત, રંગબેરંગ ભાષામાં અવનવા ખ્યાલો; છોકરીઓ તો બધી ઘેલી થઇ ગઇ છે, તે એટલી હદ સુધી કે કોઈપણ અને મારી સ્ત્રી તો ઠીક. પણ બીચારી પુષ્પાએ પણ મોહન મનમાં ગાંઠી વાળી મારું અપમાન કર્યું

મોહન

હા. પણ તું અજડ બાકી વર્તે ત્યારે..

નરોત્તમ

[મોહનને પુર આવેશમાં] પણ, ભલા માણસ! મેં તને અહીં રોક્યો શા માટે? મારી સ્ત્રીને કે સાળીને પ્યાર કરવા માટે? તેમને તારી પ્રેમ જંખનામાં ગાંડાં બનાવવા કે સાજાં કરવા?

મોહન

[આત્મવ્યથા યાદ આવે છે.] મને તો જેમ બને તેમ જલ્દી આ અકારું કાજ પતાવી છુટવાનું મન છે.

જીવરાજ

[અર્ધ મશ્કરી] અને કદાચ તારી સ્ત્રીને પ્યાર કરવા લાગે તોપણ તમારી યુક્તિ પાર પડે ખરી. ધૃષ્ટ, ગ્રામ્ય, મૂર્ખ માણસ માફક પશુવત્ પ્યાર કરવા જાય તો મધુ બહેન જેવી અતિ સૂક્ષ્મ સહૃદય પ્રકૃતિને અણગમો થયા વિના રહે નહીં.

નરોત્તમ

ના, સાહેબ! માફ કરો! મારે એ માર્ગે કાર્યસિદ્ધિ નથી કરવી. [પુનઃ મોહનને] પણ ખુદા ખાતર કહેતો ખરો કે તારો વિચાર શો છે? એને અણગમો પેદા કરવો છે કે નહીં?

મોહન

હા, ભાઇ! હા! પણ એ સહેલું નથી. જાણે બાળચેષ્ટા જેવી તને સુગમ વાત, પણ મને તો એ જરાએ પુષ્પશૈય્યા નથી લાગતી.

જીવરાજ

[ગંભીર] તદ્દન વ્યાજબી છે. મારાથી તો માથે પણ ના લેવાય.

મોહન

સાથે યાદ રાખવું જોઇએ કે અતિ ઉતાવળ કરવામાં સાર નથી. [જીવરાજને] જો પ્રારંભથીજ હું ધૃષ્ટ, મૂર્ખ, ગ્રામ્ય જનચર્યા આદરું તો એ લોકો આટલી વાર પણ મારો વેષ નભાવવા દે ખરાં કે?

નરોત્તમ

[કેવળ સ્વાર્થ દૃષ્ટિથી] ટાગોરને શી પરવા કે અંબાલાલ શેઠનું કુટુંબ એને ગ્રામ્ય સમજે કે ધૃષ્ટ!

જીવરાજ

[નરોત્તમને ગંભીર બની] નરોત્તમભાઇ! મોહનદાસ કહે છે તે સત્ય છે.

નરોત્તમ

મને તો એની વૃત્તિ વચનપાલન કરવાની લાગતી નથી. [મોહનને] હજાર વાતની એક વાત સાફ કહી દેને કે તારે તારો કરાર પાળવો છે કે નહીં?

મોહન

[ચીડાઇને] મેં હજાર વાર તો હા પાડી; પણ તક મળવી જોઇએ કે નહીં?

નરોત્તમ

તકનો ક્યાં ટોટો છે? આ આવી ભોજન વેળા. તક જોઇતી હોય તો ખાવા માંડ અવગતીઆની માફક; કુક્કરની માફક ખા, ખા–ખા બસ, ખાધરોજ, બની જા.

મોહન

હરગીઝ નહીં!

નરોત્તમ

[ધુનમાં કે સાંભળતો નથી.] બહુન પુગે તેમ પેટ ફુગાવ. હોજરી ફાટે ત્યાં લગી ખા અને પછી પીજે–આજન્મ દારુડીયા પેઠે,– મછી માફક બસ પી–પી–પી અને પછી નશો ચઢવા દે; ગાંડો બન; લવારો કર; બિભત્સ થા.

જીવરાજ

[હસે છે.] તો તો પછી ખરેખર વેષધારી થશો.

મોહન

[ શાંતિથી ] આ બધું તું ઘેલો થયો છે એટલે કહે છે, નરોત્તમ ! એમ કે થાય ? મારાથી પછી આ ઘરમાં પગ પણ કરી દેવાય ?

નરોત્તમ

પગ દેવાની કે જરૂર ? મને મન થશે ત્યારે હું જાતે આવી તું જ્યાં હશે ત્યાં તને મળી જઇશ. [ખીસ્સામાંથી એક બાંગેની, ગંધાતી, ચીલમ કાઢે છે.] આ લે ! આપઃ પીધા પછી આ ફુંકવા માટે હું ગાંજો લાવી આપીશ

જીવરાજ

એ શુ છે ?

નરોત્તમ

અમારા દરવાનની ચીલમ.

મોહન

[ મુંઝવાએલો ] પણ એવી ગંદી એંઠી, ગંદી, ઝેરી ચીલમને હુ નહી અડુ, ગંજેરી નહીં બનું.

નરોત્તમ

બનતુ પારી–કે નહી તો મારી સ્ત્રીની હાજરીમાં.

મોહન

લેડીઝ (સન્નારીઓ) પાસે આટલી [નિર્લજ્જતા] આપણાથી નહીં બને ]

નરોત્તમ

[ ગુસ્સામાં ચીલમ પછાડે છે. તે ભાગી જાય છે. ] એમજ કે કહી દે કે તારે કરવુંજ નથી.

જીવરાજ

[ નરોત્તમને ] ધીરા થાઓ, નરોત્તમદાસ !

નરોત્તમ

[ રહમમ ] મારી ભુલ થઇ આપણી પુરાણી મૈત્રી પર મેં આટલો વિશ્વાસ રાખ્યો હતો તે મારી ભુલ થઇ. મારી આજીવન-સેવા તારે નથી કરવી

મોહન

ઊલટુ હું તો એમજ ઇચ્છુ છુ કે મારાથી બનતી તારી બધી સેવા કરુ પણ



તમારે શો વાંધો છે?

મને જરા વખત તો આપ. અને કયે રસ્તે કાર્યસિદ્ધિ કરવી તે મારા પર રાખ. તારીજ ખાતર કહું છું કે મારા પર એતબાર રાખ, અને મને ઠીક લાગે તેમ કરવા દે. તારી અંતિ ટામેર તરફ અભુગમો કરાવી દઉં; પછી તે ગમે તે રીતે થાય તેમા તારે શું !

**નરોત્તમ**

[નિઃશ્વાસ] વારુ તેમ. પણ અખતરો કર જોઉં..આ કોઇઆ આવે છે. બતાવ જોઉં એની સાથે તારી ચાલાકી.

જમણી ગમથી માયાવતી દિવાનખાનામાં આવે છે.

**જીવરાજ**

માયાવતી બ્હેન, કેમ છો?

**માયાવતી**

ખુશ, જીવરાજ ભાઇ તમે કેમ?

**જીવરાજ**

ખુશ. પણ મારે પ્રયોગાલયમાં જવું છે, અખતરો પુરો કરવો છે.

**માયાવતી**

અત્યારે ભોજન અહીં કરવાનું છે, જીવરાજભાઇ! તે યાદ છે કે?

**જીવરાજ**

એ કેમ વીસરાય? [જીવરાજ હસતો હસતો બાગ વાટે જાય છે.]

**માયાવતી**

[મોહનને અતિભાવથી] કવિરાજ, પ્રકૃતિ પ્રસન્ન? નિદ્રાદેવીની મ્હેર હતી કે?

**મોહન**

[બતાં ચડાવી દમામમાં જવાબ દે છે.] બહુ સારી. અપરિચિત સ્થાન છતાં ગાઢ નિદ્રા આવી હતી, અને ઘેર પણ વાગતી હતી.

**માયાવતી**

[તાજુબ] આપની ઘેર વાગે છે, કવિરાજ?

**મોહન**

[કરડાકીમાં] કેમ ન વાગે?

**માયાવતી**

મારાથી તો મનાતું નથી કે......

**મોહન**

માનો ન માનો તમારી ઇચ્છા. પણ એ સત્ય વાર્તા છે, અને તે છુપાવવાને મને કંઈ કારણ નથી. દુનીઆમાં તમામ તંદુરસ્ત પ્રાણી-ની ઘેર વાગે છે, અને મારી તો ખાત્રી છે કે તમે પણ, મીસ માયા......

**માયાવતી**

[ક્રોધિત] બીલકુલ નહીં, કવિરાજ!

**મોહન**

[ખડખડાટ હસે છે.] તમે કેમ જાણો! ઉંઘેલાને કેમ ખબર હોય કે ઘેર વાગે છે કે નહીં? હી! હી!! મારી જેમ સત્યવકતા બની સામટાંજ હા કહી દોને! એમાં કંઈ અનીતિ છે!

**માયાવતી**

પણ હું ખાત્રીપૂર્વક કહું છું કે......

**મોહન**

મારી કલ્પનાશક્તિએ હું તો તમને પલંગ-માં ઘોંટાએલાં સહજ જોઇ શકું છું. વસ્ત્ર અસ્ત વ્યસ્ત,–મુખ મોટું જોગીની ઝુંપડી જેવડું ઉઘાડું,–અને નાકમાંથી સુસવાટ દુંદુભિ ઇવ ગર્જી રહે! [ઘેર વગાડવાની નકલ કરી બતાવે છે.]

**માયાવતી**

[ત્રાસી ઉઠે છે.] ઓ, પ્રભો!

**નરોત્તમ**

[મોહનને પાછળથી મંદ સ્વરે] શાબાશ!

**મોહન**

[માયાવતીને] વ્યર્થ અસત્ય વદી કાં પાપાત્મા બનો છો, માયાવતી બ્હેન? ઘેર વાગ્યાથી કંઈ ગુનેહ થતો નથી. અને ખાસ કરી તમારે શો વાંધો? તમારી સાથે તો કોઇ સુનાર પણ હોય નહીં કે જેની ઉંઘમાં તમારી ઘેરથી ખલલ પડે. તમે તો અમે તેટલી ગર્જના કરો, કોણ પુછે?

માયાવતી

[ક્રોધાંધ] પણ હું ફરીથી તમને કહું છું, કવિરાજ ! કે......

મોહન

[અટ્ટહાસ્ય-ક્રૂર, કર્કશ અવાજ] કબુલ નહીંજ કરો, મિથ્યાભિમાનિની !

નરોત્તમ

[વચ્ચે પડે છે માયાવતીની વ્હાર કરે છે] દીલગીરી સાથે મારે આપને રોશન કરવું પડે છે, ઓ ટાગોર ! કે તમારી આ બેહૂદી મશ્કરી સદંતર અસ્થાને છે

મોહન

[પહેલાની પેઠેજ હસે છે] એમજ કહોને, શ્રી નરોત્તમ ! કે તમારા ફોઇબાને સત્યવાદી થતા નથી આવડતું અને નાહક ડોળઘાલુ Coquette બનવા મથે છે. અને તે પણ આ વયે !

માયાવતી

[ક્રોધસ્તબ્ધ] આ તો હદ થઇ !

નરોત્તમ

[વ્હાર કરનાર વીર] કવિરાજ ! હું આપના સમ વિશ્વવિખ્યાત કવિ નથી કે નેતા નથી. પણ કોઇ પણ આ ઘરમાં અમારાં પૂજ્ય, માનનીય, ફોઇબાનું અપમાન કરે તે મારાથી નહીં ખમાય

માયાવતી

[તિરસ્કાર વશ] જવા દે, નરોત્તમ ! કવિઓને ગમે તેમ બકવાની ટેવ હોય. એને ઉત્તર આપતાં નાહક આપણે નીચા પડીએ મારું અનુકરણ કર, અને આ કટુવેણ સાંભળ્યા ન હોય તેમ વર્ત. [રીસમાં ચાલી જાય છે]

મોહન

[આરમત] કેમ, સદ્દોગ

નરોત્તમ

[આનંદાવેશમાં તેની પીઠ થાબડે છે] બેશક, તું ખરેખર હીરો છે

મોહન

ત્યારે, મને ફ્લેટ મળી કે ?

નરોત્તમ

[ખુશ મીજાજે] ધાર્યો કરતાં વધારે. એની પાસે તારો બીજો નંબર હતો, પણ મારી આંને મુળ કવિશ્રેષ્ઠ ઠરાવનાર તો એજ

મોહન

ત્યારે આજથી...

નરોત્તમ

આજથી ખવાસ તારી મૂર્તિ એના હૃદયમાં ભસ્મીભૂત એના આત્માભિમાનને તે પ્રહાર કર્યો છે, એટલે તે તને કદી ક્ષમા નહીં કરે

મોહન

[ચિંતાતુર] ખરેખર ! ત્યારે કદાચ હું બદપાર ગયો હોઇશ !

નરોત્તમ

તેની તારે શી પરવા !

મોહન

પરવા કેમ નહીં ! અત્યાર પહેલા મેં અણધાર્યે પુષ્પા બહેનને રીસાવ્યા, અને હવે......હવે માયાબહેન.

નરોત્તમ

તેથી શું થયું !

મોહન

એટલુંજ કે આ રીતે તો થોડા કલાકમાં મારે ટ્રેન પકડવી પડશે.



કેવેન્ટ્રીનો રાજમાર્ગ.

વધારે (હાલને હીસાબે). હીંદમાં નવ રુપીઆમાં "થર્ડ કલાસ"ની મુસાફરી કેટલા માઇલોની ને કેટલા કલાકોની થઇ શકે ?...એક વાર અમે બૅંગલોરથી મુંબાઇ દસ રુપીઆમાં આવતા! પણ અહીંનો ત્રીજો વર્ગ આપણા "સૅકંડ કલાસ" તરીકે પ્રખ્યાત થએલા બીજા વર્ગ કરતાંએ બહુ સારો, એ–ખાસ કરીને અંગ્રેજી રેલ્વેને માટે–સાચું છ.

પણ આ વિચારો મનમાં બહુ વાર રહે એમ નહોતુ. શહેરની બહાર નીકળ્યા કે તરતજ મનોહર દૃશ્યોએ નેત્રનું ને હૃદયનું હરણ કરી લીધું. ચારે પાસ લીલોછમ પ્રદેશ; હરીયાળીના જાણે ગાલીચાજ હોયને! વચ્ચે વચ્ચે વૃક્ષો, સ્વચ્છ ને લીલોતરીથી ઢંકાએલા બંગલાઓ–અહીંના લોકો જેને "ઝુંપડાં" કહે તે–કદી કદી પાણીના ઝરાઓ, કદી ખેતરોમાં ચરતી કે કદી વૃક્ષોની છાયામાં નીરાંતે બેસી વાગોળતી ગાયોનાં ટોળાં, કદી ટેકરીઓ તો કદી નાની ખીણ, વાંકા ચુકા ફેરા, ને અતિ સ્વચ્છ સપાટ રસ્તાઓએ બધાંની વચ્ચે કલાકના ૫૦–૬૦ માઇલની ઝડપે પસાર થતાં આંખો ને દીલ મુગ્ધ થઇ જતાં. ઈંગ્લાંડની આ ખુબી જગદ્વિદિત છે. આજ તો વસંત ઋતુ હતી, પણ બારે માસ ઈંગ્લાંડમાં આવી હરીયાળી રહે છે ને ઈંગ્લાંડના ગ્રામ્ય પ્રદેશોને નિત્યની રમણીયતા અર્પે છે.

પસાર કર્યાં, પણ ગાડી ત્યાં થોભી નહીં. એક વાગ્યાને સુમારે નોર્ધેમ્પટન જે જોડાને માટે પ્રખ્યાત છે એમ ભુગોળમાં શીખેલા તે આવી લાગ્યુ; અથવા તો ખરું જોતા અમારી ગાડી ત્યાં આવીને ઉભી. અમારા ડબામાંથી એક બાઇને નીચે ઉતરવું હતુ. પણ ગાડી લાંબી લાટ, એટલે અમારો ડબો પ્લેટફોર્મથી દૂર. અમારી સાથેની બીજી બાઇએ ઝટ લઇને પોર્ટરને બોલાવીને કહ્યું કે ગાડીને પ્લેટફોર્મ ઉપર આગળ લ્યો, અહીંયા એક બાઇને ઉતરવું છે સન્મુખબાઇને સવાલ થયો કે એક ઉતારુને માટે આખી ગાડીને એ ખસેડશે? એટલામા તો ગાડી ચાલી ને જરા આગળ જઇ એવી જગ્યાએ ઉભી કે અમારો ડબો બરોબર પ્લેટફોર્મ ઉપર આવ્યો... સરખાવો હીંદુસ્થાનની રેલ્વેના મુસાફરોની હાલત!

આખુ બહુ આકરું. હીં. અમે તો ત્રીજા વર્ગમાંજ હતા (બીજો વર્ગ હતોજ નહીં); લગભગ બે કલાકની મુસાફરી. પણ ભાડુ ફક્ત બાર શીલીંગ ઉર્ફે નવ રુપીઆથી જરા



નગ્ન દેહે અશ્વ ઉપર

એ જોતે જોતે, ઠંડી સ્વચ્છ હવા શરીરમાં ઉતારતે ઉતારતે, ઘણી શાંતિ, સ્વસ્થતા ને આનંદ ભોગવ્યાં.

એમ કરતે કરતે બે ઉપર દસ મીનીટે બરાબર રગ્બીનું સ્ટેશન આવ્યું. શું મોટું સ્ટેશન, કેટલા બધા લાઈનો ને સંખ્યાબંધ પ્લૅટફૉર્મો! અને છતાં શહેરની વસ્તી આજે માંડ ૩૫ હજાર પણ નહીં હોય.

આગ્રેની મારી કૉલેજમાં ત્રીજીવાર ને પાછળથી ગણિત શીખવનાર, રેવરંડ જૉનહોટ, મારી સાથે આગ્રે બે વર્ષ રહેલ તે હાલ રગ્બીની નામાંકિત સાર્વજનિક શાળામાં શિક્ષક છે. એ અંગ્રેજ હોવા છતાં કૉલેજના બીજા સર્વ અંગ્રેજ પ્રોફેસરોથી અલગ પડી ગયા હતા એટલો સાલસ, સરલ ને ગમતો સ્વભાવ એમનો છે — હજી પણ એમનો સ્વભાવ એવો ને એવો છે. ઇંગ્લાંડમાં મારી પરોણાગત કરનાર બીજો અંગ્રેજ તે એ, ને હૃદયના ઉમળકાથી અહીં મળનાર અંગ્રેજ તો એ જ પહેલવહેલો.

જૉનહોટે મને નાતાલમાંથી નોતરું આપી રાખ્યું હતું. કાગળોથી અમે નક્કી કરી રાખેલ તે પ્રમાણે સ્ટેશનથી માઈલ એક દૂર એને ઘેર અમે ગયા. જૉનહોટનું ઘર ને નીશાળ બને શહેરની વચ્ચોવચ્ચ ને પાસે પાસે છે. જે હોટેલમાં અમારે માટે રાત્રિનો બંદોબસ્ત કરેલો (ઘણું કરીને એનું નામ "Three Horseshoes હોટેલ હતું) તેમાં સામાન મુક્યો, ને આખા દિવસનો ક્રમ નક્કી કરી, રગ્બીની નીશાળમાં ગયા. ત્યાંથી અમને કંઈક ઠીક સૂચના આપ્યા બાદ જૉનહોટને પોતાના વર્ગમાં જવું પડ્યું.

કાગળમાં એમણે અમને બપોરે સાથે નાસ્તો કરવાનું લખેલું પણ અહીં બપોરના નાસ્તાનો વખત ૧–૧ા નો હોય છે, ને અમે ૨ા વાગે ગયા તેથી હોય કે બીજા કંઈ ગોટાળાથી, ભલા માણસે અમને પુછ્યું છતાં મારે કહેવું પડ્યું કે અમે એની સગવડ કરી લઈશું એટલે નીશાળ જોવા જતા પહેલા પેટની થોડી પૂજા કરી લેવા પાસેના એક "રેસ્ટોરાં" માં જવાની જરૂર પડી. સદ્-ભાગ્યે તે સારું નીવડ્યું.

તડકો હવે ઘણો નીકળ્યો હતો. અમે પાછા નીશાળમાં આવ્યા. નીશાળનો આગળનો ભાગ બહુ સાદો છે. એની પછવાડે મોટા મેદાનમાં એક ક્રીકેટ-મેચ રમાતી હતી. એની

# આગલાં પ્રકરણોનો સાર

## વિભાગ પહેલો

જયસિંહદેવે મોકલેલા ફરમાન મુજબ કાક ઉદાના દીકરા આમ્રભટને ભૃગુકચ્છનું દુર્ગપાલત્વ સોંપી પાટણ તરફ જવા નીકળે છે. રાણી લીલાદેવીએ તેમજ રાણકદેવીએ પણ તેને તેડાવેલો છે જતાંજતાં તેને જૈન સાધુ હેમચંદ્રસૂરિનો પરિચય થાય છે, અને પોતે તેની પાછળ એક ગુપ્તચર યોજે છે. અહીં આમ્રભટ મંજરી ઉપર મુગ્ધ થઈને તેની ભાળ કાઢવાની ઘેલછામાં પોતાના ભવિષ્યના સાળા અને પાટણે લાટ લેવાથી બળીજળી રહેલા રેવાપાલને કાકની ચેતવણી છતાં છંછેડે છે. કાકની ગેરહાજરીમાં બળવો ઉઠાવવાની રેવાપાલ પેરવી રચતો હોય છે એટલામાં કાક જાતે આવી કેટલીક રકઝક પછી પોતાનું કુટુંબ તેના રક્ષણમાં સોંપી જાય છે. મંજરીના મોહમાં પડેલા આમ્રભટથી અવગણના પામીને તેમજ મંજરીના પ્રભાવથી અંજાયા પછી હેમચંદ્રસૂરિ ખંભાત જાય છે. આ બાજુ રેવાપાલ ગઢના કોઠારના વૃદ્ધ નાયક અને કાકભક્ત દેવને ભોળવી કોઠાર ખાલી કરી આપવાનું તેની પાસે કબુલાવે છે—એવી શરતે કે કાક પાછો આવે તો રેવાપાલ અનાજ ભરી આપે.

## વિભાગ બીજો

ભૃગુકચ્છથી પાટણ જતાં કાક લાટી આગળ ઉતરી પડે છે અને પોતાનો વેષ ખેમાને પહેરાવે છે. ખેમો વહાણને પ્રભાસ આગળ ડુબાડી દે છે. કીનારે ઉભેલો વાગ્ભટ તેને કાક સમજી બચાવી વંથળી લઈ જાય છે. આ બાજુ કાક જુનાગઢ જાય છે અને સાંધેલું જોડું કદી નહીં તુટવા દેવાની પ્રતિજ્ઞા લઈ પાછો ફરે છે. રસ્તામાં તે ખબરાભૂતને વશ કરી લે છે. પછી તે રાજગઢમાં રાણી લીલાદેવીને મળે છે અને જયસિંહનું મન દેવડી તરફ ન ખેંચવાનું વચન આપે છે. પછી ત્યાંથી જયદેવ આગળ જઈ તેને જુનાગઢ લેવાનુ વચન આપી જગદેવ આવતાં સંતાઈ જાય છે. પછી ઉદો ત્યાં આવી જુનાગઢ જોડે સંધિની પેરવી બતાવે છે ત્યાં કાકને બદલે ખેમાને લઈ વાગ્ભટ આવે છે, પણ કાક આવી ભેદ ફોડી નાંખે છે. ઉદો, જયદેવ તથા કાકને વિષ્ટિ માટે જવાનું ઠરે છે કાકને રક્ષવાનું વચન મુંજાલ લીલાદેવીને આપે છે. વાગ્ભટને બનાવાથી સમર્થ કાક પર દ્વેષે ભરાય છે. આજ્ઞાભંગ માટે પરમાર એક નોકરને કેદ કરી પોતે ધારેલી જગામાં ઉતરવાની ફરજ પાડવા કાકને મળવા જાય છે. ત્યાં તેને કાક સાથે ચકમક ઝરે છે, પણ સમાધાન થાય છે. નોકરને છોડી દેવા મુંજાલ પરમારને કહે છે ને તેમ કરવા જયસિંહદેવ તેને સમજાવે છે. પ્રેમકુંવર ને સમર્થ લીલાદેવીનો ખંડ શણગારે છે ત્યાં કાક રાણીને મળવા આવે છે અને રાજાને વશ કરવાની યુક્તિ સુઝાડે છે. બીજે દિવસે પોતાની આજ્ઞાનો ભંગ કરનાર સૈનિકને કાક ઘાયલ કરે છે એટલે જયસિંહદેવ તેને કેદ કરાવી, સાથે લઈ ચોકીઓ તપાસવા નીકળે છે. ત્યાંથી કાક રાજાને વેષે બીજી ચોકીઓ તરફ જાય છે અને આ બાજુ રાજાની ટોળી, એભલનાયક અને તેના સૈનિકો વચ્ચે જબરું યુદ્ધ થાય છે. રાજા, પરમાર ને એભલ સખત ઘાયલ થાય છે. ત્યાં રાણી વગેરે આવે છે અને બેભાન રાજાને લઈ જાય છે. કાક લડતાં પડ્યાનો વહેમ લોકોને પડે છે.

## વિભાગ ત્રીજો

ભૃગુકચ્છમાં રેવાપાલ સ્વાતંત્ર્યનો ઝુંડો ઉઠાવે છે. મંજરી આંબડ વગેરે નવા ગઢમાં ભરાઈ જાય છે અને ચોકીદારો પાસેથી થોડુંક અન્ન ઝુંટવી લાવી ચલાવે છે. જયસિંહદેવ જુનાગઢ સાથે યુદ્ધમાં ઉતરે છે; સમર્થ દ્વારા કાક જીવતો છે એમ ખબર પડતાં મહારાજા વાહડને જુનાગઢથી કાકને લઈ આવવા મોકલે છે. કેટલાંક કારણસર રા' દેશળદેવને હદપાર કરે છે. રાણક રા'ને યુદ્ધ માટે ઉત્સાહિત કરે છે તેવામાં છત્રસાલના મરણ સમચાર આવે છે. રાણક પોતાના પ્રભાવથી તેને સજીવન કરે છે; યુદ્ધમાં જતાં જતાં રા' રાણક ને તેના છોકરાં કાકને સોંપતો જાય છે. મહારાજાને લાટના બંડના સમાચાર મળે છે પરંતુ તે

લાટમાં બંડ થયું એમ સાંભળી ચાંપાનેર, ખંભાત કર્ણાવતી ને ખેટકપુરનાં પટ્ટણી લશ્કર આગળ વધતાં હતાં. ગોધરા આગળ તે બધાં મળ્યાં; અને નવું લશ્કર લઇ મુંજાલ મહેતાના મોકલેલા સોમેશ્વર ને વાગ્ભટ પણ આવી પહોંચ્યા. સોમેશ્વર ને વાગ્ભટે પટ્ટણી લશ્કરની સરદારી લીધી ને તે દડમજલ કરતા, રેવાપાલનો પડાવ શોધતા વિશ્વામિત્રી પર આવી પહોંચ્યા.

પાટણનું સૈન્ય અનુભવી ને વ્યવસ્થિત હતું; રેવાપાલનું નવું ને અવ્યવસ્થિત હતું. બે સૈન્ય વચ્ચે તુમુલ યુદ્ધ થયું. આખરે રેવાપાલની હાર થઇ ને તેનું લશ્કર કેટલુંક વીખરાઇ ગયું ને કેટલુંક ભૃગુકચ્છ તરફ નાઠું.

સોમેશ્વર ને વાહડનું ધ્યેય ભૃગુકચ્છનો ગઢ હતો એટલે તેમણે રેવાપાલની પુઠ લીધી; વીખરાતા, ભેગા થતા, અથડાતા કુટાતા. મરતા, જીવતા રેવાપાલના અનુયાયીઓ મધરાતે ભૃગુકચ્છમાં આવી લાગ્યા. લશ્કર ક્ષીણ થઇ ગયું હતું—ને પાછળ ચોગણું પટ્ટણી સૈન્ય ધપતું આવતું હતું. રેવાપાલ ગામમાં આવ્યો, અને હારેલા લશ્કર અને ગામ લોકમાં ગભરાટનો પાર રહ્યો નહીં.

રેવાપાલ ને શું કરવું તે સુઝ્યું નહીં. તેને પાટણની શક્તિનો ખ્યાલ આવવા લાગ્યો. તેણે પદ્મવિજય ધનુષ્યનું કુમતું બ્રહ્માનંદ સ્વામીને મોકલાવ્યું. ધ્રુવસેન સેનાપતિ ભગવાં ઉતારે તોજ કૈં લોકોમાં હીંમત આવે એમ હતું.

એક વચની ધ્રુવસેને નિઃશ્વાસ નાખી ભગવાં ઉતાર્યાં ને બખ્તર સજી રેવાપાલની મદદે આવ્યા. ગામ લોકમાં ને હતાશ સૈન્યમાં કૈં જીવ આવ્યો. ધ્રુવસેને ને રેવાપાલે મંત્રણા કરી, અને સવારે ભૃગુકચ્છનો દુર્જય ગઢ કબજે કરી ત્યાં ભરાવાનો નિશ્ચય કર્યો.

સવારે ભળભાંખળું થયું એટલે રેવાપાલ ને તેના માણસો ગઢ તરફ આવ્યા. તે ખાંધ તરફ આવ્યા ને ઉપર નજર કરી—અને તેમના હૃદયમાં કંપારી છુટી.

સામે ગઢમાંથી નીકળી બે જણ એક કાંડી ઉંચકીને આવતા હતા. પાછળ ચાર પાંચ જણ થોડે દૂર આવતા હતા. આગળના ઉંચકનારે માત્ર ભીનું ધોતીયું પહેર્યું હતું. બધાએ તેની સામે જોયું—તેને ઓળખ્યો. ને જાણે વીજળી પડી હોય તેમ બધા ચમક્યા. જુનાગઢમાં મરી ગએલો મનાતો ભૃગુકચ્છનો દુર્ગપાલ અગ્નિ વર્ષતી આંખોથી બધાને ડારતો, ઉતરી આવતો હતો.

બધા ગભરાયા ને ખંચાઇને ઉભા રહ્યા. કોઇ સમજી શક્યું નહીં.

કાક આગળ આવ્યો ને પાણી વગરની ખાઇમાં થઇને આ તીરે આવ્યો. કોઇએ રેવાપાલને ખબર કરી એટલે તે આગળ આવ્યો. તે કાકને જોઇ મૂઢ થઇ ગયો. એ ક્યાંથી? પણ રેવાપાલના હૃદયમાં નિરાશા ને વેરની ઝનુન પ્રજ્વલતી હતી. અત્યારે એ ઝનુનનો ભોગ કાક—પાટણની સત્તાનો સ્તંભ—તેની યોજનાઓનો વિનાશક—થઇ રહ્યો. તેણે કાકને પકડી કેદ કરવાનો નિશ્ચય કર્યો.

"ક્યાં જાય છે?"

કાકે શબ ભોંય પર મુકી દીધું ને ખાંધ પર નાખેલો કકડો ધીમેથી કેડે બાંધ્યો.

"જ્યાં તારા ને મારા બાપદાદા બળી મુઆ ત્યાં—દશાશ્વમેધ પર—જ્યાં બલિરાજા ને વામને ચાંપ્યો ત્યાં."

તેના ભયંકર અવાજથી બધાંના કાળજામાં બીક પેઠી. તેની આંખો બહાર નીકળી પડતી હોય તેવી લાગી.







રાજાની સ્વારી નીકળી

—રાજાધિરાજ

રેવાપાલે હોઠ પીસ્યા. એના મુખ પરનો આ ભાવપલટો થઈ રહ્યો

"લાટના દ્રોહી! ખબરદાર એક ડગલું ભર્યું તો. એને પકડો." કહી તેણે પોતાના અનુયાયીઓને પ્રચારણ કરી

કાકે માત્ર સંબોધન જ સાંભળ્યું તેના હાથમાં વિનાશકના ઉર્મિઓ રહી હતી. તેના મગજમાં પ્રલય મચતો ઝંઝાવાત ગાજવીજ કરતો હતો તેની કચવા-એલી લાગણીઓ કોઈ પણ પ્રકારે વ્યક્ત થવા તલપી રહી. તેણે દાંત કચકચાવ્યા—પાસે ઊભેલા એક સૈનિકના હાથમાંથી કડીઆળી ડાંગ ખુંચવી લીધી ને રેવાપાલ તેના તરફ ફરે તે પહેલાં—કે તેના અનુયાયી તેના હુકમનો અમલ કરે તે પહેલાં તેના માથા પર એક જોરથી ફટકો લગાવ્યો. કુહાડીના જોરથી ફટકો પડયો હોય જાણે ડાળ તૂટે તેવો કડાકો થયો. અને લાટના સ્વાતંત્ર્યનો પૂજક નિર્જીવ લાકડાની માફક ભોંય પર પડયો. લોકોમાં હાહાકાર થઈ રહ્યો.

"ચાંડાલ! મારી સ્ત્રીને મરવા દીધી—વચન નહીં રાખ્યું—ને તેના પૂરા અગ્નિસંસ્કાર પણ કરવા નથી દેતા?" કાકે મોટે અવાજે કહ્યું એની ફાટેલી ત્રાડ ભૂખ્યા સિંહના જેવી ત્રાસદાયક હતી

લોકો ડરીને પાછા હટયા કાક તેમના તરફ ફરયો. "તમારા ભૃગુકચ્છનો શૃંગાર મંજરી—મરણમાં સુખે મરી ગઈ તેને અગ્નિસંસ્કાર કરવા દો પછી મારું જે કરવું હોય તે કરજો" કહી કાકે ડાંગ ફેંકી દીધી.

મણિભદ્રે મંજરીના શબનું મો ઉઘાડયું. અને ભેગા થએલા લોકોના અંતરમા ઉદ્વેગની ધ્રુજારી છૂટી જેણે પામેલા ઝાંખી દૂરથી ફેરી ભમી દેદીપ્યમાન ને સરસ્વતીના અવતારરૂપી સરકારી દુર્ગપાલની પત્નીને જોઈ હતી, અને દરેકને તેને માટે માન હતું તેનું તેજ તેનું રૂપ, તેનું યૌવન ને તેની વિદ્વત્તા સ્મરણો પરથી તેને મરેલી માનવી અશક્ય હતું, અને જ્યાં તેના શબને ત્યાં પડેલું જોઈ લોકો લાટના સ્વાતંત્ર્યનો વિગ્રહ ભૂલી ગયા, મરેલા પડેલા રેવાપાલને વીસરી ગયા અને ખેદ અનુભવવા લાગ્યા કેટલાકોએ આંસુ લુછવા માંડયા, કેટલાક ડૂસકાં રોકી શકયા નહીં

કાક બેપરવા હતો તેણે થોડે દૂર ખાડીમા પાણી હતું ત્યા જઈ સ્નાન કર્યું ને ભીને લુગડે ફરીથી શબને દશાશ્વમેધતીર્થે લઈ જવા આવ્યો

લોકોએ માર્ગ આપ્યો અને શોક, બીક ને અનિશ્ચિતતાના વચ્ચે ડોલાતા કાકની પાછળ સ્મશાને ગયા

એક વૃદ્ધ વણિક આઘેથી, અડધી મીંચેલી આંખે આ બનાવ જોતો હતો. તેણે કાકને દીઠો, રેવાપાલને પડેલો જોયો, મરેલી મંજરીને જોઈ, અને લોકોની લાગણી જોઈ તેણે હૃદય

પર પડેલો આઘાત આઘોં કર્યો. તે સમજ્યો કે લાટનું સ્વાતંત્ર્ય પુરુ થઇ ગયું. તેણે વિચાર કર્યો આ તક ગુમાવવા જેવી નહોતી. પાસે ઉભેલા ઘોડા પર તે સવાર થયો ને ભૃગુકચ્છના કોટના દરવાજા તરફ ગયો. દીધેલા દરવાજાની બહાર સોમેશ્વર ને વાહડનું લશ્કર આવી લાગ્યું હતું, અને ઘેરો ઘાલવાની તજવીજ કરતું હતું.

ડોસાએ દરવાનને દરવાજો ઉઘાડવાનું કહ્યું.

"કેમ ?"

"મને ઓળખતો નથી? હું તેજપાલ નગરશેઠ, ગાંડા! રેવાપાલ મારો દીકરો મુઓ. ગઢમાંથી માણસ લઇ કાક આવ્યો છે, બહાર પટ્ટણી સૈન્ય આવ્યું છે. શું મરવા બારણાં બંધ રાખે છે?" દરવાન સમજ્યો. મુત્સદ્દી તેજપાલને બધા ઓળખાતા હતા. તેણે દરવાજો ઉઘાડ્યો.

તેજપાલ નગરશેઠે પટ્ટણી સૈન્યના સેનાપતિને શોધી કાઢ્યો; અને સોમેશ્વરને જોઇ રેવાપાલ ને મંજરીની મરણની હકીકત કહી. શોકગ્રસ્ત સોમેશ્વર ને વાગ્ભટ લશ્કર લઇ ગામમાં પેઠા; અને થોડાંક માણસોને ગામ કબ્જે કરવાનુ સોંપી લશ્કર સાથે દશાશ્વમેધ ગયા.

ચિતા ભડભડ બળતી હતી. હાથમાં વાંસ લઇ ચિતા અસ્કોરતો ભયંકર કાક સ્થિર નયને અગ્નિની જ્વાલમાં મરેલી પ્રિયતમાનું મુખ દર્શન કરી રહ્યો હતો.

સોમેશ્વરે હથીઆર ફેંકી દીધાં ને પાસે આવ્યો ને ચિતા સામે અશ્રુપૂર્ણ નયને જોઇ રહ્યો.

વાગ્ભટે ત્યાં બેઠેલા એક સાધુને આંબડ મહેતાની ખબર પુછી. મણિભદ્રે તેને એક ભોંય પર ઉધું ઘાલી પડેલા માણસ તરફ આંગળી કરી. વાગ્ભટ ત્યાં ગયો. ગંદાં કપડાં ને નિસ્તેજ શરીરવાળા ધ્રુસકાં ભરતા નિરાધાર પ્રાણિને તેના મોઝલા ભાઇ તરીકે ઓળખતાં તેને વાર લાગી.

"ભાઇ!" વાગ્ભટે તેને બોલાવ્યો.

રડી રડી સુજેલું મુખ આંબડે ઉંચું કર્યું ને આંસુભરી આંખે જોઇ રહ્યો.

"કોણ વાહડ?"

"ભાઇ! આશું?"

"વાહડ! આખરે એ નજ જીવ્યાં" નીસાસો મુકતાં આંબડે કહ્યું. વાગ્ભટ એકદમ ન સમજ્યો.

"કોણ—"

"મારી દેવી—મારી મા."

વાગ્ભટે ધાર્યું કે તેના ભાઇનું મગજ ખસી ગયું હતું.

ચિતા બળી રહી. આગ હોલવાઇ અસ્થિઓનું રેવાજીમાં વિસર્જન થયું અને એક અક્ષર બોલ્યા વગર કે એક આંસુ પાડ્યા વિના કાક બધા જોડે સ્મશાનેથી પાછો આવ્યો.

ગામમાં વાત પ્રસરી ગઇ હતી એટલે રસ્તે વિલાપ કરતી સ્ત્રીઓ સામે મળી. એક સ્ત્રી બે છોકરાં લઇ ઉભી હતી. છોકરીએ કાકને જોયો ને બુમ મારીઃ "બાપા!"

કાકે નજર ફેરવી. અને મહાશ્વેતા અને ચૌસરીને જોયાં. તે કુદ્યો ને એક ફલંગ મારી છોકરાંને લઇ છાતીએ ચાંપ્યાં. નિર્દોષ છોકરાં બાપ મળ્યે હસતાં હતાં.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૫૫૭]

# કુમળું ફૂલ

---


લેખક.

રા. દયાશંકર મ. ભટ્ટ

ચિત્રકાર

રા. રવિશંકર પંડિત.


---



માંદગીને બીછાને

"ના…થ. પ્રભુ!" એક સોળ સત્તર વર્ષની બાળા મહા પ્રયત્ને બોલી.

જયા આજે ત્રણ માસથી માંદગીને બીછાને હતી. તેના ખીલતા યૌવનમાં તે કરમાવા લાગી. પથારીમાં તેનું હાડપિંજર અને તેની માત્ર બે ટમટમતી રહેલી આંખો મીંચાઇ જાય તો પારખવું એ મુશ્કેલ હતું. દિવસે દિવસે તેની માંદગી વધતી હતી. દવા દારૂ નિષ્ફળ નીવડતાં હતાં. છેલ્લા ચાર પાંચ દિવસથી તેની અવસ્થા વધતી હતી. તેનો જીવન દીપક આજ બુઝાય કાલ બુઝાય તેમ ઝબકારા મારતો હતો.

"જયા! જયું! આમ શું કરે છે? અરુ લગીર બહાર ગયો છે, હમણાં આવશે. જો, તારે માટે દવા ફળ વગેરે લેવા ગયો છે. તે અહીં તારી પાસે જ પડ્યો પાથર્યો રહે તો પછી તે કોણ કરે?"

"હું! વહાલા ગયા છે? પ્રભો!" જયાએ સાશ્ચર્ય પ્રભુનો પાડ માન્યો, તેના મુખ પર સંતોષ અને સ્મિત ફરક્યાં.

"જયા! પાણી પાઉં. ને આ અમૃતની દવા છે તે પી જાઓ." અરવિંદે વ્હાલા સ્નેહે દવા આપવા માંડી.

"અરવિંદ દવા. એ .બાપા! હાશ, હવે તો હું વહેલી સારી થઇશ." તેણે દવા પીતાં પીતાં આશાનાં કિરણ ફેંક્યાં.

"અરે પ્રભો!" અરવિંદથી અજાણ્યે બબડી જવાયું. તેણે એક ઊંડો નિશ્વાસ નાખ્યો ને તે વિચારમાં પડ્યો અને જયાને માથે તેના વાળની લટમાં આંગળીઓ રમાડવા લાગ્યો.

"અરવિંદ, લગીર બારણું ન દેજો? ને હમણાં તે આવશે. સહેજ મોડું પણ થાને લગીર રૂપાળાં હોઇએ તો એમને એ ગમીએ." જયાએ અરવિંદને જણાવ્યું. ઠીક સ્મૃતિ થતાં થોડા દિવસ પાછા ખસ્યા અને કાળા અંધકારમાં કેટલાંક ચિત્રો જોઇ તે ડરી, આમતેમ જોઇ, "અરવિંદ!" કહી તેને જોરથી બાઝી પડી.

વિચારવશ અરવિંદ ઝબક્યો. જાગ્યો. સ્વસ્થ થયો અને "કેમ જયા—શું છે?" પાની

રહે. છાની રહે...શાને રડે છે?" મેં ન સમજાયાથી પુછ્યું.

તે નીચો નમ્યો. જયાને બરડે તેણે હાથ ફેરવ્યો. તેનું મોઢું ઉંચું કર્યું અને ધીમેથી ધીરજ આપતાં તેના માથા અને મોં પર હાથ ફેરવવા લાગ્યો.

"જયા, જયા—આમ શું કરે છે? તું તો સારી થઇ જઇશ. રડ નહીં. જો અરુ આવે અને તને આમ જુએ તો તેને કેટલું લાગે?"

"અરવિંદ...હેં હું સારી થઇશ? હા, એ મને આમ રડતી જુએ તો બોલાવેએ નહીં ખરું ને. લે ત્યારે નહીં રડુ." પતિ પાછળ પ્રાણ ઓવારતી આર્ય લલનાના અપ્રતિમ ભાવે તેણે કહ્યું.

જયા મરણથી નહોતી ડરતી, જીવન તેને ખારું હતું. પણ આખરે ખારું મટી મીઠું થશે એમ તેને લાગતું. તેને તેના શરીર કે આત્માની ઓછી પડી હતી. તેના મૃત્યુ પછી અરુણની સ્થિતિથી તે કાંપતી. તેના વિચારે મૃત્યુનેએ તેણે ચોભાવ્યું હોય એમ લાગતું.

૨.

અરુણ અને અરવિંદ બે બાલમિત્રો હતા. એકજ જ્ઞાતિના હતા. એકજ ગામના સાખ પાડોશી હતા.

અરુણની કૌટુમ્બિક સ્થિતિ પૈસે ટકે અને યશકીર્તિમાં સારી હોઇ પારણામાંથી તે ઝડપાયો હતો. તેનાજ જેટલી સુખી સ્થિતિના કુટુંબની એક કન્યા સાથે તેનાં વાગ્દાન અને અંતે લગ્ન પણ થયાં હતાં.

અરુણ ભાવનાશીલ હતો. તેણે વાંચ્યું હતું. ગગનચુંબિત આદર્શોમાં તે રમતો. સ્થુલ પ્રેમનો તે પ્રેમી નહતો. તેના કાવ્યમય જીવનને કાવ્ય સૃષ્ટિની સ્નેહાળ સુંદરી જોઇતી હતી. કાલિદાસ તેને કંઠસ્થ હતો. પણ ભવભૂતિને તે ભુલી જતો.

અરુણને આ માબાપે પસંદ કરી આપેલી પ્રિયા પ્રિય નહતી. તેની માન્યતા થઇ પડી હતી કે શરીર લગ્નથી જોડાએલી સ્ત્રી સ્નેહ લગ્ન ન સાચવી શકે. અને જયા તેના આદર્શને અનુસરે કે કેમ તે વીશેની શંકાએ પ્રથમ મિલન પહેલાંજ ઘર ઘાલ્યું.

અરવિંદની સ્થિતિ પહેલાં સારી હતી. પરંતુ પિતાને કેંક વહેપારમાં ખોટ જવાથી તેઓ સાધારણ સ્થિતિમાં આવી ગયા હતા. અરવિંદનાં લગ્ન પણ અરુણ સાથે થઇ શકત પરંતુ સમજુ પિતાએ પોતાના લહાવા લેવા તરતાં આવેડે તે પહેલાં પુત્રની કોટે ગાળીયું ઘાલી સંસાર સાગરમાં ધકેલી મુકવો યોગ્ય ન લાગ્યો.

અરવિંદ અરુણને અનુસરતો: તે તેની ઉચ્ચાભિલાષાઓ, મહત્વાકાંક્ષાઓ જાણતો અને તે અણસર્જી ન રહે તે માટે પોતાથી બનતા સર્વ પ્રયત્નો કરતો. સુખમાં કે દુ:ખમાં તે તેની સાથે ઉભો રહેવા તૈયાર હતો. તે અરુણની હૃદયવ્યથા સમજતો અને તેને દૂર કરવા સર્વ બળ અજમાવતો.

બંનેએ કોલેજનો અભ્યાસ પૂર્ણ કર્યો અને ગુજરાત કેળવણી મંડળમાં શિક્ષકનો પવિત્ર સેવાધર્મ સ્વીકાર્યો. શિક્ષણ વિષયમાં પારંગત થવા અનુભવ મેળવવા થોડો સમય મુંબાઇ રહેવા લાગ્યા.

અરવિંદ અરુણને જયાને સાથે રહેવા બોલાવવા ખુબ આગ્રહ કરતો, વાદવિવાદ કરતો. તેણે તેને યોગ્ય બનાવવાની જવાબદારી લીધી. અરુણે મિત્રને, માત પિતાને

સુખી કરવા આખરે જયાને તેડાવી, અને ગૃહસ્થાશ્રમ શરુ કર્યો—ન કર્યા જેવો.

જયાના પિતાને એક પુત્ર અને એક પુત્રી હતાં. પુત્રને ભણાવતા, કેળવતા પણ પુત્રી પારકા ઘરની થાપણ તેને કેળવણી શી? તેને અભ્યાસ શા? કપડાં ધોતાં આવડે, રસોઇ રાંધતાં આવડે અને બહુ થાય તો કાગળ પત્ર વાંચી શકે એટલી કેળવણી બહુ થઇ. પૈસાદારની પુત્રીને તો આ ન આવડે તોએ ચાલે. તેને તો સહેજ—નામનું—ગાતાં આવડે, લગીર ગીટપીટ કરીને વાતો કરતાં આવડે એટલે બહુ થયું. પણ જયાની સ્વાભાવિક આદ્ય બુદ્ધિ ઉદય હોઇ ગણાતી ગૃહકેળવણી ઉપરાંત તેણે થોડોઘણો અભ્યાસ પણ વધાર્યો હતો.



બહાર કચરો કાઢતી

તે સુંદર હતી, સંસ્કારી હતી. માત્ર તે સંસ્કાર અને શક્તિઓ અણવિકસિત રહેતાં હતાં.

અરવિંદે તેને નાની જોઇ હતી. તે સમયે બને નિર્દોષ હતાં. કુમારી જયાને જોઇ હતી પણ ન જોયા જેવી; કિશોરી જયા જોઇ પણ તેના આદર્શોની આંધી ચડી આવી, નિત્યને નિત્ય જોએલી—ન જોયા જેવી જોએલી—જયામાં તેને રમણીયતા ન લાગી.

## ૩

જયા મુંબાઇ આવી. માતાએ આપેલી ગૃહકેળવણીનો ઉપયોગ તેણે શરૂ કર્યો. ગૃહ સ્વચ્છ રહે, વાસણ ચળકે, પુસ્તકો કપડાં યોગ્ય સ્થાને ગોઠવાએલાં રહે પણ અરવિંદનું ધ્યાન તે પ્રતિ નહોતું. તેને તો તે માત્ર એક સાધારણ ચીજ લાગતી. તેની ક્રિયાઓ પુસ્તકના પાનામાં શોધતો.

જયા પહેલાં સમજી — સ્વાભાવિક શરમ આડે આવે છે. દિવસો ગયા, માસ ગયા પણ તેના વર્તનમાં વિશેષતા ન જણાઇ. તે સમજી — એનામાં કંઇ દોષ હશે. તે તેની નજરે ગમવા યત્નો કરતી અને નવી રીતિએ વર્તવા લાગી.

અરવિંદ આ બધું જોતો અને હસતો. જયાને સમજાવતો વચ્ચે તો, અને તેની રસવૃત્તિ દિવસે દિવસે ખીલાવતો. અરવિંદનું ધ્યાન વારે વારે જયાના કાર્ય તરફ, તેના અભ્યાસ તરફ, તેની ખીલતી રસિકતા પ્રતિ દોરાતો પણ તેનું મૂળ કહેતું નહીં.

આખરે જયા પતિની અપ્રીતિનું કારણ સમજી, મૂંઝાઇ. અરવિંદ ઉપર તેને સ્નેહ

હતો. પતિના મિત્ર પુરતો નહીં પણ માના જણ્યા ભાઇ સરખો. તે અરવિંદની આગળ ધ્રુસ્કે ધ્રુસ્કે રડી. ખુબ રડી. અરવિંદે તેને સમજાવી, પટાવી.

જયાની ચિંતા વધી. જીવન તેને નીરસ લાગવા માંડયું. ચિંતામાં જ્વર શરુ થયો. જ્વરમાંથી સ્ત્રીને સુલભ ક્ષયરોગ લાગુ પડયો. આજે તે માંદગીના બીજાને–મૃત્યુને આંગણે લાંઘતી હતી.

"જો અરુ! આજની ચહા કેવી મધુર થઇ છે? ગઇ કાલે તો તદ્દન બગડી ગઇ હતી. જાણે ઉકાળેલું સાકરીયા પાણી!" અરવિંદે અરુ આગળ જયાનાં ગુણગાન શરુ કર્યાં.

"ઠીક થઇ છે. ગઇ કાલની કૈં ખોટી ન હતી." અરુણે સ્વાભાવિક પક્ષપાત મિત્ર તરફ દાખવ્યો.

"આજે તો જયાએ કરી છે. ગઇ કાલે મેં કરી હતી." અરવિંદે બીજો પાસો નાખ્યો.

"અરવિંદ," વાત બદલતાં અરુણે કહ્યું, "અને તેં કે જોયુ? સાલું આએ કેટલું વિચિત્ર! જગન્નાથ પંડિત અને પાદશાહ ચોપાટ ખેલે; પાદશાહની પુત્રી પેલી લાવણ્યવતી લવંગિકા પિતાને અને કવિને પાવા પાણી લાવે. પણ પીવાનું પાણી તે કોઇ દિવસ ઘડે ઘડે આવ્યું સાંભળ્યુ છે? પાણી પાવા આવે ત્યારે પવાલું હોય બહુ થાય તો લોટો હોય પણ તેએ હાથમાં; માથે ન હોય. તેને બદલે તે—

> इयं सुस्तनी मस्तकन्यस्तकुंभा
> कुसुंभारुणं चारुचेलं वसाना।
> समस्तस्य लोकस्य चेतः प्रवृत्तिं
> गृहित्वा घटे न्यस्य यातीव भातिः॥

કેટલી બધી અસભ્યતા? માથે કુંભ મુકી તે સુસ્તની પાણી પાવા આવી."

જયાને આજે સહજ સારું હતું. તે ઉઠી કામકાજ કરતી હતી. તેનું ધ્યાન આ મિત્રોની શુષ્કતોમાં નહતું. તે બહાર કચરો કાઢતી હતી.

"અરે...અરુ! જગન્નાથના તે જમાના એ ગયા. આ તારીજ લવંગિકાની સભ્યતા સાચવને એટલે ઘણું થયું." અરવિંદે અકળાઇને વાત છેડી." આ લવંગિકા જશે તો પછી જગન્નાથ કોને ઉછંગે લેઇ ગંગાઘાટે બેસશે અને એ ગંગાનાં પાણી કોના પગ પખાળશે?

"અરવિંદ!" વચ્ચમાંજ અરુણ બોલી ઉઠયો; "જો તને કેટલી વખત કહું? આત્મા ઓળખે તે અર્ધાંગના અને તેન પારખે તે માત્ર પ્રમદાજ હોં! શું કરું? હૃદયના તાર એક તાર નથી થતા તેને?"

"પણ ભલા આદમી! તેં કે દી તાર તાણ્યા કે તુટી ગયા?..."

બંને એકાએક શાંત થયા. તેમને કાને અસ્પષ્ટ ઝીણો કલરવ અથડાયો.

એકાકી સારસી રે કે આગમાં હળી, સાહેલડી!

પાછો કૈં અવાજ બંધ થયો. માત્ર સાવરણીના લસરકાજ સંભળાયા.

"અને અરુ—"

શબ્દો અધુરાજ રહ્યા. વળી પાછો રણકાર થયો.

"પ્રેમની પંખીણી રે કે એની દીસે દુબી, સાહેલડી!"

અરવિંદે અરુણ સામે જોયું. અરુણથી અરવિંદ સામે જોઇ જવાયું. તારા મૈત્રક રચાયું ન રચાયું અને પાછો ધીમો આછો સ્વર સંભળાયો.

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૫૬૦ ]

# અગમ ધુન જાગી

લેખક

સ્વ. કમુબહેન દવે

અજબ કો ધુન જાગી, ધુન જાગી,
કોકિલ ટહુકે રસભર આણી, સખિ!
આતમન પ્રભાતી મેં જાણી,
અજબ કો ધુન જાગી, ધુન જાગી

આગણે જોઉં તો નચે મોરના સુર, સખિ!
આત્માનો નાથ મારો ઝુરે
અજબ કો ધુન જાગી ધુન જાગી

આશાની કોર્ય મેં તો સુનેરી ગુંથી, સખિ!
પથરાવી પ્રીતમની ઝળી,
અજબ કો ધુન જાગી, ધુન જાગી

સ્નેહજાપ માળી હું તો હળી ચડી, સખિ!
પ્રીતમને પ્રેમભર ભેટી,
અજબ કો ધુન જાગી, ધુન જાગી

માદક સારંગના ગીતધ્વનિ રેલ્યા સખિ!
હૈડાં હરખાવ્યાં હેલી,
અજબ કો ધુન જાગી, ધુન જાગી

શમણાં ઉગ્યાં સ્નેહભીનાં મીઠાં સખિ!
સાચી તેની જ્યોત પ્રકાશી,
અજબ કો ધુન જાગી, ધુન જાગી ૪





# ક્વોડ્રેંગ્યુલર ક્રીકેટ ટુર્નામેંટ અને ગુજરાતી હીંદુઓ

લેખક :

રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડયા.

સભ્ય, સાહિત્ય સંસદ્.

---

રમતગમત એ રાષ્ટ્રજીવનનું એક અગત્યનું અંગ છે અને રમતગમતોમાં ક્રીકેટ અદ્વિતીય સ્થાન ભોગવે છે. જામનગરના મહારાજા શ્રી રણજીતસિંહજીએ ક્રીકેટમાં વિસ્મયકારક કુશલતા દાખવી સુધરેલા જગતમાં ગુજરાતી હીંદુઓને એવી પ્રતિષ્ઠા અપાવી છે કે જેથી ગુજરાતી હીંદુઓ યોગ્ય અભિમાન રાખી શકે. મુંબાઇની સરકારની હાલની કારોબારી કાઉંસીલના સભાસદ રા. ચુનીલાલ વ્રજભુખણદાસ મહેતા એક વખતે મુંબાઇની હીંદુ ટીમના કેપ્ટન હતા અને ક્રીકેટના ક્ષેત્રમાં ગુજરાતી હીંદુઓને ગૌરવ અપાવવામાં તેમનો પણ હીસ્સો છે. છતાં વ્યક્તિગત અપવાદો બાતલ કરતાં એમ લાગ્યા વિના નથી રહેતું કે દક્ષિણી હીંદુઓના પ્રમાણમાં ગુજરાતી હીંદુઓ ક્રીકેટના ક્ષેત્રમાં ઓછી સંખ્યામાં આગળ પડતા નીવડ્યા છે. ગુજરાતનું ગૌરવ ચહાનાર સર્વ કોઇ ભાગ્યે ઇચ્છયા વગર રહેશે કે રમતગમતમાં સામાન્યતઃ અને ક્રીકેટમાં વિશેષતઃ ગુજરાતી હીંદુઓ મોટી સંખ્યામાં ભાગ લેતા થાય.

યુરોપીઅનો, પારસીઓ, હીંદુઓ અને મુસલમાનો એ ચાર કોમો વચ્ચે જે ક્વોડ્રેંગ્યુલર ક્રીકેટ ટુર્નામેંટ દરેક વર્ષે ડીસેંબરમાં રમાય છે તે મુંબાઇ ઇલાકાના વાર્ષિક સમારંભોમાં અગત્યનું સ્થાન ભોગવે છે અને હજારો પ્રેક્ષકો તે જોવા ઉત્સાહથી ઉભરાય છે. આ વર્ષની મેચો અપૂર્વ અને અચિંતિત આશ્ચર્યોથી ભરેલી હતી, અને ક્રીકેટની રમતમાં પુરુષાર્થ અને દૈવયોગ કેવા ચમત્કારો બતાવે છે તેના અજબ દૃષ્ટાંતરૂપ હતી.

હીંદુ ટીમમાં ગુજરાતી હીંદુઓ ત્રણ હતાઃ (૧) રા. ઓધવશંકર, (૨) રા. ગમજી અને (૩) રા. લક્ષ્મીદાસ જાઇ. ઓધવશંકરનું નામ ક્રીકેટના ક્ષેત્રમાં જાણીતું છે અને જો તેમને કાઠીઆવાડને બદલે મુંબાઇ જેવી જગ્યામાં રહેવાનું થતું હોત તો તે છે તે કરતાંએ વધારે જાણીતું હોત. આ વર્ષે બેટ્સમેન તરીકે તેઓ તદ્દન નિષ્ફલ નીવડ્યા હતા, બોલર તરીકે તેઓ સાધારણ સફલતા મેળવી શક્યા હતા અને ફીલ્ડીંગમાં તેઓએ પ્રમાણમાં ઠીક

શક્તિ બતાવી હતી, છતાં તેમની વૃદ્ધાવસ્થાને લીધે હોય કે ગમે તે કારણને લીધે હોય, પરંતુ એકંદરે તેઓ અસંતોષકારક નીવડ્યા હતા.

રામજીએ બોલર તરીકેની પોતાની પ્રતિષ્ઠા જાળવી રાખી હતી અને તેમની વેગવંતી બોલીંગથી સામા પક્ષના રમનારાઓ ત્રાસ પામતા દેખાતા. બેટીંગમાં રામજી જબ્બર ફટકા મારનાર તરીકે જાણીતા છે, અને તેમની તે શક્તિની સારી સાબીતી તેમણે હીંદુઓને ખરે અણીને વખતે છેલ્લી મુસલમાનો સાથેની મેચમાં ૭૦ રન કરીને આપી હતી. ધીરા અને સલામત રમનાર તરીકે તેઓ જાણીતા નથી, પરંતુ જેટલો વખત તેઓ રમે છે તેટલો વખત રમતમાં એક પ્રકારનું ચેતન પ્રેરાય છે, અને જ્યાં સંજોગોને લીધે તેમની સાહસિક પ્રકૃતિના પ્રમાણમાં તેઓ કાળજીથી અને સાવચેતીથી રમ્યા હતા અને તેઓ કદાચીત "સેંચરી"—સો—કરી જશે એવી આશા જન્મી હતી. તેઓની ફીલ્ડીંગ પણ ઠીક હતી. એકંદરે તેઓ ક્રીકેટની રમતના ત્રણે અંગોમાં સારી પ્રવીણતા બતાવી શક્યા હતા. હીંદુ ટીમમાં તેઓ એક અગત્યની વ્યક્તિ તરીકે પ્રતિષ્ઠિત છે. પોતાની પ્રતિષ્ઠા અને લોકપ્રિયતા તેઓ જાળવી રહ્યા હતા એટલુંજ નહીં, પરંતુ તેમાં વૃદ્ધિ કરી શક્યા હતા.

પરંતુ આ વર્ષની રમતમાં ખરેખર અને વધારેમાં વધારે માન તો રા. લક્ષ્મીદાસ જાય ખાટી જાય છે. મુસલમાનો અને હીંદુઓ વચ્ચેની છેલ્લી મેચની બીજી ઇનીંગ્ઝમાં માત્ર છટાદાર રમત રમીનેજ નહીં, પરંતુ ૧૫૬ રન કરીને તેમણે રંગ રાખ્યો હતો અને હીંદુઓને આખી ઇનીંગ્ઝના મારની નામોશી-માંથી બચાવ્યા હતા. કમનસીબે, એક વિશ્વાસપાત્ર અને સલામત બેટ્સમેન તરીકે તેઓ પ્રસિદ્ધ હોવા છતાં અને આ વર્ષે ખાસ



વિશ્વાસપાત્ર અને સલામત બેટ્સમેન

કરીને તેઓની બીજી મેચોની કારકીર્દી ઉજ્જ્વલ હોવા છતાં તેઓ અંગ્રેજો સાથેની મેચમાં અને ઇનીંગ્ઝમાં સારું રમી શક્યા ન હતા અને તેથી એવી શંકા થઇ હતી કે કદાચીત તેમને ઉપરની મેચ માટેની હીંદુ

ટીમમાં લેવામાં પણ નહીં આવે; પરંતુ તેમણે છેવટની મેચમાં બીજી ઇનીંગ્ઝમાં જે ચમત્કારઃ બતાવ્યો તેથી તેમણે પોતાની પસંદગીની યોગ્યતા પુરવાર કરી હતી. અંગ્રેજો સાથેની મેચમાં નાઇડુએ હીંદુઓમાંથી વધારેમાં વધારે રન કર્યાં હતા એટલુંજ નહીં, પરંતુ એવી વેગભરી અને ચૈતન્યભરી રમત બતાવી હતી કે જે નાઇડુજ બતાવી જાણે છે. અંગ્રેજો તરફથી હોબ્સીના રન ૨૦૦ થયા અને મુસલમાનો તરફથી વઝીરઅલીએ ૧૯૭ કર્યાં હતા, પરંતુ નાઇડુની ચમત્કારી રમત તે તો એમની પોતાનીજ. પરંતુ હીંદુઓ તરફથી કવોડ્રેંગ્યુલર ટુર્નામેંટમાં વધારેમાં વધારે વ્યક્તિગત સ્કોર કરવાનું માન રા. જાઇએ નાઇડુના હાથમાંથી ખુંચવી લીધું છે. જાઇ હજી તો ઉમરે નાના છે, અને વીલ્સન કૉલેજ-માં અભ્યાસ કરે છે. તેમની બેટ્સમેન તરીકે-ની રમત જેટલી છટાદાર છે તેટલીજ સલામત છે. નાઇડુના જેવી લીલા તો તેઓ નથી કરી શકતા, પરંતુ તેઓની રમવાની કલા ઉંચા પ્રકારની અને અનેકદેશી છે એમાં શંકા નથી. તેઓ જેમ જેમ ઉમરે મોટા થતા જાય તેમ તેમ વધારે ને વધારે સારા બેટ્સમેન અને ફીલ્ડર થાય અને ગુજરાતી હીંદુઓના ગારવમાં વૃદ્ધિ કરે એ શુભેચ્છા છે!



# ભારતવર્ષમાં ભાષાઓનો સવાલ*

લેખક :
ડા. એરચ જહાંગીર સોરાબજી તારાપોરવાળા,
બી એ, પીએચ ડી
સભ્ય, સાહિત્ય સંસદ

જ્યારે એક પ્રજામાં નવજીવન સ્ફુરે છે ત્યારે અનેક પ્રકારની ઐક્યનાનાં ચિન્હો પ્રજામાં પ્રગટી નીકળે છે, અને એવા ચિન્હોમાં ભાષાની ઐક્યતા મુખ્ય ગણી શકાય. પ્રાચીન સમયમાં પણ એજ ભાવ સ્પષ્ટ દેખાય છે પ્રાચીન પ્રજાઓમાં પોતાની ભાષા બોલી ન શકે એવી અન્ય પ્રજાઓની અવગણના થતી ગ્રીક લોકો અન્ય પ્રજાઓને "બાર્બેરોઇ" (Borbaroi) ને નામે ઓળખતા, એ નામનો અર્થ "બબડાટ કરનારા" અથવા "ન સમજ પડે તેવું બબડનારા" થાય છે સામાન્ય પ્રજાજીવનમાં ભાષા મુખ્ય સ્થાન ધરાવે છે. ભાષાની ઐક્યતા હોય તોજ પ્રજા પરસ્પર નિકટ સંબંધમાં આવી શકે, તોજ પ્રજા પોતાની ઐક્યતા સમજી તેમજ સાધી શકે.

પરંતુ આપણે આપણા ઉત્સાહને કારણે એમ પણ ન સમજવું કે પ્રજાની ઐક્યતા સાધવામાં ભાષા એક માત્ર સાધન છે ભારતવર્ષના આપણા કેટલાક 'શુભેચ્છકો'—જેઓ આપણું આ નવું ભારતવર્ષ જોવા રાજી નથી તેઓ—આપણને વારંવાર યાદ આપે છે કે 'ભારત એક કેમ થઇ શકે? તમારા દેશમાં તો સેંકડો ભાષાઓ બોલાય છે?' આ સવાલની લગાર ઊંડી તપાસ આપણે યોગ્ય સ્થાને કરીશું માત્ર આરંભમાં એક વાત મનમાં ઠસાવવી અગત્યની છે તે એ કે જોકે ભાષા ઐક્યતા સાધવાના સાધનો પૈકી એક મુખ્ય સાધન લેખાય, છતાંએ સર્વોપરિ ન મનાય અને એનું એકનું જ સાધન તો નજ લેખાય. પૂર્વકાળના મહાન સામ્રાજ્યો માત્ર ભાષાની ઐક્યતા પરજ રચાયાં નહતાં. "ભાષાભેદ હોય તો દેશભેદ પણ હોયજ" એવું સૂત્ર મહણું કરી શકાય નહ ...

---

* આ લેખ ઈ. સ. ૧૯૧૬ માં અંગ્રેજીમાં પ્રગટ થયો હતો. અને ગુજરાતી અનુવાદ લેખકે સ્વત લખી આપ્યો છે

તેથી ઉલટું સૂત્ર કે "ભાષાની ઐકયતાથી પ્રજાની ઐકયતા હોયજ" એ પણ ન સ્વીકારી શકાય. આપણા દેશનુંજ દષ્ટાંત લઇએ:

હીંદુ પ્રજામાં જે ધર્મની તેમજ આચાર–વિચાર ઇત્યાદિ સંસ્કારોની જે ઐકયતા છે તે ભાષાભેદને નહીં ગણકારતાં સમસ્ત હીંદુ પ્રજાને એક વ્યક્તિરુપે જોડે છે, એથી ઉલટું ઇંગ્લાંડ અને આયર્લંડની પ્રજાઓ એકજ ભાષા બોલે છે, છતાંએ તેઓનો પરસ્પર વિરોધ એવડો મોટો છે જે ભાષા તે દૂર કરવા કેવળ અશક્ત થઇ છે. એથી આપણે ઉપલાં બે સૂત્રો છોડી એક નવુંજ સૂત્ર સ્વીકારવું જોઇએ કે "પ્રજાજીવનની ઐકયતા સાધવા માટેના ઉપાયોમાં ભાષાને પણ કંઇક અગ્રસ્થાન મળવું જોઇએ." બીજાં સાધનો (ધર્મ, આચાર–વિચાર ઇત્યાદિ) જે ઐકયતા પ્રેરતાં હોય તો ભાષા એમને બહુજ સમર્થ ટેકો આપી શકે.

હાલના સમયમાં "India is a mere geographical expression" (ભારતવર્ષની ઐકયતા માત્ર ભૂગોલના પુસ્તકોનાંજ સાંપડે) એવાં સૂત્રનું ખંડન કરવાની અગત્ય નથી. જ્યારે આપણી પ્રજા અર્ધનિદ્રાની અવસ્થામાં પડી હતી ત્યારે એ સૂત્રમાં કંઇક સત્ય હતું; પણ મહાત્મા ગાંધીના યુગમાં તો આપણે એટલું તો શીખ્યા છીએ કે ગમે તેવાં પરિવર્તનો છતાંએ આ ભૂમિની બધી કહેવાતી "ભિન્ન ભિન્ન પ્રજાઓ" એકજ મુળમાથી નીકળી છે. વૃક્ષ બહુ મોટુ વધવાથી શાખાઓ એકમેકથી દૂર દૂર ફેલાઇ ગઇ છે, પણ મૂલ એકજ છે, અને પ્રત્યેક શાખા એકજ મૂલમાંથી પોતાનું પોષણ મેળવે છે. આ ઐકયતા કોઇ અસહકારી અથવા "હોમરુલર"ના મગજનો ધખારો નથી પણ ઇતિહાસે પુરવાર કરેલ સત્ય છે. જ્યારથી આર્ય પ્રજા પવિત્ર ભૂમિમાં આવી વસી ત્યારથી આર્ય સંસ્કાર-ઐકયતા આપણા દેશના સેંકડો હજારો વરસના ઇતિહાસમાં સ્પષ્ટ દેખાય છે. એજ ઐકય-ને કારણ આપણી પ્રજાની હસ્તી છે. એનો પ્રત્યક્ષ પુરાવો આપણા દેશમાં પાંચ સર્વોપરિ તીર્થ સ્થળો છે. ઉત્તરે કેદારનાથ, પૂર્વે પુરી, દક્ષિણે રામેશ્વરમ, પશ્ચિમે દ્વારકા અને મધ્યમાં કાશી, એ પાંચ પવિત્ર તીર્થો આ ભૂમિને ચાર ખુણે તથા મધ્યમાં ગોઠવાએલાં છે અને ઐકયતા સાધવામાં એ મુખ્ય ભાગ ભજવે છે. એ પાંચ સ્થળોમાં ભારત નિવાસીઓની ભિન્નતા તેમજ ઐકયતા પ્રત્યક્ષ દષ્ટિગોચર થાય છે.

ઉર્દુના જાણીતા કવિ શેખ (સર) મહમદ ઇકબાલે કહ્યું છે:

યુનાનો મીસ્રો રોમાં સબ મીટ ગયે જહાંસે
બાકી હય લેકીન અબતક નામો નીશાં હમારા;
કુછ બાત હય કે હસ્તી મીટતી નહીં હમારી
સદીયોં રહા હૈ દુશ્મન દૌરે ઝમાં હમારા.

સદીઓ સુધી "ઝમાનાનો દૌર" અમારો દુશ્મન રહ્યો છતાં અમારી હસ્તી રહી છે; જ્યારે આપણી ભારતભૂમિનાં સમકાલીન યુનાન, મીસ્ર, રોમનું નામ માત્ર રહ્યું છે. એમાં ઇશ્વરની કંઇક ગૂઢ "વાત" જણાય છે. હજી આપણી પ્રજાનું અસ્તિત્વ જળવાઇ રહ્યું છે એજ આપણી આશાઓને ફરી સજીવન કરે છે. અને અત્યારે જ્યારે દેશમાં નવજીવનની ઊર્મિઓ ચોતરફ ઉછળી રહી છે, ત્યારે આ ઐકયતાનું ખરું રહસ્ય સમજાવા માંડે છે. ઇશ્વરની સૃષ્ટિમાં આ પવિત્ર ભૂમિનું કાર્ય હજી પુરું થયું નથી. પૂર્વકાલમાં બ્રહ્મજ્ઞાન આજ દેશે જગતને આપ્યું હતું અને ભવિષ્યમાં પણ સમસ્ત સંસારના ધર્મગુરુ થવાનું

આજ દેશને નિર્માણ થએલું છે. આર્ય પ્રજા પૂર્વકાળમાં પૃથ્વી પર અગ્ર પ્રજા ગણાતી અને ફરી એકવાર એ પ્રજાને પોતાનું ઉચ્ચ પદ—મનુષ્ય માત્રના નેતા તરીકે—ગ્રહણ કરવું છે. આર્યજાતિના પુનરુદ્ધાર માટેજ, આ સદીઓના અંધકાર છતાં, હજારો વર્ષોના "જમાનાના ફેર" છતાં, આ પ્રજાને હજીએ ઇશ્વરે જીવિત રાખી છે. એ ઇશ્વર નિર્મિત કાર્ય આરંભવાનો સમય નિકટ આવ્યો છે અને આર્ય સંસ્કૃતિના નવા દિવસનો અરુણોદય થઇ રહ્યો છે. થોડાજ વખતમાં સૂર્ય પૂર્ણતેજમાં પ્રગટશે.

ઉપર જે ઉપમા આપી છે તે યોગ્યજ છે કેમકે છેલ્લા હજાર દોઢ હજાર વર્ષથી આ દેશ અંધકારમાં, જાણે સ્વપ્નાવસ્થામાં પડ્યો હતો. સાધારણ દૃષ્ટિએ પ્રજાના અનેક વિભાગ થએલા દેખાય છે અને પ્રત્યેક વિભાગની સંસ્કૃતિ તથા ઇતિહાસ નીરાળા જણાય છે. પણ એ બધા ભિન્નભિન્ન ખંડોમાં આર્ય સંસ્કૃતિની એકતા જળવાઇ રહેલી છે. જાણે જુદાજુદા રત્નોને સોનેરી તારમાં પરોવીને હાર બનાવેલો છે. એ હાર આપણી પરમ પૂજ્ય ભારત માતાને ગળામાં આરોપવો છે. પ્રત્યેક રત્ન શુદ્ધ જોઇએ અને એક ઝાંખું હોવાય નહીં. પ્રત્યેક રત્ન જુદું છે, પણ હાર તો એકજ છે, હારની રચના તો એકજ છે. એ જુદાંજુદાં રત્નો તે જુદાજુદા વિભાગોની સંસ્કૃતિ સમજો. એ સંસ્કૃતિ ભાષાદ્વારા પ્રતિબિંબિત થાય છે માટે આપણે આપણા વિષયની દૃષ્ટિથી એ રત્નોને ભાષાઓજ સમજીએ તો ખોટું ગણાશે નહીં. આપણા દેશનું નવજીવન શોભાવવા દરેક ભાષારત્નનું તેજ પૂરું પ્રકાશવું જોઇએ. રત્નની કીંમત માત્ર તેના પોતાના તેજ પરથી થતી નથી, પણ તે હારમાં કયું સ્થાન ધરાવે છે તે પરથી થાય છે એટલે આપણા દેશની દરેક ભાષાની ઉન્નતિ તરફ લક્ષ્ય આપતાં આખા ભારતની ઉન્નતિ ભુલાવી જોઇતી નથી. એક પ્રજા, એક દેશ હોય તો એક રાષ્ટ્રીય ભાષા પણ હોવીજ જોઇએ. એટલે આપણા વિષયની ચર્ચા બે ભાગમાં વહેંચાઇ જાય છે—૧ પ્રાંતિક (provincial) અને ૨. રાષ્ટ્રીય (national).

આપણી ઉન્નતિના પક્ષકારો તેમજ વિરોધિઓ જ્યારે આ દેશની ભાષાઓની ચર્ચા કરે છે ત્યારે તેમની સમ્મુખ જ એનો સવાલ થઇ જાય છે બધાના મનમાં એમ કે "આટલી બધી ભાષાઓ હોય તો દેશની એકતા કેમ સાધવી?" આપણે એ સવાલ ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ તપાસીએ

ભાષાશાસ્ત્રમાં "ભાષા" (Language) અને 'બોલી' (Dialect) એ બેમાં ભેદ ગણવામાં આવે છે આપણામાં કહેવત છે કે "બાર ગાઉએ બોલી બદલાય" અને એ કહેવત તદ્દન ખરી ગણાય, કારણ કે "બોલી" (Dialect) એજ પ્રમાણે દર ગામડાની જુદી હોઇ શકે. એ રીતે જો "બોલી" ને "ભાષા" બન્નેને ભેળી નાખી કરીએ તો પૃથ્વીના કોઇ પણ દેશમાં અનેક ભાષાઓ ગણાય પણ ખરી રીતે "ભાષા" શબ્દનો અર્થ આપણે કૈંક સંકુચિત કરવો જોઇએ. આપણા વિષયની દૃષ્ટિએ આપણે "ભાષા"-માં બે વાત અવશ્ય જોવી જોઇએ એક તો સાહિત્ય વસ્તુ. આ અવશ્ય નજ ગણાય પણ આપણા આ વિષય માટે એની અગત્યતા સ્વીકારવી પડશે બીજી વાત એ જે અશિક્ષિત વર્ગને પરસ્પર જ્યાં લગણ સમજ પડી શકે ત્યાં લગણ "બોલી" ગણાય; ન સમજાય તો

જુદી "ભાષા" ગણાય. જેમકે કાઠીઆવાડનો કોઇ ગામડીઓ સુરત, યા ભરુચ અથવા નડીઆદના ગામડીઆની વાત કેટલેક અંશે સમજી શકે તેથી એ બધી એકજ "ભાષા"ની "બોલીઓ" ગણાવી જોઇએ. પરંતુ એજ કાઠીઆવાડી ગામડીઓ પુના અથવા નાસીકના ગામડીઆની વાત જરાએ સમજી ન શકે કારણ એ જુદી "ભાષા" ની "બોલીઓ' છે. આ રીતે "બોલી" તથા "ભાષા" નો જે ફેર દેખાડયો છે તે સાધારણ માણસને સમજમાં આવે તેવો છે પણ એ વીશે વિવિધ પ્રકારના મત હોય છે એ તો કબુલ કરવું જ જોઇએ. એ રીતે જો આપણે સમજીએ તો હીંદુસ્તાનમાં સાહિત્ય ધરાવનાર નીચલી ૧૭ ભાષાઓ ગણી શકાય.

આર્ય ભાષાઓ: ૧. આસામી; ૨. બંગાળી; ૩. ઉડીઆ; ૪. બીહારી; ૫. હીંદી; ૬. ઉર્દુ; ૭. વ્રજ; ૮. પંજાબી; ૯. સીંધી; ૧૦. રાજસ્થાની (અથવા મારવાડી): ૧૧. ગુજરાતી; ૧૨. મરાઠી; ૧૩. કાસ્મીરી.

દ્રાવીડી ભાષાઓ: ૧. તામીલ; ૨. તેલંગી; ૩. કનારી; ૪. મળયાલમ.

આપણા જેવા મોટા દેશ માટે એટલી ભાષા ઘણી નજ કહેવાય. એટલાજ વિસ્તારનો દુનીઆનો કોઇ પણ પ્રદેશ લઇએ તો એટલીજ અથવા એથી વધુ ભાષાઓ ગણી શકાય. યુરોપ ખંડમાં રુશીઆ છોડી દઇએ તો હીંદુસ્તાન જેટલો વિસ્તાર થાય. અને તેમાં નીચલી ૨૧ ભાષાઓ પ્રચલિત છે.

ઇંડો–યુરોપીય ગોત્રની: ૧. ઇંગ્લીશ; ૨. ડચ; ૩. ઉચ્ચ (High) જર્મન; ૪. ડેનીશ; ૫. સ્વીડીશ; ૬. ફ્રેંચ; ૭.ઈટાલીઅન; ૯. સ્પેનીશ; ૧૦. પોર્ટુગીઝ; ૧૧. રુમાનયન; ૧૨. પોલીશ; ૧૩. સર્વીઅન; ૧૪. બલ્ગેરીઅન; ૧૫. ચેખ (અથવા બોહીમીઅન); ૧૬. ગ્રીક; ૧૭ આઈરીશ ૧૮. વેલ્શ.

બીજા ગોત્રની: ૧. ટર્કીશ; ૨. હંગેરીઅન; ૩. ફીનીશ.

એમાં નાની ભાષાઓ (જેવી કે, લીથુએન્યન, નીચ–જર્મન (Low-German); સ્કોચ, ઇત્યાદિ) જે પણ સારું સાહિત્ય ધરાવે છે તે તો ગણી નથી. યુરોપમાં એ બોલીઓ ગણો તો ઇંગ્લાંડમાંજ ૫૦ ઉપર બોલીઓ ગણી શકાય. માત્ર લંડન શહેરમાંજ ઓછામાં ઓછી પાંચ–છ બોલીઓ બોલાતી હશે.

આવડા મોટા વિસ્તારમાં એકજ ભાષા હોઇ શકેજ નહીં. પણ સંસ્કૃતિ એક હોય ઇતિહાસ એક હોય; ભાવના એક હોય; લક્ષ્ય એક હોય. અને આપણા દેશમાં એ બધી પ્રકારની ઐક્યતા જડે છે અને ભાષાઓ ભિન્ન હોવા છતાંએ તે પણ આપણા દેશની ઐક્યતાનું એક સ્વરુપજ લેખી શકાય. કારણ આપણા દેશની આર્ય ભાષાઓમાં જે મેળ તથા સમાનતા છે તે બીજા કોઇ પણ દેશની ભાષાઓમાં જડશે નહીં. જેટલો ઘાડો સંબંધ આપણી આર્ય ભાષાઓ પરસ્પર ધરાવે છે તેટલો ઘાડો સંબંધ યુરોપની કોઇ પણ બે ભાષા વચ્ચે જડશે નહીં. ગુજરાતી જાણનાર બે માસમાં આપણા દેશની કોઇ પણ ભાષા શીખી શકે. આપણાં સાહિત્યમાં મીરાંનોજ દાખલો જુઓ–તે ગુજરાતી તેમજ રાજસ્થાની સાહિત્યમાં ઉચ્ચ સ્થાન ભોગવે છે. અને એ શીવાય એ ભાષાઓનાં સાહિત્ય તપાસો તો સઘળે એકજ આર્ય સંસ્કૃતિના પાયા પર રચાએલું સાહિત્ય મળશે. ટુંકમાં આપણી આર્ય ભાષાઓ ભિન્ન છતાંએ દેશના જુદાજુદા ભાગોને જોડે છે.

કદાચ કોઇ એમ પુછે જે "દ્રાવિડી ભાષાઓનું કેમ?" તે પણ આર્ય સંસ્કૃતિ માજ સમાઇ જશે. કેટલાક વર્ષ પર દેવનાગર નામે માસિક છપાતું હતું, તેમા આપણા દેશની દરેક ભાષામા લેખો છપાતા. માત્ર બધા વાચી શકે તેટલા કાજે દેવનાગરી (બાળબોધ) લીપીમાં છપાતા. તેમા દ્રાવિડી લેખોનુ તાત્પર્ય ભાષા ન જાણવા છતાએ ઘણીક વાર સમજાતું, કારણકે એ ભાષાઓ પર સસ્કૃતની છાપ બહુજ ઉંડી પડી છે વળી આપણે એ પણ જોઇએ છીએ જે આપણા દેશમા મોટા શહેરો મા ઘણે ભાગે બે ભાષાઓ સાધારણ પ્રચલિત છે જેમકે મુબઇમા ગુજરાતી ને મરાઠી, મદ્રાસમા તામીલ ને તેલંગી, કલકત્તામા બગાળી ને હીંદી.

ત્યારે એ ભાષાઓને ખીલવવી અને તેમની ઉન્નતિના માર્ગ શોધવા એ આપણુ પ્રથમ કર્તવ્ય છે એ માટે સૌથી પહેલા માતૃભાષાની સેવા થવી જોઇએ

દરેક સુશિક્ષિત ભારતવાસીએ પોતાની માતૃભાષાનો ઉંડો અભ્યાસ કરેલો હોવો જોઇએ. દુર્ભાગ્યે આપણા દેશમા હજીએ ઘણાક ખરા છે જેમને પોતાની માતૃ ભાષા જરાએ આવડતી નથી એટલુજ નહીં પણ તે ન જાણવાનો તેમને ગર્વ રહે છે વર્ષો સુધી આપણે (આ લેખકના સમકાલીન ભાઇઓએ) અગ્રેજીનો અભ્યાસ કર્યો, તેને અગે આપણને અગ્રેજીમા લખવુ બોલવુ સુગમ થઇ પડ્યું છે પણ તેથી એમ ન જાણવુ જે માતૃભાષા દ્વારા કૈં નજ થઇ શકે મને એકાદ બે વાર એક અદ્ભુત દૃશ્ય નજરે પડ્યુ હતુ તે એ કે બે ગુજરાતી ભાષાના પ્રોફેસરો પરસ્પર અગ્રેજીમા વાતો ચલાવતા હતા. આ બાબતમા આપણા બગાળી ભાઇઓ આપણાથી ઘણા ચઢે છે તેઓ પોતાની માતૃભાષામાં બોલવાને કદી ચુકતા નથી, અને તેઓ માને છે કે મનુષ્યના હૃદયનો કોઇ પણ ભાવ એવો ન હોય જે માતૃ ભાષા દ્વારા પ્રકાશ ન પામી શકે, માતૃ ભાષાની સેવા એ આપણુ પ્રથમ કર્તવ્ય છે માત્ર પ્રાથમિકજ નહીં પણ ઉચ્ચ શિક્ષણ પણ માતૃભાષા દ્વારાજ હોય એવુ બધા દેશભક્તોના હૃદયમા વસવું જોઇએ આજના જમાનાના નવાં નવા શાસ્ત્રો જેવા કે આરોગ્ય શાસ્ત્ર Hhygiene) અર્થશાસ્ત્ર Politics and Economics) ઇત્યાદિ માતૃભાષા દ્વારા કેમ થાય તે બાબે કેટલાકના મનને સદેહ હોય, પણ આપણા દેશમા શુ સંસ્કૃત ફારસી, અરબી જાણનારા વિદ્વાનોનો એટલો તોટો છે જે તેઓ એ શાસ્ત્રોને બધ બેસતા શબ્દો શોધી ન શકે? એ શાસ્ત્રો શુ આ વીસમી સદીમાજ નીકળ્યા છે ને આપણા વડવાઓ એ બધાથી કેવળ અજ્ઞાનજ હતા? અને એમ પણ હોય તોએ આપણને બને ત્યા સુધી આપણા સ્વદેશી શબ્દો બનાવતા કેટલી વાર?

ત્યારે એટલુ તો ખુલાસાથી કહેવુ જોઇએ જે કેટલાક વિજ્ઞાનના શબ્દો સર્વ દેશમા પ્રચલિત છે તેવા શબ્દોનો અનુવાદ કરવો ઠીક પડે નહીં જેમકે રસાયણમા Oxygen, Nitrogen, Chlorine એજ રૂપમા રહે તો હરકત નહીં પણ Gold નો સોનુ" Iron એટલે "લોઢું" એ મુજબ અનુવાદ થવો જોઇએ ટુકમા એજ જે અનુવાદ એવો જોઇએ કે સાધારણ માણસ ઝટ સમજી શકે જેમકે Hydrogen gas નો અનુવાદ "ઉદ્જનક વાયુ" કરીએ તો સમજાતા તેમજ

યાદ રાખતાં કેંક વિલંબ થાય. તેજ મુજબ હેડમાસ્તરને ઠેકાણે "પ્રથમાધ્યક્ષ" કરવું માત્ર પાંડિત્ય દેખાડવુંજ ગણાય.* સામાન્ય લોકોને શિક્ષણ મળે અને તેથી ઝટ સમજી શકાય એવી ભાષામાં વિજ્ઞાનના બધા વિષયો લખાવા જોઇએ. અને એવા લેખોમાં લખનાર કરતાં વાંચનારનું હિત આગળ પડતું લેખાવું જોઇએ.

માતૃભાષાની ખરી ખુબીઓ બીજી ભાષા સાથે તુલના થવાથીજ માલમ પડે માટે માતૃભાષાનું શિક્ષણ "તુલનાત્મક" હોવુંજ જોઇએ. એમ કર્યાથી આ દેશની ભાષાઓમાં પણ જે ઐકયતા છે તે વધુ સ્પષ્ટ થશે અને દેશની ઐકયતા સાધવાને માતૃભાષાનો ઉંડો અભ્યાસ બહુજ ઉત્તમ સાધન થઇ પડશે. માતૃભાષા શીખ્યાથી એક બીજો મોટો ફાયદો થાય છે તે એ કે આપણું સ્વમાન ને આપણા દેશ પ્રત્યે પ્રીતિ વધે છે. નરસિંહ મહેતા, ભાલણ, અખો અને પ્રેમાનંદ આપણી ભાષા બોલતા હતા એજ જાણવે આપણું હૈયું કેટલું ઉંચે આવે છે! માટે માતૃભાષાની સેવા તે દેશસેવાનું પહેલું પગલું.

હવે આપણે હીંદ માટેની રાષ્ટ્રિયભાષા કયી થાય તે પ્રશ્નની ચર્ચા કરીએ. આ સંબંધે યાદ રાખવું જે એ રાષ્ટ્રિયભાષા માતૃભાષાના સ્થાને નહીં, પણ આ દેશના પ્રત્યેક પ્રાંતો વચ્ચે વ્યવહારના સાધાનરુપ બીજી ભાષા તરીકે ગણાવી જોઇએ. બહુજ નિકટના ભવિષ્યમાં આપણો દેશ પોતાનું પુરાતન ઉચ્ચ સ્થાન આર્ય પ્રજાઓના શિરોમણિ થઈ ફરી એક વાર ગ્રહણ કરશે. તે સમયે આ નવ્ય ભારતની ઐકયતાના બાહ્ય સ્વરુપ જેવી એક ભાષા પણ જોઇશેજ. એ પરથી એમ અનુમાન તો નજ નીકળે કે પ્રત્યેક ભારતવાસી બે ભાષા જાણતો અને બોલતો થશે. આપણી અસંખ્ય વસ્તી માટે આ બનવું અશકયજ ગણાય. છતાંએ એમ તો આપણને જરુરજ સ્વીકારવું જોઇએ કે પ્રત્યેક પ્રાંતના નેતાગણ રાષ્ટ્રિય જીવન કાજે, રાષ્ટ્રિય પ્રગતિમાં પરસ્પર સહાનુભૂતિ કે વિરોધ દર્શાવવા માટે એકજ સામાન્ય ભાષાનો ઉપયોગ કરશે. એ ભાષા આપણા દેશનીજ ભાષાઓ પૈકી એક હોવીજ જોઇએ, કારણકે રાષ્ટ્રીય ભાષા એવી જોઇએ જેનાં મૂલ આપણીજ ભૂમિમાં ગૂઢ રહેલાં હોય તથા જેમાં આપણા હૃદયની સર્વ ભાવનાઓ, આપણી સંસ્કૃતિ, આપણો ધર્મ, જરાએ અચકયા વિના પ્રકટ કરી શકીએ.

એજ કારણથી અંગ્રેજી ભાષા એ સ્થાન ગ્રહણ કરી શકે નહીં. યદ્યપિ આપણે એ પણ કબુલ રાખીએ જે આ દેશની હાલની સઘળી ભાષાઓ કરતાં અંગ્રેજી ભાષા ઘણી આગળ વધેલી છે, એનું સાહિત્ય આપણી બધી ભાષાઓનાં સાહિત્યો સાથે મળે તે કરતાંએ ઘણું વિશાલ છે, તોપણ એ બધું છતાંએ, અંગ્રેજી ભાષામાં આપણા મનના ભાવો આપણા હૃદયની ઉચ્ચ ભાવના અને આપણાં વાંછનાઓ સ્પષ્ટ અને સચોટરુપે પ્રગટ કરી શકાય નહીં. તેનું એકજ કારણ છે. તે એ જે અંગ્રેજી ભાષાનું મુલ ભારતભૂમિમાં નથી. એનો વિકાસ આ પુણ્ય ભૂમિમાં થયો નથી. એથી એ ગમે તેવી ઉચ્ચ સ્થાને

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૫૬૩ ]

* આજ કારણથી ઘણાક સારા સાક્ષરોનાં લખાણો બહુજ થોડાઓ વાંચી તથા સમજી શકે છે. આપણા ગુજરાતી વાંચનારાઓ મોટે ભાગે "પારસી સાહિત્ય" વાંચે છે તેનું પણ આજ કારણ છે. અસ્તુ—એ જુદોજ વિષય છે.




લેખક

રા. નરસિંહરાવ ભોળાનાથ

બી. એ., સી. એસ.

ગોવર્ધનભાઈ વિશે શું લખું? જે કંઈ લખવાનું હતું તે અન્ય પ્રસંગે લખી ચૂક્યો છું.

એક ભોળો અને વિદ્યાવ્યાસંગવાળો રસોઈયો હતો. તેની રસોઈના મ્હેં એકવાર વખાણ કરતે કહ્યું, "રસોઈ સારી થઈ છે" એટલે એ બોલ્યો: "તેમાં મ્હારું કશું નથી. રસ તો બધી સામગ્રીમાં ઈશ્વરનો મૂકેલો હોય છે. હું તો માત્ર ફેરફાર કરું છું." મ્હેં કહ્યું: "ફેરફાર સારો થયો છે" આ દૃષ્ટાન્ત સર્વાંશે નહિં, પણ અલ્પાંશે આજના પ્રસંગને લાગૂ પાડું! બધી સામગ્રી ઉપસ્થિત થઈ જ ગઈ છે, તેમાં માત્ર ફેરફાર કરીને વાચક આગળ હું રજૂ કરીશ. એ રસોઇયો ભ્હેરો હતો: 'ફેરફાર સારો થયો છે'—એ વાક્ય તેણે સાંભળ્યું નહોતું. મ્હારા આ લેખ વિશે પણ 'ફેરફાર સારો થયો છે' કે 'નઠારો થયો છે' જે કહેશે તે સમ્બન્ધે હું પણ ભ્હેરો જ થઈશ. મ્હારો જૂનો લેખ વાંચ્યો હશે, તાન્ પ્રતિ નૈષ યત્ન—અને એ લોકોમાંના કેટલાકની અપ્રસન્નતા મ્હને કૌમુદીસ્નાન કરાવશે તે પણ હું જાણું છું છતાં મ્હેં સાહસ આદર્યું.

સમય ઈ. સ. ૧૮૭૬, જાન્યુઆરી માસ. સ્થળ—બીનાબાગ, મનસુખરામ સૂર્યરામના મકાનનો ઓટલો,—હું ઊભો છું. નવા તાજા બી. એ. થા પાસ થયેલા પાંચ ૭ મિત્રોનું મંડળ. તેમાં એક તેજસ્વી મુખમુદ્રાવાળી, ઉત્સાહના જોસથી ચાલતી, મૂર્તિ—તે ગોવર્ધનભાઈ, બીનાબાગના પાછલા મકાનમાં મિત્રોના 'કલબ' તરફ જતા હતા. હું કુતૂહલ, માન, અને કાંઈક સ્મૃતિના આકર્ષણથી એ દેખાવ જોઈ રહ્યો—એમ આ પ્રથમ દર્શન, સ્નેહયુક્ત આદરનું બીજ આમ વવાયું.

પછી, મનસુખરામભાઈને ઘેર ગોવર્ધનભાઈ તો રહેતા જ હતા, અને હું અતિથિ હતો એટલે સંપર્ક વધારે નિકટ થયો જ. બીજો પ્રસંગઃ એ સ્થળે મોરબીના એડમિનિસ્ટ્રેટર શંભુપ્રસાદ લક્ષ્મીલાલ નામે મનસુખરામભાઈને મળવા આવ્યા. એ ગણિતમાં બહુ કુશળ હતા. ગોવર્ધનભાઈને તથા મ્હને ગણિતનો એક દાખલો ગણવા આપ્યો. બંનેએ ગણ્યો, ઉત્તર ઘણો જ કઢંગી રકમવાળો આવતો હતો; છતાં સનિયમ ગણતરી કરીને, નિયમના શાશ્વત સત્ય ઉપર શ્રદ્ધા રાખનારા મ્હારા મનને સંશય ના ઊપજ્યો; મ્હેં તે ઉત્તર લખીને આપ્યો. ગોવર્ધનભાઈની મનની ઘટના અન્વેષણ માટે જુદા પ્રકારનો માર્ગ આદરનારી, તેથી એ ખંચાયા; હાવી કઢંગી રકમ તે આવે? અસંભવિત જણાતા અપૂર્ણાંક વળી એ ઉત્તરને વક્રરૂપ આપતા હતા. 'શું હોવું જોઈયે?' એ સ્વેચ્છાથી માની લીધેલી ભાવનાને વશ ગોવર્ધનરામ; એટલે હેમને સંશય જ રહ્યો. નિયમો ગણિતના પળાય પછી આમ? હેમને વિશે એમ જ, ભાવના અનાધાર માની લીધેલી ત્હેના ઉપર અશ્રદ્ધા હેમને ના આવી. ગોવર્ધનભાઈની ભાવિપ્રવૃત્તિયોનું સ્વરૂપ આ બીજમાં હું જોઉંછું.

સ્થળઃ યુનિવર્સિટીનો કોનવોકેશન હોલ, સમય ૧૮૭૯ નો ફેબ્રુઆરી (જાણ્યામાં); હું ઊંચેની ગૅલેરીમાં વિદ્યાર્થીઓના ટોળામાં ઊભો ઊભો નીચે ભેગા થયેલા મુંબાઈના પ્રતિષ્ઠિત મંડળને કુતૂહલથી જોઉંછું. થોડી વારે યુનિવર્સિટીની પદવીનું માન નવીન લેવા માટેના ઉમેદવારો, તાજા પાસ થયેલા, સેનેટના મેમ્બરો વગેરેની પલટનને રૂપાની ચોબ પકડીને દોરનાર આસિસ્ટંટ રજિસ્ટ્રારના નેતૃત્વ પાછળ ચાલતા સરગસમાં બબ્બેનાં જોડકાં આવેછે, ત્હેમાં ગોવર્ધનભાઈની મૂર્તિને આનંદથી ઓળખી કાઢુંછું. બાળક તનસુખભાઈ જે'ને 'કોનવોશેકન' કહેતા હતા, તે ખેલ થઈ રહ્યો; ગોવર્ધનભાઈ એ નાટકમાં ઉત્સાહપૂર્ણ નાટકપાત્રોમાંના એક મ્હેં દીઠા. આ દર્શન હજી મુકુરમાં પ્રતિબિમ્બિત છે.

સમય ઈ. સ. ૧૮૮૧-૮૨ ની આસપાસનો; ગોવર્ધનભાઈ ભાવનગરમાં, હું મુંબાઈ, અમદાવાદમાં. હું તે વખતે કાવ્યરચના નવી જ કરવા લાગ્યો હતો. 'મેઘ' અને 'ચંદા' એ કાવ્યો ગોવર્ધનભાઈયે વાંચ્યાં. મ્હારા મિત્ર વરજરાય સંતોકરાય દેસાઈ પણ ભાવનગર હાઇ સ્કુલમાં શિક્ષક હતા; ગોવર્ધનભાઈને ઘેર જ રહેતા હતા;–મુંબાઈમાં હમારા અભ્યાસકાળમાં ગોવર્ધનભાઈને વરજભાઈનું ઓળખાણ થએલું ખરું. પણ આમ ભાવનગરમાં નિકટ પરિચય થયો. વરજભાઇયે મ્હને લખેલા કાગળ ભેગો ગોવર્ધનભાઈનો પત્ર આવ્યોઃ 'મેઘ' અને 'ચંદા'નાં વખાણ કર્યાં હતાં; અને કાવ્યો નામ વિના 'બુદ્ધિપ્રકાશ'માં પ્રગટ કરાવેલાં તેથી ગોવર્ધનભાઇયે એ પત્રમાં લખ્યુંઃ હું નહોતો જાણતો કે ત્હમે આમ છછુંદરની પેઠે ગુપ્ત રહીને ખોદતા હશો.

વરજભાઈ મ્હને આ પછી એક વાર મળ્યા ત્હારે મ્હારા એક બીજા કાવ્ય વિશે ગોવર્ધનભાઇની વૃત્તિની વાત હેમણે કહી. 'મધ્ય રાત્રિયે કોયલ' એ કાવ્ય પ્રગટ થયેલું ગોવર્ધનભાઇયે વાંચ્યું; બોલ્યાઃ "આ કાવ્યમાં તો કાંઇ વિશેષ ચમત્કાર નથી." ધ્યાન દઈને ફરી વાંચ્યું; વચમાંની એક

પંક્તિ પકડી; "અનિલ ધીરે ભરે પગલાં—પળે શાન્તિ રમે સહુ" એ પંક્તિમાં સારસ્ય લાગ્યું, અને ધુમસમાં ઢંકાયલી ચાંદની ધીમે ધીમે ધુમસ વેરાઈ જતાં દૃશ્યને સૌન્દર્યનો ઢોળ ચઢાવે તેમ સ્થિતિ થઈ સમગ્ર કાવ્યની કદર અંતે કરી. ગોવર્ધનભાઈના મનનું બંધારણ ગુણપરીક્ષામાં પણ સમગ્ર દર્શન કરતાં અવયવ દર્શન વધારે કરનારું હતું, હેનું જ આ ઉદાહરણ ગણીશું.

મ્હારી કાવ્યકૃતિઓને સમ્બન્ધે ગોવર્ધનભાઈના વચનોના બીજા બે પ્રસંગ યાદ આવેછે

'કુસુમમાળા' પ્રથમ પ્રગટ થઈ તે વખતે ગોવર્ધનભાઈને એક પ્રત ભેટ આપી, તે પ્રત કેટલાક વખત પછી મ્હેં દીઠી—હેમને ઘેર જ કે બીજે કહિં, તે યાદ નથી. હેમાં હાંસિયામાં છૂટક છૂટક વિચાર—એ કાવ્યો વિશે—હેમણે પેનસિલ વડે લખ્યા હતા એક યાદ આવેછે, 'અભિનન્દનાષ્ટક' કાવ્ય હેમને બહુ ગમ્યું હશે ઉપર ગોરી "Pathetic and Sublime." વત્સલતાના ધ્વનિ પ્રતિધ્વનિથી હેમના હૃદયમાં આ પ્રકારનો સમભાવ જાગ્યાનું બીજ હેમની જ કૃતિમાં હું જોઈ શકુંછું:

> "મનને મનનુંપણ બીજ હોઈ
> સચિતન્ય સ્વરૂપ અનુપ કોઈ.
>
> • • •
>
> તરછોડી રમા હઠી દૂર જેની,
> હર વહ્નિ કરી ખરી ત્હોય તેની
> દિન કૈંક ગયા, દિન કૈંક જશે,
> જશે તે ન જશો ન કદાપિ થશે"

હેવા કોમળ આવોદ્ગાર કરનારા હૃદયને પિતૃભક્તિ ને પ્રેમ પ્રગટતા 'અભિનન્દનાષ્ટક' સમભાવના તન્તુ ઉડીને કદરદાન બનાવે એ સંભવિત લાગેછે.

બીજો પ્રસંગ 'ફરી પરણી બાળ વિધવા' ('હૃદય વીણા' પૃ. ૧૩–૧૮) એ કાવ્યને સંબન્ધે હતો. ઈ. સ. ૧૮૯૦ ની નાતાલની રજામાં અમદાવાદમાં હમારા જૂના ઘરમાં—લાખા પટેલની પોળમાં—દીવાનખાનાની મેડીમાં ગોવર્ધનભાઈ, વરજભાઈ અને હું રાત્રે સૂતા હતા. કેટલાક વખત ઉપર રચેલું પાછલી રાત્રે ઉઠીને આન્હિક માટે તૈયાર કરેલું એ કાવ્ય વરજભાઈને તથા ગોવર્ધનભાઈને સ્હવારમાં મ્હેં વાંચી સંભળાવ્યું. ગોવર્ધનભાઈએ એ કાવ્ય વિશે આટલું જ કહ્યું "I see it is the talk between the unseen and the seen" પછી કહે "મ્હને નવાઈ લાગતી હતી કે પરોઢમાં ઉઠીને લખવા વાંચવા બેસવાની વિદ્યાર્થીની ટેવ હજી તમે છોડી નથી" (કાવ્યની નકલ કરતે હું ગણગણતો હતો તે ગોવર્ધનભાઈએ સાંભળેલું. લલિત ગુંજે. ન્હાનાલાલ કવિ કહેછે કવિતા કરતી વખતે કવિનો આત્મા ગુંજેછે,—તો આમ હું ગણગણું નહિ?)— કાવ્યનું ખરું સ્વરૂપ હેમણે પારખેલું કેમ નહિ હોય? હિંદુ વિધવાની દુર્દશાના પરિણામનો સંપર્ક હેમાં છે તેથી હશે? સામાજિક સુધારાની હિમાયત આલમ્બનરૂપે કર્યા છતાં, અન્દરખાનેથી તો "ગોવર્ધન વળી શુભ ફરી થઈ રહ્યાથી" એ વલ્લભ ભટના વચનમાં ખરી ગતિ પ્રગટ થઈ છે તેમ ગોવર્ધનભાઈને આ કાવ્ય ખરા સ્વરૂપે આકર્ષણ ના કરે એ સંભવિત લાગ્યું. 'કુસુમસુન્દરી'ને વૈધવ્ય પ્રાપ્ત થયા પછી સરસ્વતીચન્દ્રની સાથે મમારોગન ના

કરાવ્યું, આત્મલગ્ન તો રખાવ્યું જ,—એ સૂક્ષ્મ માનસશાસ્ત્રની અને હૃદયશાસ્ત્રની, ઊંચી ભાવનાઓને સ્પર્શ કરનારી સૃષ્ટિ જે કલાકારને હાથે ઘડાઈ તે, કલાકારને એ જ વૈધવ્યના જીવનનાં બીજાં સ્વરૂપોની કરુણ-દશાને પેલ સ્પર્શ ના કરી શક્યો અને 'કૃશી પડેલી બાળવિધવા'થી હેમના હૃદય ઉપર યોગ્ય છાપ પડી જણાઈ નહિં. આ વિરોધ નથી; માનવ વર્ગમાં અમુક ભાવનાઓથી અભિપ્રાયો કેમ રંગાયછે તે તત્ત્વનું દર્શન અને ચમત્કાર જ આ પ્રસંગે જોઉંછું.

મ્હારા મુંબાઈના અભ્યાસકાળના નિવાસ-સમયમાં ગોવર્ધનભાઈ મ્હને આઠે દહાડે એક વાર મળવા આવતા હતા. લલ્લુ ભગતનો માળો, હેમાં ત્રણ દાદરા ચઢીને ન્હાની સરખી બે ઓયડીઓ, એ ગૂંગળાવનારા વાતાવરણમાં, એ વાતાવરણ જાણે છે જ નહિં, જાણે વિશાળ આકાશ અને સમુદ્રનો કિનારો હેવી પરિસ્થિતિમાં છિયે એમ ગોવર્ધનભાઈનું વિશાળ હૃદય જ મ્હને અનુભવગોચર થતું હતું.—

ઈ. સ. ૧૮૮૨ પછી હમે મુંબાઈના સંપર્કથી છૂટા પડ્યા. ગોવર્ધનભાઈ ભાવનગરમાં હતા; મ્હારા મિત્ર વરજભાઈ હેમને ઘેર હતા. તે વખતે 'સ્નેહમુદ્રા' હસ્તલિખિત કાચા રૂપમાં હતી; હેમાંથી જુદા જુદા ભાગ વરજભાઈને ગોવર્ધનભાઇયે વાંચી સંભળાવેલા અને હેની દીપ્તિ અને ચમત્કૃતિની પ્રશંસા વરજભાઈ મ્હારી આગળ કરતા હતા; ત્હેવામાં જ ગોવર્ધનભાઈ હમારા અમદાવાદના શહેરની અંદરના મકાનમાં પ્હરણા રહેલા હતા. તે વખતે મ્હારા પિતા, બન્ધુ, વગેરેની આગળ એ 'સ્નેહમુદ્રા' માટે ઘડેલી પ્રસ્તાવનાનો મુસદ્દો વાંચી સંભળાવેલો યાદ આવેછે. એ પ્રસ્તાવના પ્રગટ થઈ નહિં; કારણ જાણે કેમ. હેમાં હ. હ. ધ્રુવની શૈલીને "તારાટપકીવાળી" એમ વિશેષણ આપેલું સાંભરેછે.

'સરસ્વતીચંદ્ર'નો પ્રથમ ભાગ હસ્તલિખિત રૂપમાં હતો; તે વખતે મ્હારા પિતા, બન્ધુ ભીમરાવ, વગેરેની આગળ હેની વસ્તુઘટના ગોવર્ધનભાઇયે સવિસ્તર સમઝાવી હતી. લાખા-પટેલની પોળમાં મ્હારા પિતામહ વખતનું ઘર, હેમાં દીવાનખાનાની મેડી—એ આ દૃશ્યનું સ્થળ. ગોવર્ધનભાઈ હેમની રસ ઉપજાવતી છતાં દીર્ઘસૂત્રીપણાથી કંટાળો પણ ઉપજાવતી પદ્ધતિથી એ વાર્તાની કથા કહેતા બેઠા છે; હમે સાંભળિયે છિયે; જેમની માગણીથી જ કથા શરૂ થઈ તે મ્હારા વડીલ બન્ધુ, ભીમરાવ, કાયમના દરદથી શિથિલ શરીર-પ્રકૃતિવાળા કંટાળીને ઊઠી જાયછે,—ગોવર્ધનભાઈના ધ્યાનમાં એ વાત છતાં સ્મિતમય મુખ અને સ્મિતમય હૃદયભાવ રાખીને વાર્તા કહેવાનું ચલાવ્યે જ જાયછે;—જાણતા નથી કે રોગથી મન્દ બનેલા ભીમરાવનો કંટાળો પ્રત્યક્ષ જણાયો તે હમારા ગૂઢ કંટાળાના પ્રતિનિધિ તરીકે જ જોવાનો હતો; આત્મનિમગ્ન ગોવર્ધનભાઈની વાણી અસ્ખલિત વહ્યા જ કરેછે. આ ચિત્ર પ્રત્યક્ષ કરૂંછું ત્હારે ભીમરાવ અને ગોવર્ધનરામ એ બે નિકટના મિત્રોનાં હૃદયોમાં પ્રવેશ કરી શકવાથી હું રમૂજની વૃત્તિથી જ જોઈ રહુંછું.

ભીમરાવની સાથેના મિત્રતાના સંબન્ધને પરિણામે ગોવર્ધનભાઈના સંબન્ધીઓમાં એક લગ્ન ફેલાયો હતો. ભીમરાવની પુત્રી જોડે વિધુર થયેલા ગોવર્ધનરામને લગ્ન સંબન્ધથી

જોડવાની સૂચના મનસુખરામભાઈએ પત્રદ્વારા કરી હતી. મ્હારા પિતાએ ઉત્તરમાં ના લખી હતી. આ વિશે ગોવર્ધનભાઈના સંબન્ધીઓએ એમ માન્યું કે "બંને પક્ષના અમુક અમુક માણસોની તો સમતિ હતી, છતાં, અમુક કારણોને લીધે, આ ગોઠવણ બન્નેને એક સરખી પ્રિય થઈ નહિ. અને વડનગરા—નાગરમાંના ગૃહસ્થ તથા વૈદિક એ બે વર્ગ વચ્ચેનો અન્તર ઘટાડવાનો આ પ્રયાસ નિષ્ફલ ગયો" ('શ્રીયુત ગોવર્ધનરામ' પૃષ્ઠ ૫૨). હું ખાતરીથી કહી શકું એમ છે કે હમારા પક્ષમાંથી એક પણ વ્યક્તિની સમતિ નહોતી. વસ્તુસ્થિતિ જુદી જ હતી, મ્હારા પિતાને પણ એ સંબન્ધ ઇષ્ટ નહોતો; અંગત વાંધો નહોતો, છતાં અન્ય કારણોથી વાંધો હતો. આ અંગે હમે ભીમરાવની પુત્રીની મશ્કરી કરતા—રમૂજ માટે જ—તે વખતે હેનો ઉત્તર તો એ જ હતો કે એ તો મ્હારા ગોવર્ધનકાકા થશે. ગોવર્ધનભાઈએ આ બનાવને પોતાના હમારા કુટુમ્બ જોડેના સહકાર સબન્ધને લગાર પણ કલુષિત કરનારો થવા દીધો નહોતો. *કાંઈ બન્યું જ નથી* એમ હેમનું વર્તન હતું.

ભીમરાવની કૃતિ-મેઘદૂતનું ભાષાન્તર—ગોવર્ધનભાઈએ કાચી વયની રચના હોવાથી દૂષણયુક્ત માની હતી. જ્હારે મ્હોએ ગોવર્ધનભાઈ કહેતા કે એ પ્રસિદ્ધ કરવા લાયક નથી એમ મ્હેં તો ભીમભાઈને સ્પષ્ટ કહેલું છે. આ હેમનો ખરા હૃદયથી બાંધેલો અભિપ્રાય હતો, પરન્તુ એ અભિપ્રાયના પરિણામે અન્ય પાત્રોના સંપર્કથી કેવાં અનિષ્ટ અને કટુતાવાહક થયાં તે વિચારવું તો આજ મૌન જ રાખ્યું. એ વિશે અન્ય પ્રસંગે હું લખી ચૂક્યો જ છું.

'સરસ્વતીચન્દ્ર' ભાગ ૧ લાની એક પ્રત કોરાં પાનાં વચમાં નખાવીને બંધાવેલી ગોવર્ધનભાઈએ મ્હને મોકલી, સૂચનાઓ, ટીકા, ઇત્યાદિ અંદર નોંધવાની માગણી કરી. મ્હેં કેટલીક સૂચનાઓ લખી પણ મોકલી. પણ અમલ થયો જણાયો નહિ 'ખોલી જવાયું' અથવા 'ખોવાઈ ગયું' એ પ્રયોગને બદલે 'ખોવાઈ જવાયું" એમ દ્વિગુણ શકયતાવાળા દૂષિત પ્રયોગ તરફ મ્હેં ધ્યાન ખેંચેલું વ્યર્થ ગયાનું સાંભરે છે. ('આગણી' ને બદલે 'આરણી' જેવા અશુદ્ધ પ્રયોગ માટે પણ 'વસન્ત'માં મ્હેં ચર્ચા કરેલી હેનો ઉત્તર પણ ગોવર્ધનભાઈએ થોડાક-મારૂ જ આપેલો તે યાદ આવ્યું તો ખેદ થાય છે કે ન્યાયતુલા સાચવનારા ગોવર્ધનભાઈ પણ તુલાની દાંડી અયોગ્ય રીતે નમાવતા હતા ખરા.)

આ તુલાની દાંડીમાં વિકૃતિ સંબન્ધી એકાદ ખેદજનક પ્રસંગ પણ ઉત્પન્ન થયો હતો. વ્રજભાઈ—ગોવર્ધનભાઈના ઘરમાં ઘરના માણસ જેટલા પરિચયથી ભાવનગરમાં રહેલા, ભળી ગયેલા, કાલક્રમે નડિઆદમાં ગોવર્ધનભાઈના જ ઘરમાં ભાડુત તરીકે પાછળ રહ્યા, તે પ્રસંગમાં ગોવર્ધનભાઈ જાતે હાજર નહિ. પણ બીજાઓના નિવેદનથી વ્રજભાઈના તરફની વાત સાંભળ્યા, પૂછ્યા વિના જ ગોવર્ધનભાઈએ એ શુદ્ધ હૃદય અને વર્તનના મિત્રનો ત્યાગ કર્યો તે હેવો કે હેમની જોડે બોલચાલ-વહેવાર પણ તજ્યો. આ ગ્લાનિજનક વાત આટલેથી જ અટકું છું.

ઈ. સ. ૧૮૮૮ થી ગુજરાતી જોડણીને સંબન્ધે મ્હેં જોરથી ચર્ચા ચલાવી હતી; ઉચ્ચારાનુસાર લેખનનો પક્ષ કરીને મ્હારાં

લખાણોમાં પ્રયોગ શરૂ કર્યો; ઘણાના મનમાં મ્હારી દલીલો ઊતરી અને એ પદ્ધતિ સ્વીકારવા લાગ્યા. આમ ચાલતે ચાલતે આઠ વર્ષ પછી ગોવર્ધનભાઇએ ઈ. સ. ૧૮૯૯ ના ઑક્ટોબરના 'સમાલોચક'માં પોતાની એક નવી જોડણીપદ્ધતિ રજૂ કરી. એ પદ્ધતિમાં ક્ષતિયો અને ન્યૂનાધિકતા જણાવાથી મ્હેં એ લેખ વિશે સવિસ્તર ચર્ચા 'જ્ઞાનસુધા' (ઑક્ટોબર, નૉવેમ્બર, ડીસેમ્બર ૧૮૯૯)માં પ્રસિદ્ધ કરી. તે ઉપરથી ખાનગી પત્રમાં મ્હને હેમણે લખ્યું: "સિંધ જેવા મુલકમાંથી આ ધૂમાડાના ગોટા ત્હમે ક્યહાંથી કાઢ્યા!"; અને આ યુદ્ધમાં પોતે હારશે તો પણ પુત્રાદિચ્છેત્ પરાભવમ્; એમ અસ્થાને મુરબ્બીપણું સ્વીકારનારું વચન લખ્યું હતું. હું રમૂજથી હસ્યો. પરંતુ મ્હારા લેખના પ્રત્યુત્તર લેખમાં તો ગોવર્ધનભાઈ જરાક ક્રોધને વશ થઈ જઈ એકબે અણઘટનાં વચનો લખી ગયા હતા. તેથી મ્હને એ બન્ધુવત્ મિત્રને વિશે મનમાં ગ્લાનિ થઈ. 'મ્લેચ્છનો સંસર્ગ' જેવા અસંબદ્ધ આરોપ, સાંકડી શેરીના ઉચ્ચાર કે હેવાં વચનોથી કેવળ અંગત આક્ષેપ, ઇત્યાદિથી એ લેખ કલંકિત થયો હતો. અસ્તુ.

પણ આ સંબન્ધમાં ગોવર્ધનભાઈના હૃદયમાં હેવો તો ગ્રહ બંધાઈ ગયો હતો કે, અમદાવાદમાં પ્રથમ સાહિત્યપરિષદ્ ભરવાની યોજના માટે રણજિતરામ અને એક બે મિત્રો હેમને મળવા ગયા, તે વખતે પ્રથમ પ્રશ્ન ગોવર્ધનભાઇયે આમ જ પૂછ્યો: "પરિષદ્‌માં શું કરશો?—જોડણીની ચર્ચા?" પરિષદ્ ભરાઈ તે વખતે જોડણી વિશે કાંઇ પણ વધારે પગલું ના લેવાય તે માટે પરિષદ્‌ના કાર્યસ્વરૂપમાં હેવી શરત મૂકી હતી કે કોઇ પણ વિષય ઉપર ઠરાવ રજૂ ના કરવા. આ સંબન્ધે હું પરિષદ્ માટે હુમસથી આવ્યો અને આ વાત જાણી, એટલે બેઠકને પ્રથમ દિવસેં જ આણંદશંકર મ્હારી જોડે શ્રોતામંડળમાં બેઠા હતા ત્હેમને મ્હેં કહ્યું—હું પ્લૅટ-ફૉર્મ ઉપર જઈને જોડણી સંબન્ધે કમિટી નીમવાનો ઠરાવ રજૂ કરવાનો અને જોઉંછું કે શું ત્હમે બધા કરોછો? Out of order મ્હને ઠરાવશો, તો હું મ્હને સૂઝતું કરીશ,–આ મ્હારી વૃત્તિની અદૃષ્ટ અસર થઈ, અને બીજી બેઠકમાં ઠરાવ રજૂ પ્રમુખે જ જાણ્યામાં કર્યો–કમિટી નીમવાનો.

એ પરિષદ્‌ને અંગે મિત્રમેળાપ થયો હતો; ફલાહાર, ચ્હા પાણી, સંગીત ઇત્યાદિ વિનોદોથી બે ત્રણ કલાક આનન્દમાં બધાએ ગાળ્યા. સંગીત સુન્દર ચાલતું હતું તે વખતે ગોવર્ધનભાઇયે જોડણીની ચર્ચાને અંગે કેટલીક શંકાઓ પૂછીઃ ચવર્ગના બે ઉચ્ચાર વિશે; મ્હેં સમાધાન થાય હેવા ઉત્તર આપ્યા. પરંતુ ઉચ્ચારણપરીક્ષા માટે શ્રવણશક્તિની તીવ્રતાને અભાવે એ સમઝ્યા નહિં. મ્હેં વધારે પ્રયત્ન પણ કર્યો નહિં. કેમકે તે જ વખતે મધુર સંગીત ચાલતું હતું તે સાંભળવાની મઝામાં ભંગ પડતો હતો; અને તેથી હું મનમાં કચવાયો પણ હતો.

સાહિત્યક્ષેત્રમાં મ્હારા બંડખોર વર્તનથી–નરસિંહરાવ અને હેમનાં તરુણ મિત્રોએ જોડણીની બાબતમાં બંડ ઊઠાવ્યું હેવો કાંઇક આરોપ ગોવર્ધનભાઈયે 'સમાલોચક'ના લેખમાં મુક્યો હતો, તેથી કહુંછું કે મ્હારા બંડખોર વર્તનથી—ગોવર્ધનભાઈને કાંઇક અરુચિ ઉત્પન્ન થઈ હશે. તેથી પરિષદ્‌ના

ઉપસંહાર વખતે કરેલા ભાષણમાં ગોવર્ધનભાઈએ એક નવી શોધથી મ્હને દાબી નાંખવાની આશા રાખી હશે કે કેમ તે પ્રભુ જાણે. પણ એ નવી શોધ હેમણે બહુ ચમત્કારરૂપે, અને શ્રોતાઓનું કુતૂહલ જરાક ટટળાવીને પ્રગટ કરી. એ નવી શોધ તે રા. કેશવલાલ ધ્રુવ ગોવર્ધનભાઈને મન એ નવી શોધ હતી, બાકી સાહિત્યરસિક વર્ગમાં તો કેશવલાલભાઈની કીર્તિ સ્થપાઈ ચૂકી હતી. અસ્તુ—પેલા સંગીતના મધુર ધ્વનિ તરફ પાછા વળિયે. સંગીતવિનોદવાળા મિત્રમેળાપને બીજે દિવસે પરિષદ્‌ની પૂર્ણાહુતિ કરતી વખતે ગોવર્ધનભાઈ બોલ્યા: આપણે ગઈ કાલે મિત્રમેળાપમાં બધા પરસ્પર મળી શક્યા નહોતા. તે વખતે તો આપણે ગાન તાનમાં અને—" (વચમાં હું બોલ્યો "ખાન-પાનમાં") વખત ગાળ્યો'તો'—ગાનતાન તે ગોવર્ધનભાઈના અનધિકારી શ્રવણને રસહીન ઘોંઘાટ જ હશે!— માટે, હેમણે સૂચવ્યું કે, આપણે વિખરાતા પ્હેલાં બધા એક બીજાને મળિયે તો સારું. આ સૂચનાનો અમલ જુદી જ રીતે થયો. બધા જઈ જઈને ગોવર્ધનભાઈ પ્રત્યે પુષ્પ-ઉપહાર—અક્ષરશઃ નહિં, પણ રૂપાદિરૂપે પુષ્પ-ઉપહાર—અર્પતા ગયા, અને કૃતકૃત્ય થઈને આવતા હતા. હમે કેટલાક તો ગોવર્ધનભાઈના અંગત મિત્રો જ હતા એટલે હમે તટસ્થ રહ્યા. આ દૃશ્ય ઉભયભાવ પ્રેરે એવું તો ન હોતું જ.

જોડણી કરતાં વધારે મહત્ત્વના બીજા વિષયમાં ગોવર્ધનભાઈ અને મ્હારી વચ્ચે દ્વન્દ્વયુદ્ધ થયું હતું. સામાજિક સુધારાના વિષયમાં "હિન્દુઓની સાંસારિક ભાવનાઓ" સમ્બન્ધે હેમણે અમદાવાદમાં ઈ. સ. ૧૯૦૨ના* જૂન કે જૂલાઈમાં સાહિત્યસભાને આશ્રે ભાષણ આપ્યું. ત્હેમાં રૂઢ સંસ્થાઓ—ઇષ્ટ અનિષ્ટ સર્વ સંસ્થાઓ—માટે દૃષ્ટાન્ત તર્ક વાપરીને બચાવ કર્યો હતો. એ જ સભાના તરણ ચાલકવર્ગમાંથી—રણજિતરામ અને બીજા એક મિત્ર—મ્હારી કને આવ્યા, અને ભાષણ માટે માગણી કરી. "Social Dynamics" ('સામાજિક ચલનશાસ્ત્ર') એ મથાળું લઈને મ્હેં ભાષણ કર્યું. અમ્બાલાલ સાકરલાલ પ્રમુખસ્થાને હતા. (ગોવર્ધનભાઈનામાં પણ એ જ પ્રમુખ હતા). અમ્બાલાલભાઈએ તુલનાનિર્ણય આપ્યો, મ્હારા વિચારોને હેમણે સ્વીકાર્ય ગણ્યા.

ઈ. સ. ૧૮૮૪માં હું ખેડા જિલ્લામાં પ્રથમ સરકારી અધિકારે ચઢ્યો તે વખતે અમદાવાદથી આણંદ મુકામે હું જતો હતો ત્યારે નડિયાદ સ્ટેશને ગોવર્ધનભાઈ કરમોડારીએ, સજ્જનો પણ, ધસડયા લગડાતા લંગડાતા આવ્યા અને 'ભોળાકાકા' એ આગ્રહથી મ્હને નિમન્ત્રણ દીધું હતું કહીને મ્હને જબરજસ્તી ઊતારીને મનસુખરામભાઈને ઘેર તેડી ગયા,—એ પ્રસંગ હું પાછળ કહી ગયો છું.† એ વખતના સ્નેહાર્દ ગોવર્ધનભાઈ પંદર વીસ વર્ષના ગાળામાં બદલાઈ ગયા હશે? આ યુદ્ધ પ્રસંગોથી એમ કોઈને લાગશે, પરંતુ એમ માનનારનો ભ્રમ તોડવાને હું કહીશ કે ગોવર્ધનભાઈને હેવો અન્યાય આપવો નહિં.

* સ્મરણમુકુર પૃષ્ઠ ૯ ('ગુજરાત' માઘ ૧૯૭૯ પૃષ્ઠ ૪૬૧) માં આ બનાવ માટે ઈ. સ. ૧૮૯૯-૦૦નો સમય આપ્યો છે તે સ્ખલન લાગે છે

† સ્મરણમુકુર-લેખાંક ૧૩ મો, પૃષ્ઠ ૨૬૭, કોલમ ૧ લો, પેરા ૧ લો જુવો. 'ગુજરાત', અધિક જ્યેષ્ઠ, ૧૯૭૯

તેમની હૃદયની જન્મસિદ્ધ ઉદારતાનાં પ્રમાણ મ્હને અનેક વાર મળ્યાં હતાં. એક જ પ્રસંગ નોંધું: ઈ. સ. ૧૯૦૫ના એપ્રિલ માસમાં ગોવર્ધનભાઈના ખાસ આગ્રહયુક્ત નિમંત્રણથી હું અમદાવાદથી નડીઆદ તેમને ઘેર ગયો, તેમના ઘરની પરસાળમાં હીંડોળામાં બેઠા દૂધિયું તેમણે બનાવરાવેલું હશે આગ્રહે પીધું. એ ભગિનીનાની આંખથી સ્નેહની વૃદ્ધિ થઈ, કાવિક નિશો ના થયો. પછી જુલાઈ માસમાં વળી તેમને ઘેર હું ગયો ત્યારે મ્હને ગોવર્ધનભાઈ કહે છે: "લોકોને આશ્ચર્ય લાગે છે કે આપણે બે જણ વચ્ચે કેટલીક બાબતોમાં મહત્ત્વનું અભિપ્રાય વિશે અન્તર હોવા છતાં બંનેની મિત્રતાને કશો આઘાત કેમ નથી થતો?"—ઉત્તર શો? — એ જ કે ગોવર્ધનભાઈના ઉગ્ર સૌજન્યથી લોકસંપ અખણ્ડ્યો જ હશે, અથવા ઝીણો પડદો આડે આવીને સત્યદૃષ્ટિ અદૃશ થઈ જતી હશે.

ગોવર્ધનભાઈની નડિયાદમાં ઉપર નોંધેલી મુલાકાતમાં અંતિમતાના ગૂઢ ભણકારા હતા: મ્હને તે વખતે ના સંભળાયા. હું રત્નાગિરિ નોકરી ઉપર પાછો ચઢ્યો—રજા પૂરી થતે, ને ત્યાં વીત્યાં ન વીત્યાં, અને

> નઠારા કાળ! ગયો મુજ લૈ'ય
> અમોલો મિત્ર બન્ધુસમ એક!
> તથાપિ આશ્વાસન એક છે,—રસિક આશ્વાસન:
> ઉજ્વલિત દીવો મહીં કંઈ હતો,
> હર્યો તે ન હરી ન કદાપિ જશે.



ને સાંભળેલા; નાનાભાઇ હરિદાસ જોડે ગોઠડી કરેલી; એમણે નવરોજજી ફરદુનજી અને દાદાભાઇ નવરોજજીને તેમની મધ્ય વયમાં પીછાણેલા; ફીરોજશાહ મહેતાની જ્વલંત કારકીર્દી જોએલી ને તટસ્થ રીતે નહીં પણ મદદનીશના ઉત્સાહથી. અને થોડાક મહીના પહેલાં સુધી આ લેખક સાથે રાજકીય ને ધારાશાસ્ત્રીય વિષય પર વાતચીત કરેલી. એમની હાજરીમાં સાઠ વર્ષનું ગુજરાત સમગ્ર રીતે સજીવન થતું; આપણા પૂર્વજો જોડેનો નિકટ સંબંધ સ્પષ્ટ થતો; અને ગુજરાત કેટલું આગળ વધતું જાય છે તેનો ખ્યાલ આવતો.

## 'ગુજરાતી કેસરી' અને 'કર્મભૂમિ'

આ બે સાપ્તાહિકોએ ગુજરાતી પત્રકાર જીવનમાં નવો ને આકર્ષક વધારો કર્યો છે. બંને બાહોશ તંત્રીઓની પ્રેરણાથી ચાલે છે અને જાહેર જીવન પર સારી છાપ પાડવાની આગાહી આપે છે. બંનેની અભિલાષા ક્ષણિક વિષય ચર્ચી સંતોષ માનવાની નથી પણ સાંસ્કારિક બલ થવાની છે. એ બંને પ્રયાસોને સફલતા ઇચ્છી અમે આવકારપૂર્વક અભિનંદન આપીએ છીએ.






## રા. નાનાલાલ—મહારક અને 'વિવેચક'


લેખક:

રા. વિજયરાય કલ્યાણરાય, બી. એ.

ઉપમંત્રી, સાહિત્યસંસદ


**સા**હિત્યમંથન: લેખક રા. નાનાલાલ દલપતરામ કવિ, પ્રકાશક: મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, અમદાવાદ. મૂલ્ય રૂ. ૧-૪-૦. ફુલપાંદડી: લેખક ને પ્રકાશક રા. પૃથુલાલ હ. શુક્લ, અમદાવાદ, મૂલ્ય રૂ. ૧-૦-૦ (રા. રમણભાઈના પ્રસ્તાવના તથા રા. નાનાલાલ કવિના ઉપોદ્‌ઘાત સાથે).

૧

હજુ તો ગયા વર્ષના પોષ મહીનામાંજ 'કેકારવની પુરવણી'ને અવલોકતા અમે રા. નાનાલાલ કવિ વિવેચક છે કે નહીં તેની તપાસ કરી હતી તે વાચકોને યાદ હશે. તે વખતે અમને લેશમાત્ર ખ્યાલ નહોતો કે કવિરાજની એજ દિશાની શક્તિની પરીક્ષા એક વરસના ટુંકા ગાળામાં ફરીથી કરવાનો પ્રસંગ આવશે. પણ, રા. કવિની સાહિત્ય 'વિવેચનાઓથી ભરપુર 'સાહિત્યમંથન'—જેની આતુર પ્રતીક્ષા આપણે તેમના નવા જયંતીવાળા ભાષણ પછી ખાસ જિજ્ઞાસાપૂર્વક કરી રહ્યા હતા તે આખરે પોતાનો દળદાર ગ્રંથ બહાર પડ્યો છે અલબત્ત, આપણા મહાકવિએ તો એક આદર કવિએ વિવેચકોને હૃદયપૂર્વક ધીક્કારવા જોઈએ એ જુના ભાવને અનુસરીને એ પુસ્તક વિવેચન માટે અમારી પર મોકલવાની કાળજી રાખી નથી. છતાં, એમના જેવા લબ્ધપ્રતિષ્ઠ લેખક જેનાથી ગુજરાતીઓ હજુ પણ ભાગ્યે સુજ્ઞ છે એવી કૃતિના ગુણાનુગુણની માહીતીથી 'ગુજરાત'ના વાચકોને વંચિત રાખવા એ અમને યોગ્ય લાગ્યું નથી—નથી જ. 'સાહિત્યમંથન' આપણી વિવેચનકલા પર મોટું અજવાળું પાડશે એ પણ અંતરની આશા તો નિષ્ફળ નીવડી છે, એમ સખેદ કહ્યા વિના ચાલતું નથી.

એ પુસ્તકમાંનાં લખાણોથી આપણે સૌ પરિચિત છીએ. પ્રેમાનંદ, નર્મદ ને નવલરામ, તેમજ વીસમી સદીના 'સાહિત્ય અને જૈન સાહિત્યપરિષદ્ વીશેનાં ટાંચણરૂપ ભાંગ્યાંતુટ્યાં ભાષણો; મીરાંને લગતા સાક્ષર જયંતીવાળા એમના ભાવોદ્રેકભર્યા ઉદ્‌ગારો; 'છંદ અને કવિતા' તથા 'ગુજરાતી કવિતા અને સંગીત' વીશેની એમની ભવ્ય ચર્ચાસ્પદ અશાસ્ત્રીયતાઓ; એમની પાંચ વધુ ઓછે અંશે પ્રખ્યાત પ્રસ્તાવનાઓ—'કલાપીનો વિરહ' 'લલિતનાં કાવ્યો', 'કેશવ હ. શેઠના રાસ' અને સ્વ. કનુબહેનની 'ગીતાંજલિ'ની તથા 'કેકારવ-ની પુરવણી'ની; અને ગુજરાતના કલાભંડારનું એમણે અજમાવેલું ઉદ્‌ઘાટનઃ આ ચૌદ રત્નો કર્તાએ સાહિત્યસાગરના મંથન બાદ મહીતલને વીશે પ્રકાશિત કર્યાં છે. અને ક્ષીરસાગરના મંથનમાં દૈવીઆસુરી ઉભય શક્તિઓની મદદ લેવાઇ હતી તેનું સ્મરણ આપે તેવું પણ કેટલુંક સાહિત્યક્ષીરના મંથનકારે તેમજ 'ફુલ પાંદડી' ના ઉપોદ્‌ઘાતકે સારવ્યું છે. હલાહલ અને રત્નરાશિનો સહયોગ મંથનના આદ્ય મહારથીઓએ પણ સહજ ને સુંદર ગણ્યો તો એમના છેલ્લામાં છેલ્લા અનુકરણકારે પણ તેને તેવોજ ગણવો પડે; ન ગણે તો મંથનપંથના પહેલાજ સૂત્રનો ભંગ થાય અને દેવો તેમજ દાનવોની દુઃસહ ખફગીના ભોગ થવાનો વખત આવે.

૨

આ ગ્રંથની પ્રસ્તાવનામાં વિવેચનના શીલસુફ તરીકે રા. કવિ રજુ થાય છે. તેમાં તેમણે પોતાની વ્યામોહક શૈલીમાં, વિવેચન કેવું હોવું જોઇએ તે સંબંધી કેટલાંક અલૌકિક સત્યો આગળ ધર્યાં છે; ગઇ બે ત્રણ સદીઓની અંગ્રેજી વિવેચનશૈલીઓની અધુરી ને ઉપલક સમજણ આપી છે અને નવલરામનો વિયોગ પોતાને કેટલો સાલે છે તેની પીછાન દુનીઆને કરાવવાની અધીરાઇમાં તેમણે રા. રમણભાઇ તથા રા. નરસિંહરાવનાં વિવેચનોને 'પક્ષવાદી' 'એકજ આંખે જોનાર' વગેરે પદોથી વધાવીને, પોતાનીજ વિવેચક તરીકેની કમતાકાતનો અચ્છો પુરાવો આપ્યો છે.

એ ઉતાવળા ને અલ્પવિચારી ઉભરાને સવિસ્તર ચર્ચાનું નામ આપવાની જરુર અમને લાગતી નથી; એટલુંજ કહીશું કે એ પ્રસ્તાવનામાં, બેત્રણ ઠેકાણે 'સાહિત્યમંથન'માં તથા રા. શુક્લની કૃતિના અજબ ને બેનીશાન અહંકારભર્યા ઉપોદ્‌ઘાતમાં જે નાનાલાલની ઓળખાણ પડે છે એ 'વસંતોત્સવ'વાળા અદ્‌ભુતરસિક કે 'જયા અને જયંત'વાળા પરમ ભાવનામુગ્ધ નાનાલાલ નથી. એમના આ નવા અવતારે આગળની ભવ્ય ઉજ્જવલતા ખોઇ છે; નિર્મલ રસિકતાને અળગી કરી છે; પહેલાંનાં અનુકરણીય શાંતિ-સંયમને પરાં કર્યાં છે; 'समत्वं योगमुच्यते' નું ઉચ્ચારણજ એટલી બધી વાર કર્યું છે કે તેના આચરણ માટેની વૃત્તિ ને શક્તિ ખોઇ નાખી છે; અને પોતાની સ્વભાવ-સિદ્ધ કલાત્મક સમતોલતાની જાણે ઉમળકાભેર હરરાજી બોલાવી છે. આ કથનો વાંચનારને અત્યુક્તિ ભરેલાં ન લાગે એટલા સારુ તેને રા. કવિની અવનવીન આક્રમણશૈલીના કેટલાક નમુના ઉપલાં બંને પુસ્તકમાંથી સાદર કરીશું. (૧) 'આપણા નરસિંહરાવો કે મોટાલાલોની પડદાછુપી કાવત્રાટોળકી;' (૨) 'પચીસ કુસુમમાળાઓ કે પચાસ ભણકારનાં રસ-સામગ્રી, કલાસુભગતા, શબ્દમાધુર્ય ને કાવ્ય-પ્રસાદ' પોતે ખોળી કાઢેલા નવીન લેખકની 'ફુલપાંદડી'માં છે; (૩) 'પ્રાચીનતાનો

જોઇને એમની કલ્પના જળી-સળગી ઉઠે છે અને એ મહાદીપકના પ્રકાશ ને પ્રતાપની જ્વાલાથી પેલી બીચારી અસલ કૃતિને ઝાંખી કે ભસ્મીભૂત કરે છે. જે પરમ શ્લાઘ્ય આત્મસંયમ બીજા કવિ વિવેચકો-ગેટે, કોલરીજ, આર્થર સાયમન, મી. યેટ્સ, મી. આલ્ફ્રેડ નોયસ, મી૦ જોન ડ્રીંકવૉટર-આચરી શકે છે તે ટાગોર કે નાનાલાલ નથી આચરી શકતા. કવિ જો ખરો વિવેચક બનવા ચાહે તો ઉપલા નમુનાના લેખકની કલ્પના ઉપરાંત સૂક્ષ્મ પૃથક્કરણ કરનારી તીક્ષ્ણ બુદ્ધિ-શક્તિ પણ તેનામાં હોવીજ જોઇએ. પણ જે મનોવૃત્તિ જરાજરામાં અગોચરતા ને અગમ્યતાની વાતો કરવા લાગે, જે 'કવિતામાં જોમ છે, ને કલ્પનામાં વેગ છે' એવાં સુવિદિત સાદાં સત્યોની પાર જવાને અશક્ત પુરવાર થઇ છે, જેને સાહિત્યકૃતિ તપાસતી વખતે હરહંમેશ વિજયભંડાર ને નવસમૃદ્ધિની, લાલિત્યપાટ ને રત્નપ્રાસાદોનીજ સ્વામાવસ્થા સહજ થઇ છે, તે સાહિત્યનું ઉંડું કે ઉપયોગી નિરૂપણ, અભ્યાસ, વિચારણા કે માર્ગદર્શન માટેનું નિરૂપણ કરવા અસમર્થ જ છે. એને હાથે મંથનજ થઇ શકે. અને ગુજરાતના અગ્રણી કવિએ તે કેવી કાબેલીઅતથી કર્યું છે તે ઉપલી ચર્ચા પરથી સ્પષ્ટ થશે.

૪

'ફુલપાંદડી' ના કર્તાથી 'ગુજરાત'ના વાંચકો અજાણ્યુ નથી. ગયાં બેત્રણ વરસમાં લેખો પુરા થાય ત્યાં તુરત નીચે, ઘણીએ વાર આ પાંદડીઓ ખરેલી એમની નજરે ચઢી છે. ઘણું કરીને એ લખાણોનું 'ફુલપાંદડી' એવું મથાળું પણ એ વખતે આ પત્ર તરફથીજ પહેલું યોજવામાં આવ્યું હતું.

આમ હોવાથી એ પુસ્તકમાંથી ઉતારા આપવાની જરુર જણાતી નથી. એટલુંજ કહીશું કે રા. પૃથુલાલ શુકલનું કાર્ય એમની ઉમ્મરના આજના ઘણા લેખકો કરતાં ઘણું ચઢીઆતું છે. એમનામાં સહજ રસવૃત્તિ અને સ્વયંભૂ ઊર્મિથી રચના કરવાની સર્ગશક્તિ છે. આર્ષદૃષ્ટિ (vision) હજુ વેધક નથી અને કલાકારને આવશ્યક વિશદતા, સંયમ ને સમતોલતાની ઓછપ હોવાથી કલાવિધાન પણ, અખંડ રસનિષ્પત્તિ થાય તેવું સમૃદ્ધ ને સુરેખ નથી. પુસ્તકને પાને પાને આ કથનોનાં ઉદાહરણો જડશે.

આથી, રા. નાનાલાલ કવિ જેને સિદ્ધિ તરીકે રજુ કરે છે તેને અમે આશારૂપેજ ગણીને, તેમને અનુમોદન આપીશું કે રા. શુકલ પરિપકવ વયે ગુજરાતને ચરણે ખરેખરો અને સર્વાંગ સંપૂર્ણ 'શકવતી રસગ્રંથ' ધરીને સાહિત્યના શાલિવાહનની મોંઘી ને માનવંતી પદવી વરવા અને એ રીતે રા. કવિના કોડ પુરવા સમર્થ થાય.

---

(૨)

લેખક:
રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી,
સભ્ય, સાહિત્ય સંસદ.

**ધમ્મપદ** (મૂલ. અનુવાદ, ટિપ્પણી, પ્રસ્તાવના વગેરે સાથે) અનુવાદકો: સ. ધર્માનંદ કોસમ્બી અને અ. રામનારાયણ વિ. પાઠક. પ્રકાશક: ગુજરાત પુરાતત્ત્વ મંદિર અમદાવાદ. મૂલ્ય રૂ. ૧-૦-૦.

રાજકારણમાં પણ ધર્મભાવના દાખલ કરવાના તથા અહિંસાત્મક અસહકારથી સ્વરાજ્ય મેળવવા ચાહનારા આ યુગમાં બૌદ્ધધર્મ અને જૈન ધર્મ તરફ આપણું વિશેષ ધ્યાન ખેંચાય એ તદ્દન સ્વાભાવિક છે. પણ ભૂતકાળમાં એ બન્ને ધર્મોનાં સાહિત્ય તરફ આપણે ઘણી અતિશય બેદરકારી બતાવી છે એટલે પહેલું કામ આ ધર્મોનાં મૂળ સાહિત્યને આપણી ભાષામાં ઉતારી પ્રજા આગળ મૂકવાનું છે.

ધમ્મપદ પ્રાચીન બૌદ્ધ સાહિત્યનો એક સુંદર ગ્રંથ છે. પ્રાચીન પાલી સાહિત્યમાં ધમ્મપદનું સ્થાન ક્યાં છે એ વિશે સંક્ષેપમાં પણ સરસ માહીતી પ્રસ્તાવનામાં અનુવાદકોએ આપી છે, અને બૌદ્ધ સાહિત્યનો પશ્ચિમ હીંદમાં તો ધર્માનંદ કોસંબીથી વધારે સારો અભ્યાસી કોઈ હોય એમ જાણવામાં નથી. વળી ધમ્મપદ કે બૌદ્ધ ધર્મના અનુયાયી ન હોય તેમને નકામો લાગે એવો ખાસ સાંપ્રદાયિક ગ્રંથ નથી પણ જેને સ્મૃતિઓ સામાન્ય ધર્મ કહે છે તેનો બોધ કરનારો સર્વ દેશકાળનાં મનુષ્યોને ઉપયોગી, ઘુંટી ઘુંટી, ટુંકા ટુંકા, સૌને સમજાય એવાં, છતાં વ્યવહાર આચારમાં ઉતારવામાં આવે તો અનંત કલ્યાણ સાધી આપે તેવા સરસ ધર્મવચનોના સંગ્રહરૂપ એક નાનો ગ્રંથ છે વિદ્વાન અનુવાદકો કહે છે તેમ ધમ્મપદમાં કેવળ બૌદ્ધ પંથનાજ નહીં પણ 'અનેક પંથોના શ્રમણ બ્રાહ્મણોની ઉક્તિઓનો સંગ્રહ" કરવામાં આવ્યો છે. આ બધી ઉક્તિઓ "અહિંસાત્મક ધ્યેયને પુષ્ટિ આપનારીજ છે કુશલ માળાકાર જુદીજુદી જાતના રંગોના ફુલોની ગુંથણીથી જેમ એક સરસ ગુચ્છ કે એકાદ સુંદર માળા બનાવે તેવી જાતનું આ ધમ્મપદ છે." એક સમયે હીંદુસ્થાનના અનેક પંથોમાં કેવી જાતનાં સખ્ય અને સહાનુભૂતિ હતાં" અને કેવા સુંદર વિચારોની આપલે એ વખતના દેશમાં સર્વત્ર તીર્થાટન કર્યા કરતા શ્રમણ બ્રાહ્મણોમાં થયા કરતી એનો આ સરસ નમુનો છે

મૂળ પાલી ગ્રંથની ઉત્કૃષ્ટ યોગ્યતા એટલી સુપ્રસિદ્ધ છે કે એ વીશે તો કશુંજ કહેવાનું નથી. પાલી ઉક્તિઓનો અનુવાદ સાદી ગુજરાતી ભાષામાં કરવામાં આવ્યો છે. અનુવાદની શુદ્ધિની ખાત્રી માટે તો ઉપરના બે નામજ બસ છે. છેવટ બે ટિપ્પણો આપ્યા છે, તે ગ્રંથનો અભ્યાસ કરવા ઇચ્છનારને ઉપયોગી થાય એવા છે

આ અનુપમ ગ્રંથનું સ્વરૂપ વર્ણનથી સમજાવી શકાય એવું નથી એટલે નીચે નમુના દાખલ થોડા સુંદર વચનો ઉતાર્યાં છે વધારે રસ પીવા ઇચ્છનારે પુસ્તકજ વારવાર વાંચવું.

હીંદુ મુસલમાન કજીઆટંટાથી ભરેલા હાલના વાતાવરણમાં નીચેનું વચન બેઉ કોમના અખબારનવેશો હૃદયમાં કોતરી રાખે તો ઐક્ય થાવું કેટલું સહેલું થઈ જાય !

अक्कोच्छिम अवधिम अजिनिम अहासिमे ।
ये त न उपनय्हन्ति वेरं तेसूपसम्मन्ति ॥ १ ॥ ४ ।

"મને ગાળ દીધી, મને માર્યો, મને જીતી ગયો, મારું હરી ગયો' એવી જાતની ગાંઠ વાળતા નથી તેમનું વેર શમે છે" (૪)

કારણ કે —

न हि वेरेन वेरानि सम्मन्तीध कुदाचनम् ।
अवेरेन च सम्मन्ति एस धम्मो सनातनो ॥ ५ ॥

"અહીંઆ કદી પણ વેરથી વેર શમતું નથી. અવેરથી (પ્રેમથી) શમે છે એ સનાતન ધર્મ છે" (૫)

બૌદ્ધ ધર્મ જેવા ધર્મપંથોએ આ દેશમાં

આળસુ, ખાંઇપીને પડયા રહેતા, પ્રમાદી બાવાઓને વર્ગ ઉભો કર્યો છે. એમ માનનારાઓએ 'ધમ્મપદનાં અપ્રમાદ વર્ગનાં વચનો વાંચવા જેવાં છે.

उट्ठानवतो सतिमतो सुचिकम्मस्स निसम्मकारिनो।
संयतस्स च धम्मप जीविनो अप्पमत्तस्स
यसोऽभि वड्ढति॥

"ઉત્થાનવાળા, સ્મૃતિવાળા, શુચિકર્મવાળા, વિચારીને કામ કરનારા, સંયમ રાખનારા, ધર્મથી આજીવિકા કરનારા, અપ્રમત્ત પુરુષનો યશ વધે છે." (૨-૪)

યશસ્વી થવા ઇચ્છનાર માણસ માટે બે હજાર વર્ષ પહેલાં ઉપદેશેલા આ ગુણો આજે પણ અવશ્ય સેવવા યોગ્ય છે. અરે, એ ગુણો વગર યશ દુર્લભ છે. (૨-૧)

વળી—

अप्पमादो अमतपदं पमादो मच्चुनोपदम्।
अप्पमत्ता न मीयन्ति ये पमत्ता यथामता॥

"અપ્રમાદ એ અમૃતનો માર્ગ છે પ્રમાદ એ મૃત્યુનો માર્ગ છે. અપ્રમત્ત પુરુષો મરતા નથી, પ્રમત્ત પુરુષો મુવા જેવાજ છે."

મહાભારતના સનત્સુજાતીય પર્વ (ઉદ્યોગ પર્વાંતર્ગત) માં આજ વિચાર નીચેના શબ્દોમાં કહ્યો છેઃ—

अप्रमादममृतत्वं ब्रवीमि प्रमादं वै मृत्युमहं ब्रवीमि

આ વિચાર પહેલો કોના ચિત્તમાં આવ્યો?

વળી—

प्रज्ञाप्रासादमारुह्य अशोच्यः शोचतो जनान्।
भूमिस्थानिव शैलस्थः सर्वान्प्राज्ञोऽनुपश्यति॥

"પ્રજ્ઞાપ્રાસાદ ઉપર ચઢીને પોતે શોક વિનાનો પ્રાજ્ઞ પુરુષ શોક વાળાં બધાં મનુષ્યોને, પર્વત ઉપર ઉભેલો ભૂમિ ઉપર ઉભેલાં બધાંને જુએ તેવી રીતે જુએ છે."

આ શ્લોક યોગ સાહિત્યમાં પ્રસિદ્ધ છે. (જુઓ પાતંજલયોગસૂત્ર ऋतं भरा तत्र प्रज्ञा એ સૂત્ર ઉપરનું વ્યાસભાષ્ય) એ સાથે 'ધમ્મપદનો નીચેનો દોઢીઓ શ્લોક સરખાવવા જેવો છેઃ—

पमादं अप्पमादेन यदानुदति पण्डितो पञ्ञापासाद
मारुय्ह असोको सोकिनिंपजं पब्बतट्ठो व भुम्मट्ठे
धीरो बाले अवेक्खति॥ २ ८

"પંડિત પુરુષ જ્યારે અપ્રમાદથી પ્રમાદને હાંકી કાઢે છે ત્યારે પ્રજ્ઞાપ્રાસાદ ઉપર ચઢીને" પછી ઉપર પ્રમાણેજ શબ્દો માત્ર સંસ્કૃત શ્લોકમાં जनान् છે તેને સ્થાને પાલીમાં पजं (प्रजां) છે, (સં.) प्राज्ञ ને બદલે धीर છે અને सर्वान् ને બદલે बाले (બાળકોને) છે.

આ બે શ્લોકમાં મૂલ પાઠ કયો હશે સંસ્કૃત કે પાલી એ પ્રશ્નનો પૂર્વગ્રહ વગરનો જવાબ કઠણ છે. સાધારણ રીતે વીચારતાં પાલી રૂપ પ્રાચીનતર જણાય છે.

૮૩ મા શ્લોકમાં न कामकामा પદ છે એ સાથે ગીતાનું એજ પદ સરખાવવા જેવું છે. મહાભારત અને પુરાણોના અનેક શ્લોકો ધમ્મપદનાં વચનો સાથે સરખાવવા જેવાં છે જે લોકગાથાઓના મહાસરોવરમાંથી બ્રાહ્મણ, બૌદ્ધ, જૈન, અને બીજા અનેક પંથોએ આવાં અમૂલ્ય રત્નો વીણી પોતાના સાહિત્યમાં વણી દીધાં છે તે સરોવર તો આજે સુકાઇ ગયું છે પણ એમાંથી નીકળેલું ડહોળાયા વગરનું, અદૂષિત, નાનું પણ સ્વચ્છ ઝરણું આ પદ ધમ્મપદ છે.

આવો સરસ ગ્રંથ આ યુગના અહિંસાના પયગંબર મહાત્મા ગાંધીજીને નીચેના સર્વથા ઉચિત શબ્દોમાં સમર્પિત થયો છે એ પણ યોગ્યનો યોગ્ય સ્થાને વિનિયોગ થયો છેઃ—
"બુદ્ધ ધાતાં બનાવવે પુરાણાં પદ ધર્મનાં, શોધ્યાં તે પૂજ્ય ગાંધીને ધમ્મપદ સમર્પીએ."

———•———

## મોહન–માયા

—o—

[ અનુસંધાન પૃષ્ઠ ૫૦૬ થી ]

[ અનુસંધાન પૃષ્ઠ ૫૦૬ થી ]

### મોહન

ફરવા તો નથી ગયો, પણ મારા શયન ગૃહના ઝરોખામાંથી વાડીમાં નજર કરી. શી અપૂર્વ વાડી આપે બનાવી છે!

### અંબાલાલ

નહીં રે સાહેબ! એ મારી બનાવટ નથી. આપના સમયથી ચાલી આવી છે. અને આપને તો તે સર્વાંગે પરિચિત હોવી જોઈએ. લોકો તો કહે છે કે સતમાણુ અને આપે મળી પ્રથમ રચના કરી હતી

### મોહન

[યાદ તો આવી. પણ વેળાસર સુધારે છે.] તે ખરું...પણ ઘણે કાળે પોતાના છોકરાંને પણ જોઈએ તોપણ અપરિચિત લાગે, અને પ્રથમ આશ્ચર્ય કરાવે; તો પછી આવી વસ્તુ તો અવશ્ય એક વાર અદ્ભુત લાગે.

### અંબાલાલ

વાડીની ગુફા જોવી છે?

### મોહન

એમાં શું જોવાનું રહ્યું છે? એ તો મેં જોઈજ લીધી છે. [નરોત્તમ ભય નીશાની બતાવે છે, પણ મોહન સમજતો નથી.]

### અંબાલાલ

[વિસ્મિત] એ આપે જોઈ રાખી છે? એ પેલા કારીગરની કમાઈ. જ્યારે મેં પ્રથમ એનો નકશો કર્યો ત્યારે એણે મને કહ્યું કે એના જેવી ગુફા બીજે ક્યાંએ મળતીજ નથી.

### મોહન

[હવે સમજ્યો કે વાડી એના—ટાગોર-ના—વખતની, પણ ગુફા તો નવી કૃતિ છે.] હું આપની ગુફાની વાત નહોતો કરતો. પણ આબેહુબ મેં એની નકલ હસ્તંગુરના એક અમીરના બંગલામાં જોઈ હતી તેનું સ્મરણ કરી વાત કરતો હતો.

### અંબાલાલ

[સહજ ખિન્ન વદને] ત્યારે એ સદતર નવી તો નજ કહી શકાય. [મધુરી આવે છે. ઢાકાની સફેદ મલમલની માત્ર સાડીજ પહેરી છે, પણ તેમાએ એટલી સુંદર લાગે છે કે પતિ પિતા એક પળ નયનસ્થંભિત થઈ જોઈ રહે છે. એના હાથમાં ગીતાંજલિ, બાગબાન, સાધન વગેરે પુસ્તકો છે.] કેમ, મધુ! હમણાંજ પરવારી કે?

### મોહન

નમસ્કાર, પ્રભાતદેવિ!

### મધુરી

અલંકારશાસ્ત્ર તો મિથ્યાત્વની ખાણજ કે, કવિરાજ?

### મોહન

આ અલંકાર નથી, સત્ય સંબોધન. કેમ છો?

### મધુરી

હમણાંજ આપની સાથે અર્ધ પહોર વીતાવી આવી છું?

### મોહન

[વિસ્મય ચકિત] મારી સાથે ક્યાં?

### મધુરી

અલકાપુરીમાં. [અંબાલાલ જુએ છે કે નરોત્તમને આ સંવાદ પસંદ નથી, એટલે વાત ફેરવે છે.]

### અંબાલાલ

આપ ગઈ કાલે કહેતા હતા તે પરથી તો લાગે છે, કવિરાજ! કે આપને મહાત્માજી-

ના સ્વરાજ સંપાદનાર્થે યોજેલા રચનાત્મક કાર્યક્રમમાં બહુ શ્રદ્ધા લાગતી નથી. [નરોત્તમ આંખ વડે સંજ્ઞા કરે છે.]

મોહન

[મેરુ તુંગ પરથી વાત કરતો હોય તેમ.] શ્રદ્ધા કેમ આવે? મને તો રચનાત્મક કૈં એણે બતાવ્યું હોય તેમ લાગતુંજ નથી.

નરોત્તમ

[ચેતાવવા] પણ આપે આપના "હીંદ રાષ્ટ્રિયત્વ" માં જણાવ્યા મુજબ આર્યાવર્તની અધોગતિ ન્માતજાતના વિરોધ ટાળી આપણે એક ન થઈએ ત્યાં સુધી નહીં અટકે–ખરું?

અંબાલાલ

અને મહાત્માજી પણ એજ સૂત્રોચ્ચાર કરી રહ્યા છે કે હીંદુ–મુસ્લીમ એક થાઓ; અસ્પર્શ્યત્વને ઉચ્છેદી કાઢો.

મોહન

[નવયુગનો નેતા] હા, પણ મારા કથનમાં અને એમનામાં આસમાં–જમીન જેટલો ફેર છે. હીંદુ–મુસ્લીમ ઐક્ય એને માત્ર સ્વરાજ્યની લડતમાં એક સાટારુપ છે. ત્યારે મને તો તે હીંદી રાષ્ટ્રિયત્વની ઇમારત બાંધવાનો મુળ પાયો છે. અસ્પર્શ્યત્વ ટાળવા એ મથે છે એટલાજ માટે કે પરદેશી રાજકર્તા આપણને મહેણું ન મારે. મને તો અંસજનું અસ્તિત્વ આર્ય સમાજની છાતીમાં શુળ ખુંચ્યું હોય તેમ સાલે છે.

અંબાલાલ

એ તો દૃષ્ટિ દૃષ્ટિનો ફેર છે.

નરોત્તમ

[આટલે સુધી તો મોહન ઠીક ચાલ્યો, પણ આ વલણ સર્વાંગે સંતોષકારક નથી એટલે] પરદેશીઓની નકલ–તેમના ગુણની નકલ–કરી સ્વદેશ સેવા બજાવવાનો માર્ગ આપે આપના જાપાની પ્રવાસ દરમ્યાન કરેલાં ભાષણોમાં ઠીક આપ્યો છે. જ્યારે મહાત્માજીના રેંટીયા સૂત્રથી તો પુનઃ પાશ્ચાત્ય સુધારાનું બીજ માત્ર પણ નષ્ટ થાય.

મોહન

[વળી ચેત્યો.] બેશક. ગાંધીજી સામે મારે મુળ ફરીયાદજ એ કે એને આપણા ભારત ગૌરવ–દેશ સમૃદ્ધિ, સમાજોદ્ધારનાં મુળ તત્ત્વો સમજાયાંજ નથી. વેદીયા ઢોરની પેઠે એણે એક બે મંત્ર ભણી રાખ્યા છે. તે જ્યાં ત્યાં, સ્થાનાસ્થાન, યોગ્યાયોગ્યનો વિચાર કર્યા વીણ અડાવી દે છે. કુદરતની અનન્ય બક્ષીસથી ભાગ્યશાળી આ અપૂર્વ દેશ–દેવોની પવિત્ર ભૂમિ–ઋષિઓની માન્યવર માતા–તેના સિંહાસનથી ચલિત થઇ ગઇ છે, તેનું ગૌરવ મંદ થયું છે, તેની સમૃદ્ધિ નષ્ટ થઇ કે દેશપાર લુંટાઇ ગઇ છે. એ ગૌરવ પુનઃ સંપાદન કરવું હોય, એ સમૃદ્ધિ પુનઃ આણવી હોય, એ મહા સમર્થ તત્ત્વજ્ઞાનીઓ પુનઃ પ્રગટાવવા હોય, બુદ્ધ, વ્યાસ, મહાવીર, રામ, કૃષ્ણ, અર્જુન પુનઃ જન્માવવા હોય, તો દરેક નરનારીને રોજ ચાર કલાક રેંટીયો ફેરવવાની અને કપાસ કાંતવાની ફરજ નાખ્યાથી કૈં વળે?

અંબાલાલ

આપ કવિવર આદર્શ જીવનમાં વસો છો. મહાત્માજી વણિકસુલભ વ્યવહાર જીવન પ્રધાન ગણે છે. એમને દેશકાળનો વિચાર રાખીનેજ યોજનાઓ સુચવવી પડે છે.

મોહન

તથાસ્તુ! પણ તો એ વ્યવહારિક વિચારને મહાત્મ્યદર્શન કહી નાહક મિથ્યાદૃષ્ટિ દેશમાં શા કારણ પ્રગટાવો છો? એમાં મહાત્મ્ય છે

ક્યાં? ગરીબડા દેશને પુનઃ વધારે રંક બનાવવામાં?

### નરોત્તમ

[મોહનને સહજ આવેશ આવ્યો છે જાણી અગ્નિમાં ઘી હોમે છે.] એ તો બાજીગરની ખુબી છે, કવિરાજ!

### મોહન

[ખડખડ હસે છે.] બાજીગર? બાજી જાણો છો કે? પગલે પગલે ભુલ અને પશ્ચાત્તાપ! અને છતાં બાજીગર! જુઓને એનો આખો ઇતીહાસ. ['મહાત્માનો હઠયોગ'માંથી વાંચેલું, તે યાદ આવવાથી જેમ તેમ બોલી દે છે] મોંટેગ્યુની દગાબાજીના પ્રથમ દાવ તરીકે તમને "સુધારા"નું વચન મળ્યું એ "સુધારા" સર્વાનુમતે નાપાસ કર્યો હોત. યુરોપીવિગ્રહ ચાલતો હતો તેનો લાભ લીધો હોત. તો? પણ નહીં, મહાત્મા ગાંધીજી ૧૯૧૮ ની દીલ્હી સમિતિમાં ચેમ્સફર્ડથી છેતરાઇ બ્રીટીશ સલતનતને હાંડી લોહી અને હાંડી ખજાનાનું બલિદાન આપવાનું વચન આપી બંધાયા, અને એકજ ફટકે સંપૂર્ણ સ્વાતંત્ર્ય મેળવવાની અપૂર્વ તક ગુમાવી! એ ઝાલીમ તકસીરને માટે તેને ફાંસી દેવો જોઇએ તમે તેને "મહાત્મા", ના ઇલ્કાબની નવાજેશ કરી! રાજ્યાધિકારીઓની છેતરપીંડી સમજ્યા, ત્યારે સાહેબે પુનઃ પ્રજાને ઉશ્કેરી રોલેટ કાયદા સામે સત્યાગ્રહ પ્રયોગ બતાવ્યો. પણ બે માસમાં પોતાની "હીમાલયન ભુલ" કબુલ કરી, અને પ્રજાએ તેને માફી આપી પણ એથી કંઇ પંજાબનો કેર અટક્યો? વળી નવો ગુનાહ કર્યો. દેશને સત્યાગ્રહ ને અસહકાર શીખવ્યો, અને એક વર્ષમાં સ્વરાજ પ્રાપ્તિની આશા આપી એકના ચાર વર્ષ વીત્યા પણ સ્વરાજનાં તો સ્વપ્ન! આ ત્રિકાલ વિશ્વાસઘાતના બદલામાં અમદાવાદમાં મહાસમિતિએ તેને કુલ-મુખ્ત્યાર કર્યો-સર્વાધિકારી, શિરોમણિ ઠરાવ્યો. શા માટે? બારડોલીમાં પુનઃ દગો દેવા માટે? હજારો જણ ધંધારહિત બન્યા,—એના અસહકાર માટે! રાજ્યસભામાં સજ્જનને બદલે લોભી, લાલચુ, મૂર્ખ, હેવાન ભરાયા,—એના અસહકારને લીધે. કાયદા ભંગ કરવા, શાંતિમય બંડ કરવા,—આખો દેશ તત્પર થયો. પણ અણીને વખતે, મહાત્મા ફરી પનરાઇ બેઠા. અગ સમુદ્રે, ઘોર તિમિરે, ક્રૂર તોફાનમાં નૌકાપતિ સુકાન તજે તેને ફરી સુકાન કેમ સોંપાય? યુદ્ધના આરંભકાળે સેનાપતિ નાસી જાય તેને સેનાધ્યક્ષ કેમ નીમાય? એ તો આપણાજ દેશમાં—આપણા જેવી નિર્લજ્જ, નિર્માલ્ય બાયલી પ્રજાના નપુંસક યુગમાં ગાંધી જેવાને નાયક કરવામાં આવે,—મહાત્માપદ આપી પુજવામાં આવે બીજે ક્યાંય તો તેને દીવાનાગૃહમાં પુરી રાખે તો દયા સમજવી

### અંબાલાલ

[મહાત્માના પૂર્ણ ભક્તથી આ સહન નથી થતું તેનો પીત્તો ઉકળી આવે છે.] કવિરાજ! આપ મહા પુરુષ છો પણ ટુંક બુદ્ધિએ અદેખી નજરે મહાત્માજીને અન્યાય કરો છો

### મધુરી

[કવિરાજની જુસ્સાદાર જબાનદરાજીથી મોહી પડી છે, તેને સત્ય કે ન્યાયની પરવા નથી] પણ, બાપાજી! કવિરાજ કહે છે, તેમ મહાત્માજીના વર્તનરૂપ ઢાલની બીજી બાજુએ પણ જોવું તો જોઇએ. [મોહનને] મારી તો, મહારાજ! આપના આ ભવ્ય વચનોએ, છરાદાર આપણી આંખ ઉઘાડી તે માટે હું આભારવશ છું.

નરોત્તમ

[આ પરિણામ ધાર્યું નહોતું.] ઢાલની એક બાજુ કવિરાજે બતાવી. મહાત્માજીની બીજી બાજુ જોવી બાકી રહી.

અંબાલાલ

[ક્રોધમાં] મને પણ એમજ લાગે છે. આવા અનર્થકારી અન્યાયી વિચારોને દાબવાની અતિજ અગત્ય છે માટે નરોત્તમ! હું તમને ફરી યાદ દઉં છું કે સંધ્યાકાળે મહાત્માજીને અવકાશ હોય તો કવિરાજ સાથે ભેટો કરાવીએ. કેમ મહાશય! કબુલ?

મોહન

[મુંઝાયો] હા, કબુલ. પણ મહાત્માજીને......

અંબાલાલ

મારા પર પ્રસન્ન છે. અને આપના પર પણ પક્ષપાત છે, એમ મને ખાતરી છે. એટલે ગાંધીજી હરકત નહીં કરે. [ગુસ્સામાં જાય છે].

[આ રસિક નાટકનો વધુ ભાગ આવતા અંકમાં]

# એક અંગ્રેજી તીર્થયાત્રા



[ અનુસંધાન પૃષ્ઠ ૫૧૦ થી ]

ઘણાં ચિત્રો, પુતળાંઓ વગેરે હતાં. નાનકડા ગામમાં આટલી સુંદર સામગ્રી જોઈને બહુ આનંદ થયો: અંગ્રેજી શહેરી જીવનની આ જાણીતી ખૂબી છે.

ત્યાંથી બહાર નીકળ્યા કે એ વીલ્યમ્સનો ભેટો થયો. તે આગ્રે સેંટ જોન્સ કૉલેજના વાઇસ-પ્રીન્સીપાલ હતા, ને પછીથી ગોરખપુર કૉલેજના પ્રીન્સીપાલ થયા હતા. લાંબો, મજાકી, હુશીઆર માણસ. વિદ્યા કરતા વ્યવહારમા વધારે નિપુણ. વૈદકશાસ્ત્રી અને રેવરંડ, શીખવવાની વિદ્યા કરતા શક્તિ ઘણીજ વધારે. બૉનહૅાટના કહેવાથી જાણ્યું હતું કે તે રગ્બીમાંજ છે, ને બૉનહૅાટની મારફત એમણે ચા પીવા જવાનું આમંત્રણ પણ મોકલ્યું હતું. અમે એમને ત્યાંજ જતા હતા ઘર તદ્દન પાસે હતું મીસીસ વીલ્યમ્સ પણ ખુશ મીજાજથી મળ્યાં, એમની છોકરી બારબેરા જેને મેં કુંજ જેવડી દીઠેલી તે મોટી બાળા થઈ ગયેલી, અંગ્રેજી બાલિકાની મીઠાશથી ભરેલી. અમે ઘણી વાતો કરી અંગ્રેજી ફુલોની વાતો થઈ, ને ત્રણે જણા અમને અંગ્રેજી ફુલો ઓળખવામા મદદ કરવા લાગ્યા. અમારી મુસાફરીના ક્રમ વીશે પતિપત્નીએ વ્યવહારી સુચનાઓ કરી, ને જે બાબતી અમે ખાસ ખોળતા હતા તે બનાવાસે એમણે પુરી પાડી. પરિણામે અમારી આગળની મુસાફરી ઘણી વધારે આનંદદાયી થઇ. જતી વેળાએ બારબેરાએ પોતાની મેળે સુંદર ફુલો લાવીને અમને આપ્યાં તે બહુ મીઠાં લાગ્યાં.

સાડા પાંચ વાગે બૉનહૅાટ નીશાળમાંથી પરવારી આવી પહોંચ્યા, એટલે નીશાળનો બાકીનો ભાગ જોવા અમે ફરીથી ઉપડ્યા. વનસ્પતિ ને પ્રાણિ સંબંધના શાસ્ત્રો જે વીલ્યમ્સ શીખવે છે, તે સંબંધનું સંગ્રહસ્થાન (Natural History museum) જોયું. એ વિષયનું મને જ્ઞાન નથી, છતા કેટલાક નમુનાઓ બહુ સરસ, આકર્ષક ને મહત્ત્વના છે એટલું તો સ્પષ્ટ થયું પછી મોટો "હૉલ" પાસેજ હતો તે જોયો, જેમાં પ્રસંગોપાત સભાઓ મેળાવડાઓ વગેરે થાય છે ભીંતો ઉપર, નીશાળની સાથે સબંધ ધરાવનારા માણસોની કેટલીએ છબીઓ હતી. પછી લાઇબ્રેરી ને બોર્ડિંગો પાસે થઇ પ્રયોગશાળાઓ તરફ ગયા—રસાયણ, ભૌતિકશાસ્ત્ર ને યાન્ત્રિકશાસ્ત્ર એ ત્રણનું આ અભ્યાસમંદિર હતું. વ્યવસ્થા ને દેખાવ બહુ સારા હતા. ઘણી કૉલેજોમાં પણ આટલી સારી પ્રયોગશાળાઓ દીઠી નથી. પદ્ધતિ વીશે, અભ્યાસક્રમ વીશે વાતો કરી, ને સારો અભિપ્રાય દૃઢ થયો.

પછી મેદાનમાં થઇ નીશાળના મુખ્ય ભાગમા ગયા: જુના નવા વર્ગો જોયા. એક વર્ગ—જે પહેલા "હૉલ" હતો ને હાલમાં અર્જુનના વર્ગનો ઓરડો હતો, તેનાં પાંકડાઓ ઉપર આજુના એટલા બધા કાપાઓ હતા, અક્ષરો કોતરેલા તથા ફીનારીઓથી કટકાઓ કાપી લીધેલા, કે તે જોઇને આપણી નીશાળો યાદ આવી નીશાળીઆ તે આખરે નીશાળીઆજ. માનવતાના દર્શન થયે, નવા રત્નોની વચ્ચે પુરાણા દોસ્તને ઓચીંતો દીઠો હોય એવો આનંદ થયો.

ઓફીસ-શિક્ષકોને બેસવાનો સામાન્ય ઓરડો—જોયો, ગમ્યો નહીં. કેટલાક સવાલોના જવાબમા જાણ્યું કે દરેક નીશાળીઆ દીઠ સરેરાશ વાર્ષિક ૨૭૮ પાઉંડની ફી નીશાળ

મેળવે છે! અર્થાત્ દર માસે એક છોકરાને સવાબસેં રુપીઆ નીશાળને આપવા પડે છે: આમાં ચોપડીઓ, કોઇક કપડાં, તથા બીજું ખાસ ખર્ચ સીવાયનું બધું ખર્ચ આવી ગયું. નીશાળમાં લગભગ ચારસો–પાંચસો છોકરાઓ છે! સરકાર તરફથી ભાગ્યે મદદ મળતી હશે, એટલે મુળના દાનનું વ્યાજ ને ફીમાંથી કામ ચાલે છે.

અંગ્રેજી નીશાળીઆમાં કોઇ પણ સૌથી ઓછું આકર્ષક ને ખાસ રમુજ પમાડે એવું કૈં હોય તો તે નીશાળની ટોપી છે: અર્ધું માથું માંડમાંડ ઢંકાય, ને જાતજાતના રંગો, આકાર તો બીલકુલ મળેજ નહીં, નીશાળીઆનું ગૌરવ પુરેપુરું હરી લે એવું આ "આભૂષણ" લંડનમાં પરિચિત થઇ ગયું હતું; અહીં એના જુદા જુદા રંગો વગેરેથી વૈવિધ્ય થએલું નીહાળ્યું. સંગ્રહસ્થાનમાં ખુબ નમુના હતા.

નીશાળની પાસેજ શહેર ને "શાહીમાર્ગ" (High street) છે. પાસે એક સારું મકાન હતું, તેમાં એક હોલને ઘણા વર્ગો બેસે એવા ઓરડાઓ હતા. હોલની ભીંતોએ બહુ પ્રાચીન કાળનાં તેમજ પૌરાણિક તથા પ્રાચીન જમાનાને લગતાં, ચિત્રો હતાં.

સાત વાગે બૅાનહોટે પોતાને ત્યાં જમાડ્યા. બહુ સાદો ખોરાક હતો, પરતુ અમારે ખપનો એથીએ થોડો હતો તેથી બીચારો બહુ મુંઝાયો. અને જો કે અમને આખી મુસાફરીમાં બધે આથી સારો ખોરાક મળ્યો છે તોપણ બૅાનહોટની સુજનતા તથા ગમતી સ્વભાવથી બહુ આનંદ પડયો. રુગ્બીની શાળાનું એક શ્રેષ્ઠ લક્ષણ શિક્ષકોનો પગાર લાગ્યો. શરુઆત વર્ષે ૪૦૦) પાઊંડ (એટલે હાલને હીસાબે માસિક ૫૦૦ રુપીઆથી કરે છે, ને નિવૃત્ત થતી વેળાએ પાંચેક વર્ષ ૧૦૦૦) પાઉંડ (એટલે દરમાસે ૧૨૫૦ રુપીઆ લગી) ભોગવે છે. આ દેશમાં આવક ને વ્યય બંનેનું ધોરણ ઘણું ઉંચું છે તોપણ આ દેશમાંએ એક નીશાળના "મહેતાજી" ને માટે આ પગાર સારો ગણાય. યુનીવર્સીટીઓમાં પ્રોફેસરોને પણ વર્ષે ૮૦૦ થી ૧૦૦૦ પાઉંડના પગારનું ધોરણ હમણાં હમણાંજ થયું છે. શાળાના શિક્ષકનું જીવન શાંત પ્રતિષ્ઠાવાળુ ને ઉપયોગી છે. ફક્ત બૅાનહોટ જેવા કુંવારા માણસને એકલવાયાપણું નહીં લાગતું હોય એ સવાલ થયો.

જમ્યા પછી બૅાનહોટને કામે જવાનું હતું: અમુક વર્ગના છોકરાઓ "પાઠ તૈયાર કરે છે" તેઓના ઉપર નજર રાખવાનું હતું. આઠ વાગી ગયા હતા, છતાં જરા તડકો હતો. આખો દિવસ બહુજ મઝાનો હતો. એટલે અમે ગામની બહાર ફરવા નીકળી પડયા. આસપાસની લીલોતરીથી ખુશ થતા દીવા વખતે સાડાનવને સુમારે બૅાનહોટની ઓરડીમાં પાછા ફર્યા. તે પછી એ ને થોડી વાર પછી મી. રજ આવ્યા: મી. રજ પણ રગ્બીના માસ્તર છે, તે રસાયણ શીખવે છે, અને કૈં વિચિત્ર સંયોગથી વડોદરાની સરકારે એમને વડોદરાના વિદ્યાર્થીઓના "સલાહકાર" નીમ્યા છે. નાયકે હમણાંજ એમનું ઓળખાણ કરેલું, અને મારી સુચનાથી બૅાનહોટે એમને તેડયા હતા. એ કેટલાંક વર્ષ કેમ્બ્રીજમાં "ટ્યુટર" હતા, ને કેટલાક હીંદીઓ જે એમના શિષ્ય હતા તેમને વીશે મને પુછ્યું. તેઓને હું ઓળખતો હતો. લગભગ અગીઆરેક વાગ્યા લગી વાતો કરી વેરાયા. અમે અમારી હોટેલમાં ગયા. સાદી મધ્યમ પ્રકારની હતી. એક રાત્રિ સુતુંજ હતું. તેટલાના અમારા બે જણ પાસેથી કુલ

નવ શીલીંગ (૭ રુપીઆ) લીધા—જે બહુ સસ્તુ કહેવાય.

આમ પાંચમાંથી એક દિવસ પુરો થયો.

બીજે દિવસે પ્રાતઃકાળમા ઑક્સફોર્ડને ત્યા નાસ્તો કરીને ત્યાંથી વીદાય થયા. સવારના ૯—૨૦ એ મોટર-બસ ઉપડની હતી, તેમા અમારે ઉપડવાનું હતુ.

"ટોમ બ્રાઉન્સ સ્કુલ ડેઝ"ની ખ્યાતિ વર્ષો થયા મને પહોચી હતી, ને જે કાળમા આવું પરચુરણ પણ શિષ્ટ સાહિત્ય વાચી શકાય છે તેવા કાળમા—જુનાગઢની કૉલેજમા હું હતો તે વખતે એ ચોપડી વાચતો વાચતો રહી ગયો હતો. એટલુજ મનમા ઓછુ આવ્યુ; એ વાચીને રગ્બી ગયો હોત તો વળી વધુ રસદ્રષ્ટિથી જોઇ શક્યો હોત પણ ખેર, હવે એ પુસ્તક વાચીશુ ત્યારે વધારે રસભર્યા સ્મરણોથી વાચી શકીશુ. એ પણ ભલું છે

## (૨) કોવેન્ટ્રી

અમારી આ બસ લંડનની પરિચિત "બસ"ના કરતા જુદી રચનાની હતી. અંદર વધારે માણસો બેસી શકે ને ઉપર બેઠક નહીં એટલે અમે જરા કસર રહી ગઇ છતા આખ્ય પ્રદેશોમાની આ મુસાફરી ખુબજ આનંદકારક હતી—અમુક રીતે આગગાડીમા અમે જવાના હતા તે કરતાંએ આ વધારે મઝાની સફર થઇ વચ્ચે વચ્ચે "બસ" ઉભી રહે, ને લોકોની ચડઉતર થાય. રસ્તા સુંદર ને મઝાના. આવી રીતે ઇંગ્લાંડના ગામડાંઓ ને શહેરો વચ્ચે બીજી સાંકળ બંધાય છે, જેથી સૌ કોઇને લાભ થાય છે

પહેલું ગામડું બીસ્ટર નામનું આવ્યું, ત્યાં "બીસ્ટર હૉલ" છે જેમાં એડીસન રહેતો હતો પછી વચ્ચે વચ્ચે ગામડાઓ આવ્યા કરતાં હતાં એક ઠેકાણે બધી ઉમ્મરના સ્રીપુરુષોનુ મોટુ ટોળુ દીઠુ. વાહનો ને કપડાંએ બધી જાતનાં હતાં. શીકારની મંડળી હતી. જો કે શીકારની હિંસા ને ક્રૂરતા મારું હૈયું કદી સ્વીકારી શકે એમ નથી, છતા આટલાં બધા ને આવી જાતના માણસો એક આખો દિવસ ખુલ્લા વગડામાં ને ખેતરોમા આવે—રસથી ભાળે, એની શારીરિક ને માનસિક અસર કેટલી સારી થાય તે કબુલ કર્યા વિના ચાલ્યુ નહીં એમ કરતે કરતે સાડાદસને સુમારે કોવેન્ટ્રી પહોચ્યા.

અહીં એક કલાક રોકાવાનું હતુ, પણ જવા આવવામા વખત ઘણો ગયો, એટલે એનો ઉપયોગ થોડોકજ કરી શક્યા. શહેર મોટુ, ઉદ્યોગી ને આબાદીવાળુ લાગ્યુ, લાખેક-ની વસ્તી હશેજ ૧૮૭૫ થી સાઇકલ ને મોટર-કારના ઉદ્યોગોથી એ સમૃદ્ધ થયું. અત્યારે એ ધંધાનું તે કેન્દ્ર છે તે ઉપરાંત શીવવાના સંચાઓ, રીબનો, ઘડીઆળો, દુરબીન કાચ, ઘરેણાં, કૃત્રિમ રેશમ ને સંચાકામ વગેરેના ઉદ્યોગોનુ તે મથક છે. લીઓફ્રીક, અર્લ ઓફ મર્શીઆ ને એની સાધ્વી પત્ની ગોડીવા—જેની નગ્ન દેહે અશ્વ ઉપર શહેરમા સવારી કરવાની વીરતાથી આ શહેર સ્વાતંત્ર્ય પામ્યુ ને જેને ટેનીસનની કલમે વિશેષ ચિરંજીવ કરી છે—તેઓ કોવેન્ટ્રીની ખાદી આપે છે

પણ તે ઉપરાંત ધાર્મિક દેવાલયોના મોટા સ્થળ તરીકે પણ એ મશહુર છે. એનાં "The three tall spires" દૂરથી દેખાય છે. અમે અમારો સામાન એક ભલા ચોકોલેટ-વેચનારની દુકાને મુકીને સાંકડા,

જુના ઉંચાનીચાં રસ્તાઓ ઉપર થઇને એ દેવળો જોઇ આવ્યા. તેમાંનું એક "સેંટ આઇકેલ્સ ચર્ચ" જેની ટોચ ૩૧૨ ફીટ ઉંચી છે ને જે યુરોપનાં સુંદરમાં સુંદર દેવળોમાં પોતાની ગણના કરાવે છે. છતાં બારીઓ ઉપરના રંગીન સચિત્ર કાચ–અથવા કાચની બારીઓ અર્વાચીન છે. ગોડીવાની મૂર્તિ ને ડોકીઉં કરનાર ટોમનું પુતળું શહેરમાં જુદે જુદે સ્થળે છે, પણ તે જોઇ શકયા નહીં.

કોવેંટ્રીની પાસે જ્યોર્જ ઇલીઅત (મેરી એન ઇવેન્સ) ના બાળપણનું ઘર છે. પણ તેની ખબર નહોતી, ને વખત પણ નહોતો.

### (૩) કેનીલ વર્થ

સાડા અગીઆર વાગે બીજી બસમાં ઉપડયાઃ અર્ધા કલાકની અંદર એક સાંકડા રસ્તા ઉપર, નાનાં નીચાં ઘરોની વચ્ચે કેનીલ વર્થના ગામડામાં અમને ઉતારી મુકયા. માંડ પાંચ હજારની વસ્તીવાળુ આ ગામડું રાણી ઇલીઝાબેથના વખતમાં મોટી જ્હોજલાલીનું મથક હતું. કેનીલવર્થનો ખંડીએર કીલ્લો એક માઇલ દૂર હતો. "કીંગ્ઝ આર્મ્સ ઇન" નામની વીશીમાં વોલ્ટર સ્કોટે પોતાની વિખ્યાત નવલકથા "કેનીલવર્થ" ની પહેલી રૂપરેખા દોરેલી. ઇંગ્લાંડના સુંદર ને વીશાળ અમીરી જીર્ણ દુર્ગોમાંનો આ એક વિખ્યાત કીલ્લો અમે હોંસથી જોવા ગયા. જોવાની ફી આપી, ચિત્રકાર્ડ ખરીદી, નાની વાટિકામાં થઇ દાખલ થયા કે નાની લાકડાની ચોરસ ઓરડીમાંથી એક પાકી ઉમરનો જરા વિચિત્ર વેષધારી માણસ પાસે આવી, ભોમીઆને સાથે લઇ જવાથી કેટલી મઝા પડે છે તેનો ઉપદેશ આપવા માંડયો. એનો ભાવ આકરો ન લાગ્યો. માણસ જરા વિચિક્ષણ લાગ્યો, ને ચોપડી વાંચી સરખાવી જોવાનો વખત નહોતો એટલે, માર્ક ટ્વેઇનના ભોમીઆનું સ્મરણ કરીને એને સાથે લીધો.

કીલ્લો અત્યારે તો બહુ જીર્ણ અવસ્થામાં છે; ને અત્યારે એનો અવશેષ પણ બહુ થોડો છે. ભોમીઆનું વર્ણન સાંભળતે સાંભળતે કલ્પનાશકિત બહુ વાપરવી પડતી હતી.

કહેવાય છે કે મુળ સન ૧૧૨૦ માં સ્થપાએલો આ કીલ્લો ૧૩ મા સૈકામાં સાઇમન ડી મોન્ટફર્ટના હાથમાં આવ્યોઃ ૧૨૬૬ માં એના પુત્રે ૭ માસ લગી એને ઇંગ્લાંડની રાજસેનાની સામે ટકાવી રાખ્યો. ચૌદમા સૈકાની આખરમાં તે રાજાની મીલકતમાં ભળ્યો. સન ૧૫૬૩ માં રાણી ઇલીઝાબેથે એને પોતાના માનીતા અર્લ ઓવ લીસ્ટરને તે બક્ષીસ આપ્યો; ને આ શોખીન અમીરે એને સુધારવા વધારવામાં પુષ્કળ પૈસો ખર્ચો. આખરે સન ૧૫૭૫ માં એણે પોતાની કૃપાવંત રાણીનો અહીં અતિ ભવ્ય રીતે સત્કાર કર્યો, જે સત્કારને સ્કોટની લેખિનીએ અમર કરી નાખ્યો છે. કેનીલવર્થના કીલ્લાની તે વખતે પુરેપુરી ચઢતી કળા હતી. ક્રામવેલે એ કોઇક સરદારોને અર્પ્યો જેઓએ એની સામગ્રીને ખાતર મકાનના ઘણા ભાગનો નાશ કર્યો. "રેસ્ટોરેશન" પછી, બીજો ચાર્લ્સ ગાદીએ આવ્યો સારથી આજ લગી તે ક્લેરેન્ડનના અર્લને હસ્તક રહ્યો છે. કીલ્લા તરીકે તે મજબુત હતો; ઘણું લશ્કર સમાવી શકે એવડો હતો, ને મોટી ખાઇઓ તથા એક તળાવથી તે સુરક્ષિત હતો. અત્યારે તો ખાઇઓએ નથી ને તળાવની જગ્યાએ ખેતરો છે. છતાં એની જગ્યા અત્યારે જેમ સુંદર છે તેમ તે કાળે લશ્કરી દૃષ્ટિથી મહત્ત્વની

હતી. ચોગાનમાંથી અમે જરા ઉંચા ચઢી એક લંબચોરસ ટાવર પાસે આવ્યા; એને નોર્મન-કાળની લશ્કરી ભાષામાં "keep" કહે છે. તે ઉપર ઉંચું ટાવર ને તેમાં બે મોટાં ઘડીઆલો હતાં એમ કહેવાય છે. એને "સીઝરનું ટાવર" કહે છે. અહીં મોટી મજબુત ભીંતોના ઓરડાઓ જીર્ણાવસ્થામાં હતા. પાસેના એક ટાવર "The strong Tower" ઉપર ચઢી "સિંહાવલોકન" કર્યું. ચોપડીમાં વર્ણવેલા કેટલાક ભાગોના નીશાન પણ મેળવવાં મુશ્કેલ હતાં, પણ અમે પ્રાચીન શોધખોળના કરતા વર્તમાન-સૌંદર્યના વધારે શોખીન હતા, એટલે કામ સહેલું થઇ ગયું. ભોમીઆની વાતો જરા મઝાની થઇ. એ ૬૦ વર્ષ થયાં અહીં રહે છે એ વાત હમણાં મેં જણાવી. પણ એની ભાષામાં પાંડિત્ય હતું, સ્કોટ ને બીજા લેખકો મોઢે કર્યા હોય તેમ કડકડાટ કેટલુંક બોલી જતો. અમે બન્નેએ સ્કોટના "કેનીલવર્થ"ની ખ્યાતિજ જાણેલી. વાંચવામાંથી "બચી" ગએલા, એટલે-જો કે અમારું આ અજ્ઞાન ભોમીઆની આગળ દર્શાવ્યું નહીં, પણ એની હીંમતની આગળ "મેદાન સાફ" છે, એટલું તો અમે જાણતા હતા.

કેંક રસ પડે એવો ભાગ "The Great Hall"—અથવા મીજબાનીનો હોલ હતો. ૯૦ ફીટ×૪૫ ફીટ, અત્યારે તો માત્ર ભાગજ હતું, પણ બહારની મોટી કમાનો હજી રહી છે, ને તે સારી હતી. તે વખતે એ હોલ કેવો હશે તે ભોમીઆની કનેથી કે ચોપડીમાંથી સમજવાને બદલે સ્કોટની પાસેથી જાણવા માટે મુલતવી રાખ્યું. અલબત, ભોમીઆની જીભ તો બંધ હતીજ નહીં, પરંતુ મારા કાન એની જીભના કરતાં મારી આંખોની વધારે પાસે હતા......આવા બીજા અવશેષો નીહાળી બીજી બાજુના ચોગાનમાં નીકળી પ્રદક્ષિણા લીધી. તો ઓચીંતા દીવાલના ટેકરા-ના ઢોળાવ ઉપર કેટલીક બાળાઓ રમતી દીઠી. તે ક્ષણની રમત તો પણ એથી ઢોળાવ નીચે ખસડી પાડવાની હતી. પ્રાચીન જીર્ણ શિલાઓમાં ઓચીંતું રસચેતન આવ્યું હોય એવો ભાસ થયો.

પછીનો ભાગ "લીસ્ટરના મકાન"ના નામથી જાણીતો છે. આમાં રાણી ઇલીઝાબેથ રહી હતી, એક ખંડમાં તે સુતી "અને એની પાસેનોજ ખંડ લીસ્ટરનો સુવાનો ખંડ હતો." ભોમીયાએ આંખ મીચકારીને ઉમેર્યું. "બેશક, મહત્વના રાજકીય કાર્યોને અંગેજ આવી ગોઠવણ કરવામાં આવી હશે"

બીજી તરફ ખાઇ ઉપર નાખવાનો "drawbridge" તથા દરવાજો હશે, જ્યાં હમણાં નાના વહેળાની ઉપર એક લાકડાનો સરલ પુલ છે, તેની પેલી પાર "Tilt yard" હતો, જ્યાં નોરમન અમીરો પોતાની લડાયક રમતો રમતા.

કીલ્લો, એની આસપાસના પ્રદેશ, એનો ભૂતકાલ—એ સર્વનું દર્શન કરતા થોડીક વાર અમે બેઠા. પ્રબળ રાજકર્તાઓ, શુરવીર અમીરો, સુંદર રાણીઓ, અહીં આવી ગએલ. અહીં જાહોજલાલી હતી, રણસંગ્રામો મંડાયા હતા, સ્વાતંત્ર્યને ખાતર લોહી વહ્યાં હતાં, ને ભોગવિલાસને માટે ફુવારાઓ ને મદિરા પણ વહેતા હતા. અમીરો ને રાજાઓએ કેદી તરીકે પણ અહીં વાસ કરેલો, ને બીજા એડવર્ડનું કારાગૃહ પણ અમે દીઠું. આઠસો વર્ષના ઇંગ્લાંડના ઇતીહાસ સાથે કેનીલવર્થનો સબંધ જેવો તેવો નથી. હજી પણ રાજસત્તા મર્યાદિત કરી પ્રજાસત્તા સ્થાપવા જીવ આપનાર

સાઇમન ને એના વીરોની યાદી એક પાસથી એક ઉચ્ચ પવિત્ર ગ્રંથિ એની સાથે બાંધી દે છે, તો બીજી પાસથી "ઉત્તરના જાદુગર" કવિની લેખિનીએ ઇલીઝાબેથના ભોગ-વિલાસનાં ચિત્રોથી અજબ રસની મોદિની "કેનીલવર્થ" માં મુકી છે.

એવામાં સન્મુખભાઇને એક તલબ થઇ આવી: છબી પાડવાની સેટો મને એક સ્થળે ગોઠવવાની આજ્ઞા થઇ: રજા આપી છોડી દીધેલા ભોમીયાને ફરી બોલાવ્યો: ફીલ્લો ને અમે એ છબીમાં આવીએ, એમ ગોઠવી. કેમેરા-એના હાથમાં આપી કળ દબાવવાનુ કહ્યું. પણ અમે ગોઠવાઇએ તે પહેલાં કળ દબાઇ ગઇ, ને છબી "પડી ગઇ." "શું કર્યું?" પુછતાં, શાંતિથી જવાબ આપ્યો કે "પેલી છોકરીઓ તમારી પાછળથી જતી હતી, એટલે એમને અન્યાય કર્યાનું તમને દુઃખ ન થાય માટે મેં તરત છબી લીધી." "અરે, પણ અમે ગોઠવાયા નહોતા, અમે કહ્યું નહોતું ને?" 'હા, પણ હું તો સાચુંજ કહું છું ને કે મેં છબી લઇ લીધી.'...દલીલ વ્યર્થ હતી સન્મુખભાઇની એક પ્લેટ તો બગડી તે કૈં સુધરવાની નહોતી. બીજી ફેરવી મુકી, ને વધારે ચોકસાઇથી સુચના આપી...

પણ ભોમીયો અમારાથી ખુશ હતો. આ સુંદર જગ્યાએથી માંડમાંડ જવા ઉઠયા, એટલે એણે હીંદની વાતો કરવા માંડી. ટુંકા સીધા ને સાચા ઉત્તરો-એને અણધાર્યાં હશે તોપણ તેથી એનો પ્રવાહ રોકાયો નહીં. અમારો બસનો વખત થઇ જતો હતો...."તમે જાણો છો કે અમે અંગ્રેજો તમારે માટે શું ધારીએ છીએ? લ્યો, આ તમારી આંખમાં જે તેજ ઝમકે છે તેજ તમારી શક્તિ બતાવી આપે છે.' મારા મનમાં તો થયું કે માર્યા ઠાર; બીજો શીલીંગ લેવાની તજવીજ હશે. પણ બહુ વિનયથી મેં ઉત્તર વાળ્યો: "પણ મારાથી તો કૈં દેખાતું નથી.". "હા, હા, અમને તમારી બુદ્ધિ માટે બહુ માન છે.... ઉભા રહો, એક કવિતા સંભળાવું" કહી તેણે એક અંગ્રેજી કવિતા સંભળાવી-સારી હતી. પછી "હું પણ કવિ છું, હોં, મારું કાવ્ય તમને આપું?" છુટવાને અમે બહુ ફાંફાં માર્યાં. આખરે છાપેલા કાવ્યની બે નકલો અમારા હાથમાં મુકી. એનું નામ "What was Britain fighting for?" અને તળે લખેલું કે "Dedicated by desire to Lloyd George." લૉઇડ જ્યૉર્જને અર્પણ કરી-એ ઉપર વધારે વાત જરુર નીકળત, પણ આખરે માંડમાંડ બહાર નીકળી આવ્યા... કાવ્યો છેક ખરાબ નહોતું...

બહાર જરા ફરીને, પાછા વળ્યા. ઘણી મઝા આવી હતી: ભુખ્યા તરસ્યા હતા, પણ થાકયા નહોતા. દુકાનેથી સામાન લીધો. દુકાનદાર બહુ સભ્ય ને માયાળુ લાગ્યો. સ્ટ્રેટફર્ડ-ઑન-એવન જવાના છીએ જાણી બહુ ખુશ થયો. ઉતાવળમાં આભાર માની દોડયા: ને એક ક્ષણ પણ વહેલા નહોતા: બસને મુકામે પહોંચ્યા ને બસ આવી લાગી. બે વાગ્યે કેનીલવર્થથી ઉપડયા.

[આ રસિક તીર્થયાત્રાનો વિશેષ ભાગ આવતા અંકમાં]

---o---

# રાજાધિરાજ



[ અનુસંધાન પૃષ્ઠ ૫૨૬ થી ]

## ઉપસંહાર

ભૃગુકચ્છ પર કુક્કુટ ધ્વજ ફરકી રહ્યો "જય સોમનાથ"ની ઘોષણા ચારે તરફ ગાજ્યા કરી.

સંવત ૧૧૫૯ ના આષાઢ સુદ એકમની પુણ્યતિથિ હતી. તે દિવસે સમાવલિવિરાજીત અમરકજીપ્યો પરમ ભટ્ટારક મહારાજાધિરાજ જયસિંહદેવ વર્મા નીરધારેલા મહોત્સવ માટે ભૃગુકચ્છ પધાર્યા હતા તે દિવસે સોરઠ ને લાટની જીત ઉજવવાની હતી તે દહાડે નર્મદા તીરે આવેલા સોમનાથ મહાદેવના મંદિર પર કલશ ચઢાવવાનો હતો. તે દહાડે જયસિંહદેવ વર્મા 'ત્રિભુવન ગંડ'નું પ્રતાપી બિરુદ ધારણ કરવાના હતા. અને તે મહા પ્રતાપી નરપતિના પરાક્રમોની અમર કીર્તિ વિક્રમરાજાની કીર્તિની બરોબર થઇ ગઇ હોવાથી તે દહાડાથી 'સિંહ' નામનો સંવત્સર ચાલુ કરવામા આવવાનો હતો

ભૃગુકચ્છમા ધમધમાચકડી ચાલી રહી હતી પટ્ટણી ને લાટીય લશ્કરોનો આવો દમામ ને પટ્ટણીને લાટીય ધનાઢ્યોનો આવો આડંબર કોઇએ કદી જોયા કે સાંભળ્યા નહોતા. લોકો હસતા ને ફુલાતા, સ્ત્રીઓ શણગારાઇ ને ફરતી, ને કેમે કર્યું હસવું ખાળી શકતી નહીં.

મધ્યાહ્ન પછી ત્રણ ઘડિકા ને છત્રીસ પલ ને ચાર વિપળે કલશ ચઢાવવાનું, બિરુદ ધારવાનું ને સંવત્સર સ્થાપવાનું શુભ મુહૂર્ત દરેક ગામ ને શહેરના જ્યોતિષીએ નક્કી કર્યું હતું.

ગામનો એક ભાગ ઉજ્જડ જેવો ભાસતો હતો. તે સાંબા બૃહસ્પતિનો વાડો. ત્યાં માણસો જતાં આવતાં તે ધીમેથી ને ઉત્સાહ વિના

આ આગલે દિવસે રાતે પટ્ટણી સફેદ પાઘડી પહેરેલો ઉંચો ને વૃદ્ધ રાજપુરુષ અને બીજી કીમતી શાલમા વીંટાએલો પુરુષ છાનામાના આવ્યા હતા એક મુંજાલ મહાઅમાત્ય હતા અને બીજા જયસિંહદેવ મહારાજ પોતે હતા તેઓ આવી એકાંત ઘરમા વસતા કાકને મળીને પાછા ગયા નિરાશ થઇ પાછા જતા માણસો જેવા તે લાગતા હતા

ગામમા વાત પ્રસરી રહી હતી કાક સંન્યસ્ત લઇ કાશી તરફ જવાનો હતો આ વાત સાંભળી ગામ લોકના મન ઉંચા હતા.

આગલી રાત રાજગઢમા ઘણી મસલતો ચાલતી હતી એવી પણ લોકવાયકા ચાલી અને તે કાક સંબંધી હતી એમ પણ મનાતું

પરોઢીયામા સાંબા બૃહસ્પતિના વાડામા બે જણ આવ્યા, એક વૃદ્ધ સંન્યાસી હતો અને એક સ્ત્રી હતી. વાડો નિર્જન હતો. એક અનુચરે એ બેને જોયા અને તેના આશ્ચર્યનો પાર રહ્યો નહીં. તે બ્રહ્માનંદ સરસ્વતી અને રાણી લીલાદેવી હતા

ઘણી ઘડીઓ ગઇ ત્યાર પછી તે પાછાં નીકળ્યા

"ગુરુદેવ! આજે તમે મને ને પાટણને જીવિતદાન આપ્યું.'

"બેટા! મેં આજે લાટને મરતું બચાવ્યું." શાંતિથી પદ્મનાભ મહારાજના વૃદ્ધ સેનાપતિ એ સંન્યાસીને શોભે એવી શાંતિથી જવાબ આપ્યો

* * *

થોડી વારે બે ઘુવડો થોડાક ઘોડેસ્વારને રસાલો ને પાલખી લઇને સાંબા બૃહસ્પતિન

## કુમળું ફુલ

[અનુસંધાન પૃષ્ઠ ૫૨૦ થી]

એવાં શાં આળ રાજ માયા હતારી.

જયા બહાર કામ કરતી અને ગાતી. તેના એકાકી જીવનમાં વાત કરવાનું સ્થાન અરવિંદ અને સમય ગાળવાનું, થાક ઉતારવાનું સ્થાન સંગીત હતું. અરવિંદે નાનાં નાનાં ગીત, રાસ તેને કંઠસ્થ કરાવ્યાં હતાં.

ગાવાથી અને કામના શ્રમથી તેનું અશક્ત અંગ શ્રમિત થયું અને બેસું બેસું થઇ ગયું. તે ઘરમાં આવવા લાગી. શ્રમ વધ્યો બારણા-માં પેસતાં પેસતાં કમાડ ઝાલ્યું. પણ ત્યાંજ બેસી જવાયું.

અરુણ એકાએક જાગ્યો. તેના પ્રિય કવિનાં ગીત ગમે ત્યારે ગમે તેવાં ગવાય તો પણ તેને પ્રિય હતાં; પણ આતો સુંદર કોકિલ કંઠે અસ્પષ્ટ સ્વરે સાંભળ્યાં. તેને આશ્ચર્ય થયું. જયા એના કવિનાં ગીત ગાતી હશે તેના કવિનાં પુસ્તકો વાંચી શકતી હશે એ તેની કલ્પના બહાર હતું. તેણે કલ્પી હતી તેની અશક્તિ, અરસિકતા.

થાકથી ધબકતે હૈયે, સ્વાભાવિક સૌંદર્યે તેની આંખને આમંત્રી. આજે પહેલ વહેલુંજ તેને જયામાં સૌંદર્ય દર્શન થયું.

તેણે કલ્પનાનો ઘોડો પલાણ્યો. 'જયા તે જયા અને અરુણ તે જયંત...તે તેની ઉષા અને અરવિંદ ચંદ્રિકા થાય તો કેવું મઝેનું ?'

વળી તે અટક્યો. પેલું ભૂત દોડી આવ્યું, તેને આ મિથ્યાવાદ લાગ્યો, તે શરમાયો અને નજર બદલવા બારણા તરફ તેણે જોયું.

ત્યાં જયાને બેસી જતી તેણે જોઇ, તેનું શરીર ખેંચાવા માંડ્યું અને તેને ફીટ આવી. તે ગબડવા મંડી.

અરવિંદ ઉઠ્યો અને છલંગ મારી તેણે જયાને ઝીલી. તેને ઉંચકી પથારીમાં સુવાડી.

અરુણના વિચારો પ્રબળ થવા લાગ્યા. તે હજી વિચારેજ કરતો હતો. તેની સ્થિતિ કુરુ-ક્ષેત્રમાં યુદ્ધ કરવા ઉતરેલા અર્જુન જેવી થઇ હતી. તેને ન સમજાય તેવા સંવાદો તેના અંતરમાં ઉઠતા હતા.

અરવિંદ તેને જોઇ રહ્યો; અને બબડ્યોઃ "અરુણ શું તું પાષાણ છે?"

"અરુ!" એક રસ્તો તેણે શોધી કાઢ્યો; "તું જરા અહીં પાસે ન બેસે? હું ડાકટરને ત્યાં જઇ આવું."

અરુણથી નાન કહેવાઇ. તે ઉઠ્યો અને જયાની પથારીમાં એક ખુણે રખે કૈં ચોટી જાય તેટલી સંભાળ લેતો અદ્ધર જીવે બેઠો. તે શુનમુન ઘણી વાર બેસી રહ્યો. ન તેનાથી તેના માથા પર કે શરીર પર હાથ મુકાયો.

ને અરવિંદ મનમાં ગુંગળાતો ભારે હદયે ડાકટરને ત્યાં દોડ્યો.

### ૪

દરરોજ અરવિંદ અરુણને જયા સંબંધી કૈં ને કૈં ટકોર કરેજ. જયાની માંદગી તરફ તો અરુણે પહેલાં દુર્લક્ષ્ય રાખ્યું.

"અરવિંદ ક્યાં કોઇ છે? અને માત્ર મારી ફરજ તરીકેજ હું તેને રાખું છું. અને એ ફરજ હું બજાવું કે અરવિંદ બજાવે તો-એ શો ફેર?" આમ મનને મનાવે.

પણ અરવિંદ સહેજે નમતું આપે તેવો નહતો. તે ફોઇઆ થતો અને નાની નણંદ

પણ બને. જયા માંદી છતાં પણ થોડું ઘણું કામ કરે. અરવિંદ બાકીનું પોતે પુરું કરે. અને અરુણનું લક્ષ્ય સુધડ કામ તરફ દોરતા વાતે વાતે કહે કે "આટલી માંદગીમાં જયા વિના કોણ બીજું કામ કરે ?"

આજે અરવિંદ બજારમાં શાક લેવા ગયો હતો અરુણ કૈં પાના ઉથલાવતો બેઠો હતો. જયા ધીમે ધીમે ઉઠી અને વાસીદુ પુંજા કરવા મડી. તેનામા શક્તિ નહતી. સહેજ કર્યું અને થાક લાગ્યો. તેને ભૂમિ ભમતી લાગી, તે બેસી ગઇ ભમતી આંખે ચોરાતી નજરે પણ તે અરુણ સામે જોતી અરુણનુ ધ્યાન સહસા તે તરફ ગયુ. પાછું પુસ્તકમાં માથુ નમ્યું. વાચવા માડયુ પણ અક્ષર ગુંચાયા.

જયા ઉભી થઇ. ચોકડી પાસે વાસણ મુકવા માડયાં. તેના હૃદયમા વિચાર વમડી ઘુમાળીવા લાગ્યાં અરુણ ઉપર ગુસ્સો આવ્યો કે કે કરી નાખવા તૈયાર થઇ. શબ્દો હૈયે ધડયા, હોઠે આવ્યા ન આવ્યા અને અરુણ સામે જોવાઇ ગયું. પતિ ધર્મમાંથી પડતી અટકી. મનમા શરમાઇ. પશ્ચાતાપ કરવા લાગી હૃદય ઉપર વિચારનો ભાર વધ્યો તેને અંધારા આવ્યા, આંખે રાતાં પીળા થયા, ફેર વાગી, પગ લથડયા તે પડી.

પડતા થતા ધબાકાએ અરુણનું અસ્વસ્થ મન ખેંચાયું. પુસ્તક ફેંકી દીધુ. ઉઠયો, દોડયો તે આદર્શવાદી હતો પણ દયાહીણો ન હતો. જયાને પહેલીજ વાર ખોળામા લીધી. શું કરવું તે ન સુઝ્યું.

વિચાર કરે તે પહેલા અરવિંદ આવ્યો બારણું ઉઘાડતા અરુણને જયાનો યોગ જોઇ પ્રોજથી સહેજ અટકયો. તેને આનંદ થયો પણ બીજીજ પલે જયા તરફ નજર જતા તે દોડયો.

તે સમજ્યો. તેણે પથારી પાથરી અરુણના ખોળામાંથી જયાને ઉપાડી પથારીમા સુવાડી. કોલનવોટર માથે છાંટયુ. જયા ભાનમા આવવા લાગી

અરુણ ઉઠયો. ખુરશીમા જઇ બેઠો તેણે મુંગે મોઢે જોયા કર્યું, તેનામા હૃદયમા કૈં ભારે વ્યથા થઇ રહી હતી

જયા જાગૃતિમા આવી આસપાસ જોયુ અરુણને ખુરશીમા બેઠેલો જોયો આંખમાંથી મોતીના દાણા સરખા બે અશ્રુ બિંદુ સરી પડયા "અરુ ! " કહી શ્વાસ નાખી તે બેભાન બની.

અરવિંદની આંખમાંથી દડદડ આંસુ ખર્યાં. અરુણથી જોયુ ન ગયું. તે ઉઠયો, દોડયો, તે માડાની પેઠે જયાને વળગી પડયો. પગ ચુમ્યા, માથુ ચુમ્યુ. અરવિંદને વળગી પડી તેના ખોળામા માથુ નાખી બાળક પેઠે ખુંનદા સાદે રડી પડયો

અરવિંદ સહેજ સ્વસ્થ થયો. ડાકટરને બોલાવવા જવા તૈયાર થયો

અરુણ ઉઠયો ને તેણે તેને ના પાડી. જાતેજ જવા નીકળ્યો

થોડી વારે જયા જાગી ને પાછી ચોગમ નજર નાખી તેણે અરુણને ન જોયો તેનર ટેબલ પરની ઘડીઆળના કાંટા પર નજર ઠરી તે અગીઆર ઉપર હતા, અને તે સમજી તેને લાગ્યું કે અરુણ તેને આમ મુકી શાળામા ગયો તેનું હૈયુ હાથ ન રહ્યું એક મોટી ચીસ નખાઇ ગઇ. "ઓ પ્રભુ...નાથ " અને મૂર્છા આવી ગઇ.

અરવિંદ અકળાયો. ઉપચારો ઉપર ઉપચારો અજમાવવા માંડયા. પણ મૂર્છા ન વળી.

અરુણ આવ્યો. ડાકટરે નાડ તપાસી–કરમાએલા મોં સામે જોયું અને બોલી ઉઠયોઃ 'પ્રભો ! કુમળું ફુલ'... !

અરુણને વજ્રાઘાત પડયો. તે દોડયો. અને પથારીમાં ફસુસાઇ પડયો. જ્યાના માથા ઉપર માથું મુકી છુટ્ટે મોંઢે રડી પડયો.

અરવિંદની હીંમત ગઇ, ધૈર્ય ગયું. ડાકટરની હાજરીની વિસ્મૃતિ થઇ તે પડયો જ્યાના પગમાં અને આંખનાં આંસુથી તેના પગ પખાળવા મંડયો.

ડાકટર–લેવા દેવા વિનાનો ડાકટર, ફીનો સગો ડાકટર–બેસી ગયો. તેની આંખમાંથી બે અશ્રુ સરી પડયાં.

* * *

આવાં કેટલાંએ કુમળાં ફુલ વણખીલ્યાં કરમાતાં હશે ! અને કેટલાએ અરુણો માત્ર અશ્રુ સારતા હશે !



# ભારતવર્ષમાં ભાષાઓનો સવાલ



[અનુસંધાન પૃષ્ઠ ૫૩૦ થી]

બીરાજતી હોય છતાં આપણાં હૃદયને સ્પર્શ કરી શકે નહીં. એ શબ્દોથી આપણને આપણા પૂર્વજોની સંસ્કૃતિની ઝાંખીએ થાય નહીં. કેટલાક ઉદાહરણ લઇએ "અહિંસા" શબ્દથી જે બુદ્ધદેવ અને જીન પ્રભુનાં સ્મરણો આપણા મનમાં સ્ફુરે છે તે શું "non-killing" માં સમાઇ શકાશે? આપણે ગુજરાતીઓ "બાપુ ગાંધી" કહી આપણા મહાન્ નેતાને સંબોધીએ છીએ એ "બાપુ" શબ્દનો અંગ્રેજીમાં એવો કોઇ અનુવાદ થઇ શકે જે આપણને તેટલોજ પ્રિય તેટલોજ હૃદયસ્પર્શી હોય? પ્રત્યેક દેશની ભાષામાં દરેક શબ્દની સાથે તેનો ઇતિહાસ જોડાએલો રહે છે એજ તે શબ્દની "શક્તિ" છે. આપણે બીજી ભાષામાં માત્ર શબ્દાર્થ આપી શકીએ પણ શક્તિ આપવી એ લગભગ અસંભવ વાત છે અને જ્યારે રાષ્ટ્રના વ્યક્તિગત જીવનનો સવાલ ઉભો થાય ત્યારે તો એ પ્રકારનો અનુવાદ તદ્દનજ લુખો ને ભાવહીન જણાવોજ જોઇએ.

અલબત્ત, અત્યારે આપણું રાષ્ટ્રીય જીવન મોટે ભાગે પાશ્ચાત્ય ભાવનાઓથી ભરપુર છે અને તેથી અત્યારે આપણને લાગે કે અંગ્રેજી ભાષાજ આપણા દેશની સામાન્ય ભાષા માટે કામ આવી શકે પણ એક વાર આપણા દેશને સંપૂર્ણ સ્વરાજ મેળવવા દો, એક વાર આપણા ભારતનું વ્યક્તિત્વ પ્રકાશવા દો, ને પછી જુઓ કે અંગ્રેજી ભાષા આપણે માટે કેટલી અધુરી પડશે. આપણા દેશનું સૌથી મોટું કાર્ય આપણા આર્ય આદર્શો સમસ્ત જગતમાં ફેલાવવાનું છે. ઉપનિષદ્ તથા ગીતા, વેદ તથા વેદાંત આપણે જ્ઞાનભુખ્યા પાશ્ચાત્ય દેશોને શીખાડવા છે, શું એ રાજવિદ્યા રાજગુહ્યમ્ માત્ર શબ્દથી અનુવાદ કરી એ શીખાડી શકાય? અને આપણે આપણાજ દેશમાં પાશ્ચાત્ય ભાષાદ્વારા એ રાજવિદ્યા પાછી સજીવન કરી શકીએ ખરા? અત્યારે જે અંગ્રેજી ભાષાનો મોહ લાગ્યો છે તેનું એકજ સબળ કારણ છે અત્યારે આપણા રાષ્ટ્રીય જીવન (national) માં માત્ર "કાઉંસીલો" અને "મહાસભા"ની ચળવળો સમાય છે આપણું રાષ્ટ્રીય જીવન (national life) કેવળ શાસન પદ્ધતિ (politics) અને અર્થશાસ્ત્ર (economics) માંજ સંકોચાઇ રહ્યું છે પણ સ્વરાજ્ય મળતાંજ એ જીવનમાં બધી દિશાએ વિકાસ થવોજ જોઇએ અને મનુષ્ય હૃદયની બધી ભાવનાઓ "રાષ્ટ્રિય જીવન"માં સમાશે ત્યારેજ અંગ્રેજી ભાષા કેટલી સંકુચિત છે તેનો ખ્યાલ આવશે, એ ભાષામાં આપણા દેશના આદર્શો, આપણી ભાવનાઓ આપણે માટે પ્રગટ કરવા માટે સમર્થ શબ્દો નથી. તો પછી એ ભાષા કેવી રીતે આપણી રાષ્ટ્રિય ભાષા થઇ શકે?

હવે સવાલ ઉઠે કે ભારતીય ભાષાઓ પૈકી કઇ ભાષા આ ઉચ્ચ સ્થાન ભોગવવા યોગ્ય છે એનો નિર્ણય તો ક્યારનો થઇ ચુક્યો છે વિવાદ કરવાની જરૂર છેજ નહીં. હીંદીને પ્રજાએ પોતે એ સ્થાન આપ્યું છે, અને એ સ્થાન આજ કાલનું નથી પણ અનેક સૈકાઓથી ચાલ્યુ આવેલું છે. આપણા દેશમાં કોઇ પણ પ્રાંત એવો નહીં હશે જ્યાં એ ભાષા જાણનારા અને સમજનારાઓ

સારા પ્રમાણમાં વસતા ન હોય.* મદ્રાસમાં પણ હીંદીનો પ્રચાર આજકાલ વિશેષ ઉત્સાહપૂર્વક થઇ રહ્યો છે. દ્રાવિડી ભાષાઓ મૂલમાં આર્ય ભાષાઓથી ઘણી જુદી પડે છે છતાં-એ આર્ય સંસ્કૃતિ તથા આર્ય ધર્મની છાયાં એ ભાષાઓ પર પણ મજબુત પડી છે તે કારણે દ્રાવિડી બોલનારને પણ હીંદી શીખતાં ઝાઝો વિલંબ તો થવો ન જોઇએ, અને ગમે તે હોય પણ આપણા દેશના દેશીઓ માટે અંગ્રેજી કરતાં હીંદી ઘણી વધારે સહેલી થઇ પડે એ તો નિર્વિવાદ છે. વળી દ્રાવિડી ભાષાઓ અને આર્ય ભાષાઓની પરસ્પર ઘણીક અસરો પડી છે જે ધીમેધીમે વિદ્વાનો અને ભાષાશાસ્ત્રીઓ ઉકેલી રહ્યા છે, અને તે પરથી એ બે ભાષાગોત્રમાં સાધારણ ધારવામાં આવે છે તે કરતાં ઘણુંક વધારે સામ્ય જણાય છે.

એક બીજો પ્રશ્ન હવે સુઝે છે—"હીંદી કે ઉર્દુ?" આપણા રાજ્યકર્તાઓ અને બીજા કેટલાક લોકોનુ કહેવું એ છે જે એ બંને ભાષાઓના પરસ્પર વિરોધ અને સ્પર્ધા એટલાં છે જે રાષ્ટ્રીય ભાષા માટે બીજાં કારણોને લીધે હીંદી ભલે લાયક હોય છતાં-એ એનો નિર્ણય સંતોષકારક થઇ શકેજ નહીં. એના મૂલમાં આપણો જુનો હીંદુ—મુસલીમ ઝગડો છે. ઉર્દુનો ઇતિહાસ જરા તપાસીએ. એ ભાષા દીલ્હીના તુઘલક વંશના સમયથી (૧૪ મા સૈકાથી) જણાયલી છે. જે મુસલમાનોની માતૃ ભાષા ફારસી હતી તેઓ જ્યારે આ દેશમાં આવી વસ્યા ત્યારે એ લોકોને દેશીઓ સાથે બોલ ચાલ કરવા માટે એક પ્રકારની "ખચડી"+ ભાષાનો ઉપયોગ કરવા માંડયો. પરદેશીઓ જ્યારે આ દેશની ભાષા બોલે ત્યારે અનેક પ્રકારનું મિશ્રણ તો થાયજ તેમજ તેમાં રસ પણ કંઇક વધુ પડે. પણ શહેનશાહ અકબરના સમયમાં ઉર્દુ ભાષાની ખરેખરી ઉન્નતિ થઇ. એ શહેનશાહે એ ભાષાનું સ્થાન સ્વીકાર્યું. એનું નામ "ઉર્દુ" (અર્થાત્—"લશ્કરી છાવણીની બોલી") સ્વીકાર્યું, અને એની ઉન્નતિ માટે અનેક પ્રયત્નો કર્યાં. તે સમયે મુસલમાન સામ્રાજ્ય અને ઇસ્લામી સંસ્કૃતિનું પ્રાબલ્ય હતું તેથી ઉર્દુનો વિકાસ બહુ ઝડપથી થયો અને લોકો ઘણા ઉમંગથી એ શીખવા લાગ્યા. જ્યારે અંગ્રેજો આવ્યા ત્યારે એ ભાષાએ દેશમાં પોતાનું સ્થાન પુરું જમાવ્યું હતું એટલે એઓએ પણ આવતાં સાથેજ એ ભાષાને આ દેશની મુખ્ય (અથવા રાષ્ટ્રિય) ભાષા તરીકે સ્વીકારી.

વાસ્તવિક રીતે જોતાં ઉર્દુ અને હીંદી વચ્ચે ફેર માત્ર શબ્દકોષનોજ છે, વ્યાકરણનો નહીં. ઉર્દુમાં બહુ મોટા પ્રમાણમાં ફારસી અરબી શબ્દો ઘુસી ગયા છે અને હીંદીમાં દેશી અથવા સંસ્કૃત શબ્દો [illegible] ભાગે છે. એજ રીતે હાલની આપણી ભાષાઓમાં અંગ્રેજી શબ્દોનું કેટલું પ્રમાણ છે તે તપાસીશું

* વસ્તીની ગણત્રીના રીપોર્ટ (Census Report) માં અંગ્રેજી વાંચી લખી શકે તેમના વિગતવાર આંકડાઓ અપાય છે. આપણે હીંદી બોલી તથા સમજી શકે તેવાઓની ગણત્રી ન કરી શકીએ?

+ આ શબ્દ માત્ર મિશ્રણને (જે રીતે ખીચડીમાં થાય છે તેવું) અર્થેજ લીધો છે. એમાં જરાએ કટાક્ષ કરવાનો મારો હેતુ નથી. મને ઉર્દુ ભાષા અને સાહિત્ય પ્રત્યે ઉંડો પ્રેમ છે.

તો ઉર્દૂમાં ફારસી શબ્દો કેમ આવ્યા તે ઝટ સમજાશે.

આપણા દેશના ઉદ્ધાર માટે એક મહા મંત્ર આપણા પરમપૂજ્ય બાપુજીએ આપણને શીખવ્યો છે હીંદુ–મુસલીમ ઐક્યના અને એ ઐક્યના સાધીએ તોજ સ્વરાજ્ય મળે–તોજ સ્વરાજ્યને લાયક આપણે ગણાઇએ, એવું એઓશ્રીએ કહ્યું છે અને એ ઐક્યતાનું આધારસ્વરૂપ આપણી ભાવિ રાષ્ટ્રીય ભાષા છે. એ હીંદીએ નહીં, ઉર્દૂએ નહીં, પણ એ બંને એક થઇ બનેલી હીંદુસ્તાની ભાષા થશે. અત્યારે જગેજગ જે હીંદીનો પ્રચાર થઇ રહ્યો છે તે બહુજ ઇચ્છવાજોગ છે છતાંએ જાણ્યે અજાણ્યે એમાં આપણા મુસલમાન ભાઇઓ તરફ વિરોધ હોવાનો ભાસ થાય છે સાધારણ રીતે જે હીંદીનો પ્રચાર કરવા કેટલાક મથે છે તે એટલી તો સંસ્કૃતમય છે કે સંસ્કૃત ન જાણનારને તે સમજમાં આવેજ નહીં એનું એક સુંદર ઉદાહરણ આપું. આશરે દસેક વર્ષ પર હું કાશીની સેંટ્રલ હીંદુ કૉલેજીએટ સ્કુલનો હેડ માસ્તર હતો ત્યારે વિદ્યાર્થીઓ માટે કેટલાક નિયમો મે અંગ્રેજીમાં લખી કાઢયા (તે સમયે હું હીંદી ઝાઝી જાણતો ન હતો) પછી મેં મારા હીંદી પંડિતજીને કહ્યું જે "નાના છોકરાઓને એ સમજવું મુશ્કેલ પડશે માટે તમો એ હીંદીમા લખી આપો" બીજે દિવસે પંડિતજી હીંદી નિયમો લઇ આવ્યા. તે છપાવીને નાના છોકરાઓમાં વહેંચાવ્યા. ત્યાર પછી બધા નાના છોકરાઓ મારી પાસે અંગ્રેજી નિયમો માગવા આવ્યા; કારણકે તેમને પોતાની માતૃ ભાષામાં લખાએલા નિયમો કરતાં અંગ્રેજી નિયમો સમજવા વધુ સહેલ માલમ પડયા! એમાં હીંદીનો વાંક ન કહેવાય પણ સંસ્કૃત વિશેષ પ્રમાણમા ભેળાએલું હોવાથી આવી સ્થિતિ વારવાર ઉપસ્થિત થાય છે સંસ્કૃત ભણેલા પંડિતોની સભામાં એ પ્રકારની ભાષા ચાલી શકે, પણ સાધારણ માણસને એ ન ખપે. આમ કરી આપણા મુસલમાન ભાઇઓ એ પ્રકારની હીંદી લગારે સમજી શકે નહીં * એથી ઉલટુ સકેનાના મોલવી સાહેબો જ્યારે ભારોભાર અરબી ને ફારસી શબ્દોથી મંડિત ઉર્દૂ બોલે ત્યારે માત્ર મુસલમાનો અને અરબી ફારસી ભણેલા હિંદુઓજ તે સમજી શકે એ બંને પ્રકારની ભાષા રાષ્ટ્રિય ભાષા હોય શકેજ નહીં એટલે કે શુદ્ધ હીંદી અને શુધ્ધ ઉર્દૂ કદી પણ આ દેશમા અત્યારે ભાવી શકેજ નહીં આપણી રાષ્ટ્રિય ભાષા માત્ર સંસ્કૃત જાણનારા પંડિતો માટે અથવા અરબી જાણનારા મોલવીઓ માટે નથી પણ સામાન્ય જનસમાજ માટે છે અને એ સાધારણ માણસ સમજી શકે તેવી સહેલ ભાષા પોતાની મેળેજ ઉત્પન્ન થશે. કોઇ પણ સમાજ અથવા સંસદ ઠરાવ પસાર કરવે ભાષાઓની ઉત્પત્તિ થતી નથી, પણ સાધારણ જનસમાજના વપરાશથી ભાષાઓ બને છે જેટલા પ્રમાણમાં આ દેશના સાધારણ માણસોએ ભાષા સમજી શકે તેટલાજ પ્રમાણમા એ ભાષાનો વિકાસ થાય એમસે શુધ્ધ સંસ્કૃતમય હીંદી અથવા શુધ્ધ ફારસી અરબીથી ભરપુર ઉર્દૂને માટે એમા સ્થાનજ નથી. એથી આ આપણી રાષ્ટ્રિય ભાષાને "હીંદુસ્તાની"

* પારસીઓ તો જુદાજ છે।

કહેવી. જેથી હીંદી-ઉર્દુનો કૃત્રિમ ઝગડો મટે અને આપણા દેશનું નામ પણ એ ભાષાના નામમાં જળવાએલું રહે.

અત્યાર સુધી આપણે જોયું જે આપણા દેશમાં દરેક પ્રાંત માટે તે પ્રાંતની દેશી ભાષા પહેલે ખીલવવી જોઇએ અને સામાન્ય રાષ્ટ્રિય ભાષા તરીકે "હીંદુસ્તાની" ખીલી રહી છે. પણ હજી એક બીજો સવાલ ઉભો થાય છે. આ દેશને પૃથ્વીનો ઉધ્ધાર કરવાનું કાર્ય નિર્માણ થએલું છે. મનુષ્યે ઇશ્વર કેમ થવું એ આપણે સમસ્ત સંસારને શીખાડવું છે. અને એ પાઠ શીખાડવા, તેમજ પૃથ્વીના બીજા દેશો સાથે અનેક પ્રકારના સંબંધો જોડવા કાજે આપણને એક એવી ભાષાની અગત્ય છે જે સમસ્ત ભૂમંડલમાં પ્રચલિત હોય અને જેમાં જોઇતું સામર્થ્ય પણ હોય, એવી માત્ર એકજે ભાષા આપણને પૃથ્વીમાં જડે છે તે અંગ્રેજી ભાષા છે.* અંગ્રેજી સામ્રાજ્યનો વિસ્તાર, અંગ્રેજ પ્રજાનો વ્યાપાર વણજ, અંગ્રેજી ભાષાનું વિશાલ સાહિત્ય, અને એ સાથે અંગ્રેજોની પોતાની ભાષા પ્રત્યે પ્રીતિ અને બીજી ભાષા શીખવા તરફ ઉદાસીનતા એ બધાં કારણો ભેગાં મળવે અંગ્રેજી ભાષાને "જગત્ ભાષા" ( world-language ) નું પદ પ્રાપ્ત થઇ રહ્યું છે. અનેક વિદ્વાનોએ કૃત્રિમ ભાષાઓ રચવાના પ્રયાસો કર્યા છે જેમાં "એસ્પેરાન્ટો" (Esperanto) ની કૃતિ ઘણીજ જાણવાજોગ છે.† પણ ભાષા શાસ્ત્રની દૃષ્ટિએ જોતાં કોઇ પણ કૃત્રિમ ભાષાનો સ્વીકાર સામન્ય જનસમાજ કદી કરે નહીં. એ રીતે જોતાં "કુદરતી ભાષાઓ" (natural languages) માં માત્ર અંગ્રેજી જ આ મહાન્ પદ પર બીરાજવા લાયક છે. આપણે કદાચ આપણા સ્વદેશ પ્રેમથી દોરવાઇ પુછીએ કે આપણી હીંદુસ્તાનીજ કાં નહીં? તેનો જવાબ માત્ર એજ છે કે આપણા દેશનું સ્થાન વિદેશમાં હજી એટલું ઉચ્ચ ગણાતું નથી, જેથી કરી આપણી ભાષાનો પરદેશીઓ સ્વીકાર કરે. અને આપણી દેશી ભાષા સમસ્ત ભૂમંડલમાં સ્વીકારાય ત્યાં સુધી થોભી જવાનો આ સમય નથી. ઇશ્વરે આપણા દેશને ઇંગ્લેંડ સાથે આવા ગાઢા સંબંધે જોડ્યો છે તેનું કારણ એજ કે એક દેશ પોતાની રાજવિદ્યા આપે અને બીજો પોતાની ભાષા આપે. અંગ્રેજી ભાષામાં આ વિષય માટે યોગ્ય શબ્દો નથી એ ખરી વાત, માટે આપણે ઘણાક શબ્દો આપણા પોતાનાજ રાખી પરિભાષા આપવી પડશે-જેમ કે આત્મા, ધર્મ, કર્મ, યોગ, ઇત્યાદિ એ શબ્દો તો અત્યારથીજ પાશ્ચાત્ય ભાષાઓમાં પ્રચલિત થઇ ચુકયા છે અને હવે તે માટે આપણને જરાએ સંદેહ રાખવાની જરુર નથી. ઇશ્વર નિર્મિત કાર્ય પરિપૂર્ણ થાય માટેજ ભારતવર્ષને સ્વરાજ્ય જોઇએ છે. અને એ માટેજ ગાંધીજી જેવા વીર આપણા દેશમા જન્મ્યા છે. આપણા આર્ય આદર્શ-

* એ બાબે કલકત્તામાં પ્રગટ થતા "નવરોઝ" પત્રના છેલ્લા દીપોત્સવી અંક (તા. ૯-૧૧-૨૩) માં મારો લેખ (The Problem of a World Language) જુઓ. આ લેખનો ગુજરાતી અનુવાદ થોડાક સમય પછી "ગુજરાત" માં હું મોકલવા ધારું છું. તેટલામાં વાંચકગણ કૃપા કરી આ વાતનો સ્વીકાર કરે એ વીનંતી છે.

† એ ભાષાનો મને જાતે પુરો અનુભવ થયો છે.




મહાત્મા શેખ સા'દી: લેખક: રા. સાદીક, પ્રકાશક: ઇરીક સાહિત્ય કાર્યાલય, મુંબાઇ મૂલ્ય રુ. ૧-૮-૦.

આ લઘુ પરંતુ અતિ ઉપયોગી પુસ્તકદ્વારા રા. સાદીકે એશીઆની પ્રખ્યાત ઉર્દુ વિદ્યાપીઠ નીઝામીયાના અધ્યાપક, બોસ્તાન અને ગુલીસ્તાનના લેખક મહાત્મા શેખ સા'દીનું અનેક અવનવી ઘટનાઓથી ગ્રથિત સાધુ જીવનચરિત્ર આપ્યું છે.

મહાત્મા શેખ સા'દી બારમા શતકમાં થઇ ગયા. તેઓ એક પવિત્ર ફકીરજ નહીં પરંતુ વીર લડવૈયા અને ઉમંગી મુસાફીર પણ હતા. જ્ઞાનના તેઓ ભંડાર હતા અને ફારશી સાહિત્યમાં તેઓ તે સમયના અદ્વિતીય શાયર હતા.

પ્રસ્તુત પુસ્તકના લેખક જન્મથી આરબ હોવા છતાંએ ગુજરાતી ભાષાને સેવી જે કૈં રજુ કર્યું છે તે આવકારપાત્ર અને સ્તુત્ય છે. ઉર્દુના ગાઢ સંબંધી ગુજરાતી સાક્ષર રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ પ્રસ્તાવના લખી ઇષ્ટ પુસ્તકપરિચય કરાવ્યો છે.

બે નાટકો: લેખક: સ્વ. કાંત, પ્રકાશક: સૌરાષ્ટ્ર કાર્યાલય મૂલ્ય: રુ. ૧-૦-૦.

આ પુસ્તકમાં, આજ માસિકમાં ગયે વર્ષે કટકે કટકે પ્રસિદ્ધિ પામેલું ' રોમન સ્વરાજ્ય' અને 'ગુરુ ગોવિંદસિંહ' નામનાં નાટકો છે.

બન્ને નાટકોનું વસ્તુ જુદું જુદું છે, પરંતુ ઉદ્દેશ સરખો છે. અને બંનેમાં પ્રજાની ક્રાંતિનાં દર્શન કરાવવામાં આવ્યાં છે. બંનેમાં નાટ્યકલા સર્વાંગે શોભતી નથી પરંતુ કેટલીક જગાએ અનપેક્ષીય ક્ષતિઓ આવતાં લબ્ધપ્રતિષ્ઠ કલાકારની આ કૃતિઓને ઉત્તમ કૃતિઓ કહેતાં જરા સંકોચાવું પડે છે. અમે ઈચ્છીએ છીએ કે આવી જાતનાં નાટકો કલાની વિકૃતિ તથા વિષય અને વાસનાઓનાં ધામ બની રહેલ આધુનિક નાટ્ય ગૃહોને નવગુજરાતની સાંસ્કારિક રંગભૂમિઓમાં સત્વરે પરિણિત કરશે.

બુઝાતો દીપક: અનુવાદક રા. કકલભાઇ કોઠારી પ્રકાશક: સૌરાષ્ટ્ર કાર્યાલય. મૂલ્ય રુ. ૦-૬-૦.

મુસલમાન રીયાસતના છેલ્લા વંશજ અને દીલ્હીના છેલ્લા હીંદી રાજવીની અનેક રસથી રસેલી આ જીવન કથા છે.

રાજપુતાનાનાં આંસુ: અનુવાદક, પ્રકાશક અને મૂલ્ય ઉપર મુજબ.

રાજપુતાનાની પ્રજાએ સહેલાં અનેક સંકટોની અને તેની વહારે ધાનાર જુવાનીના મસ્ત દિવસોથી છેક બુઢાપાના શાંત દિવસ સુધી અથાગ શ્રમ

ગુજરાત પ્રાંતિક પ્રજાપતિ સભા બંધારણ તથા સ્થાપના અને પ્રથમ સંમેલનનું કાર્ય-વર્ણન પ્રકાશકઃ ગુ. પ્રાં. પ્રજાપતિ સભા તરફથી મંત્રી, રા. જીવનગ પ્રજાપતિ, અમદાવાદ;

સાહિત્ય ઉત્તેજક સમાજઃ ૧૯૨૪ ના વર્ષનું નિવેદન પ્રકાશકઃ મંત્રી સા. ઉ. સ., રતિલાલ કચરાભાઇ પરીખ.

મહર્ષિ શતાબ્દિ અંકઃ પ્રકાશકઃ રા. નાનાભાઇ રણછોડજી દેસાઇ તથા રા. ખંડુભાઇ ભીમભાઇ દેસાઇ મૂલ્યઃ રૂ. ૦—૮—૦.

——:o:——

## ગ્રાહકોને

**ચૈત્ર માસથી** 'ગુજરાત' નું નવું વર્ષ શરૂ થાય છે. ગ્રાહકોને **લવાજમના પૈસા મનીઑર્ડરથી** મોકલી આપવા વીનંતી છે. વી. પી. કરવામાં કાર્યાલયને અને ગ્રાહકોને અનેક જાતની અડચણો આવે છે. પોષ્ટ ઑફીસ અમુકજ સંખ્યામાં વી. પી. સ્વીકારતી હોવાથી વી. પી. મોકલતાં અસાધરણ વિલમ્બ થાય છે અને ઘણી વખત બીજા માસનો અંક પ્રકટ થતાં સુધીમાં વી. પી. નાં નાણાં અમને મળી શકતાં નથી.

